# જીવનવ્યવસ્થા

કાકાસાહેબ કાલેલકર




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ-૧૪

# જીવનનિષ્ઠ વ્યવસ્થાનું સ્વરૂપ

જેને જીવન જીવવું છે એણે પોતાના અને પોતાની આસપાસના લોકોના જીવનનો અને ઉન્નતિનો વિચાર કરવો જ જોઈએ આપણી ભક્તિનો મુખ્ય વિષય જ જીવન છે. પુરુષાર્થ માટેની આપણી મૂડી પણ આપણું જીવન જ છે. જેને આપણે સેવા કહીએ છીએ, તે પણ પોતાના જીવન દ્વારા પોતીકાઓના જીવન સુખી અને સમૃદ્ધ કરવાના જ પ્રયત્નો હોય છે જીવનશુદ્ધિ, જીવનવૃદ્ધિ, જીવન-સમૃદ્ધિ, જીવનવિકાસ અને જીવનની કૃતાર્થતા એ જ આપણા ચિંતનનો અને પુરુ-ષાર્થનો વિષય હોય છે. આપણા યુગના મહાન કવિએ જે જે ગાયું તે બધું જીવન-દેવતાની પોતાની ઉપાસના જ છે એમ એમણે અનેક વાર કહ્યુ છે

પ્રાચીન સસ્કૃતિની ભક્તિ કરનાર ભારતના જીવન પરનો કાટ કાઢી નાખી એને ફરી વાર નવજીવન કરવાના પ્રયત્નમા ગાંધીજીએ જે લખાણ કર્યું તેને માટે પણ એમણે નવજીવન એવુ વ્યાપક નામ જ ધારણ કર્યું તેઓ પણ ઉન્નત જીવનના જ ઉપાસક હતા ધર્મ, રાજકારણ, સમાજકારણ, અર્થવ્યવસ્થા, આરોગ્ય, સાહિત્ય, સગીત, કલા—બધુ જ જીવનના સસ્કાર માટે છે જ્યારે આપણે જીવન પૂરુ કરી ભગવાન આગળ ઊભા રહીશુ, ત્યારે પણ આપણે જવાબ આપવો પડશે 'પોતાના જીવનનુ શું કર્યું?' એને વિષે જ

આવા જીવનપરાયણ વાતાવરણમા રહીને વખતોવખત લખેલા મારા લેખો જ્યારે પ્રકાશિત કરવાનુ નવજીવને નક્કી કર્યું ત્યારે એ એક જીવનમાળા છે માટે દરેક સંગ્રહના નામનો જીવન સાથે કંઈક સંબંધ હોવો જોઈએ એમ મને સૂચવવામા આવ્યું: મને એ વસ્તુ ગમી અને તેથી જ 'જીવનવિકાસ', 'જીવનભારતી', 'જીવનનો આનંદ', 'જીવનચિંતન', 'જીવનપ્રદીપ' વગેરે નામો મેં સ્વીકાર્યાં આવા નામોમાં એકના-એકપણાનો દોષ આવે છે, એ જાણતાં છતા હુ મૂળ સંકલ્પને વળગી રહ્યો અને ધર્મચિંતન, ધર્મરહસ્ય, વિવિધ ધર્મો અને એમને માટે સ્થાપેલા મદિરો, તેમ જ આપણા ધર્મગ્રથો વિષે લખેલા આ લેખોને 'જીવનવ્યવસ્થા'નું વ્યાપક નામ આપી આ સંગ્રહને પ્રજા આગળ મૂકુ છુ.

ઘણાં વરસ પહેલાં લખેલા આ લેખો, પુસ્તકાકારે છાપવા માટે જ્યારે ફરી વાર જોઈ ગયો ત્યારે જાણે બીજા કોઈના જ લેખો હુ જોતો અને તપાસતો હોઉં એટલી અલિપ્ત તાજગી મેં અનુભવી. અને પારમાર્થિકપણે કરેલા આ બધા વિચારોનો જાણે નવેસર મહત્વ સાધતાં મને ઘણો સતોષ મળ્યો છે પોતાના જ લેખો વાંચતાં પોતાને આટલો સતોષ મળે એ કેવું?–એવો વિચાર મનમા આવતાંની સાથે

એકાએક સ્મરણ થયું કે, પ્રાર્થનાસમાજના નેતા મહાપંડિત ડૉ ભાંડારકરે પણ પોતાનાં ધર્મપ્રવચનો છાપવા માટે તૈયાર કરતાં એવો જ સંતોષ વ્યક્ત કર્યો છે

આ લેખસંગ્રહમા મેં જે ધર્મચિંતન કર્યું છે તે આપણા ઋષિમુનિઓના અને સંતમહાત્માઓના સાહિત્યના ભક્તિનમ્ર પણ સ્વતંત્ર અધ્યયનમાંથી જ ઉત્પન્ન થયું છે એ જૂનું સાહિત્ય વાંચતાં અને એમાં પેઢી દર પેઢી સંસ્કૃતિનો જે પરંપરિત વિકાસ થતો ગયો તેનું ચિંતન કરતા વર્તમાનકાળના આપણા પુરુષાર્થની દિશા જડી અને ભવિષ્યની પણ થોડીઘણી ઝાંખી થઈ

પરંપરાનો અર્થ એ નથી કે જૂનું જ સાચવવું, એને જ વળગવું અને એ જ વાગોળવું, પરંપરા એટલે જૂના ચણતર ઉપર નવા નવા મજલા ઊભા કરવા અને એ નવી ઊંચાઈએથી દૂર દૂર સુધી જોવાની સગવડ મેળવવી પરંપરા એટલે સુધારાવધારા સ્વીકારતો અખંડ પ્રવાહ મારુ શરીર જે મને મળ્યું અને જે સસ્કારો મેં વારસામાં મેળવ્યા, તેને માટે હુ મારી કુળપરંપરાને આભારી છુ એ કુળપરંપરા એટલે શું? મારા કુળના જેટલા પૂર્વજો પરણ્યા તે બધાએ બીજા જ કોઈ અલગ અલગ કુળોની દીકરીઓ એમના સંસ્કારો સાથે પોતાના ઘરમાં આણી અને એ રીતે ભિન્ન ભિન્ન કુળના સંસ્કારોનો સમન્વય સાધ્યો આ સમન્વયમાં નવીનતાનું પ્રમાણ પૂરતું હોય એટલા માટે, પૂર્વજોએ નિયમ કર્યો કે પરણવું હોય તો પોતાના કુળમાં નહીં, પોતાના ગોત્રમા પણ નહીં, અમુક અમુક અત્યત નજીકના સંબંધો ટાળીને જ પરણવું જોઈએ એમાં એટલું જ જોવાનું કે (૧) પોતાની રહેણી—એટલે કે પોતાના સંસ્કારો, (૨) પોતાની કરણી—એટલે કે પોતાના ધંધા પરત્વેનો તમામ પુરુષાર્થ, અને પોતાની (૩) વિચારસરણી—એટલે કે પોતાની સંસ્કૃતિની જીવનદૃષ્ટિ—એ બધાને અનુકૂળ આવે એ રીતે જ પુરુષે સ્ત્રીની અને સ્ત્રીએ પુરુષની પસંદગી કરવી જોઈએ (ખાવામાં આપણે જાતજાતની વસ્તુઓ ધાન્ય, કઠોળ, શાકભાજી, મસાલા અને અનેક વસાણા ભેગાં કરીને ખાઈએ છીએ તેમા આયુર્વેદ કહે છે કે એ મિશ્રણમા 'વિરુદ્ધ અશન' ન થાય એટલું તો ખાસ જોવુ જોઈએ નહીં તો હેડકી આવે, પેટમા વાયુ થાય અને સ્વાસ્થ્ય બગડે)

કુળપરંપરામા જેમ આપણે દરેક વિવાહ સાથે બીજા કુળના સસ્કારો આગ્રહપૂર્વક દાખલ કરીએ છીએ, તે જ રીતે તીર્થયાત્રા દ્વારા આપણે વિશાળ સામાજિક જીવનની વિવિધતા નિહાળીએ છીએ, અને તેમાથી જે સારુ સારુ જડે તે લઈએ છીએ અને આત્મસાત્ કરીએ છીએ, ઉપરાત પેઢી દર પઢીએ સસ્કારોમાં સુધારાવધારા તો ચાલે જ છે

આપણા પૂર્વજોએ માનવસ્વભાવની ખાસિયતો જોઈ અને રુચિનું વૈચિત્ર્ય સ્વીકારી અનેક જાતની ઉપાસનાઓ સૂચવી આમ શૈવ, વૈષ્ણવ, શાક્ત એ ત્રણે જીવન સસ્કૃતિના જ ત્રણ પ્રકાર છે જ્ઞાન, કર્મ, ભક્તિ એ જીવનસાધનાનાં જુદા જુદા પ્રસ્થાનો છે ચાર વર્ણો એ જીવનસિદ્ધિના અને સમાજસેવાના ચાર અંગો છે ચાર આશ્રમ એ જીવનવિકાસના ચાર તબક્કા છે એ બધા મળીને વિરાટ જીવન ખીલે છે

આવી વિવિધ વ્યવસ્થાને લીધે જીવનમાં જ્યારે એકાગ્રતા આવવા લાગી ત્યારે આપણા સંસ્કૃતિધુરીણોએ આપણને એ બધાનો સમન્વય શીખવ્યો પંચાયતન પૂજામાં બધા જ દેવોની એકસામટી પૂજા કરવાની હોય છે એ જ પરંપરા જો આગળ ચલાવવી હોય તો આપણે કહીશું કે આપણી પ્રાર્થના ત્યારે જ પૂરી થાય જ્યારે એમાં હિંદુ સંસ્કૃતિનાં બધાં અંગો તો આવે જ, પણ એમાં પારસી, યહૂદી, ઈસાઈ અને ઇસ્લામી ઉપાસનાને પણ સ્થાન અપાય પરંપરામાં જૂનામાંથી જે ટકે એમ હોય તે સાચવવી એને નવું રૂપ આપવાનું અને એમાં નવું નવું જે કાંઈ ભળી શકે તે ઉમેરવાનું અને એકજીવ કરવાનું હોય છે જેમ છોડ ઊગીને વૃક્ષ થાય છે, નાના બાળકમાંથી પુરુષાર્થી ભડવીર ખીલે છે, તેમ જ દરેક જમાનાની અને દરેક દેશની સંસ્કૃતિ જૂનામાં પરિવર્તન કરી, અને નવું આત્મસાત્ કરી નવજીવન સાધે છે

સાપ જ્યારે કાચળી ઉતારે છે, ત્યારે તે પોતાના શરીર પ્રત્યે બેવફા નથી હોતો પણ જે જીર્ણ થયું, પ્રગતિને બાધક નીવડયું, તેટલું જ પાછળ રહેવા દઈ તે જોશભેર આગળ વધે છે તાજેતરમાં કાચળી ઉતારીને જુવાન થયેલો સાપ કોઈ વાળે જોયો છે? શી એની કાંતિ! શો ચળકાટ! અને શી સ્ફૂર્તિ! ઘડી પહેલા જેની આખો નિસ્તેજ દેખાતી હતી અને ઘડપણને લીધે જે જેમતેમ શરીર ઘસડતો જતો હતો, તે જ જાણે પવનનો સ્પર્શ પણ અસહ્ય લાગતો હોય એવા વગથી દોડવા માંડે છે! એવું દૃશ્ય જ્યાર મેં જોયું ત્યારે જ હું સમજી ગયો કે સંસ્કૃતિનિષ્ઠા એટલે કાચળીનિષ્ઠા નહીં

•

શૈવ, વૈષ્ણવ, શાક્ત આદિ ઉપાસનાની વિવિધતા ખીલવ્યા પછી આપણે ત્યાં બૌદ્ધ અને જૈન જીવનદૃષ્ટિનો વિકાસ થયો એ પુરુષાર્થે અમુક જમાનાઓ સુધી જાણે આખા રાષ્ટ્રને ઘેરી લીધું એમાં પણ મહાયાન સંપ્રદાયે શાક્ત અને બૌદ્ધ દૃષ્ટિ ભેળવી એમાંથી જાતજાતની ખીચડીઓ રાંધી અહીં જૈનોએ પણ શક્તિ ઉપાસના સાથે માંડવાળ કરવાની આવશ્યકતા જોઈ હિંદુ સમાજે નિગમ આગમ અને તંત્રોને ભેળવી દીધાં લોકરુચિને સંતોષવા ખાતર ઘેલા થઈ આપણે કોણ જાણે જાતજાતના કેટલા વ્રતો, ઉત્સવો અને તહેવારો ઉપજાવી કાઢયા આપણાં દેવ દેવીઓની સંખ્યા ભારતની લોકસંખ્યા કરતાં ઊતરતી ન જ નીવડ!

આપણે વિવિધતાના એ તા બધા રસિયા છીએ કે નવું નવું ઉમેરતા જ જઈએ છીએ અને જૂનું કશું છોડતા નથી કાચળી તો શું, મરેલો સાપ પણ કામનો છે એમ સમજી એને સંઘરવામાં આપણે માનીએ છીએ!

ઉપાસનાનો આ આખો વિસ્તાર સહન કરવો પડતો હતો આખર બિચારા ભગવાનને જ એટલે એણે અકળાઈને આપણે ત્યાં ઇસ્લામને મોકલ્યો, જે ઇસ્લામની સ્થાપના જ ત્રણસો સાઠ ગોખલામાંથી ત્રણસો સાઠ દેવદેવીઓને નીચે પાડીને થઈ હતી ઇસ્લામની મૂર્તિભંજક એકેશ્વરી ઉપાસનાથી પ્રભાવિત થઈ આપણે

શીખપંથ, બ્રાહ્મસમાજ, પ્રાર્થનાસમાજ અને આર્યસમાજ જેવા સમાજો સ્થાપીને આપણે આપણા ઘરની એકેશ્વરી ઉપાસના આગળ કરી પણ ભારતીય માનસ જ એવું છે કે સુધારક હોય કે ઉદ્ધારક—જે આવે તે દરેકને નમસ્કાર કરી એને માટે એક ગોખલો તૈયાર કરી આપે છે તમને પણ અમારે ત્યાં આદરનું સ્થાન હશે પણ તમારે 'બધામાંના એક' થઈને રહેવાનું ગમશે 'બધાની જગ્યાએ એક' એ સૂત્ર આપણે ત્યા ચાલ્યું નથી અને ચાલશે એમ વાગતું નથી આપણી સંસ્કૃતિ જ વૃક્ષરૂપી સંસ્કૃતિ છે એમાં શાખાઓ, પ્રશાખાઓ, ડાળો અને પાદડાનો વિસ્તાર વધવાનો જ એટલે આપણે ડાહ્યા હોઈએ તો બધાને પોષણ આપનાર થડનો પણ વખતોવખત વિચાર કરીએ અને એ થડ મોટુ પહોળુ થાય એટલા માટે દર વખતે કુદરતી રીતે ફાટી જનાર એની છાલનો પણ વિચાર કરીએ અને જેટલી શાખાઓ ફૂટે અને વધે તે બધાને આવકાર પણ આપીએ

આપણાં મંદિરો એટલે આપણા ધર્મજીવનના વિકાસ માટે અને એમાંથી આનંદ મેળવવા માટે ઊભી કરેલી એક વખતની જીવતી સંસ્થાઓ ઉત્સાહ અને ઉત્સવ વધારવા માટે સ્થાપેલા આ મંદિરોમા પણ ગૂંગળાવનાર રૂઢિનિષ્ઠાને કારણે આપણો ઉત્સાહ માઈ ન શકયો તે ચાર દીવાલમાંથી બહાર છટકી ગયો અને એણે નવાં નવાં રૂપો ખોળી કાઢયા આપણા મંદિરોનો મુખ્ય બોધ એ જ છે કે ધર્મ, ધર્મવિમર્શ અને ધર્માનંદ ચાર દીવાલની અંદર સમાઈ ન શકે, ગોંધાઈને રહી ન શકે જીવનવ્યવસ્થા સાથે આપણે આપણી મંદિરવ્યવસ્થા પણ બદલવી જોઈએ એક જ મંદિરમાં અથવા એના પ્રાંગણમા અનેક દેવદેવીઓને બેસાડવા સુધી તો આપણે ગયા જ છીએ

હમણા હમણાં આપણી પ્રાર્થનામાં બધા ધર્મોની ઉપાસના આપણે દાખલ કરી ત્યાર પછીનું પગલું એ જ હોઈ શકે કે આપણા ઉત્સવોમાં બધા ધર્મના લોકોને આપણે નોતરીએ અને એમના ઉત્સવોમા આપણે પરાયા તરીકે નહીં પણ એમના સ્વકીય થઈને દાખલ થઈએ આપણને એ આવડશે, અને ભારતમાં એ વસ્તુ બરાબર જામશે

જીવનનો જેમ જેમ વિકાસ થતો જાય તેમ તેમ એની વ્યવસ્થા પણ બદલાવી જોઈએ, વિશાળ અને ઉદાર થવી જોઈએ એ આદર્શ સેવીને જ હુ પહેલેથી આજ સુધી ધર્મોનું ચિંતન કરતો આવ્યો છુ ગાંધીજીની પ્રવૃત્તિ મારી આ વૃત્તિને અનુકૂળ આવી તેથી જ એમનું આમંત્રણ મેં સ્વીકાર્યું આશ્રમજીવનમા મને મારા વિકાસ માટે પૂરતો અવકાશ મળ્યો અને મેં જોયુ કે ગાંધીજી તો આશ્રમને વ્યાપક કરવા માટે એની દીવાલો પણ તોડે એવા છે ગાંધીજીની જીવનનિષ્ઠાએ કોઈ કાળે વ્યક્તિના કે સમાજના વિકાસને રોકયો નથી એ તો હમેશા ભવિષ્યના ઉપાસક રહ્યા ભૂતકાળનો વારસો વર્તમાનકાળના પુરુષાર્થમા એવી રીતે વાવો કે જેથી ભવિષ્યકાળને

સમૃદ્ધમાં સમૃદ્ધ દ્વાર મળી શકે, એ એમની અભિલાષા હતી એમનો ધર્મ ભારતનું ભવિષ્ય ઘડી આપનારો ધર્મ હતો એ ધર્મ નિત્ય વર્ધમાન ધર્મ છે એને પ્રશ્ન પરત્વે નવી નવી વ્યવસ્થા સૂઝે છે એ જાણે છે કે વ્યવસ્થા વખતોવખત ફેરવીએ નહીં તો જીવનમાં અવ્યવસ્થા જ જામવાની, અને પછી જીવનવિકાસ વણસી જવાનો વ્યવસ્થા વગર જીવન ટકે નહીં, વધે નહીં એ ખરુ પણ વ્યવસ્થાએ હમેશ જીવનને વફાદાર રહી સમયોચિત પલટાઓ સ્વીકારવા જોઈએ·

૨

મારા વ્યાખ્યાનોના મેં પ્રાણ નાના નાના ન ાવડભર્યા વિષય પ્રમાણે નાની નાની ચોપડીઓમાં પ્રગટિત થવા જોઈતા હતા પણ સ્વરાજ્યની હિલચાલમા અને વહતની ધમાલમા એટલા વખત કોને મળે? એટલે પ્રકાશન મંદિર સાથે સંબંધ ધરાવનાર બંધાઓએ નક્કી કર્યું કે જેમ બને તેમ લેખો મોટા મોટા સગ્રહોમાં એક વાર પ્રકાશિત કરવા એ રીતે બધા લેખો હુ એક વાર જોઈ જાઉં, સુધારી આપું અને એમને અગે મારે જે કાંઈ કહેવું હોય તે કહી દઉં ત્યાર પછી નવરાશે એમાંથી અધ્યયનની દૃષ્ટિએ ઉપયોગી થાય એવી નાની નાની ચોપડીઓ ગમે ત્યારે પ્રકાશિત કરી શકાય. એ કામ યથાકાળે બીજાઓ કરી શકે

અને આ મોટા સંગ્રહો પણ મેં કયા તૈયાર કર્યા છે? શ્રી ચદ્રશકર શુક્લ, સ્વામી આનંદ, શ્રી જુગતરામભાઈ વગેરે ઉત્સાહી સ્નેહીઓએ પ્રારભ કર્યો અને એ કામ ચીવટપૂર્વક આગળ ચલાવવાનું બીડુ શ્રી જેઠાલાલ ગાંધીએ ઝડપ્યું કોણ જાણે કયા કયાથી આ બધા લેખો એમણે ભેગા કર્યા! આ ચોપડીના છેલ્લા વિભાગમાં પ્રાસંગિક અને પ્રકીર્ણ લેખોને સ્થાન આપ્યું છે જે લેખો ધર્મો, ધર્મરહસ્ય, ધર્મગ્રથ ધર્મમંદિરોમા દાખલ ન થઈ શકે અને છતા જે અસ્પૃશ્ય નથી એવા થોડાઓને આ સગ્રહમાં આવવા દીધા છે હેતુ એટલો જ કે પુસ્તકમાં આવ્યા હશે તો એમની આવરદા વધશે અને બચાવ જ કરવા બેસીએ તો કયો લેખ અને કયો વિચાર જીવનવ્યવસ્થા સાથે સંબંધ ધરાવી ન શકે?

ધર્મ એ વસ્તુ જ આદરણીય હોવાથી એના ચિતન પ્રત્યે પણ લેખકના મનમાં આદર હોવો જોઈએ અને તેથી આદર અને નમ્રતા બેનાં મિશ્રણ સાથે 'જીવનવ્યવસ્થા'ને વાચકોના હાથમા મૂકવાની તક અને રજા લઉં છુ

આજના નવા લોકોમા ધર્મ પ્રત્યે કોક કોક વાર અનાસ્થા દેખાય છે પણ મેં જોયું છે કે એમની જીવનનિષ્ઠા એ અનાસ્થાને ટકવા દેતી નથી અને તેથી જ હુ માનું છુ કે નવો જમાનો પણ આ ચિતનમાં ભાગ પડાવવા તૈયાર થશે

ગાંધી સન્નિધિ, નઈ દિલ્હી — કાકા કાલેલકર

ગાંધી જયતી, ૧૯૬૩

# અનુક્રમણિકા



## ખંડ પહેલો: વિવિધ ધર્મો



## ખંડ બીજો: ધાર્મિક સુધારણા

## ખંડ ત્રીજો : ધર્મગ્રંથો વિષયક



## ખંડ ચોથો : રહસ્યનું ઉદ્ઘાટન

## ૧

# બન્ને ધર્મો અનાદિ

મારા માનવા પ્રમાણે જૈન ધર્મ અને વૈષ્ણવ ધર્મ બન્ને અનાદિ છે એટલે કે બન્ને વેદ જેટલા જ જૂના છે બન્ને ધર્મના મુખ્ય મુખ્ય સિદ્ધાંતો તો મનુષ્ય-હૃદયમા જ્યારે ધર્મસ્ફુરણા જાગી ઊગી ત્યારના જ છે. ભાગવતમા ઋષભદેવનું વર્ણન તો છે જ પણ હું તો અહિંસાધર્મ એટલે જૈન ધર્મ ઋગ્વેદમાં પણ જોઉં છુ આજે જે રૂપમાં જૈન ધર્મ આપણા દેશમાં ખીલ્યો છે તેનું ઘડતર તો મહાવીરથી શરુ થયુ છે, એમ ઇતિહાસ પરથી સાબિત થાય છે મહાવીર એ ગૌતમ બુદ્ધના સમકાલીન હતા એ પણ સૌ જાણે છે

મારુ માનવુ છે કે, ભારતીય યુદ્ધમા જે મહાન સંહાર થયો તેને લીધે જ આર્ય જાતિના મન ઉપર એ વાત ઠસી ગઈ કે હિંસા વ્યર્થ છે, હિંસાથી કોઈ પણ પક્ષનું ભલું થતું નથી હિંસાથી કોઈ પણ સ્થાયી કાર્ય સધાતું નથી. વિજયી ધર્મરાજ પશ્ચાત્તાપથી બળીને કહે છે जयोऽपि अजयाकारो भगवन् ! प्रतिभाति मे । ભગવન્, આ વિજય તો મને પરાજય જેવો જ જણાય છે મહાભારત યુદ્ધનો આ કડવો અનુભવ રાષ્ટ્રહૃદયમા ઊંડો ઊતર્યા પછી જ બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મનો પ્રચાર વધારે થયો

આમ તો બન્ને ધર્મ વ્યાપક સનાતન હિંદુ ધર્મની જ શાખાઓ છે બન્ને ધર્મના મુખ્ય સિદ્ધાંતો હિંદુ ધર્મમા પ્રથમથી જ બીજરૂપમા છે પણ એ સિદ્ધાંતો રાષ્ટ્રના હૃદય ઉપર વ્યાપક રૂપે ઠસી ગયા તે ભારતીય યુદ્ધ પછી જ એથી તે જ સિદ્ધાંતો ઉપર જીવનક્રમ રચવાના આગ્રહથી એ બે પંથો સનાતનીઓના જીવનક્રમથી કંઈક જુદા પડ્યા

આત્મા અથવા અતીંદ્રિય એવી કંઈક અમર શક્તિમા જે માને છે અને તેને અંગે પુનર્જન્મની કલ્પના દ્વારા કર્મ ધર્મની જે વ્યવસ્થા કરે છે, તે બધા આર્ય અથવા હિંદુધર્મી જ છે દાર્શનિક વાદવિવાદમાં ઊતર્યે આ વસ્તુ વધારે સમજાય એમ હુ માનતો નથી

૧૯૩૦

## ૨

# સંસ્કૃતિઓનો જીવનક્રમ

સસ્કૃતિ એ કાઈ ચારે બાજુથી રૂંધાયેલા પાણીનું તળાવ નથી એ તો એક સુદીર્ઘ, વિશાળ નદી છે, જેને બન્ને બાજુના કિનારા મર્યાદિત પાત્રમા રાખે છે, અને જેમા ઉપરથી ગમે તેટલું નવુ પાણી આવી શકે છે અને જેનું પાણી અનુકૂળ દિશામા સ્વેચ્છાપૂર્વક સુખેથી આગળ જઈ પણ શકે છે નદીઓ જેમ જેમ આગળ વધે છે તેમ તેમ નાનામોટા અનેક વહેણો આવીને તેમા પડે છે અને કોઈ કોઈ વખત એક જ નદી અનેક વહેણોમા વહેંચાઈને મહાસાગરમા ભળી જાય છે કેટલીક નદીઓ એવી પણ છે કે જેના એક પ્રવાહના બે ત્રણ અથવા વધારે વહેણ બની ગયા છે અને આગળ જતા એ ફરી પાછા ભેગા પણ થઈ ગયા છે

નદીઓનો આવો પ્રવાહક્રમ અથવા જીવનક્રમ માણસના હાથની વાત નથી કુદરતની અગમ્ય લીલા જ એ જીવનક્રમ નિશ્ચિત કરે છે માણસ પોતાના દૃઢ સંકલ્પ અને તપસ્યાના બળ વડે તેમા અમુક ફેરફાર કરી શકે છે તે જે આમ ઓછોવત્તો ફેરફાર કરે છે તેનાથી પોતે ઠીક ઠીક લાભ પણ ઉઠાવે છે

હિંદુસ્તાનમા દુનિયાની બધી જ માનવી સસ્કૃતિઓનું મહાસંમેલન થતું આવ્યુ છે તેમા થોડોક હિસ્સો આપણા સાધુસંતો, સાહિત્યકારો અને તત્ત્વજ્ઞોનો છે અને એથી વધાર હિસ્સો ઇતિહાસ વિધાતાની લીલાનો છે

આવી સ્થિતિમા સંસ્કૃતિની રક્ષા કરવા માટે આપણે એવી કોશિશ ન કરીએ કે જેથી નદીનું તળાવ બની જાય બહુ બહુ તો જે વહેણના પાણીની આપણને વધાર જરૂર હોય તેના પ્રવાહની ગતિ વધારી દઈએ એટલાથી જ આપણે સતોષ માનવો જોઈએ

ડિસેમ્બર, ૧૯૪૦

## ૩

# ભારતીય સંસ્કૃતિ

ભારતની સંસ્કૃતિ માત્ર આર્ય સંસ્કૃતિ કે કેવળ હિંદુ સંસ્કૃતિ જ નથી. એ સંસ્કૃતિ ફક્ત પ્રાચીન કાળના ખ્યાલમાં ડૂબેલી નથી ભારતીય સંસ્કૃતિનું કેન્દ્ર છે હિંદુસ્તાન, પરંતુ એનું વર્તુળ અથવા એના ક્ષેત્રનો વિસ્તાર હિંદુસ્તાન વડે સીમિત નથી

ભારતની સંસ્કૃતિ ભારતના ઇતિહાસ કરતાં પણ વધુ વિશાળ છે, કારણ ઇતિહાસ તો માત્ર ભૂતકાળનો જ ખ્યાલ રાખે છે જ્યારે સંસ્કૃતિનો સંબંધ ભૂત, વર્તમાન અને ભવિષ્ય ત્રણે સાથે હોય છે ઇતિહાસ પોતાના ભવિષ્યથી અજાણ હોય છે. સંસ્કૃતિ પોતાના ભવિષ્યના ધ્રુવતારક પર અમીટ નજર માંડી આગળ ધપે છે.

હિંદુસ્તાનમાં અનેક ધર્મો છે, અનેક ભાષાઓ છે, અનેક દેશોથી આવી વસેલા અનેક વંશના લોકો છે સંપત્તિ, બુદ્ધિશક્તિ, કૌશલ્ય, ઉદારતા અને શાલીનતા, આદિ હરેક દૃષ્ટિએ ભિન્ન ભિન્ન કોટિના લોકો અહીં વસ્યા છે છતાંયે આપણે કહીએ છીએ કે હિંદુસ્તાનની સંસ્કૃતિ એક છે, અખંડ છે, અવિભાજ્ય છે ઘણા લોકો એ વસ્તુ જ નથી સમજી શકતા કે ભિન્ન ભિન્ન ધર્માવલંબી લોકો પણ એક સંસ્કૃતિમાં કેમ આવી શકે છે

એક ઉદાહરણ લઈ આ વાતને સ્પષ્ટ કરીએ ઈસા મસીહ યહૂદી હતા એમના વખતના યહૂદી મતમાં એમને કેટલાક દોષો ને અપૂર્ણતા જણાયાં એ દૂર કરવા માટે પોતાના શિષ્યોને એમણે ઉપદેશ દેવા માંડયો ઈસાના એ શિષ્યો ઈસાઈ થઈ ગયા પણ તેથી એમનું સાંસ્કૃતિક યહૂદીપણું ન મટી ગયું ત્યાર બાદ સેન્ટ પૉલ ઈસાઈ થઈ ગયો એ યહૂદી ન હતો, ગ્રીક યવન હતો એણે ઈસાનો ઉપદેશ તો ગ્રહણ કર્યો પરંતુ એની પોતાની સંસ્કૃતિ ગ્રીક હતી એમાં ઈસાનો ઉપદેશ વણી કાઢી એણે પોતાની ગ્રીક સંસ્કૃતિ પરિપુષ્ટ કરી. પછીથી જે રોમન લોકો ઈસાઈ થયા તેઓ ધર્મે તો ઈસાઈ થયા, રોમન ધર્મ એમણે છોડી દીધો, પરંતુ રોમન સંસ્કૃતિથી તેઓ મોટે ભાગે દૂર ન જઈ શકયા આમ યુરોપની સંસ્કૃતિ ઘડાઈ છે

હિંદુસ્તાનમાં શક, હૂણ આદિ બહારના કેટલાયે લોકો આવી ગયા એમણે અહીંનો ધર્મ અપનાવ્યો એટલું જ નહીં પણ એ લોકો સંસ્કૃતિએ પણ આ દેશના બની ગયા હિંદુસ્તાન બહાર એમને માટે કોઈ સ્વદેશ ન રહ્યો ત્યાંથી જે કંઈ સંસ્કૃતિ એ લોકો અહીં લાવ્યા તે અહીંના લોકોએ સદંતર અપનાવી લીધી અને અહીંની નારીનરની સઘળી ચીજો એ લોકોએ અપનાવી આમ તેઓ સંપૂર્ણતયા અહીંના બની રહ્યા

જ્યારે મુસલમાનો આ દેશમાં આવ્યા ત્યારે અહીંના લોકો સાથે એમનો મેળ તરત ન જામ્યો એમનો ગોમાંસાહાર અહીંના લોકો સહન ન કરી શકયા અને અહીંની મૂર્તિપૂજા તેઓ સહન ન કરી શકયા જો અન્ય પ્રાણીઓનું માસ ખવાય તો ગાયનું માંસ ખાવામા વાંધો શો હોઈ શકે એ એમના ધ્યાનમા આવી ન શકયુ ભારતની કૃષિપ્રધાન સંસ્કૃતિમા ગાયનું કેટલુ મહત્ત્વ છે એ કોઈએ એમને ન બતાવ્યું હોય એ જ પ્રમાણે કલાપ્રિય ભારતવાસીઓ મુસલમાનોનો મૂર્તિવિરોધ સમજી ન શકયા બીજા દેશોના જડ લોકોએ મૂર્તિને નામે કેવા કેવા અનાચારો ચલાવેલા એનો આપણા લોકોને ખ્યાલ સુધ્ધા ન હતો

પરતુ ભારતીય સસ્કૃતિમાં એક એવી મહાન વસ્તુ હતી જે અન્ય દેશોમાં ભાગ્યે જ મળી શકે ભારતીય પ્રજા પહેલેથી જ માનતી આવી છે કે ઈશ્વરને પહોંચવાના માર્ગો અનેક છે મનુષ્ય અજ્ઞાની છે એ કઈ એનો ગુનો નથી ઈશ્વર સર્વજ્ઞ છે હરેક મનુષ્યના હૃદયની વાત તે જાણે છે મનુષ્યમા જો દુષ્ટતા ન હોય તો એના અજ્ઞાનની ક્ષમા તો ઈશ્વર પહેલેથી જ આપી દે છે ઈશ્વરની આગળ નાનામોટા, પડિત મુલ્લા, વિદ્વાન કે જગલી સઘળા અજ્ઞાની જ છે એકનું અજ્ઞાન કાજળ જેવુ હશે તો બીજાનું કોયલા સમાન હશે એમા કોને સજા કરવી ને કોને બક્ષિસ આપવી?

જે મુસલમાનો બહારથી હિંદુસ્તાનમા આવ્યા એમણે ધીમે ધીમે આ જ દેશને પોતાનો સ્વદેશ બનાવ્યો, પોતાની સ્વભાષા છોડી અહીંની ભાષાને જ સ્વભાષા બનાવી બુલબુલોની સાથોસાથ કોયલના ગાણાથી પણ એમનું હૃદય ઊછળવા લાગ્યુ તરબૂચ પ્રત્યેની ભક્તિ એમણે અહીંના આમ્રફળને અર્પણ કરી આ વાત થઈ બહારથી આવેલા મુસલમાનોની પણ આજે હિન્દુસ્તાનમા જે મુસલમાનો છે તેમાં બહારથી આવેલા કેટલા? સેંકડે દસ વીસ પણ નહીં હોય બાકીના બધા અનાદિ કાળથી આ દેશના જ રહેવાવાળા છે એમને માટે હિંદુસ્તાની બનવાનો સવાલ પણ ન હતો એ કદી ગેરહિંદુસ્તાની હતા જ નહીં એ તો વ્યાસ, વાલ્મીકિ, બુદ્ધ અને શકરાચાર્યના વંશજ જે ભારતવાસીઓએ કોઈ પણ કારણે ઈસ્લામનો સ્વીકાર કર્યો એમણે ભવભૂતિ, આર્યભટ્ટ અને ભાસ્કરાચાર્ય, વાગ્ભટ્ટ કે તાનસેનથી ઊતરી આવેલો પોતાનો વારસો છાડવો નથી મુસલમાન હોવાને કારણે એમણે ફારસી ને અરબીને અપનાવી ભલે, પરતુ બગાળી મરાઠી, તામિલ, તેલુગુ, આદિ પોતાની માતૃભાષાને એમણે છાડી નથી દીધી માતૃભાષાનો દ્રોહ કરીને કોઈએ પોતાનું સામર્થ્ય વધાર્યું નથી, પોતાનો ઉદ્ધાર સાધ્યો નથી સંસ્કૃત ભાષા જેટલી બ્રાહ્મણોની છે એટલી જ બીજા સઘળા વર્ણોની છે એટલું જ નહીં, સંસ્કૃત ભાષા જેટલી હિંદુઓની છે એટલી જ હિંદુસ્તાનના મુસલમાનોની ને ઈસાઈઓની પણ છે સંસ્કૃતમાં લખાયેલા ભવ્ય સાહિત્યનો સત્કાર હિંદુ, મુસલમાન ને ઈસાઈ ત્રણે સમાન ભાવે કરી શકે છે અગર કોઈ એ વારસાથી મોં મચકોડશે તો સસ્કારની દૃષ્ટિએ તે પોતાને દરિદ્રી જ બનાવશે

જે લોકોએ ઈસ્લામ યા ઈસાઈ ધર્મનો સ્વીકાર કર્યો છે તેઓ હિંદુ ધર્મગ્રંથોને હિંદુઓની માફક ભલે પ્રમાણ ન માની શકે, પણ તેમના મનમાં એના પ્રત્યે આદરભાવ તો અવશ્ય હોવો જોઈએ નવો ધર્મ ગ્રહણ કરી એ પોતાનો વારસો છોડી નહીં દે પરંતુ એને પોતાની નવી દૃષ્ટિથી શુદ્ધ કરી પોતાના નવા ધર્મ દ્વારા એને સમૃદ્ધ બનાવી શકે એ ભારતીય સંસ્કૃતિનો ઓપ મળવાથી એમના ધર્મમા વધારે બળવટ આવશે

અને જે લોક હિંદુ છે તે પણ ઈસાઈ અને ઇસ્લામી ધર્મગ્રંથોનુ પ્રામાણ્ય ન સ્વીકારવા છતા એનું સમ્માન તો અવશ્ય કરશે, અને પોતાના ધર્મગ્રંથો જેટલો જ એનો આદર કરી એમના અધ્યયનથી લાભ ઉઠાવશે.

દુનિયામા આટલા બધા ધર્મો ચાલે છે પણ એ બધાયનું એક વિશાળ ધર્મકુટુબ બનાવવાની શક્તિ ભારતની સસ્કૃતિમાં જ છે ભારતીય સસ્કૃતિએ ક્યારનું કહી દીધુ છે કે માનવકુલમા પ્રવર્તિત સઘળા ધર્મો સાચા છે સઘળાની પ્રેરણા ઈશ્વરથી છે પણ એ સઘળા મનુષ્યો દ્વારા પ્રચાર પામવાથી તેમનામા મનુષ્યોની અપૂર્ણતા પણ આવી ગયેલી છે ગગા ગગોત્રીથી નીકળી છે છતાં ત્યા જ થંભી નથી ગઈ જ્યા સુધી વિશાળ સાગરમાં લીન થાય નહીં ત્યા સુધી તેને આગળ વધવુ જ રહ્યું એમા યમુના આવી મળશે, ચર્મણ્વતી અને શોણ આવી મળશે, સરયુ ને ગંડકી પણ આવી ભળશે, અને સાગરમા પહોચતા પહોચતા હિમાલયની પેલે પારથી આવતા બ્રહ્મપુત્ર સાથે પણ એનો સંગમ થઈ જશે ભારતીય સસ્કૃતિની પણ આ જ વાત છે વૈદિક સસ્કૃતિથી અનો ઉગમ હશે એ પહેલાની વાત આપણે નથી જાણતા પણ એમાં સમય સમય પર દુનિયાભરની સંસ્કૃતિઓએ પોતપોતાનો કરભાર ઠાલવી દીધો છે ભારતીય સસ્કૃતિમા ઇસ્લામી અને ઈસાઈ સસ્કૃતિ મળી ગઈ છે એને લઈને અરબસ્તાન, ઈરાન ક મિસરના ઇસ્લામથી હિંદુસ્તાનના ઇસ્લામની ખૂબી કઈ જુદી જ હશે, કઈક વિશેષ હશે ભારતનો ઈસાઈ ધર્મ ઇટાલી, ફ્રાન્સ, જર્મની, ઇગ્લડ ને રશિયાના ઈસાઈ ધર્મથી કઈ અનેરી સુગધ બતાવશે ઈસાઈ ધર્મની ખૂબી જ્યારે હિંદુસ્તાનના ઈસાઈ લોકો દુનિયાને સમજાવશે ત્યારે ઈસાઈ ધર્મમા એક નવી જ સમૃદ્ધિ આવી જવાશે

અને ઇસ્લામ અને ઈસાઈ ધર્મના હિંદુસ્તાનમા આવવાથી હિંદુ ધર્મની ખૂબી પણ સારી રીતે સ્પષ્ટ થવા માડી છે સૂફી મત અને કબીર મત, બ્રાહ્મો-સમાજ અને આગાખાની સપ્રદાય, સઘળામા આપણને ભારતીય સસ્કૃતિની સમન્વયકારી શક્તિ દેખા દે છે

અને જે લોક ઈશ્વરને નથી માનતા, કોઈ પણ ધર્મ પ્રત્યે આદર રાખવો પસંદ નથી કરતા, કોઈ શાસ્ત્રને નથી માનતા, બુદ્ધિથી શ્રેષ્ઠ કોઈ પણ ચીજનો સ્વીકાર નથી કરતા, એ પણ ભારતીય સસ્કૃતિથી બહિષ્કૃત નથી એમનીયે એક મજાની પરપરા આ દેશમા પ્રાચીન કાળથી ચાલી આવી છે

નદીમાં રોજ નવું પાણી આવતું રહે છે એક પ્રાન્તથી બીજા પ્રાન્તમા એ વહે છે તોપણ એનાં રંગ, રૂપ, વ્યક્તિત્વ અને સૌંદર્ય અક્ષુણ્ણ જ રહે છે એ જ વાત સંસ્કૃતિની છે ભારતીય સંસ્કૃતિમા દુનિયાભરની બધી સંસ્કૃતિઓની અસર નજરે પડે છે છતાં એ ભારતીય જ રહી છે અને રહેશે ભારતીય શબ્દમાં આર્ય પ્રારભનું સૂચન અવશ્ય છે પરતુ વૈદિક કે મહાભારત કાળથી એ સીમિત ન થઈ શકે, એ તો એક જીવિત ચૈતન્યમય અને વર્ધમાન પ્રવાહ છે માનવતાનું કલ્યાણ એ જ એનો ચરમ આદર્શ છે ભારતવર્ષ એનું ઉગમસ્થાન છે, મધ્યબિંદુ છે અને અખિલ વિશ્વ એનું કાર્યક્ષેત્ર છે

મે, ૧૯૩૮

## ૪
## ભારતીય આદર્શ

अग्त्वा परसंतापम् अगत्वा खलनम्रताम् ।
अनुत्सृज्य सतां मार्गम् यदल्पमपि तद् बहु ॥

ભારતીય જીવનનો આ સર્વશ્રેષ્ઠ આદર્શ છે

એક સંસ્કૃતિ છે, જે દુનિયાભરના તમામ સાધનો ભેગા કરીને જીવનને સમર્થ અને સમૃદ્ધ કરવા ઇચ્છે છે, તેનાથી બિલકુલ ઊલટી આત્માભિમુખ સંસ્કૃતિ છે, જે સર્વ પ્રકારની સાધનાઓ અજમાવીને જીવનને શુદ્ધ તથા કૃતાર્થ કરવા ઇચ્છે છે

સાધનામાર્ગ શુદ્ધ છે કે અશુદ્ધ એનો પહેલી સંસ્કૃતિ ખ્યાલ કરતી નથી તે તો સ્થૂળ અને સૂક્ષ્મ સાધનસામગ્રી કેટલી વધી તે તરફ જ ધ્યાન આપે છે

બીજી સંસ્કૃતિને ખબર છે કે બાહ્ય સાધનોની વિપુલતા એ કાંઈ સાચું સામર્થ્ય નથી જેટલુ પચે એટલું જ અન્ન, તેથી વધાર કે બીજુ ખવાઈ જાય તો તે વિષ છે તે જ રીતે સાધનાને બળે જે શક્તિ મેળવવી હોય તેને માટે જેટલાં સાધનો જરૂરી હોય તેટલા જ કામના છે તેથી જે કાંઈ વધાર મેળવીએ તે પાણીમા તરનારના માથા ઉપરના બોજા જેવાં છે તેથી આ આર્ય સંસ્કૃતિ સાધનોનો લોભ ન રાખતા સાધનાને જ વધારવામા માને છે

પહેલી સંસ્કૃતિ આપણને દુનિયાભરમાં ફેલાયેલી દેખાય છે અને તેના ઝેરી ફળનો પણ હવે આપણે અનુભવ કરવા લાગ્યા છીએ

જો એ કડવા ફળના અનુભવથી આપણે નઈ પાઠ શીખીશુ તો બીજી કલ્યાણકારી સંસ્કૃતિનું અભ્યુત્થાન જલદી થશે

સાધનાશુદ્ધિવાળી આ સંસ્કૃતિનુ હૃદયસર્વસ્વ ઉપરના મંત્રમા વ્યક્ત થયું છે પોતાની જાતને બચાવવા અને પોતાને કષ્ટથી દૂર રાખવા બીજાને કષ્ટ

પહોંચાડનારા ઘણા છે આવા લોભી લોકો અદૂરદૃષ્ટિવી જે કાંઈ અન્યાયી લાભ મેળવે છે તેની પૂરી કિંમત તેમને છેવટે ચૂકવવી પડે છે આખો જન્મારો વિધવિધ પ્રવૃત્તિ ચલાવતાં છતા આખરે તેમના હાથમા કાંઈ જ રહેતું નથી.

આવા લોકો માને છે કે પોતાના સ્વાર્થને માટે દુર્જનોની પણ ખુશામત કરવી જોઈએ વિષમ પરિસ્થિતિ આવતા દુર્જનોને શરણે પણ જવું જોઈએ. તેઓ કહે છે, "ધ્યેય જો શુદ્ધ હોય તો તેની તરફ અમે ગમે તે માર્ગે જઈએ માર્ગની શુદ્ધતા-અશુદ્ધતાનો વિશેષ ખ્યાલ આ દુનિયામાં રખાતો નથી" પોતાને વ્યવહારચતુર સમજનારા આવા અદૂરદર્શી લોકો થોડા સમય પૂરતા તો ખૂબ આગળ વધે છે, પરંતુ તેમની અમર્યાદ પ્રવૃત્તિ જ તેમની ઉપર સવાર થઈને તેમને પોતાના જ બોજા નીચે દબાવી દે છે તેમની આવી પ્રવૃત્તિથી તેમનુ જીવનસત્ત્વ વધતું નથી, ઊલટુ તે વિકૃત અને ક્ષીણ બની જાય છે તેથી જ મંત્રદ્રષ્ટા ઋષિ કહે છે :

"બીજાઓને કોઈ પણ પ્રકારનું કષ્ટ આપ્યા વિના અને નીચ દુર્જનોની સામે માથું નમાવ્યા વિના તથા સજ્જનોના સદાચારી માર્ગેથી એક તસુભાર પણ આમતેમ ખસ્યા વિના જે કાંઈ થોડુ આપણને મળે છે કે આપણે કમાઈએ છીએ તે જીવનસિદ્ધિને માટે — જીવનને કૃતાર્થ કરવા માટે—પર્યાપ્ત જ નહીં પણ પુષ્કળ છે"

આ મંત્રનો અર્થ એક વાર સમજવો એ પૂરતું નથી જ્યારે કોઈ ડર, લોભ, મત્સર અથવા દ્વેષને કારણે હૃદય કમજોર થઈ જાય છે અને હીન માર્ગે જવા ઇચ્છે છે તે વખતે જો આ મંત્રનુ મનન કરવામા આવે તો તે જરૂર જ ણ —રક્ષણ કરશે

ઑગસ્ટ, ૧૯૪૧

## ૫

## હિંદુ ધર્મ વિ૦ હિંદુ સમાજશાસ્ત્ર

આપણા સમાજમા ઊંચનીચભાવની તાલીમ ધર્મને નામે રીતસર અપાતી આવે છે આજે તે વસ્તુને લોકો સનાતન ધર્મનું એક અભિન્ન અંગ માનવા લાગ્યા છે હિંદુ ધર્મ પોતાના વિશુદ્ધ રૂપમા આર્ય, ઉદાત્ત અને મુક્તિપરાયણ ધર્મ છે જો કોઈ ઘાતક દોષે તેને નિષ્પ્રાણ, અનાર્ય તથા સંકીર્ણ બનાવી દીધો હોય તો તે આ ઊંચનીચભાવ છે

આપણે કેમ નથી સમજતા કે હિંદુ ધર્મ અને હિંદુ સમાજશાસ્ત્ર જુદા જુદા છે? હિંદુ ધર્મ 'નિર્દોષ' અને 'સમ' બ્રહ્મની ઉપાસના શીખવે છે તે 'સાધુષ્વપિ ચ પાપેષુ' 'સમબુદ્ધિ'નું પ્રતિપાદન કરે છે 'વિદ્યાવિનયસંપન્ન' બ્રાહ્મણથી માંડીને 'શ્વપાક' સુધી બધા પ્રત્યે 'સમદર્શિત્વ' તેમ જ 'સમવર્તિત્વ'નો ઉપદેશ કરે છે

પરંતુ હિંદુ સમાજશાસ્ત્ર ઊંચનીચ ભાવનાના અભદ્ર તથા અમંગળ તત્ત્વ ઉપર ભાર મૂકે છે જો આપણે આપણી સ્મૃતિઓમાંથી ઊંચનીચ ભાવને માન્ય રાખનારાં વચનો કાઢી નાખીએ તો બાકી કેટલું રહેશે!

તેટલા માટે ભગવાન મનુએ પોતાની સ્મૃતિમાં જ એક 'ભેષજરૂપ' (દવારૂપ) વચન રજૂ કર્યું છે કે સ્મૃતિઓમાં જો ધર્મ (વેદ) વિરોધી વચન હોય તો તે અપ્રમાણ માનવું જોઈએ કેમ કે સ્મૃતિઓ હમેશ ધર્મશાસ્ત્રોનું વિવેચન જ નથી કરતી, તે ધર્મવિરોધી પણ તત્કાલીન શિષ્ટમાન્ય સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર તથા રૂઢિઓનું સમર્થન પણ કરે છે પરંતુ પ્રગતિ નહીં કરવાને ટેવાયેલો સમાજ એક મોટા હિતકર ન્યાયને ભૂલી જાય છે એ ન્યાય એ છે કે સમાજશાસ્ત્ર કે અર્થશાસ્ત્ર કરતાં શુદ્ધ ધર્મતત્ત્વ પ્રબળ છે દેશ અને કાલથી મર્યાદિત ધર્મશાસ્ત્ર કરતાં સનાતન અને સાર્વભૌમ ધર્મતત્ત્વ પરમ પ્રમાણ છે

તેથી જ્યારે સમાજમાં ધાર્મિકતા વધે છે, ધર્મનું આકલન વિશુદ્ધ બને છે ત્યારે આચાર અને સમાજરચનામાં તત્ત્વાનુકૂળ પરિવર્તનની જરૂર સ્વીકારાય છે હવે એવો સમય આવી પહોંચ્યો છે કે જ્યારે આપણે સમાજવ્યવસ્થા (જેમાં જૂનું અર્થશાસ્ત્ર અને પરંપરાગત પણ ભેદદર્શક શિષ્ટાચાર સમાયાં છે) ના સકંજામાંથી શુદ્ધ હિંદુ ધર્મને બચાવી લેવો જોઈએ આપણી સ્મૃતિઓ હવે આપણા અધ્યાત્મ સિદ્ધાંતને અનુકૂળ બનાવવી જોઈએ

જાન્યુઆરી, ૧૯૩૮

## ૬

## પ્રાણદાયી હવા

એક ગામડાના લોકો બહુ જ ભોળા અને ભલા હતા મોટેરાંના વચનને માન આપતા અને તેઓ કહે તેમ કરતા

તે ગામમાં જૂના જમાનાનો એક ડોસો રહેતો હતો તે હમેશા કહેતો કે, "હેમંત ઋતુની હવા બહુ જ નરવી હોય છે તે જેટલી શરીરમાં જાય તેટલો માણસ વધારે તંદુરસ્ત અને બળવાન બને છે હેમંતની હવા એટલે શુદ્ધ પ્રાણ"

કાળે કરીને ડોસો દેવલોક પામ્યો એટલે લોકો તેને વધારે સંભારવા અને માનવા લાગ્યા તેના શ્રાદ્ધને દિવસે સૌ ગામલોક ભેગા થતા અને તેનાં વચનો યાદ લાવતા

એક વખત એક જણે કહ્યું, "ભાઈઓ, ડોસા કહેતા હતા તે પ્રમાણે ચાલીશું તો જ સુખી થઈશું આપણે એમ કરીએ કે હેમંત ઋતુ પૂરી થતા પહેલાં એ હવા ઘરમાં ભરી લઈ, ઘરનાં બારીબારણાં બંધ કરી પ્રાણદાયી હવા સંઘરી રાખીએ બીજી હેમંત આવશે ત્યાં સુધી તે પહોંચશે. ઘરમાંથી બહાર જવાનું

બનતા સુધી ઓછુ રાખીએ, અને તે પણ એક નાનકડુ બાકોરુ રાખીને તેમાથી જ પ્રસાદ પડે જેવા ઉઘાડયુ કે તરત બધ!"

આ ગવાહ નીને ગળે ઊતરી અને બધા તેમ જ કરવા લાગ્યા આમ અધિ-યાર કરામા રહેવાથી પરિણામ શુ આવ્યુ તે કહેવાની જરૂર નથી

રૂઢિપાનક પુરાણપ્રિય ચુસ્ત સનાતની હિંદુ સમાજ તે પરિણામ હમેશા અનુભવે જ છે

૧૯૨૭

## ૭

# આર્ય સંસ્કૃતિનો આધાર

### [ સામાન્ય માહિતી ]

હિંદુ ધર્મને વેદ ધર્મ પણ કહે છે વેદ એ દુનિયામા જૂનામા જૂનો અને અત્યત મહત્ત્વનો ગ્રથ છે વેદમા ઇન્દ્ર, મિત્ર, વરુણ, દ્યાવાપૃથિવી, ઉષા, અશ્વિના, રુદ્ર વગેરે ઈશ્વરના અનેક રૂપોનુ વર્ણન અને સ્તુતિ છે આ બધા મંત્રો ઋષિઓ ધ્યાનમા બેસ્યા હતા ત્યારે તેમને સ્ફુરતા હતા વેદની અંદર હિંદુ ધર્મના બધા તત્ત્વોનુ મૂળ છે કેટલાક મત્રામા સરસ કાવ્ય છે વેદ ચાર છે ઋગ્વેદમા ઘણે ભાગે સ્તુતિના જ મત્રો છે યજુર્વેદમા યજ્ઞનુ પ્રકરણ છે. સામવેદમા આપણુ જૂનુ ગાયન છે અથર્વવેદમા પરચૂરણ ઘણી વસ્તુઓ છે

આ વેદમાથી જ બ્રાહ્મણ કરીને એક બીજો ભાગ પેદા થયો અહીં બ્રાહ્મણ એ અમુક જાતના ગ્રથોનુ નામ છે બ્રાહ્મણોમા યજ્ઞ સંબધી અને ધર્મતત્ત્વ સબધી લાબી લાબી ચર્ચા છે

બ્રાહ્મણોમાથી જ ઉપનિષદો પેદા થયા ઉપનિષદોમા આપણા ધર્મની બધી ઉચ્ચ કલ્પનાઓ અને વિશાળ તત્ત્વો આવી ગયલા છે ઉપનિષદોમા ગુરુશિષ્ય વચ્ચેના કેટલાક સવાદો બહુ જ સુંદર છે ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણે આ ઉપનિષદોનુ જ દૂધ દોહીને મૂકયુ છે (શાહજહાના મોટા દીકરા દારાએ આ ઉપનિષદોનો ફારસીમા અનુવાદ કર્યો છે) ઉપનિષદો પછી અધ્યયન અને *અભ્યાસને મૂળ ધક્કો, એટલે સ્મરણશક્તિ ઉપર વધારે બોજો પડવા માંડ્યો તેથી* સૂત્રગ્રંથો નિર્માણ થયા સૂત્રગ્રંથોમા ઘણી માહિતી ધ્યાનમા રહે એ રીતે ટૂંકા ટૂંકા વાકયો બનાવેલા છે, પણ તેનો અર્થ કરવાની કૂચી ગુરુ પાસેથી મળી હોય તો જ સૂત્રગ્રથોનો ઉપયોગ થઈ શકે છે એ કૂચી અને સૂત્રોનુ વિવરણ વિદ્વાન આચાર્યોએ પોતાના ભાષ્યોમા આપેલુ છે

જેમ ફલપ્રાપ્તિને માટે યજ્ઞવિધિ ચોકસ રીતે કરવાનો આગ્રહ વધ્યો તેમ જિંદગીની દરેક વસ્તુ પણ નિયમસર અને ધર્મ પ્રમાણે લોકો કરવા લાગ્યા. બ્રાહ્મણે કેવી રીતે વર્તવુ, ક્ષત્રિયની ફરજ શી છે, વૈશ્યોનો ધર્મ શો છે અને શૂદ્રોએ કઈ મર્યાદામા રહેવુ એ બધું વિગતવાર લખવામા આવ્યુ માણસ શું ખાય, શુ ન ખાય, શુ પહેરે, એકબીજા સાથે કેવી રીતે વર્તે, જિંદગીના મુખ્ય મુખ્ય પ્રસગોમા કયા સંસ્કારો મેળવે કે કેળવે વગેરે બધી વિગતોના નિયમો રચવામા આવ્યા આ નિયમોને સ્મૃતિ કહે છે કેમ કે મુનિઓએ જૂના વખતના આચારનુ સ્મરણ કરી આ સ્મૃતિઓ લખી છે સ્મૃતિઓમા મનુસ્મૃતિ અને યાજ્ઞવલ્કયસ્મૃતિ મોટી છે વેદના મત્રો દેવતા પાસેથી સાભળેલા એટલે તેમને શ્રુતિ કહે છે બ્રાહ્મણો અને ઉપનિષદો પણ શ્રુતિમા જ ગણાય છે

જેમ આચારની વ્યવસ્થા સ્મૃતિઓમાં થઈ તેમ ધાર્મિક અને તાત્ત્વિક વિચારની વ્યવસ્થા દર્શનોમા ગોઠવાઈ ગઈ છે આત્માનું દર્શન કરવા માટે આ ગ્રથો ઉપયોગી છે એમ જાણી આ ગ્રથોને જ દર્શનો કહેવા લાગ્યા દર્શનો છ છે જે દર્શનો વેદને મહત્ત્વ આપતા નથી તેમને નાસ્તિક દર્શનો કહે છે તે જુદાં જ છે જે વેદાન્ત વિષે આપણે ઘણુ સાભળીએ છીએ તે આ છ દર્શનોમાંનું એક પ્રધાન દર્શન છે નાસ્તિક દર્શનોમા જૈન દર્શન આવી જાય છે જૈનો વેદને માનતા નથી એટલા માટે જ તેમને અહીં નાસ્તિક કહેલા છે આજે તો નાસ્તિક શબ્દ જુદા જ અર્થમા વપરાય છે આત્માને, ઈશ્વરને કે ધર્મને જે નથી માનતો તે નાસ્તિક એ આજનો અર્થ છે જૈન દર્શનને નાસ્તિક કહેવામા એ અર્થ નથી લેવાતો

દરેક ધર્મ સાથે ધાર્મિક વાર્તાઓ તો હોય જ વાર્તા દ્વારા ધર્મના બધા સિદ્ધાન્તો, પ્રસગો, ધર્મ સકટો, પરપરા બધું સમજાવાય છે આવી વાર્તાઓનો સગ્રહ પુરાણોમાં કરવામા આવેલો છે સૃષ્ટિની ઉત્પત્તિથી માંડીને તામ્રમુખી (ગોરા) લોકોના હિંદુસ્તાનમા આવવા સુધીની અનેક વસ્તુઓ આ પુરાણોમા છે પુરાણકારોએ પુરાણોમા કશું મૂકવાનું બાકી રાખ્યુ નથી પુરાણો અઢાર છે ઉપપુરાણ પણ એટલા જ છે રામાયણ મહાભારત એ પુરાણોથી જુદાં જ છે તે ઇતિહાસમા સમાય છે

આજનો હિંદુ ધર્મ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણ પ્રમાણે ચાલે છે તેથી તેને શ્રુતિસ્મૃતિપુરાણોક્ત ધર્મ કહે છે ઉપરાત આગમ અથવા તત્ર કરીને એક જુદો ધર્મસગ્રહ છે તે પણ ધર્મગ્રથમા જ મનાય છે બગાળ, આસામ, નેપાળ, કાશ્મીર તરફ આ તત્રોનું માહાત્મ્ય વધારે છે. જોકે તત્રની અસર હિંદુ ધર્મ પર બધે જ છે આ તંત્રમાંના કેટલાક વિધિઓ ફેંકી દેવા જેવા છે

## ૮

# હિદુ ધર્મ-સસ્કારો

### [ એક ઉપપત્તિ ]

મહાભારતના યુદ્ધ પછી કાળાન્તરે વૈદિક અથવા બ્રાહ્મણ ધર્મમા સડો પેઠો. ઉપનિષદ કાળના ઉચ્ચ આધ્યાત્મિક આચારવિચારને ઠેકાણે લોકો આત્મઅનાત્મની શુષ્ક ચર્ચાઓને જ ધર્મનું અતિમ ધ્યેય માનવા લાગ્યા તથા આડબરવાળા યજ્ઞયાગના કર્મકાડથી જ બધુ મેળવી શકાય એમ મનાવા માડયુ ત્યારે બુદ્ધ ભગવાને ભૂલેલા જગતને સત્ય અને સદાચારને માર્ગે વાળ્યુ અને મહાવીર સ્વામીએ ધર્મ તો અહિસામા જ રહેલો છે એ ભારપૂર્વક ઠસાવ્યુ વળી બુદ્ધ ભગવાનના અનુયાયીઓએ જ્યારે બુદ્ધ ભગવાનના ઉપદેશને અમુક ધર્મ કે સપ્રદાયનું રૂપ આપી તેનો સાર્વત્રિક પ્રસાર કરવા માડચો ત્યાર તેમા અનેક ફેરફાર કરવા પડયા અને તેને પરિણામે બૌદ્ધ ધર્મના પણ બે પથ પડી ગયા બૌદ્ધ સાધુઓ બુદ્ધ ભગવાનના મૂળ ઉપદેશને વળગી રહેવાને બદલે પોતાના સપ્રદાયને લોકપ્રિય કરવા તરફ વળ્યા અને સપ્રદાયના પ્રચારને સારુ રાજ્યાશ્રય પણ શોધવા લાગ્યા ત્યારથી તેમના સઘમા સડાના બીજ વવાયા આપણે બુદ્ધ ભગવાનનો ઉપદેશ સૂક્ષ્મતાથી તપાસીએ તો જણાશે કે તેમના ઉપદેશમા કોઈ નવા ધર્મની સ્થાપના કરતા ધર્મસસ્કારનો જ ભાગ વધારે હતો ચાલતા આવેલા બ્રાહ્મણ ધર્મના મૂળભૂત સિદ્ધાન્તોનો વિરોધ કરવાનો તેમનો આગ્રહ ન હતો તેમણે તો પોતાની નજર આગળ ધર્મને નામે ચાલી રહેલા ધતિંગ સામે પોતાનો પોકાર ઉઠાવ્યો હતો તેમના ઉપદેશની ખૂબી તો એ હતી કે તે પૂરપૂરી રીતે પાળવા છતા માણસ હિદુ રહી શકતો, એટલું જ નહીં પણ વધારે સારો હિદુ બનતો પરતુ જ્યારથી બૌદ્ધ ધર્મનુ સાપ્રદાયિક સ્વરૂપ જ વધવા માડયુ ત્યારથી બૌદ્ધ સાધુઓ નૈતિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ જીવનનું રહસ્ય સમજવા તથા સમજાવવાનુ કામ કરવાને બદલે પોતાના હકો અને અધિકારો સાચવવામા વધારે ને વધારે પડતા ગયા બ્રાહ્મણોમા પોતાના ઉચ્ચપણાનો જે દોર હતો તે બૌદ્ધ સાધુઓમા પણ આવવા માડયો વૈદિક યજ્ઞના પુરોહિતો માત્ર પોતાના લાભ માટે લોકોમા જેમ વહેમો પ્રસરાવતા તેમ જ બૌદ્ધ સાધુઓ પણ પોતાના સ્વાર્થ માટે અને પોતાનું માહાત્મ્ય લોકોની નજરમા વધે તે માટે ઘણા વહેમોને પોષણ આપતા થઈ ગયા બુદ્ધ ભગવાનના અવશેષની પૂજા કરવાની પ્રથા તો આડબરમા વૈદિક કર્મકાડ કરતા જરાયે ઊતરે એવી ન રહી, અને બૌદ્ધ સાધુઓના દાત, નખ, અસ્થિ, રાખ વગેરે ઉપર મોટા સ્તૂપો બાધવામા તથા મઠો ઊભા કરવામા ભારે ખર્ચ કરવાની પ્રથા પડી ગઈ વળી બુદ્ધ ભગવાનના અહિસા અને સયમના ઉપદેશથી અશોકે ક પેલી સાર્વત્રિક શાતિ પણ

દુનિયામા આવી નહીં ક્ષત્રિય રાજાઓ જૂના વખતમા જેમ અશ્વમેધ યજ્ઞ કરી ભારે લડાઈઓ લડતા તેમ જ બૌદ્ધ રાજાઓ પણ બુદ્ધના અવરોધ માટે આપસમા લડાઈઓ લડવા લાગ્યા

કેટલાક લોકો માને છે કે હિંદુ ધર્મમા કાંઈ ફેરફાર કરવાની સગવડ તો છે જ નહીં હિંદુ ધર્મ પ્રગતિશીલ જ નથી આ વાત સાચી નથી હિંદુ ધર્મની માન્યતાઓમા રિવાજો અને સસ્કારોમા ધીમે ધીમે રૂપાતર થતું આવ્યુ છે ફક્ત જેમ માણસના દેહમા રોજ ફેરફાર થાય છે, છતા તે સૂક્ષ્મ હોવાથી જણાતો નથી, તેમ હિંદુ ધર્મમા ફેરફાર ધીમે ધીમે થયેલા છે અમુક સિદ્ધાંતો, જેને તે પોતાના સનાતન સિદ્ધાન્તો માને છે તે જાળવીને હિંદુ ધર્મ યોગ્ય ફેરફાર સ્વીકારી લેવા તૈયાર રહેલો છે આર્ય રાજકુમાર સિદ્ધાર્થે ઉપદેશેલા બૌદ્ધ ધર્મનો તેને જરાયે વિરોધ ન હતો સંભવ છે કે લોકોનો વિરોધ તો હૂણ,એથી, યવન અને શક જેવા પરદેશી રાજાઓની આગેવાની નીચે વિકૃતિ પામતા બૌદ્ધ ધર્મ સામે હતો એ રાજાઓ અને તેમના બૌદ્ધ ધર્મનું પ્રાબલ્ય વધે તો હિંદુસ્તાનમા આર્ય સસ્કૃતિ ન ટકી શકે એવી સ્થિતિ હતી

શાક્ય મુનિએ પોતે સમાજમા નવું ચેતન પ્રકટાવવા જે પ્રયાસ આરભ્યો હતો તેના જેવો જ કાંઈક પ્રયાસ ઈસ્વીના ત્રીજા અને ચોથા સૈકામા પણ આર્ય પ્રજાએ આરભ્યો હતો

અશોક પછી મુખ્યત્વે બૌદ્ધોને રાજ્યાશ્રય મળવા માડયો અને બ્રાહ્મણોનું ચલણ રાજમહેલમા ઓછું થયું પણ તેથી કાંઈ બ્રાહ્મણ ધર્મ ડૂબી ગયો ન હતો ખૂણેખાચરે પડી રહેલા કેટલાક સાધુ બ્રાહ્મણ પંડિતો તે સાચવી રહ્યા હતા અને વનના આશ્રમોમા વસતા બ્રાહ્મણ મુનિઓ તેના મૂળભૂત સિદ્ધાન્તોનું સંશોધન કરી રહ્યા હતા બુદ્ધ ભગવાને બતાવેલી ભૂલો તેમણે માન્ય રાખી, અતિ શ્રમ લઈને શુદ્ધ વૈદિક ધર્મનુ સ્વરૂપ તેમણે નિશ્ચિત કર્યું અને તેના ઉપર બૌદ્ધ આદર્શોનો ઓપ ચડાવી વૈદિક કર્મકાંડનો સ્થૂળ જડવાદ તેમાથી કાઢી નાખ્યો યજ્ઞયાગ અને તેને નામે થતી હિંસા (જેની સામે બુદ્ધ ભગવાને ઝુબેશ ઉઠાવી હતી તે) હિંદુ ધર્મમાંથી ... ને તનામૂળ થયાં નીતિ અને સદાચારને તેનું સ્વાભાવિક મહત્ત્વ મળ્યું બૌદ્ધ ભિક્ષુકોની પેઠે હિંદુ સંન્યાસીઓ પણ ઉપદેશ કરવા ફરવા લાગ્યા બોધિસત્ત્વની અને બુદ્ધની પૂજાની પેઠે રામ અને કૃષ્ણની પૂજા થવા લાગી અને આ રીતે બૌદ્ધ ધર્મમાં હિંદુ ધર્મની ગન્ધ આવવા વધારે આકર્ષક એવું કશું ન રહ્યુ ઊલટુ મહાયાનમાં તો પરદેશી રાજાઓ પોતાની ઇચ્છા મુજબ માથું મારી શકતા પણ આ હિંદુ ધર્મમા તો સ્વદેશી પરપરાની જ પ્રતિષ્ઠા હોઈ શકે તેમ હતું તેથી નવો હિંદુ ધર્મ સર્વત્ર ફેલાયો પરદેશથી આવેલા રાજાઓને પણ આવો હિંદુ ધર્મ સ્વીકારવો તેનો પુરસ્કાર કરવામાં જ સ્વહિત જણાયું હિંદુ ધર્મના આગેવાનોએ બુદ્ધને તે વખતના અત્યંત પ્રભાવિશ

ભગવાન વિષ્ણુના એક અવતારનું રૂપ આપી દીધુ અને શુદ્ધ બૌદ્ધ ધર્મને આત્મ સાત્ કરવાનો હિંદુ ધર્મનો પ્રયત્ન સફળ થયો

### મૂર્તિપૂજા અને અવતારવાદ

હિંદુ ધર્મમા મૂર્તિપૂજા ક્યારથી શરૂ થઈ એ ચોકસ કહેવુ તો મુશ્કેલ છે, પણ એમ માનવાને કારણ મળે છે કે એ બૌદ્ધ ધર્મની અસર છે બુદ્ધ ભગવાનના અવશેષો ઉપર બૌદ્ધોએ સ્તૂપો બધાવવા માંડયા તથા વિહારો બાધી તેમા બુદ્ધ ભગવાનની મૂર્તિ સ્થાપવા લાગ્યા તે પહેલાં આપણા દેશમાં મંદિરો બાધવાનો રિવાજ નહીં હોય એમ કેટલાક કહે છે અને પુરાણોમા મદિરો સંબધી ઉલ્લેખો છે તે પાછળથી દાખલ થયેલા હશે એમ માને છે

કેટલાક તો ઈશ્વરના અવતારની કલ્પના પણ બૌદ્ધકાળથી શરૂ થઈ હશે એમ માને છે પરતુ એક જ ઈશ્વરના અનેક રૂપો છે એવો ખ્યાલ તો વેદમાં જ છે તેમ જ વેદના કેટલાક ઋષિઓ હુ જ પોતે ઈશ્વર છુ એમ પણ બોલી ગયા છે એટલે લોકોનો ઉદ્ધાર કરવા માટે ઈશ્વર મનુષ્યરૂપ ધારણ કરે છે એ કલ્પના વેદધર્મને અપરિચિત નથી ભગવદ્ ગીતામા તો અવતારવાદનો સિદ્ધાત પૂરેપૂરો છે

૧૯૨૩

## ૯

## બુદ્ધનો સમય અને બુદ્ધનું કાર્ય

[અઢી હજાર વર્ષ પૂર્વે]

ડુંગરી મુલકમા રહેનાર લોકોને કુદરત સાથે તેમ જ આપસમાં હમેશાં લડવુ પડે છે તેમનામા સ્વતત્રતાનું અને જગનું વાતાવરણ હમેશા જાગ્રત રહે છે એ જ લોકો સપાટ મેદાનમા આવે એટલે આ સ્વભાવમાં ફેરફાર થઈ જાય છે વિસ્તીર્ણ, ફળદ્રુપ મુલક જોઈ માણસમાં કા તો સામ્રાજ્યની કલ્પના જામે છે, નહીં તો સ્વભાવમા સતાષ વધી માણસની અહિંસાવૃત્તિ દૃઢ થઈ જાય છે

ગગા યમુના નદીને કાઠે મહાન સામ્રાજ્યો સ્થપાયા, મહાન યુદ્ધો થયા અને અમુક વખત માટે લગભગ આખો દેશ વેરાન થયો એનો ઈતિહાસ મહાભારતમા આવી ગયો છે ત્યાર પછી આખા ભારતવર્ષને ફરી એક જીવનસૂત્રમાં લાવવાનો પ્રયત્ન બુદ્ધ ભગવાનની પ્રવૃત્તિથી થયો યુધિષ્ઠિરે ભારતવર્ષને એક સામ્રાજ્યછત્ર નીચે આણવાનો પ્રયત્ન કર્યો હતો ભગવાન બુદ્ધે અહિંસા અથવા પ્રેમના ધર્મછત્ર નીચે આખી દુનિયાને આણવાનો પ્રયત્ન કર્યો તે વખતનો કાળ પણ એને માટે અનુકૂળ જ હતો દેશમા મગધ, કોશલ, વત્સ, કાશી, અવતી વગેરે નાનકડા રાજ્યો પથરાયેલાં હતા શાક્ય, મલ્લ, કાલામ કોલીય, મોરીય, મલ્લ, વિદેહ, લિચ્છવી વગેરે લોકોના નાનકડાં પ્રજાસત્તાક રાજ્યો પણ હતાં. સામ્રાજ્યનો જૂનો આદર્શ

દૃષ્ટિ આગળ રાખી રાજાઓ સમ્રાટ બનવા આપસમાં લડતા સ્થળાભિમાન અને વર્ણાભિમાન ખૂબ વધી ગયાં હતાં, મૂળમાં કુલાભિમાન તો હતું જ લોકોનું જીવન આજના પ્રમાણમાં ગમે તેટલું સાદું હોય તોપણ મોજશોખની વૃત્તિ ખૂબ વધી ગઈ હતી ધર્મનું સ્વરૂપ બાહ્ય વિધિઓ નીચે દબાઈ ગયું હતું બીકથી કે લાલચથી કુદરતી શક્તિઓને સંતોષવામાં જ ધર્મનું સર્વસ્વ આવી જતું હતું મન્ત્રોની શક્તિ વિષે ભ્રામક કલ્પનાઓ વધી ગઈ હતી મન્ત્ર વડે સારીનરસી વાસનાઓ તૃપ્ત કરી શકાય છે, યજ્ઞયાગ કરી તેમાં દેવતાઓને અર્થે પશુનું બલિદાન આપવાથી પાપ ધોવાઈ જાય છે એવી માન્યતા લોકોમાં રૂઢ થઈ હતી જે થોડા લોકોને આ સ્થિતિની સૂગ ચડી હતી તેઓ બીજા છેડા ઉપર જઈ શરીરને જાતજાતનાં નિરર્થક કષ્ટ આપવામાં જ જિંદગીની સફળતા માનતા હતા સુખોપભોગમાં સબડી રહેલા લોકોમાં આવા દેહદમન કરનાર તપસ્વીઓની પ્રતિષ્ઠા બેહદ વધી હતી, અને મનુષ્યજીવનનો હેતુ શો છે, ધર્મ શામાં રહેલો છે, માણસનું માણસ પ્રત્યેનું અને બીજા પ્રાણીઓ પ્રત્યેનું કર્તવ્ય શું છે એનો સાચો ખ્યાલ લોકોમાંથી ભૂલાઈ ગયો હતો પંડિત લોકો નવરા બેઠા બેઠા ઈશ્વર સંબંધી અનેક ચિત્રવિચિત્ર કલ્પનાઓ ઊભી કરી પોતપોતામાં લડતા આત્મા છે કે નહીં, ઈશ્વરનું સ્વરૂપ કેવું છે, કયા યજ્ઞ કરવાથી કયું ફળ મળે છે વગેરે ચર્ચાઓ દિવસગત ચાલતી

વિચારી લોકો આ શુષ્ક ચર્ચા અને શુષ્ક જીવનથી અકળાઈ ગયેલા હતા નીચલી જાતિના અભણ લોકો તો તદ્દન દબાઈ ગયેલા હતા આ બધા દુઃખમાંથી ઊગરી જવાનો રસ્તો શોધી કાઢવા કોઈ સમાજહિતૈષી અને તેજસ્વી બુદ્ધિવાળા માણસની જરૂર હતી બુદ્ધ ભગવાને ધર્મનો ખરો કાયદો લોકોને સમજાવી એક તરફ ભોગવિલાસ અને યજ્ઞયાગનું ધતિંગ બંધ કર્યું અને બીજી તરફ આત્મા પરમાત્માની શુષ્ક ચર્ચાની પ્રતિષ્ઠા ઓછી કરી, દેહદમનનો કેડ વખોડયા અને વર્ણાભિમાનનો મદ પણ તોડયા, સુખવાદમાને લીધે લોકોને પામર થયેલા જોઈ બ્રહ્મચર્ય અને ત્યાગનું મહત્ત્વ લોકોને સમજાવ્યું અને પોતાના ધર્મનું ચુસ્ત રીતે આચરણ કરનાર લોકોનો એક ભાર સંઘ બનાવી તેમની મારફતે ભોગ અને ભ્રમથી કલુષિત થયેલા સમાજ ઉપર જાણે ચડાઈ કરી બુદ્ધે એમના વખતમાં જે સાચાં ધર્મતત્ત્વો શાસ્ત્રોમાં હતાં તેના જ અનુવાદ કરી સર્વ વર્ણના લોકોને તેનો ઉપદેશ કર્યો અને સદાચાર એ જ ધર્મનો પાયો છે, અહિંસા અને ત્યાગ એ જ ધર્મનો આધાર છે આમ બધા લોકોને સમજાવી દીધું

વૈદિક સંસ્કૃત ભાષાની જ સમાજમાં અત્યંત પ્રતિષ્ઠા છે, માટે તે જ ભાષામાં તમારો ઉપદેશ લોકો વી મારીએ એવી માગણી બુદ્ધના કેટલાક પંડિત શિષ્યોએ કરેલી બુદ્ધે સાફ કહ્યું કે "આવી પ્રતિષ્ઠા હું તાકતો નથી છું ... લોકોમાં બોલાતી બધી ભાષામાં મારો ઉપદેશ તમે ફેલાવો ધર્મ બધાને માટે છે"

આમ સામાન્ય લોકો ઉપર આવ્યા ... જ ... રતી રીતે ... મું

# ૧૦
# જીવતો સંઘ

## ૧

## આર્યસમાજ*

આર્યસમાજ એ એક જીવતો સંઘ છે, ઉઘાડી આંખે દુનિયા તરફ જોનાર એ એક સંગઠિત સંસ્થા છે

પોતે અસહિષ્ણુ નથી એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન તમે શા માટે કરો? શું અસહિષ્ણુતા એ હમેશ દુર્ગુણ જ છે? અને સહિષ્ણુતા એ સદૈવ સદ્‌ગુણ જ છે? મહાભારતમા એક ઠેકાણે કહ્યુ છે કે સહિષ્ણુતા એ ભારવાહી ગધેડાનું ભૂષણ છે પડયા રહેવુ, અપમાન સહન કરવા, લૂટાઈ જવુ, અને છતા એનો જવાબસરખો પ્રતિકાર ન કરવો, એ જો સહિષ્ણુતા હોય તો તે સદ્‌ગુણ નથી, એ અધર્મ છે, પાપ છે આપણા પર દુ ખ આવી પડે અને આપણે એનો સામો જવાબ ન વાળીએ એમા પુરુષાર્થ નથી. એ તો પાતક છે કેમ કે જે જે આપણને પાડે છે, આપણો પાત કરે છે તે પાતક છે

સહિષ્ણુતા બે પ્રકારની હોય છે એક નિષ્ક્રિય જડતાની, પામરતાની, કાયરતાની, અને બીજી વ્યાપક દૃષ્ટિની, પ્રેમની, સર્વસમર્થ ઉદારતાની પામર માણસ ઉદારતાને નામે પોતાની નિર્બળતા ઢાકે છે, અને પોતે ભારે સહિષ્ણુ હોવાનો ડોળ કરે છે પણ એના જીવનમાં તેજ નથી દેખાતું આવી સહિષ્ણુતા કરતા અસહિષ્ણુતા સારી બીકથી ડરી જવા કરતા ઝનૂની થઈ સામે થવામાં જ ઉન્નતિ રહેલી છે તમારા ધર્મનું એકાદ સુંદર તત્ત્વ ભલે હણાય, પણ આત્મા તો ન જ હણાવો જોઈએ. આત્મા હણાય ત્યા આખો ધર્મ હણાયો પ્રતિકાર એ જીવત દશાની નિશાની છે તેજસ્વી પુરુષ અપકારને શી રીતે સહન કરી બેસે?

પણ વિચારવાન શૂરવીર દીર્ઘદૃષ્ટિથી જુએ છે કે આધળા થઈને લડવામાં માલ નથી, સહન કરીને જ આપણે જીતવાના છીએ, સહન કરતાં આપણે બાજી ખોવાના નથી, ઊલટું પરિસ્થિતિ પર વિજય મેળવવાના છીએ ધૈર્યવાન માણસ આપભોગપૂર્વક ઘણું સહી લે છે, અને માનવસંસ્કૃતિને ઊંચે ચડાવે છે જેમ ગાળનો જવાબ ગાળથી આપવાથી આપણે એક જાતનો 'ન્યાય' ભલે મેળવતા હોઈએ, પણ આપણી પોતાની કે સમાજની ઉન્નતિ સાધતા નથી, તેમ જ

*સૂપા ગુરુકુળના વાર્ષિક ઉત્સવ પ્રસગે પ્રમુખસ્થાનેથી આપેલુ ભાષણ તા ૩૧ ૮ ૧ ૨૮

દરેક વિરોધીનો વિરોધ કરવાથી હમેશ આપણે શ્રેય જ સાધીએ છીએ એમ નથી પોતાના બળના ભાનથી, જ્યારે આપણે જ્ઞાનપૂર્વક સહન કરીએ છીએ ત્યારે ધર્મ સોળે કળાએ પ્રકાશે છે, અને અંતે સૌનુ કલ્યાણ થાય છે દુષ્ટ માણસ પર વિજય મેળવવા કરતાં દુષ્ટતા ઉપર જ જો વિજય મેળવી શકીએ તો તે શ્રેષ્ઠ પગલું છે એમ કોણ કબૂલ નહીં કરે? क्षमा वीरस्य भूषणम् કેમ કે એની ક્ષમા પાછળ ડર નથી હોતો પણ જો આપણને એમ જ લાગતું હોય કે સહન કરવાથી આપણે બધુ ખોઈશુ, સહન કરવા જેટલા આપણે સમર્થ નથી, તો સબળ હોવાનો ડોળ કરવા કરતાં વિરોધનો પ્રતિકાર કરીએ એ જ ઠીક છે એમાંથી જ આગળનો રસ્તો મળવાનો છે

આર્યસમાજનો પ્રથમ પરિચય મને ઉત્તર હિંદુસ્તાનમા થયો પ્રથમ દર્શને જ મેં જોઈ લીધુ કે આર્યસમાજીઓ કોઈની સાથે અથડામણમા આવતાં સકોચ નથી રાખતા, પોતાના વિચારોનો પ્રચાર કરતા સામા માણસને ખોટુ લાગશે કે કેમ એનો વિચાર કરવા તેઓ નથી બેસતા પોતાના અભિપ્રાયો અને સિદ્ધાતો વિષે તેઓ એટલા બધા પારમાર્થિક (Serious) હોય છે કે તેઓ જ્યા ત્યાં વિવાદ કરવા ઊતરી પડે છે 'આ હુ અહીં છુ, અને આ છે મારા વિચારો એને સ્વીકારો અથવા એના રદિયા આપો,' એમ એમને કહેતા સાભળી મને થતુ કે આ મડનમિશ્રનો નવો અવતાર થયો છે તે વખતે આર્યસમાજી પ્રચારકો જોડે વાદવિવાદમાં ઊતરી મેં એમની પાસેથી આર્યસમાજ વિષે ખૂબ જાણી લીધુ માત્ર મારી વાદવિવાદની મર્યાદા જુદી હતી વાદવિવાદમા એક માણસ બીજાને હરાવી શકે, પણ પોતે જીતી ન શકે વિવાદ વખતે બંને વાદીઓ કઈક પ્રતિનિવિષ્ટ* હોય છે એકબીજાનો પક્ષ એકબીજા સમજી ગયા છે એટલી ખાતરી થાય એટલે વિવાદનો અંત આણવો જોઈએ માણસ સામા પક્ષની દલીલ ઘણી વાર વિવાદ પછીના એકાંતમાં જ હજમ કરી શકે છે

શાત વાદવિવાદને પરિણામે જણાઈ આવે છે કે દરેક ધર્મમા કાંઈક ખૂબી તો છે જ મુસલમાનો મૂર્તિપૂજાનો વિરોધ કરે છે તે મૂળમાં હિંદુઓને ચીડવવા ખાતર નહીં, પણ સાચે જ તેઓ મૂર્તિપૂજામાં ઈશ્વરનુ હડહડતું અપમાન જુએ છે, એ હુ જોઈ ગયો મૂર્તિપૂજામાં તમે ભ્રમ ભલે જુઓ, પણ એની પાછળ ઈશ્વરની ભક્તિ જ છે ઈશ્વરનું અપમાન કરવાની દાનત નથી, એમ તેમને સમજાવવાનો હુ પ્રયત્ન કરતો અને કહેતો કે મૂર્તિમા પરમેશ્વર જોનારમાં જડતા પણ સભવે, અને ઉચ્ચ આધ્યાત્મિક દૃષ્ટિ તથા કવિહૃદય પણ સભવે

આર્યસમાજીઓની દલીલો પાછળ પણ હુ એમની ધર્મસેવાની સુધારકવૃત્તિ જોઈ શકતો હિંદુ ધર્મમાં પેઠેલા ચમત્કારો, વહેમો, પામરતા અને સત્તાવાદથી આ

* પ્રતિનિવિષ્ટ = સામા થઈને બેઠેલા, હઠાગ્રહી.

લોકો અકળાયા છે, તેથી એની સામે થાય છે, એમ જોઈ મારો આત્મા સંતોષ પામતો. કેટલાંક હિંદુ શાસ્ત્રોમાં લોકોનાં મન પર ધર્મનાં તત્ત્વો ઠસાવવા માટે બીક અને લાલચનો છૂટથી ઉપયોગ કરેલો છે. ઘરમાં બીક, બહાર બીક, જળમાં બીક, સ્થળમાં બીક! અને જાણે જમીન પરના જાલિમો બસ ન હોય તેમ આકાશમાં પણ શનિ, રાહુ અને કેતુઓની બીક ઊભી કરી. આવી બીક એ જ જો ધર્મનો પાયો હોય તો એ ધર્મનો નાશ થાય તે જ સારું.

આર્યસમાજીઓમાં પણ શાસ્ત્રવચનોનો આગ્રહ જોઈ મને થતું કે મારામાં એ વૃત્તિ કેમ નથી? હું તો સનાતની હિંદુ, બધાં શાસ્ત્રોમાં માનનારો. પણ મેં કોઈ કાળે શાસ્ત્રોને પીનલ કોડ જેવાં માન્યાં જ નથી. મારે મન શાસ્ત્રો એટલે અનુભવી અને મુરબ્બી લોકોનાં વચનો. તેમના પ્રત્યે આદર હોય, અશ્રદ્ધા ન હોય. પણ એમાંથી જેટલું હું સમજી શકું અને મારે ગળે ઊતરે તેટલાનો જ મારાથી સ્વીકાર અને અમલ થાય. શ્રદ્ધા રાખવા છતાં જો અમુક વસ્તુ ખરાબ જ છે એવી પ્રતીતિ થતી હોય, તો શાસ્ત્રોમાં તેનું વિધાન છે એટલા ખાતર તે કરવા કે સ્વીકારવા હું પ્રવૃત્ત ન થાઉં.

ઉત્તર હિંદુસ્તાનમાં આર્યસમાજીઓ અને સનાતનીઓ જ્યારે લડતા ત્યારે સનાતનીઓની ભારે કફોડી દશા થતી. આર્યસમાજીઓને માથે તો એકલું વેદશાસ્ત્ર જ. સનાતનીઓને માથે ઢગલાબંધ શાસ્ત્રગ્રંથો. એ બધાનો બચાવ કરે તો જ તે જીતે. અને વેદનો વિરોધ તો એમનાથી થાય જ નહીં. આવા વાદવિવાદમાં હું ઊતરું ત્યારે કહું કે મારે મન બધાં શાસ્ત્રો શ્રદ્ધાપાત્ર, એટલે કે આદરને યોગ્ય છે. પણ પ્રમાણ તરીકે કોઈ ગ્રંથને હું ન માનું. આર્યસંસ્કૃતિના ઊગમ તરીકે અને અનુભવી ઋષિઓનાં મુખમાંથી નીકળેલા ઉદ્‌ગાર તરીકે વેદ મને પૂજ્ય છે. પણ નિશ્ચિત અર્થ જાણ્યા વગર એને પ્રમાણ તરીકે શી રીતે સ્વીકારું? વેદોનો અર્થ સાયણાચાર્ય એક રીતે કરે તો યાસ્કાચાર્ય બીજી રીતે કરે. લોકમાન્યનો અર્થ જુદો, અને અરવિંદ ઘોષનો જુદો. સ્વામી દયાનંદ સરસ્વતીનો તો એથીયે જુદો. અને તેઓ પોતે જ કહી ગયા છે કે વેદનો અર્થ કરવાનો હક દરેક જણને છે. આવી સ્થિતિમાં વેદોના પ્રામાણ્ય વિષે ક્યાં શાસ્ત્રાર્થ કરવા જઈએ? જેટલું ધ્યાનમાં આવે તેટલું સ્વીકારીએ. બાકીનું નથી સમજાતું એમ કહીને કોરે મૂકીએ. પણ એની નિંદા ન કરીએ. જ્યાં સુધી મારી શુદ્ધ મતિ ચાલે, મારો અનુભવ પહોંચે, અને શ્રદ્ધા ટકી શકે ત્યાં સુધી શાસ્ત્રોને હું માનું. મારે મન પ્રાચીનકાળનાં શાસ્ત્રોના વ્યાકરણશુદ્ધ કે તર્કશુદ્ધ અર્થ કરતાં શ્રદ્ધાવાન અને અનુભવી ધર્મદ્રષ્ટા સત્પુરુષોનાં જીવતાં વચનો વધારે મહત્ત્વનાં છે. એમના શબ્દો પર વિશ્વાસ રાખી મને દોરવવાનું કામ હું એમને સોંપું.

આવી વૃત્તિથી કરેલી ચર્ચાઓમાં અમને રસ ખૂબ આવતો. આર્યસમાજીઓની ધર્મચર્ચા કરતાં તેમની સમાજસેવા અને તેમનો આપભોગ મને હમેશ વધારે

ઉજ્જ્વળ લાગ્યાં છે. એવા લોકોનાં કડવાં વચનો પણ મીઠાં લાગે. काश्मीरजस्य कटुतार्ऽपि नितान्त रम्या। કાશ્મીરના કેસરની કડવાશ પણ લિજ્જતદાર હોય છે. દયાનંદ સરસ્વતી જેવો તેજસ્વી બ્રહ્મચારી અને સમાજહિતૈષી જ નિર્ભયતાથી કોઈ રાજાને પણ કહી શકે કે 'કૂતરો થઈશ મા.' સ્વામી દયાનંદથી માંડીને સ્વામી શ્રદ્ધાનંદ સુધી બલિદાન આપનારા વીરો જે સમાજમાં પાકતા જાય છે, તે સમાજનું તેજ હમેશાં ઉજ્જ્વળ રહેવાનું છે. કોઈ પણ ધર્મનો પ્રચાર એના ધંધાદારી અથવા પ્રાકૃત ગાયકો અને પ્રચારકો દ્વારા નથી થતો, પણ શુદ્ધ બલિદાનથી જ થાય છે. ધર્મનો પ્રચાર તે ધર્મના તેજથી થાય છે.

આજે શુદ્ધિની તેમ જ ગુણકર્માનુસાર ચાતુર્વર્ણ્યની ચર્ચા ઘણી થઈ છે (સાચું કહું તો અસ્પૃશ્યોની તમારી શુદ્ધિ મને જરાયે ગમતી નથી. અસ્પૃશ્યોની શુદ્ધિ શા માટે કરીએ? એમણે ક્યાં પાપ કે ગુના કર્યા છે કે આપણે એમને અશુદ્ધ ગણીએ? મડદાં ચીરે અને ચંપલ બનાવે કે જાજરૂ સાફ કરે એટલા માટે તેઓ અશુદ્ધ? એ તો ઉપયોગી ધંધાઓ છે. એ દ્વારા તેઓ સમાજની કીમતી સેવા કરે છે. જાજરૂ સાફ કરીને તેઓ સમાજને આરોગ્ય બક્ષે છે. એક બંગાળી કવિએ પોતાની કવિતામાં, જાતે હળાહળ પી જઈ દેવોને અમૃત આપનાર નીલકંઠ સાથે અસ્પૃશ્યોને સરખાવ્યા છે. એવા વર્ગની વળી શુદ્ધિ શી? હું તો 'અસ્પૃશ્યો'ને દૂર રાખનાર 'સ્પૃશ્ય' વર્ગની શુદ્ધિ ચાહું છું. હું એમને કહું છું કે ભાઈઓ, તમારાં હૃદય શુદ્ધ કરો, અને ઉત્તમ પ્રકારની સેવાથી તમને ઋણમાં રાખનાર આ અભાગી કોમને અપનાવો. એમને દૂર રાખી હિંદુ કોમનું સંગઠન થવાનું નથી. એક અસ્પૃશ્યતા કાઢી નાખીએ એટલે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી બધા સાથેનો ઝઘડો મટી જાય. સાવ મટી ન જાય તોયે હળવો તો જરૂર થાય.)

આર્યસમાજ અસ્પૃશ્યતામાં માનતો નથી. છતાં ગુજરાતના કેટલાક આર્યસમાજીઓ અસ્પૃશ્યતાનિવારણમાં મોળા છે, ઊંડે ઊંડે અથવા છાની રીતે અસ્પૃશ્યતાને સંઘરે છે. રૂઢિગ્રસ્ત સનાતનીઓ અસ્પૃશ્યતાને સંઘરે તો એ સમજાય એવી વાત છે. પણ તમે તો ધર્મનો ઉદ્ધાર કરવા નીકળેલા. રૂઢિના શત્રુ. તમે અસ્પૃશ્યતાને સંઘરો તો અવધિ જ થઈને! વહેમમાંથી મુક્તિ મેળવીને તમે પોતાને પુણ્યપાત્ર ગણતા હો તો જૂનું વચન ટાંકીને તમને કહું:

अन्यक्षेत्रे कृतं पापं पुण्यक्षेत्रे विनश्यति।
पुण्यक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति॥

બીજી વાત, ચાતુર્વર્ણ્યને તમે જન્મસિદ્ધ નથી માનતા, પણ ગુણકર્મ પ્રમાણે માનો છો. ભગવદ્ગીતામાં શ્રીભગવાને કહ્યું છે :

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्म-विभागशः।

એમાં ભાર 'गुणकर्मविभागशः' ઉપર કે 'मया सृष्टं' ઉપર આપવો એની ચર્ચામાં હું નહીં ઊતરું. હું તમને એટલું જ કહું કે ચાતુર્વર્ણ્યનો આધાર ગમે તે

હો. એમા ઉચ્ચનીચભાવ ન જ હોવો જોઈએ સૌ પોતપોતાને સ્થાને નરખા જ છે ઉચ્ચનીચભાવ આવ્યો એટલે હરીફાઈ આવી જ સર્વોચ્ચ સ્થાને દરેકને પહોંચવાની ઈચ્છા જરૂર હોય. તેને ના કેમ પડાય? હરીફાઈ અને ચાતુર્વર્ણ્ય એ બેનો મેળ ન ખાય. આર્યસમાજમાં પણ જો બ્રાહ્મણ એ શ્રેષ્ઠ અને શૂદ્ર એ કનિષ્ઠ એવો ઉચ્ચનીચભાવ ચાલુ રહેશે તો એ સમાજ સનાતની સમાજ કરતા પણ વહેલો પડશે સંસ્કારો મેળવવાનો, મોક્ષ મેળવવાનો, સમાજસેવા કરવાનો, ભૂતમાત્રની સેવા કરવાનો હક સૌને સમાન હોય એમા બહારથી મર્યાદા મૂકવાનો કોઈને હક નથી ચાતુર્વર્ણ્ય તો સમાજમાં આજીવિકાની શાંતિમૂલક અને પ્રગતિપોષક વ્યવસ્થા કરવા પૂરતું જ છે જ્યાં પરસ્પર હિતસંબંધ પરસ્પર વિરોધી થવાનો સંભવ હોય, જ્યા એકનો લાભ વધે એમા બીજાની હાનિ હોય, ત્યા વ્યવસ્થાની જરૂર છે

હુ તો વર્ણવ્યવસ્થાને મનુષ્યસ્વભાવમા રહેલી સંસ્થા માનુ છું અને જ્યા સુધી મનુષ્યસ્વભાવ ઘડવામા ઈશ્વરનો હાથ છે એમ આપણે માનીએ છીએ, ત્યાં સુધી ચાતુર્વર્ણ્ય ઈશ્વરકૃત છે કે મનુષ્યકૃત એ ચર્ચા મારે મન નકામી છે મનુષ્યસ્વભાવ ઝટઝટ બદલાતો નથી આપણે પુનર્જન્મમાં માનીએ છીએ, વંશપરંપરાગત સંસ્કારોમા માનીએ છીએ અને કેળવણી દ્વારા, ધર્મસંસ્કારો દ્વારા સ્વભાવને ઈષ્ટ દિશામા વાળી શકાય છે એમાં પણ માનીએ છીએ. એ બધાનો વિચાર કરી ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા આપણે આપણા મનમા સ્થિર કરી શકીએ છીએ

ચારે વર્ણ મળીને સમાજનું વિરાટ શરીર બને છે, કોઈ પણ વર્ણને પોતાપૂરતો વિચાર કરી સ્વતન્ત્ર કે અલગ રહેવાનો હક નથી, એ વાત વેદના પુરુષસૂક્તમાં સ્પષ્ટ છે હિંદુઓમા જ્યારથી દરેક વર્ણ અને દરેક જાતિ પોતપોતાનું મહાજન બાધી, બીજા વર્ણ તથા જાતિ વિષે ઉદાસીન કે બેદરકાર થયાં ત્યારથી ચાતુર્વર્ણ્યનો નાશ થયો છે એમ મને ભાસે છે બ્રાહ્મણો બ્રાહ્મણો પૂરતો જ વિચાર કરે, બીજા ત્રણ વર્ણના ઉત્કર્ષ વિષે બેદરકાર રહે તો તે વર્ણોના ગુરુ મટી શેતાન બને છે ક્ષત્રિય પોતાની કોમના આપભોગથી સમાજ સમસ્તને બચાવવાને બદલે પોતાની કોમના હકો સાચવવા અને કોમની સરસાઈ સાધવા પાછળ મંડી પડે, તો તેણે ચાતુર્વર્ણ્યનો ઈનકાર કર્યો એમ જ કહેવું પડશે વૈશ્યો આખા સમાજ માટે ખેતી અને ગોરક્ષા કરવાનું છોડી દે અને પોતાની કોમનું જ ભલુ કરવા પાછળ પોતાના દાનનો પ્રવાહ વાળે, તો તે આર્ય હિંદુ ધર્મના શત્રુ થયા ગણાય ચારે વર્ણ મળીને એકછત્ર સમાજ બને છે એમ બતાવવા ખાતર જ વૈદિક ઋષિએ સહસ્રશીર્ષા પુરુષની કલ્પના બાધી પણ એ ઉપમા તાણીને, પગ એ શરીરનો અર્ધો ભાગ છે માટે સમાજનો અર્ધો ભાગ શૂદ્ર હોય એવુ અનુમાન આપણે ન કાઢીએ પોતાની આસપાસના માણસમાત્રને સંસ્કારી બનાવવા એ દરેક સમજુ માણસની ફરજ છે બ્રાહ્મણ એટલે કે કેળવણીકાર જો એમ કહે કે, 'અમુક અમુક વર્ગને

હુ સંસ્કારો દ્વારા દ્વિજ નહીં જ કરુ,' તો એ વર્ણનું દેવાળુ નીકળ્યુ જ સમજવું

સમાજમાં કેટલાક લોકો દુર્ભાગ્યે જડ, મંદ કે અપંગ રહેવાના પ્રયત્ન કરવા છતાં સંસ્કારો ગ્રહણ ન કરી શકે એવા લોકો માટે, દ્વિજોની એટલે કે સંસ્કારી લોકોની પરિચર્યા કરી પોતાની આજીવિકા મેળવવાની વ્યવસ્થા શૂદ્ર વર્ણમાં છે પરિચર્યા એટલે કે માણસની વ્યક્તિગત સેવા અંગ્રેજીમાં એને menial service કહે છે સ્વાશ્રયી સમાજમાં પરિચર્યાને સ્થાન ઓછામાં ઓછું હોય. સંસ્કારી લોકો સમાજસેવા તરીકે માંદા કે અપંગની પરિચર્યા કરે, વિદ્યાર્થીઓ ધર્મબુદ્ધિથી પોતાના ગુરુઓની પરિચર્યા કરી તેમને અધ્યાપન માટે જોઈતી નવરાશ મેળવી આપે, દરેક કુટુબમાં યુવાનો અને યુવતીઓ કૃતજ્ઞતાબુદ્ધિથી અને ભક્તિથી કુટુબનાં અતિવૃદ્ધોની પરિચર્યા કરે, એ સ્વાભાવિક છે આવી પરિચર્યા કરનાર હમેશાં ચડે છે પણ આવી પરિચર્યા એ નૈમિત્તિક ધર્મ છે પરિચર્યાનો ધધો કરનાર અને એમાંથી આજીવિકા મેળવનાર વર્ગ બાંધી એની સંખ્યા વધારવી એ સમાજનું વહાણ ડુબાડવા તરફની પ્રવૃત્તિ છે

(જેમ કેળવણીકાર બ્રહ્મચારિણી મૉંટેસોરીએ અપંગ બાળકોમા પણ સસ્કારો રેડવાની નવી નવી પદ્ધતિઓ શોધી કાઢવાનું બીડુ ઝડપ્યુ તેમ આપણે પણ તમામ શૂદ્રોને કેળવણી અને શુભ સસ્કારો દ્વારા દ્વિજ કરવાનું બીડુ ઝડપવુ જોઈએ સમાજનો એકેએક શૂદ્ર એ વિદ્યાગુરુ બ્રાહ્મણના પરાજયની પતાકા છે એમ એને લાગવું જોઈએ સમાજમા શૂદ્રોની સખ્યા જેટલી ઓછી તેટલો તે સમાજ વધારે બળવો અને સામર્થ્યવાન થાય છે)

જેટલા લોકો સ્વતંત્ર ધધો કરી આજીવિકા મેળવે છે અને સમાજના યોગ-ક્ષેમમાં પોતાનો પૂરતો ફાળો આપે છે, તે બધા વૈશ્ય પછી તે ધધો રાજ્યવહીવટનો હોય, ઘરેણા ઘડવાનો હોય, દવાપાણી કરવાનો હોય, કે જોડા સીવવાનો હોય વિરાટ વૈશ્યવર્ણમા અનેક જાતિઓ અને કોમોનો સમાવેશ થાય છે (વેદમા તો 'વૈશ્ય' અથવા તો 'વિશ્' શબ્દ સામાન્ય માણસ એ અર્થમા આવ્યો છે બ્રાહ્મણપુત્ર શુનઃશેપ વરુણની પ્રાર્થના કરતા કહે છે 'હે દેવ વરુણ, અમે બધા વિશ હોઈ સ્ખલનધર્મી છીએ, તારા નિયમો રોજ તોડીએ છીએ અમારા પર કોપ ન કરીશ' વૈશ્યસમાજ એ જ મનુષ્યસમાજનો મોટો ભાગ હોઈ શકે)

બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બે વર્ણો સમાજની વિશિષ્ટ અને ઉત્કટ પારમાર્થિક સેવા પરત્વે ઉત્પન્ન થયેલા છે ધર્મપ્રચાર અથવા કેળવણીપ્રચારને પ્રતાપે જો આખો સમાજ સાત્ત્વિક થઈ જાય, તેજસ્વી બની જાય, તો ક્ષત્રિય વર્ણને ઝાઝુ કામ ન રહે ધર્મની શક્તિ પર જો આપણો સાચો વિશ્વાસ હોય તો આપણને જરૂર લાગે કે એવો વખત આવવાનો જ છે જ્યારે મનુષ્યસમાજમાથી અન્યાય, જુલમ અને વિગ્રહ નાશ પામશે (તેજસ્વી સમાજ પોતાના રક્ષણનું કામ હમેશ અમુક

વર્ગને જ સોંપી દેશે એમ નહીં બને स्ववीर्यगुप्ता हि मना प्रसूतिः । મનુની પ્રજા — માનવજાતિ પોતાના વીર્યથી જ પોતાનું રક્ષણ કરે, બીજા પાસેથી રક્ષણ ન શોધે, એ સ્થિતિ કોક દિવસ તો આવવી જ જોઈએ ત્યાં સુધી પ્રજાના રક્ષણને અર્થે પોતાનું બલિદાન આપવા તત્પર એવો એક વર્ણ સમાજ પાસેથી પોતાની આજીવિકા મેળવવા હકદાર રહેશે જ ક્ષાત્રવૃત્તિ સમાજના એકેએક માણસમાં કેળવાય એ ઇષ્ટ છે પણ ક્ષાત્રવર્ણ મોટો રહે કે નાનો રહે એ તે તે કાળની પરિસ્થિતિ પર આધાર રાખે છે )

(બ્રાહ્મણનો ધર્મ વિદ્યાની ઉપાસના, વિદ્યાવૃદ્ધિ અને વિદ્યાપ્રચાર, ધર્મનું પાલન, ધર્મનું સંસ્કરણ અને ધર્મનો પ્રચાર એ જ છે જ્યાં સુધી મનુષ્યપ્રાણી જન્મત. જ જ્ઞાન લઈને આવતું નથી, સંસ્કારોની કેળવણીની અપેક્ષા રાખે જ છે ત્યાં સુધી બ્રાહ્મણવર્ણ રહેવાનો જ. બ્રાહ્મણ પોતાનાં જ્ઞાન અને દીર્ઘદૃષ્ટિ વડે સમાજનો સ્વાભાવિક આગેવાન થઈ શકે છે એ સમાજભક્ષક ન થાય એટલા માટે આપણા શાસ્ત્રકારોએ એના પર ત્રણ જાતની મર્યાદાઓ મૂકી છે બ્રાહ્મણ સંપત્તિ, સત્તા અને સુખ ત્રણેની બાબતમાં વિરક્ત રહે. બ્રાહ્મણે પોતાની ઇન્દ્રિયો પર વિજય મેળવવો જોઈએ, ગરીબાઈમાં રહેવું જોઈએ, ધનસંચયની લાલસા છોડી દેવી જોઈએ, સત્તાધીશ થવાનો લોભ ન રાખવો જોઈએ મહાન ચાણક્યે સત્તા વાપરી પરદેશના જબરદસ્ત લોકોને હાંકી કાઢવા માટે મ ધ્યદેશમા મહાન હિંદુ સામ્રાજ્ય સ્થાપવાની પેરવી કરી, પણ અંતે એ બ્રાહ્મણધર્મથી વિરુદ્ધ કર્મ કર્યા માટે તેણે ભારે પ્રાયશ્ચિત્ત કર્યું આજે યુરોપના બ્રાહ્મણો જુઓ શી રીતે દુનિયાને સળગાવવા લાગ્યા છે! )

( આજે વર્ણધર્મ હુ ક્યાયે જોતો જ નથી જ્યાં ત્યાં જાતિઓ દેખાય છે જાતિ એ લોહીના સબંધ પર રચાયેલી સસ્થા છે એ સંસ્થા ટોળાધર્મી છે વર્ણ સાસ્કૃતિક છે, જાતિ પ્રાકૃતિક છે ઘાસ જેમ એની મેળે ઊગે છે તેમ જાતિઓ એની મેળે બધાય છે એ ધર્મને નહીં પણ કુદરતને વશ રહે છે સંસ્કારપ્રધાન વર્ણવ્યવસ્થાને ટકાવવા માટે એણે જાતીય વ્યવસ્થાના જગલને કાઢી નાખવાની જરૂર છે)

ધર્માંતરની બાબતમા મારા વિચાર જુદા છે પોતપોતાના સમૂહની સંખ્યા વધારવાની ઇચ્છાથી થતું ધર્માંતર ધાર્મિકતાને વીસરી જઈ ટોળાધર્મને પ્રાધાન્ય આપે છે, હિંદુસ્તાનમાં ખ્રિસ્તીઓનો અનુભવ જુઓ. એકાદ વ્યક્તિ ખ્રિસ્તી થાય એટલે એ પોતાના મૂળ સમાજમાથી ઊખડી જાય છે નવા સમાજમા એનાં મૂળિયાં સ્વાભાવિકપણે પેસતાં નથી. મોટી મોટી સંખ્યાને અથવા આખી કોમને વટલાવવા જતાં એવો સમાજ પોતાના જૂના સંસ્કારો અને વહેમો છોડતો નથી ધર્માંતર કરી ફક્ત નામનું લેબલ જ બદલે છે એવા વર્ગો જૂના સમાજથી વિખૂટા પડે છે, અને નવા સમાજને બોજારૂપ થઈ જાય છે જોઈએ છે હૃદયાન્તર, હૃદયની શુદ્ધિ, સસ્કારોની ઉચ્ચતા એને માટે તો દરેક ધર્મમાં અવકાશ છે જ દરેક માણસ

પોતાના આચરણ દ્વારા પોતાના જીવનસિદ્ધાંતોનો ઉત્કર્ષ બતાવે એની અસર સ્વાભાવિક રીતે થઈ શકે એટલી આસપાસના સમાજ પર થવાની જ્યાં સુધી લોકો કહેશે કે 'એકલો અમારો જ ધર્મ સાચો, બાકીના બધા જૂઠા', ત્યાં સુધી ધર્મવિગ્રહ રહેવાનો, અને ધર્મને નામે અધર્મ ફેલાવાનો મુસલમાન ધર્મમાં જ કહ્યુ છે કે ઈશ્વરે દરેક દેશને અને દરેક જમાનાને ધર્મપુરુષો આપેલા જ છે, કોઈ પણ નમાજ કે કોઈ પણ કાળ અનાથ રાખ્યો નથી આપણે પણ ધર્મ-સંસ્થાપનાર્થાય યુગે યુગે અવતારો આવે છે એમ માનીએ છીએ. ઈશ્વરની વ્યવસ્થા એવી જ હોય ભિન્ન ભિન્ન પરિસ્થિતિ પરત્વે, ભિન્ન ભિન્ન જનસ્વભાવ પરત્વે ધર્મનુ કલેવર ભલે જુદુ જુદુ રૂપ પકડે, પણ ધર્મતત્ત્વ બીજમાં સર્વત્ર સરખું જ ઓતપ્રોત છે એ વ્યવસ્થા સર્વત્ર સમજાશે ત્યારે જ જગતમાં શાંતિ સ્થપાશે આપણા વેદ ખુલ્લા છે. વિવૃતાશ્ચ વેદા । બધા જ ધર્મગ્રંથો બધા માટે છે દરેક માણસ પોતાના ધર્મ પ્રમાણે ચાલતો છતાં બધા ધર્મોના ગ્રંથોનુ, રિવાજોનું અને સસ્કારોનું અધ્યયન કરે, અને ઈશ્વરની વિવિધ લીલા સમજી લઈ ધન્ય થાય આમ ચાલીશું ત્યારે દુનિયાના બધા જ ધર્મો સાચા છે, માંગલ્યપરાયણ છે એવી ખાતરી થશે, અને આપણા આ ભારતવર્ષમાં સર્વ ધર્મોનું એક વિશ્વકુટુંબ સ્થપાશે આપણી કેળવણીની સસ્થાઓ એવા ધર્મકુટુંબનું ધ્યાન ધરે અને તેને સિદ્ધ કરવા મથે. એ જ ઇચ્છવા જેવું છે એ દિશાએ ચાલવાની શક્તિ આપણને મળે, અને મિત્રની આંખે આપણે બધા તરફ જોઈ શકીએ એવી પ્રાર્થના કરી હુ આપ સૌની રજા લઉં છું

## ૨

## સનાતન આર્યસમાજ

આર્યસમાજમાં સંન્યાસીઓ છે, ગૃહસ્થી છે, રાજનીતિજ્ઞો છે, કેળવણીકારો છે, રાજકારણથી ગભરાનારા પેન્શનરો છે અને પૂરેપૂરી નાગરિકતા નહીં અનુભવનારા સરકારી અમલદારો પણ છે આર્યસમાજ એક સુધારક પથ છે, જોકે તેમાંયે પ્રગતિ જોઈને ભડકનાર, રાજકારણથી ગભરાનાર અને 'આપણે તો ઘણુ કરી નાખ્યું, હવે તો કર્યું તે સંભાળવાનું કામ જ રહે છે,' એવુ માનનાર ક્ષેમપરાયણ લોકો પણ છે કોઈ કોઈ વખતે એવા લોકોના હાથમાં સમાજની ધુરા આવી જાય છે અને સુધારક લોકોને આર્યસમાજના ભવિષ્ય વિષે ક્ષણિક ઉદ્વેગ થઈને નિરાશા આવે છે

આમ હોવા છતાંયે આર્યસમાજ એક જીવતો સમાજ છે એણે ઠીક ઠીક પ્રગતિ સાધી છે સનાતનીઓ સામે પહોંચી વળવાની પદ્ધતિ પણ તેણે હવે ખૂબ પ્રમાણમા બદલી નાખી છે આર્યસમાજનું ભવિષ્ય ઊજળું છે કોઈ વખત આર્યસમાજનો અસ્ત થશે તો તે પોતાના આદર્શમા શ્રદ્ધા ઘટવાને કારણે અથવ

તો પોતાના પ્રયત્નમાં નિષ્ફળતા મળવાને કારણે અસ્ત નહીં થાય પણ પોતે કરવા ધારેલા સુધારાનું કાર્ય પૂરું થવાને કારણે કૃતાર્થતા અનુભવી પોતાના જૂના સ્વરૂપને છોડી દેશે અને જૂની પ્રેરણાને નવું રૂપ આપવા માટે નવું શરીર ધારણ કરશે

સનાતન એટલે નિત્યનૂતન મૂળભૂત સિદ્ધાન્તોને પ્રાણાન્તે પણ સાચવીને બાહ્ય સ્વરૂપમા સમય સમય પર પરિવર્તન કરતા રહેવું એમા જ સાચુ સનાતનત્વ છે આવું સનાતનત્વ આર્યસમાજમા પૂરતા પ્રમાણમા છે એવો મારો વિશ્વાસ છે. એટલે જ હુ માનું છુ કે આર્યસમાજનું ભવિષ્ય ઊજળું છે

૨૧-૧૨-'૩૭

## ૩

## આર્યસમાજની સફળતા

આર્યસમાજની માગણીઓ (નિઝામ હૈદરાબાદમા થયેલા સત્યાગ્રહ અંગેની) ન્યાયયુક્ત હતી તે વિષે કોઈનો મતભેદ નહોતો જ્યા સુધી સામાજિક શાન્તિ અને સામાજિક હિતનો ભગ ન થાય ત્યા સુધી દરેકને પોતપોતાની માન્યતા મુજબ પોતાનું ધાર્મિક જીવન ગાળવાનો અધિકાર હોવો જોઈએ આ સિદ્ધાન્ત પ્રસ્થાપિત કરવા માટે મનુષ્યજાતિએ કેટલાયે યુગો સુધી પુરુષાર્થ કર્યો છે અને કોણ જાણે કેટલાયે બલિદાન દીધા છે આજે આ વિષયમાં કશો મતભેદ હોવાને કારણ નથી છતા કોઈ પછાત અથવા તો મૂઢાગ્રહી સરકાર મનુષ્યના સામાન્ય હકો ચગદાય તે માટે પણ નવાં બલિદાન માગે તો દરેક ધર્મપ્રેમીએ એટલી કિંમત ભરવા માટે તૈયાર હોવુ જોઈએ પરતુ 'કોઈ પણ સરકાર એવું બલિદાન શા કારણે માગે?' એવો સવાલ મનમાં ઊઠયા વિના રહેતો નથી જે વાતો અનેક વાર સિદ્ધ થઈ ચૂકી છે એને ફરીથી સાબિત કરવા માટે શું વાર વારે કિંમત આપવાની હોય?

જવાબ એવો મળે છે કે સ્વતત્રતા પ્રાપ્ત કરવી એ મનુષ્યનું જેટલું કર્તવ્ય છે તેનાથી પણ વધારે સ્વતત્રતાને વધારે જાગ્રત રહીને સભાળવી એ એનો અધિકાર છે જો કોઈ પણ કારણે આપણે આપણી સ્વતત્રતા ગુમાવી બેસીએ તો તેની પુનસ્થાપના કરવા માટે આટલી ફી આપવી જ પડે છે તે વિના જો સ્વતત્રતા મળે તો આપણે તેને પચાવી શકતા નથી

આર્યસમાજ એ હિંદુ ધર્મનું સેનામુખ છે

જે લોકો પોતાની સ્વતંત્રતા ખોઈ બેસે છે તેમને તે ફરીથી મેળવવા માટે જે રીતે કિંમત આપવી પડે છે, તે જ રીતે જેઓ બીજાની સ્વતત્રતા છીનવી લઈને તે ફરીથી આપવા માટે બલિદાન માગે છે તેમને પણ પોતાના આવા દુર્વ્યવહારની કિંમત ભરવી પડે છે આ કિંમતનું સ્વરૂપ કેવું હોય છે તેની ઈતિહાસને ખબર છે જ

૧૨-૮-'૩૯

# ૧૧

# પ્રાર્થનાસમાજની સેવા*

'અભંગમાળા'ના ભક્તકવિ ભોળાનાથ સારાભાઈ દ્વારા સ્થપાયેલા અહીંના પ્રાર્થનાસમાજની ષષ્ટિપૂર્તિનો ઉત્સવ ઊજવવા આપણે ભેગા થયા છીએ સાઠ વરસમાં એક સંવત્સરચક્ર પૂરું થાય છે, આખો જમાનો બદલાઈ જાય છે, અને નવા યુગની શરૂઆત થાય છે સાઠ વરસ પહેલાં આ જ દિવસે ઈંગ્લંડના શાહજાદાનું આરોગ્યચિંતન કરવા માટે અનેકધર્મી લોકો એકહૃદય થઈ પ્રાર્થના કરવા ભેગા થયા હતા એમાંથી ગુજરાતના પ્રાર્થનાસમાજનો ઉદય થયો! આજે સાઠ વરસે જ્યારે પૂર્ણ સ્વરાજની લડતને મોખરે ગુજરાત એકહૃદય થયું છે એવે વખતે આપણે આ ઉત્સવ ઊજવીએ છીએ તે વખતે સરકારી કેળવણીખાતા તરફથી પ્રાર્થનાસમાજને પ્રોત્સાહન હતું, આજે રાષ્ટ્રીય કેળવણીવાળા અમે કેટલાયે જણ આદર અને ભક્તિપૂર્વક આ મણિમહોત્સવમાં સામેલ થયા છીએ પ્રાર્થનાસમાજ સાથેનો કેળવણીકારોનો સંબંધ ખાસ ધ્યાન ખેંચે એવો છે

સાઠ વરસ પહેલાં પ્રાર્થનાસમાજને લીધે ગુજરાતમહારાષ્ટ્રનો સંબંધ દૃઢ થયો હતો આજે એ સમાજના ઉત્સવમાં ભાગ લેતાં મહારાષ્ટ્રી તરીકે મને વિશેષ આનંદ થાય છે પ્રાર્થનાસમાજ એ પશ્ચિમ હિંદુસ્તાનના અનેક પ્રાંતો વચ્ચેની પ્રથમ પ્રેમશૃંખલા છે

પ્રાર્થનાસમાજ સાથેનો મારો પરિચય બાળપણથી છે એમ કહું તો ચાલે લગભગ તેત્રીસ વર્ષ થયાં હશે, કારવારની હિંદુ સ્કૂલમાં હું ભણતો હતો ત્યાં અમારા અધ્યાપક પ્રાર્થનાસમાજી વલણના હતા એમના પ્રવચનો હું રસપૂર્વક સાંભળતો છેક બાળપણથી પંઢરપુરના સાધુસંતોની જે અસર હૃદય પર થઈ હતી તે પ્રાર્થનાસમાજના સંસ્કારથી વિશુદ્ધ અને દૃઢ થઈ જે ઉંમરમાં જાગતું હૃદય જરાજીર્ણ રૂઢિ સામે બળવો કરવાની શરૂઆત કરે છે તે ઉંમરમાં રૂઢિ સાથે ધર્મસંસ્કારો પણ ભૂંસાઈ જવાની બીક રહે છે શાસ્ત્રધર્મ કરતાં હૃદયધર્મને વધારે ઓળખનાર સાધુસંતોએ પોતાની આર્ષવાણીથી મને તે વખતે ઉગારી લીધો હતો રૂઢિ સામે બળવો કરવા છતાં માણસ નીતિનિષ્ઠા અને ઈશનિષ્ઠા સાચવી શકે છે એ જે વિશ્વાસ અને માર્ગ સાધુસંતોએ આપ્યો, તે વર્તમાન પરિસ્થિતિમાં ચાલતો કરી આપવાનું કામ મારે માટે પ્રાર્થનાસમાજે કર્યું ધર્મ તો ઐહિક તેમ જ

* તા ૧૭-૧૨ '૩૧ ને રોજ અમદાવાદ પ્રાર્થનાસમાજના મણિમહોત્સવ પ્રસંગે આપેલું વ્યાખ્યાન

પારલૌકિક આત્મોન્નતિ માટે જ છે એવી કલ્પના તે દિવસોમાં રૂઢ હતી. એમાં સમાજસેવાનો ઉમેરો કરી જનસેવા તે જ ઈશ્વરસેવા છે એ જાતનો સમન્વય આપણા જમાનાએ વિશેષરૂપે કર્યો છે.

પણ આમાં કાળે કરી સમાજસેવાનું જોર વધતા ઈશ્વર અને શાસ્ત્રધર્મ બંને તરફ અનાસ્થા વધી. હુ માનું છુ કે સંશયવાદ અને નાસ્તિકતા સામાન્ય મનુષ્યને માટે લગભગ અપરિહાર્ય છે જુવાની સાથે જેમ મોઢા પર ખીલ ફૂટે છે તેવી જ રીતે વિચારજાગૃતિ સાથે સશયવાદ અને નાસ્તિકતા આવવાના જ ઑગસ્ટસ કૉન્ટ, હર્બર્ટ સ્પેન્સર, જૉન સ્ટુઅર્ટ મિલ ને જૉન મોર્લી જેવા બુદ્ધિવાદી, ઈશ્વરવિમુખ પંડિતોના લખાણો વાચ્યા પછી નાસ્તિકતા વધુ જોર પકડે એમાં આશ્ચર્ય શું? નાસ્તિકતાનું અને સશયવાદનું મોજુ આવે એમાં હુ જરાયે જોખમ જોતો નથી જોખમ છે એની સાથે આવતી અલબુદ્ધિમાં અને ઉદ્દામ અહકારમાં. નાનપણના સંસ્કારો જો સારા હોય, અથવા જો સત્યનિષ્ઠા અને ધર્મજિજ્ઞાસા પ્રખર હોય તો નમ્રતા અને શુદ્ધતા જાળવવાની જ મારો સશયવાદ અને બુદ્ધિવાદ મહામતિ રાનડેના લખાણોથી ઊતરી ગયો એ જ અરસામાં ડૉક્ટર ભાડારકરનું એક ભાષણ હુ સાંભળવા પામ્યો ભાડારકરના ભાષણમાં તુકારામ જેટલી નિખાલસતા દેખાઈ લેખકો અને વક્તાઓ મોટે ભાગે કળાકાર હોય છે પોતાની સાહિત્યછટાથી વિશેષ અસર પાડવા તેઓ મથે છે ભાંડારકરમા એવુ કશું ન મળે નગ્ન બાળકની સ્વાભાવિકતાથી તેઓ પોતાના વિચારો રજૂ કરતા હતા એમણે એ રીતે એક સુંદર આદર્શ રજૂ કર્યો રાજદ્વારી ક્ષેત્રમા એમના વિચારો ઉન્નતિને કે સ્વાભિમાનને પોષક નથી એ હુ જાણતો હતો પણ એ કારણે એમની બીજી સારી વસ્તુઓ તરફ દુર્લક્ષ કરવા જેટલો મતાધ હુ તે વખતે પણ નહોતો.

પ્રાર્થનાસમાજના આવા પાયા પર, મારે માટે, સ્વામી વિવેકાનદ અને રામકૃષ્ણ પરમહસના લખાણે પોતાનું ચણતર ઊભુ કર્યું, અને ચિત્તને અનેક જાતનુ આશ્વાસન તથા ઉત્તેજન મળવા લાગ્યું ૧૯૦૮મા લૉ ટર્મ ભરવા માટે મુબઈમા રહ્યો તે દરમ્યાન પ્રાર્થનાસમાજની ઉપાસના બનતા સુધી ચૂકતો નહીં એ અરસામાં ત્યાંના એક ઉપાસકે વિલિયમ જેમ્સનુ 'વેરાયટીઝ ઑફ રિલિજિયસ એક્સપીરિયન્સ' એ પુસ્તક મારા હાથમા મૂક્યુ ધર્માનુભવનું પૃથક્કરણ કરવા માટે અને તેનું મૂલ્ય આંકવા માટે આ ચોપડી બહુ ઉપયોગી છે બુદ્ધિ અને લાગણી, શ્રદ્ધા અને સંકલ્પ એ બધી વસ્તુઓનો સુદર સમન્વય સ્વામી વિવેકાનંદ દ્વારા વેદાંતમાં મને જડયો દ્વૈતઅદ્વૈતના ઝઘડા વ્યર્થ છે એ તો હુ સહેજે સમજી શક્યો હિંદુ સામાજિક જીવનમાં અને ધર્મવ્યવસ્થામાં આપણે આપણા તત્ત્વજ્ઞાનને વફાદાર રહ્યા નથી એ વાત ધ્યાનમા આવવાથી ધાર્મિકતાને આધારે સામાજિક સુધારો કરવાની આવશ્યકતા વધુ ને વધુ સ્પષ્ટ થવા લાગી ભગિની નિવેદિતા અને આનદ કુમારસ્વામી આદિ પ્રતિભાવાન લેખકોના લખાણોને લીધે ધર્મની

સામાજિક બાજુ વધુ ને વધુ સ્પષ્ટ થવા લાગી જીવનનો સમગ્ર ખ્યાલ મેળવવા માટે જે દૃષ્ટિ જોઈએ છે તે ખીલવા લાગી આટલી તૈયારી પછી ગીતા, ઉપનિષદ, તુકારામ, કબીર આદિ આધ્યાત્મિક શક્તિઓનાં સ્વરૂપ અને સામર્થ્ય વધુ ને વધુ પ્રગટ થવા લાગ્યાં

હિંદુ ધર્મમાં અન્ય ધર્મોનો તિરસ્કાર છે જ નહીં 'તમને તમારો ધર્મ, અને અમને અમારો ધર્મ,' એ કુરાનનું વચન સંપ્રદાયબહુલ હિંદુ ધર્મના પ્રાણરૂપ છે एकं सद् विप्रा बहुधा वदन्ति । પ્રાર્થનાસમાજ બધા જ ધર્મો પાસેથી સરખી રીતે પ્રેરણા મેળવતો હોવાથી હિંદુ ધર્મમા રહેલો સર્વધર્મસદ્ભાવ વિશેષ સ્પષ્ટ થયો, અને જેને આધુનિક લોકો ધાર્મિક ઉદારતા કહે છે, અને જેને હું જાગૃતિની સ્વાભાવિકતા કહુ છું તેનું દર્શન થયું વેદ અને સ્મૃતિ, બાઈબલ અને કુરાન, શાસ્ત્રના સંસ્કારો અને લોકરૂઢ વિધિઓ કઈ રીતે જોવા ને તપાસવાં એનો ખ્યાલ પણ હવે સ્પષ્ટ થયો અને હિંદુ ધર્મ કરતાં પણ વિશાળ એવા ભારતવર્ષીય સાર્વભૌમ ધર્મનો સાક્ષાત્કાર થયો પ્રાર્થનાસમાજની નાનપણથી મળેલી આવી ઉદાર મદદ માટે માટે અનેક રીતે ઉપકારી નીવડી છે અને તેથી મારા મનમા હમેશાં પ્રાર્થનાસમાજ પ્રત્યે કૃતજ્ઞતા રહેલી છે

આ ા પછીની પ્રવૃત્તિ તે આ નવી કેળવણીની દૃષ્ટિએ ભારતવર્ષના બધા ધર્મો અને સંપ્રદાયોનું નિરીક્ષણ કરવાની હતી પ્રાર્થનાસમાજ અથવા બ્રાહ્મસમાજ, આર્યસમાજ અને દેવસમાજ, રામકૃષ્ણ મિશન અને થિયૉસૉફી, ચૈતન્ય સંપ્રદાય અને સ્વામીનારાયણ સપ્રદાય બધા તરફ એ દૃષ્ટિએ જ જોવાનું મન થવા લાગ્યુ એમ જોતા માલૂમ પડ્યું કે પ્રાર્થનાસમાજ એ ભારતવર્ષીય સ્વધર્મકુટુબના સંગીતનો તંબૂરો છે આત્મા ી અનંતતા વ્યક્ત કરતું ગાવવાવાળી સગીત ગમે તેટલા સપ્તક ચડે કે ઊતરે, આરોહઅવરોહ અને આલાપના વિવિધ વિલાસ બતાવે, તોયે એણે આ તબૂરા સાથે તો મળતું રહેવું જ જોઈએ એટલે કે બધા ધર્મોએ પ્રાર્થનાસમાજ સાથે મળતું રહેવુ જોઈએ તબૂરા વગર સગીત ખીલે નહીં, પણ તંબૂરામાં જ બધુ સંગીત સમાઈ નથી જતુ

ધર્મસાત્મા બુદ્ધિ, દિવ્ય અનુભવ, શ્રદ્ધા, અંત કરણની લાગણીઓ, કાવ્યકલ્પના અને સ્વારસિકતા એ બધી વસ્તુઓ હોય છે, હોવી જ જોઈએ એની સાથે સાથે વ્યક્તિનો સમાજ અને વિશ્વ સાથેનો સબંધ, જીવનવ્યાપી સઘ સ્થાપવાની વૃત્તિ અને આવશ્યકતા તેમ જ ક્ષેમવૃત્તિ (Conservatism) અને પરિવર્તનવૃત્તિ (Radicalism) એ બને બાજુ ધર્મમા સ્વભાવત હોય છે અને હોવાં જોઈએ આમાથી એકે અગ જો ઓછુ કરીએ તો ધર્મ વિકલાગ થવાનો, અને મનુષ્ય જીવન માટે અપર્યાપ્ત નીવડવાનો ધર્મમાં શ્રદ્ધાની માત્રા વધવાથી ધર્મ બગડતો નથી લાગણી અને કોમળતા વધવાથી તે પોચો થતો નથી કાવ્યકલ્પનાઓ વધવાથી

તે અસત્યપ્રેરક થતો નથી કલારસિકતા વધવાથી તે હીનતાનો સગ્રાહક બનતો નથી વિશ્વ નાથેનો સંબંધ પૂર્ણપણે સ્વીકારવાથી તે આ વ્યવહારુ થતો નથી ક્ષેમવૃત્તિને અંગીકારવાથી તે જડ થતો નથી પરિવર્તનશીલતાને આવકાર આપવાથી તે વિનાશક બનતો નથી ધર્મનું મરણ તો અજ્ઞાન, વિલાસિતા અને બાહ્ય સત્તામા છે ભ્રમમૂલક અસત્યથી સત્ય ઢકાય, પણ કોઈ કાળે વીંધાય નહીં કેમ કે અસત્યના પેટમા પણ સત્ય જ છુપાયેલુ રહે છે સત્યનો પરાજય સત્તામાં છે કોઈ પણ ધર્મ જ્યારે અજ્ઞાનને સાંખે છે, વિલાસિતા સાથે માંડવાળ કરે છે, અથવા સત્તાની ઉપાસના કરે છે ત્યારે એ ધર્મ પ્રથમ સુલભ થાય છે, રોચક થાય છે, વિશાલ થાય છે, અને અંતે મોગ પરપોટાની પેઠે ફૂટી જાય છે સરકારી સહાયથી પ્રસરેલો ધર્મ ક્ષીણવીર્ય અને ક્ષણજીવી બને છે એ સમ્રાટ અશોકે પણ અનુભવ્યું હતુ અને અકબરે પણ અનુભવ્યુ

પ્રાર્થનાસમાજે ઈશ્વરના અદ્વૈત ઉપર ખાસ ભાર મૂક્યો છે ઇસ્લામ તરફનો આ ફાળો ગણાય રાજા રામમોહનરાયે ઇસ્લામનો ઊંડો અભ્યાસ કર્યો હતો ઈશ્વરના અદ્વૈતનું જાગ્રત ભાન એ ઈસ્લામની અસાધારણ સુંદરતા છે સર્વોપરી સત્તાને પૂજનાર યહૂદી લોકોનો ઈશ્વર Jealous God રહે એમા જરાયે આશ્ચર્ય નથી એ વારસો ઇસ્લામને અને વિશ્વાસી ધર્મને સરખો જ મળ્યો ભારતવર્ષમા પ્રથમથી જીવબ્રહ્મૈક્યની વિચારણા ચાલતી હોવાથી આપણે ત્યા 'એક કે અનેક'નો ઝઘડો ઉત્પન્ન થયો નથી, આપણને નડયો પણ નથી ઈશ્વર છે, તે અદ્વિતીય છે, સર્વસમર્થ છે, પ્રેમમય છે એ ભાવના અથવા અનુભવ ધર્મમાત્રની મૂડી છે એ ઈશ્વર અંતર્યામી છે, આત્મસ્વરૂપ છે, સર્વસહ છે, અખૂટ ધીરજવાળો છે, એ જાગ્રત છે, એ ભક્તાનુકૂલ છે, આ પાછળથી થયેલી શોધ છે એ શોધને અનાવ માણસે ધર્મજીવનમા ઘણુ સહ્યુ છે, ઘણુ વઠયુ છે પણ આ પાછળની શોધનો વિસ્તાર કરવાનું આ સ્થળ નથી આ શોધને લીધે ધર્મની મૂડી વધી છે ઈશ્વર અનેક છે, એક નથી એમ જે માને છે તેનો તો નાશ જ છે मृत्यो स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ।

(નાના દેવોની કલ્પનાથી થતું નુકસાન દૂર કરવાના બે જ ઉપાય છે મુખ્ય દેવને રહેવા દઈ બાકીનાની કતલ કરો એકેશ્વરવાદની લાકડીથી એમને સ્પર્શ કરી એમને એમના ગોખલામાંથી ઉતારી પાડો, અથવા એકના જ એ અનેક રૂપો છે અનેકથી એ એકનુ એકત્વ નષ્ટ થતું જ નથી, એ વાત ઓળખો ભારતવર્ષે આ બીજો માર્ગ પ્રથમથી જ ખેડેલો છે ખરુ જોતાં જે ઈશ્વરને આપણે આપણી ઢબે ઉપાસીએ છીએ તે પણ પરમેશ્વરની માનવી આવૃત્તિ છે આપણો ઈશ્વર માણસે બનાવેલો તો ન કહેવાય, પણ માણસે ઓળખેલો છે ઈશ્વરના સ્વરૂપ તરીકે જે આપણે ઓળખીએ છીએ તે માણસના અંતિમ પ્રાપ્તવ્યનું સ્વરૂપ છે માણસ પોતાને ઓળખીને જ ઈશ્વરને ઓળખતા

[ખ્યો છે માટે આપણે ઈશ્વરને અંતર્યામી કહીએ છીએ, આત્મારામ કહીએ
[એ ઉપનિષત્કાલીન ઋષિઓએ ઈશ્વરના સ્વરૂપનું જે ચિંતન કર્યું છે તે
ચિંતનને પ્રાર્થનાસમાજે ફરી ચાલન આપ્યું છે, અને ટ્રિધર્મને આગ્રહપૂર્વક
ર્યું છે

'तदेव ब्रह्म त्वं विद्धि, नेदं यदिदमुपासते ।

પ્રાર્થનાસમાજે મૂર્તિપૂજાનો વિરોધ પ્રથમથી કર્યા છે મને લાગે છે કે
હિંદુ ધર્મમાં મૂળ મૂર્તિપૂજા ન હતી, સભવ છે કે તે બહારથી આવેલી હશે આજનો
મૂર્તિપૂજાનો વિરોધ પણ બહારથી જ આવેલો છે ભારતના બધા જ ધર્મોએ
મૂર્તિપૂજાને કલારસિકતાના ઉત્સાહથી વધાવી લીધી છે, એટલે આપણે ત્યાં મૂર્તિ
પૂજાનો વિરોધ કરવો એ સહેલી વસ્તુ નથી મૂર્તિપૂજા કરતાં મૂર્તિપૂજાની આસપાસ
જે આડબર અને અનાચાર બાઝે છે તે વધારે ઘાતક હોય છે મૂર્તિપૂજા વિષેનો
પ્રાર્થનાસમાજનો વિરોધ શરૂઆતમાં ભારે ઝનૂની હતો મૂર્તિપૂજા અસન્માર્ગ છે,
ઈશ્વરનું અપમાન કરનાર છે, માણસમા નીચત્વ આણનાર છે, અને દુરાચરણ તરફ
લઈ જનાર છે, એવી પ્રાર્થનાસમાજની પ્રથમની માન્યતા હતી ડૉ ભાંડારકરે એમા
ફેરફાર કરાવ્યો મૂર્તિપૂજામા પાપ નથી પણ તે એક નિરર્થક વસ્તુ છે એ જાતનો
અભિપ્રાય એમણે પ્રાર્થનાસમાજમાં રૂઢ કર્યો આગળ જતાં કોઈ કોઈ ઠેકાણે મૂર્તિપૂજા
સામેનો વિરોધ એટલો મોળો પડયો છે કે પ્રાર્થનાસમાજની પોતાની ઉપાસના વખતે
મૂર્તિ ન વાપરી એટલે બસ એમ મનાવા લાગ્યું મૂર્તિપૂજાનિષેધને આપેલું
વધારેપડતું મહત્ત્વ અંદરથી જ ઓછુ થવા લાગ્યું એ એક રીતે સારુ થયુ છે
મૂર્તિપૂજામાં કઈ ખાસ રહસ્ય રહેલું છે એવુ તો છે જ નહીં માણસની કલાવૃત્તિ
સંતોષવાનો અથવા રમકડા લઈને રમવાની બાલકવૃત્તિને પોષવાનો એ એક
પ્રકાર છે એનો ત્યાગ કરવો એ પીઢ વૃત્તિના માણસને સ્વાભાવિક હોવું જોઈએ
પણ આજની પરિસ્થિતિમાં મૂર્તિ પર કટક લઈ જવાની જરૂર નથી મૂર્તિપૂજા
નિષેધનું ઝનૂન પ્રાર્થનાસમાજમાથી ઓછું થયું એમા પ્રાર્થનાસમાજ મોળો
પડયો છે એમ માનવાનું કશું કારણ હું જોતો નથી

પ્રાર્થનાસમાજે કરવું સુધારાનું ત્રીજુ કાર્ય તે જાતિભેદનો વિરોધ છે જાતિભેદ
એ ધાર્મિક સસ્થા નથી, પણ મનુષ્યસ્વભાવમાં દૃઢમૂલ એવો જે ટોળાધર્મ છે તેનુ
જ તે એક રૂપ છે હિંદુ ધર્મે એને ઉન્નત કરી વર્ણવ્યવસ્થાનું રૂપ આપવાનો સતત
પ્રયત્ન કર્યા છે, એમ હુ માનું છુ જાતિભેદનો વિરોધ પ્રાર્થનાસમાજે સર્વ સ્થળે
સરખી રીતે નથી કર્યો બગાળે વિશેષ કર્યો, મહારાષ્ટ્રે નહીં જેવો, ગુજરાતની તો
વિરોધ કરવાની હિંમત જ ન ચાલી જાતિભેદની સસ્થા મનુષ્યપ્રકૃતિમાંથી ઉદ્
ભવેલી હોવાથી એનો વિરોધ કરવો એ અઘરુ કામ છે હિંદુસ્તાનમાં એને ધર્મની
માન્યતા મળવાથી એની શક્તિ પહાડી કિલ્લામા ભરાઈ બેઠેલી ફોજ જેવી થઈ
છે બાહ્ય વિરોધથી કે હુમલાથી એ પ્રથા મરવાની નથી એને તો અંદરથી જ

ઓનાજી નાખવી જોઈએ અને તે કામ આજની પરિસ્થિતિ અને રાજકીય આકાંક્ષાઓ કરી રહી છે.

આ જ સુધીના અનુભવ પરથી જણાય છે કે પ્રાર્થનાસમાજે એક બાજુ જીવન વિમુખ વૈરાગ્ય અને બીજી બાજુ અનાચારી વિલાસિતા બંનેનો છેદ ઉડાડ્યો છે પ્રાર્થનાસમાજ સ્વભાવે ગૃહસ્થાશ્રમી છે પ્રોટેસ્ટંટ ખ્રિસ્તી લોકોની અંગ્રેજી કેળવણીમાં આપણે બધા ઊછરેલા, એટલે છેલ્લી અર્ધશતાબ્દીમાં આપણા જીવનમાં આપણે અલૌકિક ત્યાગવૈરાગ્ય પણ રૂઢ કરી શકયા નથી, અને કલ્પનાશક્તિને ઊંચે લઈ જાય એવા નવા ઉત્સવો કે તહેવારો પણ ગોઠવી શકયા નથી તેથી, પ્રાર્થનાસમાજમાં જેકે જેમને વિષે આપણે આદર કેળવી શકીએ એવા ઘણા સત્પુરુષો થયા છે, તોપણ એ સમાજમા ભવ્ય પુરુષની પરંપરા આપણે નથી જોતા જીવનકુશળ લોકો જીવનવીર હોય જ છે એમ નથી પ્રાર્થનાસમાજે હવે અધ્યાત્મના ક્ષેત્રમાં વીરવૃત્તિ કેળવવાનો સમય આવ્યો છે

મારે મન પ્રાર્થનાસમાજનું મુખ્ય કાર્ય તો એણે ગ્રંથપ્રામાણ્ય ઉડાવી દીધું એ છે એમ તો નાસ્તિકો, તર્કવાદીઓ અને ધર્મશૂન્ય લોકો હમેશાં શાસ્ત્રગ્રંથોને ફગાવી દેતા આવ્યા છે, પણ સમાજમાનસ પર એની કશી ઈષ્ટ અસર થતી નથી ધર્મપરાયણ સાત્ત્વિક લોકો જ્યારે બુદ્ધિ, અનુભવ અને શ્રદ્ધા પર આધાર રાખી ગ્રંથપ્રામાણ્ય સ્વીકારવાની ના પાડે છે, ગ્રંથપરતંત્ર થવાની ના પાડે છે ત્યાર જ સમાજ બૌદ્ધિક અને ધાર્મિક સ્વાતંત્ર્ય મેળવી શકે છે પ્રાર્થનાસમાજે એ કાર્ય કરી આપ્યુ એ એની કીમતીમાં કીમતી સેવા છે

ભાંડારકર અને રાનડે જેવા પ્રાર્થનાસમાજના આદિપુરુષોએ શાસ્ત્રો અને સંતવચનો તરફનો આદરભાવ કાયમ રાખ્યો, પણ બુદ્ધિને સ્વતંત્રતા આપી ગ્રાહ્યાગ્રાહ્યનો વિવેક માણસના જ હાથમા રાખ્યો 'કેવળ મારા ધર્મના જ શાસ્ત્રગ્રંથો સાચા' એ સંકુચિતતા કાઢી નાખી, સત્ય જ્યાંથી જડે ત્યાંથી લઈ લેવું, 'સત્ય એ આપણી જ ખોવાઈ ગયેલી વસ્તુ છે, હકપૂર્વક તે આપણે લઈ શકીએ છીએ,' એવી ઉદાર વૃત્તિ એમણે સમાજને શીખવી અગ્નિ શીતળ છે એમ સો શ્રુતિવચનો કહે તોયે આપણે તે ન સ્વીકારીએ, એમ શંકરાચાર્યે કહ્યુ છે સત્યજ્ઞાન યવનાચાર્યો પાસેથી પણ લેવાય એવી સિખામણ આપણા પૂર્વજોએ આપી છે ઉત્તમ વિદ્યા ગમે તેની પાસેથી લેવાય એમ આપણાં સુભાષિતો કહે છે છતા આપણે ગ્રંથ પ્રામાણ્યને વળગી જ રહેતા હતા પરિણામે બુદ્ધિને ગ્રંથપરતંત્રતાની બંધિયાર હવામા રહેવુ પડતું હતુ, અને બિચારા શાસ્ત્રગ્રંથોને તાર્કિકોએ કરેલી શાસ્ત્રાર્થની જાદુઈ કસરતના ભોગ થવું પડતું હતું

દુનિયામા માણસે વકીલ, ડૉક્ટર અને ગોર વગર ચલાવવુ જોઈએ માણસ પોતે જ પોતાનો વકીલ થાય, પોતે જ પોતાનો વૈદ થાય, અને પોતે જ પોતાનો શાસ્ત્રજ્ઞ ધર્મગુરુ થાય એ જરૂરનું છે, એમ એક જર્મન ફિલસૂફે કહ્યું

છે મનુષ્યસ્વાતંત્ર્યની આ ત્રિવિધ શિખામણમાંનો એક ભાગ પ્રાર્થનાસમાજે બરાબર સિદ્ધ કર્યો છે અને સદ્‌ભાગ્યે એ સંપ્રદાયમાં પ્રથમથી જ મતવૈચિત્ર્ય દાખલ થવાથી આપ્તવાક્યની ધૂંસરી પણ એને માથે આવી નથી રાજા રામમોહન રાયે ઉપનિષદ અને ઇસ્લામની અસર સ્વીકારી મહર્ષિ દેવેન્દ્રનાથે ઉપનિષદો અને બૌદ્ધ સાહિત્યમાંથી પ્રેરણા મેળવી ન્યાયમૂર્તિ રાનડે અને ભાંડારકરે ઉપનિષદ સાથે સાધુસંતોની વાણીનો છૂટથી ઉપયોગ કર્યો કેશવચંદ્ર સેને ઈશુ ખ્રિસ્તની વિશેષ ઉપાસના કરી અને રવીન્દ્રનાથ ઠાકુરે કબીરપંથ અને લોકગીતોમાં ફેલાયેલા અનેક સ્વતંત્ર લોકધર્મોની અસર સમાજ પર પડવા દીધી છે આ બધુ પ્રાર્થનાસમાજની ઉદારતાનું ઇષ્ટ ફળ છે મહારાષ્ટ્રના પ્રાર્થનાસમાજે મરાઠી સાધુસંતોના ભજનો અને ગીતો સહેજસાજ ફેરફાર સાથે પોતાનાં કર્યાં ભોળાનાથ સારાભાઈની 'અભંગમાળા'માં મહારાષ્ટ્રની અસર દેખાય છે જ્યારે સાહિત્યશૂર બંગાળે તો ગદ્ય અને પદ્ય, ઇતિહાસ અને વિવેચન દરેક બાજુએ એક નવું જ સાહિત્ય નિર્માણ કર્યું છે

પ્રાર્થનાસમાજે સમાજસેવાનું કામ પણ ઠીક ઠીક કર્યું છે, પણ એમાં નવી દિશા કે અલૌકિક ત્યાગ જેવું કશુ નથી અનાથાલયો, રુગ્ણાલયો, વિદ્યાલયો, પુસ્તકાલયો કે ચર્ચાલયો ચલાવવા એ કંઈ વિશ્વવ્યાપી ધાર્મિક પ્રવૃત્તિનો પૂરતો ફાળો ન ગણાય પ્રાર્થનાસમાજે અખિલ પ્રજાને મંત્રમુગ્ધ કરે એવું ધાર્મિક વાચન મોટા પાયા ઉપર પૂરુ પાડ્યુ છે એમ પણ એ કહી ન શકે પ્રાર્થનાસમાજની આખી પ્રવૃત્તિ મધ્યમવર્ગના ઘર અને એમની રહેણી, એમની ધર્મબુદ્ધિ અને એમની સેવાબુદ્ધિ સાફસૂફ કરવામા જ સમાપ્ત થઈ છે ઈશ્વરનિષ્ઠા અને સદાચાર એ પ્રાર્થનાસમાજનો પ્રધાન સૂર ગણાય બંગાળમાં ઘણા કેળવણીકારો બ્રાહ્મસમાજી છે એ ખરુ, પણ આપણે ત્યાં રાષ્ટ્રવ્યાપી, જીવનસ્પર્શી, સ્વતંત્ર અને ચેતન એવી કેળવણીનો પ્રાર્થનાસમાજે વિચારસરખો કર્યો નથી જેની અસરથી આખો સમાજ જોતજોતામા દ્વિજ નથી બની જતો તે પ્રવૃત્તિમા ધર્મવીર્ય છે એમ ન કહી શકાય The religion of a thorough going gentleman એટલું જ જેનું સ્વરૂપ છે તે મનુષ્યહૃદયને બહુ આકર્ષી ન શકે વીરધર્મ હોય તે જ ફેલાય

એક જમાનો એવો હતો કે જ્યારે મનુષ્યનું સંપૂર્ણ જીવન વ્યક્તિગત તેમ જ કૌટુંબિક, સામાજિક તેમ જ રાજદ્વારી ધર્મવ્યવસ્થાના તાબામાં હતુ સમગ્ર જીવન ઉપર ધર્મનું સામ્રાજ્ય ચાલતું આજે એ જમાનો ગયો, સકારણ ગયો અને એને ઠેકાણે લોકમાન્ય રાજ્યસત્તાનો જમાનો આવ્યો રાજ્યસત્તા એકના હાથમા રહે કે અનેકના એ સવાલ ઉપર લોકો ગમે તેટલા લડયા હોય, પણ જીવન આખુ રાજ્યસત્તાના, રાજદ્વારી સંસ્થાઓના હાથમા સોંપી દેવાનું વલણ તો જામતુ જ જાય છે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનો વહેવાર, સંસ્કૃતિઓનો સહકાર, ભિન્ન ભિન્ન વર્ગો વચ્ચેના સંબંધો, કેળવણી, વેપારઉદ્યોગ, ધર્મવ્યવસ્થા, કુટુંબસંસ્થા અરે! આરોગ્યની

સમાજ સુધ્ધાં બધું જ સરકાર મારફતે થાય અને કાનૂનના નિયંત્રણમાં રહે એવું વલણ આજકાલ વધતું જાય છે દુનિયામાં જેટલી શક્તિઓ છે, સમાજમાં જેટલાં બળો છે તે બધાં આજે રાજ્યતંત્રને આધીન રહે છે, એની જ સેવા કરે છે, એના જ પ્રસાદથી પરિપુષ્ટ થાય છે. પણ આ સ્થિતિ લાંબા કાળ સુધી ટકવાની નથી આ જમાનાનો અંત વહેલોમોડો આવવો જ જોઈએ મોડો નહીં, વહેલો જ આવવો જોઈએ એક વખતે ધર્મવ્યવસ્થા સાર્વભૌમ હતી, આજે રાજ્યવ્યવસ્થા સાર્વભૌમ છે પણ ભવિષ્યમાં તો કેળવણીવ્યવસ્થા જ સાર્વભૌમ થવાની છે એ આપણે ઓળખવું જોઈએ

પ્રાર્થનાસમાજે કેળવણીનું કામ સહેજસાજ કર્યું છે પણ કેળવણીમાં સ્વતંત્ર વિચારની દૃષ્ટિએ, દીર્ઘ તપસ્યાની દૃષ્ટિએ, અથવા વ્યાપક સંગઠનની દૃષ્ટિએ પ્રાર્થનાસમાજનો ફાળો કશો નથી પ્રાર્થનાસમાજે પોતાની જીવનદૃષ્ટિનો પ્રકાશ પાડી કેળવણીનું એક સ્વતંત્ર, સંપૂર્ણ અને સમર્થ દર્શન ઊભું કરવું જોઈતું હતું. હજી પણ એ ધારે તો કરી શકે છે આજનો સર્વસાધારણ ધર્મ કેળવણી મારફતે જ પ્રસરી શકે ગાંધીજીએ તે વર્ષે આ જ ઠેકાણે કહ્યું હતું કે 'પ્રાર્થનાસમાજ એ સુશિક્ષિતોનો ધર્મ છે ' પ્રાર્થનાસમાજની ખૂબી અને ખામી, એની શક્તિ અને અશક્તિ બન્ને આ વચનમાં પ્રતિબિંબિત થયાં છે આપણે ધારીએ તો આ સ્થિતિ બદલીને આપણે આપણી નવી શક્તિ, નવી પ્રેરણા અને નવી દિશા બનાવી શકીએ

"અંતર્યામી, પરમાત્મા એ જ મારો સ્વામી છે, આધાર છે, સર્વાત્મૈક્ય અને સર્વસદ્ભાવ એ જ મારો પરમ પુરુષાર્થ છે કેળવણી — સર્વાંગી કેળવણી એ જ એની સાધના છે " એ છે હવે પછીનો બ્રાહ્મધર્મ, એ જ પ્રાર્થનાસમાજ છે આ નવી કેળવણીમાં પાંચ વસ્તુનો સમાવેશ થવો જોઈએ પ્રાર્થના, બોધ, ધીરજ, સેવા અને કુરબાની Prayer, Persuasion, Patience, Service and Sacrifice

કેળવણીનું પ્રથમ ક્ષેત્ર હૃદય છે હૃદય જો પૂરેપૂરું ખેડાયું હશે તો જ બુદ્ધિનું ખેડાણ વ્યક્તિને માટે અને સમાજને માટે આશીર્વાદરૂપ નીવડશે હૃદય જો બરાબર કેળવાયેલું હોય, બુદ્ધિ પ્રગલ્ભ થઈ હોય, અને શરીર નીરોગી અને કમાયું હોય તો જ ધર્મજીવન જીરવું શક્ય થશે આવી ધર્મપ્રધાન કેળવણી જ્યારે દરેકને મળશે ત્યારે વ્યક્તિ અને સમાજનો પરસ્પર સંબંધ મંગલમય થશે સમાજની સર્વાંગી સેવા એ જ આત્મોન્નતિનો એકમાત્ર ઉપાય ગણાશે

હવે આપણે બરાબર જોઈ શકીશું કે દુનિયાનો ભવિષ્યનો ધર્મ એ આદર્શ સોશિયાલિઝમ જ છે સોશિયાલિઝમ એટલે સમાજસેવાધર્મ આજે જે સોશિયાલિઝ અનેક દેશોમાં ચર્ચાય છે અને એને અંગે જે અખતરાઓ ચાલે છે તેમ અનેક બાજુએ સુધારાવધારા થવાની જરૂર છે આજના સોશિયાલિઝમે ઘણી ભૂલો કરી છે એણે સંપત્તિશાસ્ત્રનો પાયો લીધો એ એની પહેલી ભૂલ

એની બીજી ભૂલ રાજદ્વારી સંસ્થાઓ ઉપરનો એનો અમર્યાદ વિશ્વાસ એ છે અને ત્રીજી ભૂલ તો, ધર્મવ્યવસ્થા તોડવા જતાં એણે મૂળ ધાર્મિકતા પ્રત્યે જ સૂગ કેળવી છે અને એનો વિરોધ નચાવ્યો છે એ છે સોશિયાલિઝમ માને છે કે આ એની ભૂલો નથી, પણ એ જ એનો ભવિષ્ય માટેનો કીમતીમાં કીમતી ફાળો છે એના વગર સોશિયાલિઝમ સભવે જ નહીં

જો ખરેખરુ સોશિયાલિઝમ પૂરેપૂરુ અમલમાં આવે તો કેન્દ્રીભૂત રાજ્ય સત્તાનો નાશ એની મેળે થશે તે એટલે સુધી કે શારીરિક બળ ઉપર નભનારી રાજ્ય સત્તાનું પણ મીડુ જ વળે જીવન એટલું બધું સાદુ, સ્વાવલંબી તેમ જ પરસ્પરાવલંબી થશે કે ખટપટુ અર્થશાસ્ત્ર ટકે જ નહીં, અને લોકોમાં એવી તો સંસ્કારી કેળવણી સાર્વત્રિક થશે કે એમાંથી શુદ્ધ આધ્યાત્મિક જ્યોત પ્રગટ થવી જ જોઈએ સોશિયાલિઝમની ખોજ સાચી છે, એની પ્રેરણા શુદ્ધ છે, એનો સમય પણ આવી ચૂકયો છે, એટલે દોષમુક્ત થતા એને બહુ દાયકાની આવશ્યકતા નથી ગરીબોનો દેવ હવે જાગ્રત થયો છે કેળવણીકારોએ પોતાની ઢબે એના ઉપાસક થવાની જરૂર છે સત્ય ને અહિંસા એ જ પોતાનુ બિરુદ હોઈ શકે, એ જ પોતાની ટેક છે, એમ ઓળખી એમણે લોકસેવાનું કામ હાથમાં લેવું જોઈએ

કેળવણીખાતુ અત્યાર સુધી નિર્વીર્ય નીવડયુ છે ધર્મસમાજે લોકકેળવણીનું કામ જેટલુ કર્યું છે, રાજદ્વારી પ્રચારકોએ જેટલુ કર્યું છે તેટલુ કેળવણીખાતાએ કર્યું નથી શુદ્ધ ધર્મની પ્રેરણા લઈ શાળાની ચાર દીવાલની બહાર નીકળી સાચા કેળવણીકારોએ લોકશિક્ષણ અને લોકસેવાનું કામ કરવાનું છે ધર્મ સસ્કરણ, સમાજસસ્કરણ, કુટુબસસ્કરણ—ટૂકામા જીવનસસ્કરણ કરવાનો જમાનો આવો છે આવ્યો છે શુ એ કયારનો શરૂ પણ થઈ ચૂકયો છે હવે આપણે ઉજળિયાત, બેઠાડુ, સલામતીના ઉપાસક, એવા મધ્યમ વર્ગની સાફસૂફી પાછળ સહેજસાજ શક્તિ ખર્ચીને સતોષ માનવાના નથી દીન, અનાથ, પતિત અને પરિત્યક્ત એવા લોકોના હૃદયમા રહેલા નારાયણની ઉપાસના કરવાની છે પાર્થિવ મૂર્તિમા પ્રાણપ્રતિષ્ઠા કરવાના મત્રો અત્યાર સુધી ધાર્મિક લોકો બહુ બોલ્યા હવે તો દલિતમૂર્તિ દેશવાસીઓમાં સ્વાતંત્ર્ય, સ્વાશ્રય અને સ્વાભિમાનની પ્રાણપ્રતિષ્ઠા કરવાની છે સ્ત્રીઓ, મજૂરો ખેડૂતો, કારીગરો અને કારકુનોનું જીવન સુવાસિત અને સારગર્ભ કરવાનું છે જાતિભેદ તોડવાનો એ અર્થ ન જ થવો જોઈએ કે આપણે કેવળ મધ્યમવર્ગના ઉજળિયાત લોકો માટે રોટીબેટીવ્યવહારની અગવડો દૂર કરવા માગીએ છીએ અનાચારી સ્વચ્છદી લોકો પણ એટલુ કરી શકે છે પછાત અને પતિતોના કેવળ હિતેચ્છુ મુરબ્બી થવામા પણ આજે મોટી બહાદુરી નથી એ તો સાત્ત્વિક માણસોનો વિનોદ થયો ખરી ધાર્મિકતા એમા રહેલી છે કે ગરીબો સાથે, પતિતો સાથે અજ્ઞાન અને અસંસ્કારી લોકો સાથે આપણે ઐક્યભાવે ભળી

જઈએ. એમને પોતાના કરીને આપણે એમના થઈ જઈએ, અને એમને સાથે લઈને ઉન્નતિનો પહાડ ચઢીએ આવી વીરવૃત્તિ વગર ધાર્મિકતા સંભવે જ નહીં. વીરત્વ એ જ ખરો ધર્મ છે માત્ર બીજાને મારીને વીર નથી થવાનું પણ નિર્વૈર વૃત્તિથી પોતાની જાતને મારીને વીર થવાનું છે

અહીં જે બ્રાહ્મધર્મની અને ધર્મસમાજની ઝાંખી કરી છે તે અલગ નોખા ધર્મ તરીકે રહેવાની ના જ પાડશે. ધર્મમાત્રમાં જે પરોવાયેલો રહેશે સમાજની ઉન્નતિ માટે જુદા જુદા ધર્મો પ્રવર્તેલા છે એ બધા ધર્મોને ચલાવનાર 'શિવ'ની—ઉન્નયનની ગરજ આ બ્રાહ્મધર્મ સારશે આને આધારે ધર્મમાત્રની ઉન્નતિ થશે એકે ધર્મનો નાશ કર્યા વગર આ બ્રાહ્મધર્મ સર્વત્ર પોતાનું સામ્રાજ્ય જમાવશે

આ શ્રદ્ધા ધારણ કરી આપણે પ્રાર્થના કરીએ કે પરમમંગલ પરમેશ્વરની કૃપાથી આવો ધર્મ હૃદયમાત્રમાં પ્રગટ થાઓ અને એનો જ વિકાસ થાઓ.

## ૧૨

## જૈન સમાજ સાથેનો મારો પરિચય*

પરમાનંદભાઈએ મને બહુ આકરો વિષય સોંપ્યો છે અમુક માણસ પોતાને વિષે કેવા અભિપ્રાયો ધરાવે છે એ જાણવાનો રસ સૌને હોય છે એ જ કારણે આટલી મોટી સંખ્યામાં આપ સૌ અહીં હાજર થયા છો એમ હું માનું છું પણ જૈનો આગળ ઊભા થઈ જૈન સમાજ કે ધર્મ સાથેનો પોતાનો પરિચય રજૂ કરવો એ સહેલી વાત નથી હું તો એડમંડ બર્કના મતનો છું કે કોઈ પણ જાતિ સમાજ કે રાષ્ટ્ર વિષે સાર્વત્રિક સિદ્ધાંત બાંધાય જ નહીં દરેક સંસ્કૃતિની વિશિષ્ટતાઓ ભલે હોય, પણ સમાજમાં તો અનેક જાતના લોકો હોય અમુક લોકો સારા ને અમુક નરસા એવો ભેદ પડાય જ નહીં મનુષ્યજાતિ બધે સરખી જ છે

અને જૈન સમાજ સાથેનો મારો પરિચય પણ ક્યાં એટલો બહોળો છે? હું તો અમુક મિત્રોને જ ઓળખું મેં મુસાફરી ખૂબ કરી છે પણ તે તો નદી અને પર્વતો તીર્થો અને મંદિરો ગામો અને તેમનો ભૂખમરો એ જોવા માટે સમાજની વિવિધ પ્રવૃત્તિઓ સાથેનો મારો પરિચય પરિમિત જ છે જે છે તે વિદ્યાર્થીઓ અને અધ્યાપકો સાથે ઈશ્વરે મને બહુ સારા મિત્રો આપ્યા છે તેટલા પરથી આખા સમાજ વિષે હું કેમ બોલું?

માણસનો પરિચય ઓછો હોય કે વધારે સાથ સાથે અભિપ્રાય તો બાંધવો પડે જ છે કેમ કે અભિપ્રાય બાંધ્યા વગર વ્યવહાર ચાલે જ નહીં પણ એવો

* તા. ૨૭-૮-'૨૯ના રોજ જૈન યુવકસંઘ, મુંબઈમાં આપેલું વ્યાખ્યાન

સંપૂર્ણપણે અખત્યાર કરવાનું બની શકયુ જ નથી અને બને તેમ પણ નથી. આપણા જીવનનો ઉદ્દેશ આપણી ચાલુ પ્રવૃત્તિઓમાંથી હિંસાને બને તેટલી ઓછી કરવાનો જ રહી શકે. એટલે જ્યાં સુધી સંસારપ્રવૃત્તિઓ ચાલ્યા કરે છે ત્યાં સુધી અહિંસાધર્મીઓએ અહિંસાના પ્રયોગો ચાલુ રાખવા જ રહ્યા. આ જ રીતે ખેતીની અંદર પણ આપણે અહિંસાની કેટલી શકયતા છે તે જોવું જ જોઈએ. કારણ કે ખેતીને જેટલી અહિંસક બનાવી શકશો તેટલા પ્રમાણમાં આખું જગત અહિંસક બનવાનું છે બહારના જીવનમાં અહિંસાની ગમે તેટલી વાતો કરો પણ જેના વિના જગતને ઘડીભર ચાલતું નથી તે અન્નોપાર્જક ખેતીને વિશદ ન બનાવો ત્યા સુધી અહિંસાધર્મ આપણા જીવનના મૂળને સ્પર્શી શકતો નથી. સંન્યાસી સર્વ પ્રવૃત્તિઓથી દૂર રહીને પોતે મોટો અહિંસક હોવાનો ભલે દાવો કરે પણ એ દાવાની બહુ કિંમત નથી અહિંસાધર્મ જીવતો જાગ્રત વિશ્વધર્મ છે અને તેની પૂર્ણતાને આપણે કદી પહોચી શકયા જ નથી એ અહિંસાધર્મનો અમલ આપણે હિંસક ગણાતી પ્રવૃત્તિઓથી દૂર રહીને અને એમ છતા પણ તે પ્રવૃત્તિનાં ફળોનો લાભ લઈને કદી કરાવી શકતા જ નથી આપણો ધર્મ સંસારસ્થિતિ માટે અનિવાર્ય પ્રવૃત્તિઓમાથી હિંસાના તત્ત્વને બને તેટલુ નાબૂદ કરવામાં રહેલો છે, આ બાબત તરફ જૈન ભાઈઓનું ખાસ ધ્યાન ખેંચું છુ

આ રીતે વિચારતાં તો આર્થિક, સામાજિક, રાજકીય, બૌદ્ધિક, આરોગ્યની કે છેવટે મોક્ષની દૃષ્ટિએ પણ જૈનસમાજે જમીન સાથેનો સંબંધ કેળવવો જ જોઈએ એમ હુ માનું છું અને જ્યાં સુધી જૈનો તેમ ન કરે ત્યાં સુધી જૈનોની પ્રતિષ્ઠા સ્થિર ભૂમિ ઉપર નથી એમ જણાવવાની રજા લઉં છુ

જૈન સમાજ સાથે મને બહુ ઊંડો કે વિસ્તીર્ણ પરિચય નથી મને પરિચય છે ઝાડપાન, પશુપંખીઓ સાથે અને જેમની સેવાનો હુ સદા લાભ ઉઠાવી રહ્યો છું તેમાના કેટલાક ગરીબ ભાઈઓ સાથે મારા જીવનની મુખ્ય પ્રવૃત્તિ કેળવણી છે વિદ્યાપીઠ, મારા સાથીઓ, વિદ્યાર્થીઓ અને હું એ જ મારી દુનિયા છે આ બધું છતા મને કેટલાક જૈન મિત્રો મળ્યા છે તેઓ બહુ સુંદર—પ્રેમાળ, ઉદાર અને પૂરા સહિષ્ણુ મળ્યા છે અને એમને લીધે મને તો જૈન સમાજ માટે હંમેશાં બહુ ઊંચો ખ્યાલ બંધાયો છે મેં તો તેમનામા ઊંચું જૈનત્વ અને અહિંસકવૃત્તિ જોયા છે અહીં અહિંસકતાનો અર્થ હુ ઉદાર સહિષ્ણુતા કરુ છુ અને હુ માનું છુ કે આ એક જ વસ્તુ એવી છે કે જેની આજની દુનિયાને બહુ જરૂર છે અને જૈનો જો ધારે તો દુનિયાને આપી શકે તેમ છે આજે તમે દુનિયામાં ચાલતો માંસાહાર અટકાવી શકો તેમ નથી કારણ કે અત્યારે તો ઊલટો તે બાબતમાં કેટલેક ઠેકાણે બહુ વિચિત્ર પવન વાય છે જૈનશાસ્ત્રોનું ખૂબ અધ્યયન થાય એટલા માટે જૈન મિત્રો બહુ આતુર હોય છે કોઈ પણ જૈન પુસ્તક માટે છપાવવું હોય તો તેના પૈસા મેળવવા માટે મને બહુ મુશ્કેલી પડે તેમ નથી પણ આજે

આપણે તે કરવાનું નથી આજે તો આપણે દુનિયાની પીડા જાણવાની છે અને તે કેમ દૂર કરવી તેનો ઉપાય સૂચવવાનો છે આ ઉપાય અહિંસામાં છે અને જૈન ધર્મનું યોગ્ય નિરૂપણ કરવામાં આવે તો દુનિયા તેમાંથી ઘણું સ્વારસ્ય મેળવી શકે

આજે હુ જ્યારે જૈન શબ્દ વાપરુ છું ત્યારે જૈન નામ ધારણ કરનારને જૈન જાણુ છું એમ નથી પણ જૈનભાવના જેઓમાં ઓતપ્રોત થયેલી છે તેમને ઉદ્દેશીને કહુ છુ એમ સમજજો 'Hindu view of Life'ના કર્તા રાધાકૃષ્ણન કહે છે તેમ હુ પણ માનું છુ કે ધર્માન્તર કરાવવાનો પ્રયત્ન ન અટકે ત્યાં સુધી જગતમાં શાન્તિ વસવાની નથી દરેક ધર્મમાં પોતાનો વિકાસ સાધવા માટે પૂરતો અવકાશ અને સામગ્રી હોય જ છે દરેક ધર્મ ઓછેવત્તે અંશે અહિંસાપરાયણ છે અને તેટલા પૂરતું તેમાં જૈનત્વ રહેલું છે

મારે તો તમને બે જ સૂચના આપવાની છે સહિષ્ણુ બનો અને જીવનની જરૂરિયાતો બને તેટલી ઓછી કરો જ્યા સુધી તમારી હાજતો ઓછી ન કરો ત્યા સુધી તમે સાચા અહિંસક બની શકો જ નહીં આપણું સામાન્ય જીવન જનજાતના દ્રોહથી જ ભરેલું છે ધનસંપત્તિ અદ્રોહથી મળી શકે જ નહીં તમારામાના થોડાકને તપ જપ કરવાની સગવડ કરી આપો અને બાકીના તમે બધા કરતા હો તે કર્યા કરો તેથી અદ્રોહી કે અહિંસક થઈ શકાય જ નહીં

હિન્દુ ધર્મે એક જ વાત કહી છે — અને જૈન ધર્મ તેમા આવી જ જાય છે — કે કોઈ પણ ધર્મ ખોટો છે એમ કહી શકાય જ નહીં અને દરેક ધર્મના અભ્યાસનો આશય લઈને મનુષ્ય પરમ ગતિને પામી શકે છે અને તેથી ધર્માન્તર કરવું તે મિથ્યા છે આ જ વિચારમા સ્યાદ્વાદ તત્ત્વનો સાર આવી જાય છે બીજા કહે છે તે તદ્દન ખોટુ કહે છે એમ કહનાર પ્રથમ તો સ્યાદ્વાદમૂલક જૈન ધર્મનો જ દ્રોહ કરે છે

તમે પૈસા ખરચી પંડિતો ઉત્પન્ન કરશો તેથી તમારુ સાહિત્ય પુષ્કળ વધશે પણ તેથી ધર્મ કે જગતનો કશો ઉદ્ધાર નહીં થાય ગાંધીજીને કેટલાયે લોકો ઉત્તમ જૈન — ઉત્તમ હિંદુ — તરીકે સ્વીકારે છે તે તેમના પાંડિત્યને લીધે નહીં પણ તેમના ચારિત્ર, અનુભવ તથા તપશ્ચર્યાને લીધે આ જ ગાંધીજી એમ કહે છે કે આમાંનું ઘણુંક સારુ સારુ તેમને શ્રીમદ્ રાજચંદ્ર પાસેથી મળ્યું છે અને આ રાજચંદ્રમાં પણ અસાધારણ પાંડિત્ય નહોતું પણ તપોમય જીવન અને વિશ્વવ્યાપી વિશાળ ભાવના હતા આ તમે અખત્યાર કરીને જૈન ધર્મનું જગતને સાચું દર્શન કરાવી શકો આજે કેટલાક પાશ્ચાત્ય વિચારકો માને છે કે હિંદ પોતાનો સંદેશો જગતને સંભળાવી દીધો છે અને જગતે પોતા તરફથી તે ઝીલી લીધો છે હવે હિંદે કશું દેવાનું નથી અને તેથી તને જીવવાનો હવે કશો અધિકાર રહ્યો જ

અભિપ્રાય શબ્દમાં વ્યક્ત ન થઈ શકે પોતાના મન સાથે પણ એનું પૃથક્કરણ ન થાય એ નિશ્ચિત હોય તોયે અવ્યક્ત જ રહી શકે

મારા અનુભવ પરથી એટલું કહી શકુ કે કોઈ પણ સમાજ પોતે શ્રેષ્ઠ હોવાનો દાવો ન કરી શકે હુ તો એટલે સુધી કહુ કે બીજી કોમો કરતા પોતે વધારે અહિંસક હોવાનો દાવો પણ જૈનોએ ન કરવો ઘટે વિગતોમાં કે રિવાજોમાં ભલે ભેદ હોય, પણ ગુજરાતની બધી જ કોમો સરખી રીતે અહિંસક છે તમે ઇચ્છો તો એ દાવો જરૂર કરી શકો કે જૈન ધર્મના પ્રચારને લીધે અને તમારા સહવાસને લીધે લોકોમાં આટલી અહિંસા આવી છે

કોઈ પણ વ્યક્તિ કે સમાજ વિષે બોલતાં બીજી એક અગવડ નડે છે ગુણો બતાવીએ તો તે ખુશામત કે ઉપર ઉપરનો વિવેક મનાય છે, જાણે માણસ દોષો બતાવતી વખતે જ સાચુ બોલતા હોય અને દોષો બતાવવામાં માણસે તટસ્થબુદ્ધિ રાખી હોય તોયે કોઈ એ માને નહીં મારા જેટલા જૈન મિત્રો છે તેમની ઉદારતા અને સહિષ્ણુતા ઉપર હુ મોહિત છુ ચુસ્ત જૈન સમાજમાં તેમની કેટલી પ્રતિષ્ઠા છે તે હુ જાણતો નથી, પણ મારે મન તેઓ અહિંસાના સાચા ઉપાસક છે જૈનોની સંકુચિતતા વિષે મેં ઘણુ સાભળ્યુ છે —દાન કરે તો તે પોતાની કોમો પૂરતું જ, મદદ કરે તો પોતાની કોમના યુવાનોની કેળવણી માટે જ, ફડો ઊભાં કરે કે છાત્રાલયો ખોલે તોયે તે કોમી લાગણીથી જ એ વિષે તો એટલું જ કહી શકુ કે મારો અનુભવ જુદો છે જે રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં હુ કામ કરુ છુ તેનું વિશાળ મકાન એક જૈન ગૃહસ્થે બંધાવી આપ્યુ છે બધા ધર્મોના ધર્મગ્રંથોમાંથી અહિંસાશાસ્ત્ર શોધવા માટેની સરસ સગવડ એક બીજા જૈને કરી આપી છે દેશની દુર્દશાના ઓસડ તરીકે જે ગ્રામસેવાની યોજના અમે હમણા હમણાં અમલમાં મૂકી છે તેની આર્થિક બાજુનો ભાર પણ એક ઉદાર હૃદયના જૈને જ ઉપાડી લીધો છે આવા આવા કેટલાયે દાખલા આપી શકાય

પણ તમે તો કહેશો કે 'દરેક કોમમા આવા ઉદાર ગૃહસ્થો હોય પણ ખરા; કોમ તરીકે અમારી કઈંક ખામી તો બતાવો ' ખામીઓ બતાવુ એટનો નિકટનો હજી મારો પરિચય થયો પણ જે શકાઓ ગઈ છે તે જ અહીં પ્રશ્નરૂપે પૂછી લઉં

ગુજરાતના જૈનો મોટે ભાગે શહેરમાં રહે છે કે ગામડામા? જો શહેરમાં જ રહેતા હોય તો તમારે એનો ખૂબ વિચાર કરવો જોઈએ જૈનો ઘણે ભાગે ખેતી કરતા જ નથી શું એ વાત સાચી છે? જો સાચી હોય તો એ પરિસ્થિતિ ગંભીર છે એમ મારે કહેવુ જોઈએ એમ જ હોય તો તમારે તમારી હસ્તી વિષે અને પ્રતિષ્ઠા વિષે જેટલી કાળજી લેવી જોઈએ તેટલી તમે નથી લેતા એમ મારે કહેવુ

જોઈએ, એટલું જ નહીં પણ અહિંસાધર્મના પાલનની પૂરતી તૈયારી તમે નથી કરતા એમ પણ હું કહું. આહાર પર જીવતો માણસ ખેતીવિહોણો રહે એ નાનીસૂની ખામી છે?

નમાજશાસ્ત્રના અત્યાર સુધીના મારા અભ્યાસ ઉપરથી મેં એક સચોટ નિયમ તારવ્યો છે કે જે કોમે જમીન સાથેનો સીધો સંબંધ રાખ્યો નથી તેણે પોતાના મૂળિયાં ઢીલા કર્યાં છે હું એમ માનું છું કે જે અનાજ આપણે ખાઈએ છીએ તે કેમ અને ક્યા પેદા થાય છે તે આપણે અનુભવથી જાણવું જોઈએ કેટલેક ઠેકાણે ખેતીમા થતી હિંસાને કારણે ખેતીથી દૂર રહેવાનું કહેવામાં આવે છે પણ જૈનો આવી દલીલ કરી ન શકે એમ હું ધારુ છુ કારણ કે જૈનમતે તો કર્યું, કારવ્યું અને અનુમોદ્યુ એ ત્રણેમાં સરખો દોષ કહેલો છે જે અનાજ ખાવામાં આવે છે તેને લગતી ખેતીનો દોષ ખાનારને લાગે જ છે આમ છતા પણ તમારો ધર્મ જુદું કહેતો હોય તો હું લાચાર છું મને તો જે યોગ્ય લાગે તે કહેવું એ મારો ધર્મ છે

પૈસાદાર થવાના બે જ માર્ગ છે વેપાર અને લૂંટફાટ વેપારીઓ વેપાર કરે છે અને અઢળક ધન ભેગું કર છે સરકાર કાનૂનસર લૂંટફાટ કરે છે અને ધનના ભંડાર ભરે છે સરકાર કહેતા માત્ર અંગ્રેજ સરકાર નહીં પણ અત્યારની દરેક સરકાર આ જ કામ કરે છે નબળાને નિચોવે છે અને પશુબળથી સર્વત્ર રાજ્ય ચલાવે છે વેપારથી પૈસો આવે છે પણ જમીન સાથેના સંબંધ સિવાય સમાજમા સ્થિરતા ન આવે પૈસા શહેરી ચીજ છે આપણે શહેરમાં જ રહેવાથી ઘણાયે ગુણો ખોઈ નાખ્યા છે એમાં કાંઈ શક નથી કુદરત સાથેનો સીધો સંબંધ ગામડામા રહેવાથી જ બનાઈ શકે છે જે ગામડામા રહે છે તે ઋતુના પરિવર્તનો, ખુલ્લી હવા, ખુલ્લો તડકો, ટાઢ, તાપ અને વરસાદ, ભવ્ય આકાશ અને પંખીઓનો કલરવ અનુભવી શકે છે જેને ખેતી કરવી હોય છે તે આકાશ સામે મીટ માંડીને બેસે છે અને રાત્રિના તારા અને દિવસના સૂર્યપ્રકાશ સાથે એકરૂપ બની જીવન વહન કરે છે આત્મરક્ષવૃત્તિ કેળવવા માટે પણ ખેતી ખૂબ આવશ્યક છે કારણ કે ખેડૂતને કુદરતના તેમ જ પશુપક્ષીઓનાં અનેક આક્રમણો સામે સતત ઝુઝવાનું હોય છે આ રીતે જ હું કહું છું કે ક્ષત્રિય અને ક્ષેત્રિય (ખેડૂત)માં હું બહુ ભેદ જોતો નથી આ મરણવૃત્તિ હમેશા ગામડાના ખેડૂતોએ જ બતાવી છે શિવાજીઓ અને બારડોલીના ખેડૂતોએ આ વાત પુરવાર કરી છે જ્યારે You shall yield — તારે નમવું જ પડશે એવો સત્તાધારીનો હુકમ નીકળે છે ત્યારે I shall neither break nor bend — એવો જવાબ ખેડૂત જ વાળી શકે છે

૨૧ વિશ્વમાં અહિંસા સમાન બીજો ધર્મ નથી એ તો તમે અને હું બન્ને માનીએ છીએ એમ છતા આ દેહે આ જીવનમાં કોઈ પણ મનુષ્યથી અહિંસા

સંપૂર્ણપણે અખત્યાર કરવાનું બની શકયું જ નથી અને બને તેમ પણ નથી. આપણા જીવનનો ઉદ્દેશ આપણી ચાલુ પ્રવૃત્તિઓમાંથી હિંસાને બને તેટલી ઓછી કરવાનો જ રહી શકે. એટલે જ્યાં સુધી સંસારપ્રવૃત્તિઓ ચાલ્યા કરે છે ત્યાં સુધી અહિંસાધર્મીઓએ અહિંસાના પ્રયોગો ચાલુ રાખવા જ રહ્યા. આ જ રીતે ખેતીની અંદર પણ આપણે અહિંસાની કેટલી શકયતા છે તે જોવું જ જોઈએ. કારણ કે ખેતીને જેટલી અહિંસક બનાવી શકશો તેટલા પ્રમાણમાં આખું જગત અહિંસક બનવાનું છે બજારના જીવનમાં અહિંસાની ગમે તેટલી વાતો કરો પણ જેના વિના જગતને ઘડીભર ચાલવાનું નથી તે અન્નોપાર્જક ખેતીને વિશદ ન બનાવો ત્યાં સુધી અહિંસાધર્મ આપણા જીવનના મૂળને સ્પર્શી શકતો નથી. સંન્યાસી સર્વ પ્રવૃત્તિઓથી દૂર રહીને પોતે મોટો અહિંસક હોવાનો ભલે દાવો કરે પણ એ દાવાની બહુ કિંમત નથી. અહિંસાધર્મ જીવતો જાગ્રત વિશ્વધર્મ છે અને તેની પૂર્ણતાને આપણે કદી પહોંચી શકયા જ નથી એ અહિંસાધર્મનો અમલ આપણે હિંસક ગણાતી પ્રવૃત્તિઓથી દૂર રહીને અને એમ છતાં પણ તે પ્રવૃત્તિનાં ફળોનો લાભ લઈને કદી કરાવી શકતા જ નથી આપણો ધર્મ સંસારસ્થિતિ માટે અનિવાર્ય પ્રવૃત્તિઓમાંથી હિંસાના તત્ત્વને બને તેટલું નાબૂદ કરવામાં રહેલો છે, આ બાબત તરફ જૈન ભાઈઓનું ખાસ ધ્યાન ખેંચું છું

આ રીતે વિચારતાં તો આર્થિક, સામાજિક, રાજકીય, બૌદ્ધિક, આરોગ્યની કે છેવટે મોક્ષની દૃષ્ટિએ પણ જૈનસમાજે જમીન સાથેનો સંબંધ કેળવવો જ જોઈએ એમ હું માનું છું અને જ્યાં સુધી જૈનો તેમ ન કરે ત્યાં સુધી જૈનોની પ્રતિષ્ઠા સ્થિર ભૂમિ ઉપર નથી એમ જણાવવાની રજા લઉં છું

જૈન સમાજ સાથે મને બહુ ઊંડો કે વિસ્તીર્ણ પરિચય નથી. મને પરિચય છે ઝાડપાન, પશુપંખીઓ સાથે અને જેમની સેવાનો હું સદા લાભ ઉઠાવી રહ્યો છું તેમાંના કેટલાક ગરીબ ભાઈઓ સાથે મારા જીવનની મુખ્ય પ્રવૃત્તિ કેળવણી છે વિદ્યાપીઠ, મારા સાથીઓ, વિદ્યાર્થીઓ અને હું એ જ મારી દુનિયા છે આ બધું છતાં મને કેટલાક જૈન મિત્રો મળ્યા છે તેઓ બહુ સુંદર—પ્રેમાળ, ઉદાર અને પૂરા સહિષ્ણુ મળ્યા છે અને એમને લીધે મને તો જૈન સમાજ માટે હમેશાં બહુ ઊંચો ખ્યાલ બંધાયો છે મેં તો તેમનામાં ઊંચું જૈનત્વ અને અહિંસકવૃત્તિ જોયાં છે અહીં અહિંસકતાનો અર્થ હું ઉદાર સહિષ્ણુતા કરું છું અને હું માનું છું કે આ એક જ વસ્તુ એવી છે કે જેની આજની દુનિયાને બહુ જરૂર છે અને જૈનો જો ધારે તો દુનિયાને આપી શકે તેમ છે આજે તમે દુનિયામાં ચાલતો માંસાહાર અટકાવી શકો તેમ નથી કારણ કે અત્યારે તો ઊલટો તે બાબતમાં કેટલેક ઠેકાણે બહુ વિચિત્ર પવન વાય છે જૈનશાસ્ત્રોનું ખૂબ અધ્યયન થાય એટલા માટે જૈન મિત્રો બહુ આતુર હોય છે કોઈ પણ જૈન પુસ્તક મારે છપાવવું હોય તો તેના પૈસા મેળવવા માટે મને બહુ મુશ્કેલી પડે તેમ નથી. પણ આજે

આપણે તે કરવાનું નથી આજે તો આપણે દુનિયાની પીડ જાણવાની છે અને તે કેમ દૂર કરવી તેનો ઉપાર સૂચવવાનો છે આ ઉપાર અહિંસામા છે અને જૈન ધર્મનું યોગ્ય નિરૂપણ કરવામાં આવે તો દુનિયા તેમાથી ઘણુ સ્વાસ્થ્ય મેળવી શકે

આજે હુ જ્યારે જૈન શબ્દ વાપરુ છું ત્યારે જૈન નામ ધારણ કરનારને જૈન ગણુ છું એમ નથી પણ જૈનભાવના જેઓમાં ઓતપ્રોત થયેલી છે તેમને ઉદ્દેશીને કહુ છુ એમ સમજજો 'Hindu view of Life'ના કર્તા રાધાકૃષ્ણન કહે છે તેમ હુ પણ માનુ છુ કે ધર્માન્તર કરાવવાનો પ્રયત્ન ન અટકે ત્યા સુધી જગતમાં શાન્તિ વળવાની નથી. દરેક ધર્મમાં પોતાનો વિકાસ સાધવા માટે પૂરતો અવકાશ અને સામગ્રી હોય જ છે દરેક ધર્મ ઓછેવત્તે અંશે અહિંસાપરાયણ છે અને તેટલા પૂરતું તેમાં જૈનત્વ રહેલુ છે

મારે તો તમને બે જ સૂચના આપવાની છે અહિંસક બનો અને જીવનની જરૂરિયાતો બને તેટલી ઓછી કરો જ્યાં સુધી તમારી હાજતો ઓછી ન કરો ત્યા સુધી તમે સાચા અહિંસક બની શકો જ નહીં આપણ સામાન્ય જીવન જાતજાતના દ્રોહથી જ ભરેલુ છે ધનસંપત્તિ અદ્રોહથી મળી શકે જ નહીં તમારામાના થોડાકને તપ જપ કરવાની સગવડ કરી આપો અને બાકીના તમે બધા કરતા હો તે કર્યા કરો તેથી અદ્રોહી કે અહિંસક થઈ શકાય જ નહીં

હિંદુ ધર્મે એક જ વાત કહી છે — અને જૈન ધર્મ તેમાં આવી જ જાય છે — કે કોઈ પણ ધર્મ ખોટો છે એમ કહી શકાય જ નહીં અને દરેક ધર્મના સત્યાગ્રહનો આધાર લઈને મનુષ્ય પરમ શાન્તિ પામી શકે છે અને તેથી ધર્માન્તર કરાવવુ તે મિથ્યા છે આ જ વિચારમા સ્યાદ્વાદ તત્ત્વનો સાર આવી જાય છે બીજા કહે છે તે તદ્દન ખોટુ કહે છે એમ કહનાર પ્રથમ તો સ્યાદ્વાદમૂલક જૈન ધર્મનો જ દ્રોહ કર છે

તમે પૈસા ખરચી પંડિતો ઉત્પન્ન કરશો તેથી તમારુ સાહિત્ય પુષ્કળ વધશે પણ તેથી ધર્મ કે જગતનો કશો ઉદ્ધાર નહીં થાય ગાંધીજીને કેટલાયે લોકો ઉત્તમ જૈન — ઉત્તમ હિંદુ — તરીકે સ્વીકાર છે તે તેમના પાંડિત્યને લીધે નહીં પણ તેમના ચારિત્ર અનુભવ તથા તપશ્ચર્યાને લીધે આ જ ગાંધીજી એમ કહે છે કે આમાંનુ ઘણુંક સારુ સારુ તેમને શ્રીમદ્ રાજચંદ્ર પાસેથી મળ્યુ છે અને આ રાજચંદ્રમાં પણ અસાધારણ પાંડિત્ય નહોતું પણ તપોમય જીવન અને વિશ્વવ્યાપી વિશાળ ભાવના હતા આ તમે અખત્યાર કરીને જૈન ધર્મનું જગતને સાચું દર્શન કરાવી શકો આજે કેટલાક પાશ્ચાત્ય વિચારકો માને છે કે હિંદ પોતાનો સંદેશો જગતને સંભળાવી દીધો છે અને જગતે પોતા તરફથી તે ઝીલી લીધો છે હવે હિંદે કશું દેવાનું નથી, અને તેથી તેને જીવવાનો હવે કશો અધિકાર રહ્યો જ

સંપૂર્ણપણે અખત્યાર કરવાનું બની શકયું જ નથી અને બને તેમ પણ નથી. આપણા જીવનનો ઉદ્દેશ આપણી ચાલુ પ્રવૃત્તિઓમાંથી હિંસાને બને તેટલી ઓછી કરવાનો જ રહી શકે એટલે જ્યાં સુધી સંસારપ્રવૃત્તિઓ ચાલ્યા કરે છે ત્યાં સુધી અહિંસાધર્મીઓએ અહિંસાના પ્રયોગો ચાલુ રાખવા જ રહ્યા આ જ રીતે ખેતીની અંદર પણ આપણે અહિંસાની કેટલી શકયતા છે તે જોવું જ જોઈએ. કારણ કે ખેતીને જેટલી અહિંસક બનાવી શકશો તેટલા પ્રમાણમાં આખું જગત અહિંસક બનવાનું છે બજારના જીવનમાં અહિંસાની ગમે તેટલી વાતો કરો પણ જેના વિના જગતને ઘડીભર ચાલવાનું નથી તે અન્નોપાર્જક ખેતીને વિશદ ન બનાવો ત્યાં સુધી અહિંસાધર્મ આપણા જીવન ના મૂળને સ્પર્શી શકતો નથી. સંન્યાસી સર્વ પ્રવૃત્તિઓથી દૂર રહીને પોતે મોટો અહિંસક હોવાનો ભલે દાવો કરે પણ એ દાવાની બહુ કિંમત નથી અહિંસાધર્મ જીવનો જાગ્રત વિશ્વધર્મ છે અને તેની પૂર્ણતાને આપણે કદી પહોંચી શકયા જ નથી એ અહિંસાધર્મનો અમલ આપણે હિંસક ગણાતી પ્રવૃત્તિઓથી દૂર રહીને અને એમ છતાં પણ તે પ્રવૃત્તિનાં ફળોનો લાભ લઈને કદી કરાવી શકના જ નથી. આપણો ધર્મ સંસારસ્થિતિ માટે અનિવાર્ય પ્રવૃત્તિઓમાંથી હિંસાના તત્ત્વને બને તેટલું નાબૂદ કરવામાં રહેલો છે, આ બાબત તરફ જૈન ભાઈઓનું ખાસ ધ્યાન ખેંચું છું

આ રીતે વિચારતાં તો આર્થિક, સામાજિક, રાજકીય, બૌદ્ધિક, આરોગ્યની કે છેવટે મોક્ષની દૃષ્ટિએ પણ જૈનસમાજે જમીન સાથેનો સંબંધ કેળવવો જ જોઈએ એમ હું માનું છું અને જ્યાં સુધી જૈનો તેમ ન કરે ત્યાં સુધી જૈનોની પ્રતિષ્ઠા સ્થિર ભૂમિ ઉપર નથી એમ જણાવવાની રજા લઉં છું

જૈન સમાજ સાથે મને બહુ ઊંડો કે વિસ્તીર્ણ પરિચય નથી. મને પરિચય છે ઝાડપાન, પશુપંખીઓ સાથે અને જેમની સેવાનો હું સદા લાભ ઉઠાવી રહ્યો છું તેમાંના કેટલાક ગરીબ ભાઈઓ સાથે મારા જીવનની મુખ્ય પ્રવૃત્તિ કેળવણી છે વિદ્યાપીઠ, મારા સાથીઓ, વિદ્યાર્થીઓ અને હું એ જ મારી દુનિયા છે આ બધું છતાં મને કેટલાક જૈન મિત્રો મળ્યા છે તેઓ બહુ સુંદર—પ્રેમાળ, ઉદાર અને પૂરા સહિષ્ણુ મળ્યા છે અને એમને લીધે મને તો જૈન સમાજ માટે હંમેશાં બહુ ઊંચો ખ્યાલ બંધાયો છે મેં તો તેમનામાં ઊંચું જૈનત્વ અને અહિંસકવૃત્તિ જોયાં છે અહીં અહિંસકતાનો અર્થ હું ઉદાર સહિષ્ણુતા કરું છું અને હું માનું છું કે આ એક જ વસ્તુ એવી છે કે જેની આજની દુનિયાને બહુ જરૂર છે અને જૈનો જો ધારે તો દુનિયાને આપી શકે તેમ છે આજે તમે દુનિયામાં ચાલતો માંસાહાર અટકાવી શકો તેમ નથી કારણ કે અત્યારે તો ઊલટો તે બાબતમાં કેટલેક ઠેકાણે બહુ વિચિત્ર પવન વાય છે જૈનશાસ્ત્રોનું ખૂબ અધ્યયન થાય એટલા માટે જૈન મિત્રો બહુ આતુર હોય છે કોઈ પણ જૈન પુસ્તક મારે છપાવવું હોય તો તેના પૈસા મેળવવા માટે મને બહુ મુશ્કેલી પડે તેમ નથી પણ આજે

ઊઠયા : "બેસો, બેસો, અમે પૂછવા આવીએ ત્યારે આવી વાતો અમને કહેજો " એ જ વલણના સમર્થનમાં એક વૃદ્ધ પુરુષે કહ્યુ કે : "ભારે પૈસાદાર માણસ હોય છે ત્યારે તો તેનો બહિષ્કાર કરવાનુ આપણે નામ નથી લેતા દંભી માણસો પાખંડ ચલાવે છે ત્યારે આપણે એમને સાણસામાં પકડી શકતા નથી. પછી એકાદ નિખાલસ અને સજ્જન માણસનો જ બહિષ્કાર કરવા નીકળીએ એ આપણને શોભે? એથી સમાજનું શ્રેય પણ નથી આના જેવા લોકો રૂઢાચારને તોડે છે, પણ અનાચાર કરતા નથી એટલે ન્યાત સામે થાય તોયે એમની પ્રતિષ્ઠા તો કાયમ જ રહે છે અને બહિષ્કાર કરનાર લોકો જ વગોવાય છે જે નિર્મળ લોકોનો બહિષ્કાર કરી આપણે એમને ખોઈ બેસીશુ તો ન્યાતમાં રહેશે શુ? એટલે ડહાપણનો રસ્તો એ છે કે એમનું નામ જ ન દેવું. કલિયુગ છે એટલે જે થશે તે આપણે જોવાનુ રહ્યુ " એ વૃદ્ધ પુરુષની મુખ્ય દૃષ્ટિ સાચી હતી કલિયુગવાળી એમની દલીલમા કશો માલ નથી એ તો સહેજે ધ્યાનમાં આવે એમ છે

સમાજનો આચાર જમાને જમાને તપાસાય એ જરૂરનુ છે એમાં જરૂરી ફેરફાર થાય એ પણ આવશ્યક છે જેમ શરીરમાં નવુ પોષણ રોજ ઉમેરતા જઈએ છીએ અને કચરો પણ શરીરમાંથી રોજ કાઢી નાખીએ છીએ અને તેથી જ શરીર નીરોગી રહી સેવા આપે છે, તે જ પ્રમાણે સમાજ શરીરનું પણ છે જેમ ખોરાકનું કાળે કરીને લોહી થાય છે અને નકામો ભાગ મેલના રૂપમાં નીકળી જાય છે, તેમ સારામાં સારી જૂની વ્યવસ્થા તે તે કાળને પોષણ આપી શેષમા મડારૂપે રહી જાય છે એને જો કાઢી ન નાખીએ તો સમાજ શરીર ગંધાય છે અને રોગી થાય છે રોજનો વિકાસ અટકાવી દઈએ ત્યારે કોક વખતે સન્નિપાતની પેઠે એકાએક ક્રાન્તિ ફાટી નીકળે છે વિકાસ અટકાવવો એ ક્રાન્તિને નોતરવા સમાન છે, પછી એ ક્રાન્તિ પરદેશી હુમલાના રૂપમા થાઓ કે અંદરના બળવાના રૂપમા થાઓ

સામયિક સુધારા વિના ધાર્મિક જીવન ટકાવી ન જ શકાય, એટલા માટે જ સામાજિક સુધારાના—સામાજિક પ્રગતિના સાર્વભૌમ નિયમો જાણી લેવા જોઈએ. હજારો વર્ષોનો અનુભવ અને ઇતિહાસ જેમની પાસે છે તેઓ જો ધર્મ વિકાસનુ અને જીવનપરિવર્તનનું શાસ્ત્ર ન રચે તો તેઓ ઋષિમુનિઓની પરપરાને લજવશે આપણા સ્મૃતિકારો વખતોવખત ધર્મવ્યવસ્થામાં ફેરફારો કરતા જ આવ્યા છે હવે આપણે આવા ફેરફારનું આખુ શાસ્ત્ર તૈયાર કરવું જોઈએ તો જ આપણે આપણા સમાજનું જહાજ જીવનસાગરમાં સહીસલામત હકારી શકીશું આવી રીતે જીવનવ્યવસ્થા ફરીફરી તપાસીને જીવનનુ તત્ત્વજ્ઞાન નવેસર ગોઠવ નારાઓના ભગવાન મહાવીર એક અગ્રેસર હતા એમનો જમાનો કેવો હતો એ જરા તપાસીએ

* * *

નથી જો આપણે હવે કશું દેવાનું ન હોય અને આપણે મૃતપ્રાય બની ગયા હોઈએ તો ઉપરનો અભિપ્રાય આપણે સ્વીકારી લઈએ જો તેમ ન હોય તો આપણે આપણામા પ્રેરણા-ઉત્સાહ-ઓજસ્વિતા અને નવનિર્મિતિ દાખવીએ, આપણા વારસામાં ઉત્તરોત્તર વધારો કરીએ અને આપણા અસ્તિત્વથી જગતને સમૃદ્ધ અને ગૌરવાન્વિત કરીએ

## ૧૩

## સુધારક ધર્મમાં સુધારા*

આપનું આમંત્રણ સ્વીકારી અહીં આવ્યો એમાં એક ઉદ્દેશ એ હતો કે એ બહાને એકાદ દિવસ પરમાનંદભાઈ જોડે રહેવાનો આનંદ મળશે હમણા હમણા એમના અમદાવાદના ભાષણ સામે ભારે તકરાર થઈ છે મને રહી રહીને આશ્ચર્ય થાય છે કે પરમાનદભાઈ જેવા સૌમ્ય અને સમધારણ વ્યક્તિઓના ભાષણમાં લોકોને એવું તે શું જડ્યુ હશે કે તેઓ એમને માર્ટિન લ્યૂથર બનાવવા તૈયાર થઈ ગયા છે! આકરા વિચાર ધરાવનાર દરેક મિત્રને સામી બાજુ બતાવી એને સૌમ્ય અને જવાબદાર બનાવવો એ અત્યાર સુધીનો પરમાનંદભાઈનો પ્રિય વ્યવસાય એમનુ ભાષણ આખુ વાચ્યા વગર જ હુ કહી શકુ છુ કે એમાં ઉત્પાત કરનારુ કે વિનાશક એવું કશુ તત્ત્વ નથી, પણ ક્રાંતિકારી કે સુધારક જમાનો પરમાનદભાઈ જેવી સૌમ્ય મૂર્તિ મારફતે પણ પોતાનો અવાજ પ્રગટાવી શકે છે

સાભળું છુ કે અમુક સમાજે એમનો બહિષ્કાર કર્યો છે એટલે આ બહિષ્કાર વિષે જ પ્રથમ બે શબ્દ કહુ

બહિષ્કાર એ દરેક સુસંસ્કૃત અને સંઘટિત સમાજનો સ્વાભાવિક હક છે સુધરેના સમાજના હાથમા એ એક અસરકારક અને સાત્ત્વિક શસ્ત્ર છે, પણ એ શસ્ત્ર બેધારી તલવાર છે જેમની સામે એ વપરાય છે તેમને તો એ હણે ત્યારે હણશે પણ જે એ શસ્ત્રને વાપરે છે તે જો યોગ્ય પ્રસગ, યોગ્ય પદ્ધતિ અને સ્વાભાવિક મર્યાદા ન જાળે તો એ શસ્ત્ર એને જ પ્રથમ હણે છે અમારી ન્યાતમાં એક સમજુ વૃદ્ધ પુરુષે એક વખતે આ બહિષ્કારની મીમાસા કરી હતી તે અત્યારે મારી ભાષામાં અહીં કહી દઉં સત્યાગ્રહાશ્રમમાં જઈ મેં હરિજનના હાથની રસોઈ ખાધી, એટલે અમારે ગામ જતાં મેં ન્યાતવાળાઓને કહ્યુ કે હું આ રીતે વર્તું છું ગુજરાતમાં છે એવું ન્યાતોનું બંધારણ અને જ્ઞાતિની પંચાયતી અમારે ત્યા છે જ નહીં છતા ન્યાતવાળા ધારે તો બહિષ્કાર કરી શકે છે મેં હરિજનો જોડે ખાવાનો એકરાર કર્યો એટલે કેટલાક ભાઈઓ બોલી

* સં ૧૯૯૨ ના પર્યુષણ પર્વ અંગે મુંબઈમા આપેલુ વ્યાખ્યાન

ઊઠવા "બેનો, બેનો, અમે પૂછવા આવીએ ત્યારે આવી વાતો અમને કહેજો " એ જ વચનના સમર્થનમા એક વૃદ્ધ પુરુષે કહ્યુ કે "ભારે પૈસાદાર માણસ હોય છે ત્યારે તો તેનો બહિષ્કાર કરવાનું આપણે નામ નથી લેતા દંભી માણસો પાખંડ ચલાવે છે ત્યારે આપણે એમને નાતબહારમાં પણ મૂકતા નથી. પછી એકાદ નિખાલસ અને નૌજવાન માણસનો જ બહિષ્કાર કરવા નીકળીએ એ આપણને શોભે? એથી સમાજનું શ્રેય પણ નથી આના જેવા લોકો રૂઢાચારને તોડે છે, પણ અનાચાર કરતા નથી એટલે ન્યાત સામે થાય તોયે એમની પ્રતિષ્ઠા તો કાયમ જ રહે છે અને બહિષ્કાર કરનાર લોકો જ વગોવાય છે જો નિર્મળ લોકોનો બહિષ્કાર કરી આપણે એમને ખોઈ બેસીશું તો ન્યાતમાં રહેશે શુ? એટલે ડહાપણનો રસ્તો એ છે કે એમનું નામ જ ન લેવુ કલિયુગ છે એટલે જે થશે તે આપણે જોવાનું રહ્યુ " એ વૃદ્ધ પુરુષની મુખ્ય દૃષ્ટિ સાચી હતી કલિયુગવાળી એમની દલીલમાં કશો માલ નથી એ તો સહેજે ધ્યાનમા આવે એમ છે

સમાજનો આચાર જમાને જમાને તપાસાય એ જરૂરનુ છે એમા જરૂરી ફેરફાર થાય એ પણ આવશ્યક છે જેમ શરીરમા નવુ પોષણ રોજ ઉમેરતા જઈએ છીએ અને કચરો પણ શરીરમાંથી રોજ કાઢી નાખીએ છીએ અને તેથી જ શરીર નીરોગી રહી સેવા આપે છે તે જ પ્રમાણે સમાજશરીરનું પણ છે જેમ ખોરાકનુ કાચે ચડીને લોહી થાય છે અને નકામો ભાગ મેલના રૂપમાં નીકળી જાય છે, તેમ સારામા સારી જૂની વ્યવસ્થા તે તે કાળને પોષણ આપી રોગમાં સડારૂપે રહી જાય છે એને જો કાઢી ન નાખીએ તો સમાજશરીર ગંધાય છે અને રોગી થાય છે રોજનો વિકાસ અટકાવી દઈએ ત્યારે એક વખતે સન્નિપાતની પેઠે એકાએક ક્રાન્તિ ફાટી નીકળે છે વિકાસ અટકાવવો એ ક્રાન્તિને નોતરવા સમાન છે, પછી એ ક્રાન્તિ પરદેશી હુમલાના રૂપમા થાઓ કે અંદરના બળવાના રૂપમા થાઓ

સામાજિક સુધારા વિના ધાર્મિક જીવન ટકાવી ન જ શકાય એટલા માટે જ સામાજિક સુધારાના—સામાજિક પ્રગતિના સાર્વભૌમ નિયમો જાણી લેવા જોઈએ હજારો વર્ષોનો અનુભવ અને ઇતિહાસ જેમની પાસે છે તેઓ જો ધર્મ વિકાસનું અને જીવનપરિવર્તનનું શાસ્ત્ર ન રચે તો તેઓ ઋષિમુનિઓની પરંપરાને લજવશે આપણા સ્મૃતિકારો વખતોવખત ધર્મવ્યવસ્થામાં ફેરફારો કરતા જ આવ્યા છે હવે આપણે આવા ફેરફારનું આખું શાસ્ત્ર તૈયાર કરવુ જોઈએ તો જ આપણે આપણા સમાજનું જહાજ જીવનસાગરમાં સહીસલામત હંકારી શકીશું આવી રીતે જીવનવ્યવસ્થા ફરીફરી તપાસીને જીવનનુ તત્ત્વજ્ઞાન નવેસર ગોઠવનારાઓમા ભગવાન મહાવીર એક અગ્રેસર હતા એમનો જમાનો કેવો હતો એ જરા તપાસીએ

* * *

ભારતીય યુદ્ધની ઘટના આર્યોના જીવનમાં ભારેમાં ભારે ક્રાન્તિકારી નીવડી
ગ્રેજ અને જર્મન વચ્ચેનો ભાઈવેરનો વિગ્રહ જેમ વિશ્વવ્યાપી બની આજની
નિશાને હજી નડે છે, તેમ જ કૌરવ પાંડવ વચ્ચેનું એ સર્વનાશી મહાયુદ્ધ
ભારતીય પ્રાચીન સંસ્કૃતિને જીવલેણ નીવડયું ભારતીય યુદ્ધ પહેલાં, જેમાં
રોજ પચીસ પચીસ હજાર ગોવંશનું આલંભન થતું, કતલ થતી એવા મહાયજ્ઞો
રવામાં રન્તિદેવ જેવા સમ્રાટો સાર્થકતા માનતા રાજાઓ સમ્રાટ થવા માટે
દ્રસાતુંસી ચલાવી એકબીજાનો નિપાત કરતા અને એક દિગ્વિજય કરવા માટે
રેલા રાજસંહારનું પાપ ધોઈ કાઢવા એવો જ હિંસક બીજો યજ્ઞ કરતા એથી
ભીષ્માચાર્ય અને ધર્મરાજ જેવા પુણ્યપુરુષોને ક્ષાત્રધર્મ પાપી છે એવો એકરાર
રી તેનો ધિક્કાર કરવાનું મન થયું આખા સેવાથી પોતાના કુટુંબી બનેલાં અસંખ્ય
જાનવરોનો—ગાય, બળદ અને ઘોડાઓનો—યજ્ઞને નામે સંહાર કરવા સૂચવનાર
વેદોથી ત્રાસી જઈ એક ઋષિ બગવાનું વચન બોલી ગયો—'धिग् वेदा ।'
વૈદિક સંસ્કૃતિની જાહોજલાલીમાં આવું વચન કાઢવું એ તો વરડૂનની લડાઈ લડતાં
હિંડનબર્ગ આગળ યુદ્ધનો નિષેધ કરવા જેવું હિંમતભર્યું હતું વૈદિક ધર્મના અભિ
માની આપણા પૂર્વજોએ આ વચન પણ નોંધી રાખ્યું છે એ તેમની ઐતિહાસિક
પ્રામાણિકતા જેમ સૂચવે છે, તેમ એ જમાનાની અકળાયેલી ધર્મબુદ્ધિનું પણ
દ્યોતક છે

ભારતીય યુદ્ધ, યાદવોની કાઠિયાવાડી યાદવાસ્થળી અને આસ્તિક ઋષિએ
બંધ પાડેલું જનમેજયનું સર્પસત્ર એ બધા વાતાવરણનું જેમને સ્મરણ હતું એવા
લોકોએ આખી જીવનદૃષ્ટિમાં પરિવર્તન કરવાનું નક્કી કર્યું

એ વિચાર ધીમે ધીમે પાકતો ગયો, છસો વરસ સુધી પાકયો અને એમાંથી
આર્યપરંપરાના બે પંથો જાગ્યા આપણે એમને બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મ તરીકે
ઓળખીએ છીએ

नहि वेरेन वेरानि सम्मन्तीध कुदाचनं ।
अवेरेन च सम्मन्ति एस धम्मो सनन्तनो ॥

એમ કહી બુદ્ધ ભગવાને અવેરનો સંદેશો આપ્યો દુખ સતે पराजितो। એ
અનુભવ હોવાથી પ્રજાએ એ સંદેશો ઝીલ્યો બુદ્ધ ભગવાને માંસાહારનો
ભલે નિષેધ ન કર્યો હોય પણ એમણે સ્પષ્ટ કહ્યું કે જયારે માણસજાત યજ્ઞને
નામે પશુહત્યા કરતી ન હતી, ત્યારે માણસોમાં રોગો નહીં જેવા જ હતા,
પશુહત્યાને પરિણામે જ બોતેર રોગો માણસજાતને વળગ્યા છે

અને જ્ઞાતપુત્ર વર્ધમાન મહાવીર તો અહિંસાને જ પરમધર્મ બતાવી મનુષ્ય
જીવનનો આખો પાયો ફેરવી નાખ્યો આવર, અહિંસા અને ગૌરક્ષાની કલ્પના
વૈદિક કાળમાં ન હતી એમ નહીં, પણ ધર્મનો પૂર્ણ સાક્ષાત્કાર પણ અનુભવે જ
થાય છે બુદ્ધ અને મહાવીરના વખતમાં જ ઋષિદૃષ્ટ અહિંસાનો પ્રમધર્મ

લોકદૃષ્ટ થયો એમના કાળ પછી ભારતમા યજ્ઞો થયા જ નથી એમ ન કહેવાય, પણ રાષ્ટ્રધર્મના હૃદયમાં એ અપ્રતિષ્ઠિત થઈ ચૂકયા હતા એ જૂની સંસ્કૃતિના ભણકારાની પેઠે સભજાયા અને અનાદરના મૌનમાં વિલીન થયા જ્યા ત્યા જનહૃદય પૂછવા લાગ્યું કે ઝાડોનો સંહાર કરી, પશુઓની કતલ કરી, લોહીમાસનો કાદવ ફેલાવવાથી જો સ્વર્ગે જવાનું હોય તો નરકે જવાનો રસ્તો કયો વારુ?

અનુકૂલ અને પ્રતિકૂલ વસતા ખેડૂત વચ્ચે વચ્ચી નદીના પાણી માટે જ્યારે યુદ્ધ થવાનો પ્રસંગ આવ્યો, ત્યારે બુદ્ધ ભગવાને બન્નેના આગેવાનોને ભેગા કરી પૂછ્યુ કે પાણી કીમતી છે કે ભાઈનું લોહી કીમતી છે? પાણી માટે લોહી રેડવું એ ડહાપણ કયાનું?

યયાતિ રાજાએ પોતાનું અને પોતાના દીકરાનું યૌવન અનુભવી સમ્રાટસુલભ બધા ભોગો ભોગવ્યા પછી અનુભવવાણી ઉચ્ચારી કે દુનિયામા જેટલા ચોખા અને તલ છે, જેટલા એશઆરામના સાધનો છે તે બધાં એક માણસ પોતાનાં કરે તોયે એનાં સુખોપભોગને માટે તે પૂરતાં નથી, એને તૃપ્તિ ન ઉપજાવી શકે માટે વાસનાનો જ ત્યાગ કરી સંતોષ કેળવવો એમાં જીવનની સફળતાની કૂચી છે ભગવાન મહાવીરે પણ લોકોને એ જ કહ્યુ હિંસા દ્વારા બીજાને દબાવવા કરતાં તપ દ્વારા પોતાની વાસનાઓ દબાવવી એ જ વિશ્વજિત યજ્ઞ છે, એમા જ જીવનસાફલ્ય છે માણસનું જીવન એની આસપાસનાને શાપ અને ત્રાસરૂપ થવાને બદલે આશીર્વાદરૂપ થાય એમા જ ધર્મ રહેલો છે તપના મૂળમાં આ જ વસ્તુ છે તપ વિના જીવન નિષ્પાપ થાય નહીં

જેમ યજ્ઞનો અસલી ભવ્ય જીવનસિદ્ધાત તે વખતના લોકોએ પશુહત્યા કરીને બગાડ્યો, તેમ ત્યાર પછીના લોકોએ તપનુ સર્વમંગલત્વ વીસરી જઈ એને અર્થ વગરનું દેહદમન કરી મૂકયુ આપણા દેશમાં મહાનમાં મહાન ધર્મ સિદ્ધાન્તોને અર્થ વગરની યાંત્રિક ક્રિયાનું રૂપ આપવામા લોકોએ બુદ્ધિદ્રોહ અને સમાજદ્રોહ ઓછો નથી કર્યો

આહારશાસ્ત્ર, જીવનશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, માનસશાસ્ત્ર, તર્કશાસ્ત્ર વગેરે મનુષ્યોપયોગી શાસ્ત્રોનો જેમણે ઉત્તમ અને અદ્યાવધિ (up-to-date) અભ્યાસ કર્યો છે તેવા સમાજહિતૈષી લોકોએ ધર્મશાસ્ત્રનો ફરી ફરી વિચાર કરવો જોઈએ અને પોતાના જમાનાના સ્વકીયોને દોરવાનું કામ કરવું જોઈએ

એવી સનાતન આવશ્યકતા ન હોત તો ભગવાન બુદ્ધ અને મહાવીર જેવાને, પુરુષાર્થપૂર્વક પ્રજાના સનાતન ધર્મની નવેસર દીક્ષા આપવાનું આવશ્યક ન જણાત ધર્મ ગમે તેટલો ઉજ્જવળ હોય, માનવી બુદ્ધિની કે અબુદ્ધિની જડતાને કારણે એના ઉપર રાખ વળવાની જ એ રાખ ખંખેરીને જૂનાં ધર્મતત્ત્વોનો સંસ્કાર કરીને ધર્મને નવેસર ચાલના આપવાનું કામ યુગે યુગે થતું આવ્યુ છે,

માટે જ ધર્મ ટક્યો છે ધર્મના ગ્રંથો, ધર્મનાં મંદિરો, ધર્મના સાધુઓ અને મુનિઓ અને ધર્મના અભિમાનથી અહિંસા, સત્ય અને ક્ષાંતિ બધું ભૂલી જઈ ધર્મનો જ દ્રોહ કરનાર ઝનૂની આચાર્યો ધર્મનું રક્ષણ નથી કરી શક્યાના ક્ષાંતિ, તિતિક્ષા અને ઉદારતા જેમનામાં છે, સામા પક્ષની દલીલમાં રહેલો સત્યાંશ અને શુભ હેતુ સમજવા અને સ્વીકારવા જેટલો સ્યાદ્વાદ જેમને ગળે ઊતર્યો છે એવા ધર્મપરાયણ લોકો જ ધર્મના રક્ષક હોય છે ઉચ્ચ ધર્મમાં જન્મ પામવાથી માણસ ઉચ્ચ થતો નથી, પણ ઉચ્ચ જીવનથી જ તે ઉચ્ચ થાય છે એમ બુદ્ધ અને મહાવીર અનેક વાર કહી ગયા છે

ધર્મ એટલે જ જીવનસુધારો પ્રાકૃત પ્રજાનું જીવન સામાન્યપણે આહાર નિદ્રાદિ હાજતો, રાગદ્વેષાદિ વાસનાઓ અને દભ મત્સરાદિ વિકૃતિઓ પ્રમાણે જ વહે છે એમાં સુધારો કરી જીવન સસ્કૃત બનાવવું એ જ ધર્મનું પ્રધાન કામ છે જેમ જીવન પર કાટ ચડે છે તેમ ધર્મવચનો અને ધાર્મિક સસ્થાઓ ઉપર પણ કાટ ચડે છે એ કાટ ખખેરવાનું કામ ધર્મ પોતે જ ન કરે તો કોણ કરે? સામાજિક સુધારો કરવા માટે જ ધર્મનુ પ્રયોજન છે બુદ્ધ અને મહાવીર પછી સમાજસુધારકોની આવશ્યકતા રહી નથી એમ કોઈ કહેવા જાય તો બુદ્ધ અને મહાવીરની પણ કશી જરૂર નહોતી એમ જ સિદ્ધ થવા બેસે દરેક ધર્મસસ્થાપક વિષે આ જ ન્યાયે જાણવું પછી ગ્રથવચનો ભરે ગમે તે કહે 'એવો એકે દેશ નથી, અને એવો એકે જમાનો નથી કે જેને સમાજસુધારો કરવા ધર્મસંસ્થાપકો ન મળ્યા હોય' તેથી સમાજસુધારાના સિદ્ધાંતો આપણને ધર્મ પાસેથી જ મળી શકે એમ છે, અને એનો ઉપયોગ પ્રગતિ સાધવા માટે, ધર્મસસ્થા સુધારવા માટે જ સૌથી પ્રથમ આપણે કરવો જોઈએ

પ્રગતિ એટલે શુ?—એ સવાલ હમેશ ઊઠે છે જ્યા જીવનના આદર્શો વારવાર બદલાય છે ત્યા પ્રગતિની દિશા નક્કી કરવી સહેલ નથી તે તે વખતના લોકોને તાત્કાલિક જે ઇષ્ટ લાગે તે તરફ જવા માટે જોઈતા ફેરફાર કરવા એનું નામ પ્રગતિ, એમ સામાન્યપણે કહી શકાય લોકોને રુચે એ દિશામાં જ લોકો જવાના એક વખતે સગીત અને નૃત્યને આપણા લોકોએ વખોડી કાઢ્યુ એને સામાજિક સડારૂપ સમજી ગયા જમાનાના અમુક લોકોએ એમની સામે ઝુંબેશ ચલાવી આજે એ જ સંગીત અને નૃત્ય આપણી સસ્કૃતિની ખાસિયત તરીકે આપણે કેળવીએ છીએ અને દુનિયાને સ્વીકારવા નોતરીએ છીએ રમતો પાછળ વખત બગાડવા માટે આપણે આપણા છોકરાઓને સજા કરતા હતા, આજે રમતોમાં જે વિદ્યાર્થી ભાગ ન લે તેને વઢીએ છીએ આપણા પોશાકનું પણ એમ જ છે માસમદિરાના સેવનમા જ પ્રગતિ રહેલી છે એમ માનનારોય એક જમાનો આપણે ત્યા થઈ ગયો આદર્શો હીંચકાની પેઠે બે છેડા વચ્ચે ઝોલા ખાય છે છતા પ્રગતિ જેવી કાંઈક સ્થાયી વસ્તુ છે અને બધા જમાનાને ઇષ્ટ

જળવાય એવાં કેટલાંક તત્ત્વો પણ કેળવવા જેવાં છે જ. એનો વિચાર આગળ જતાં કરીશું.

સામાન્યપણે એમ જોવાયું છે કે સમાજને સ્થૈર્ય અને પ્રગતિ બન્ને તત્ત્વો સાચવવાં પડે છે જો સ્થિરતા ન હોય તો સામાજિક સદ્ગુણોની મૂડી બંધાય જ નહીં, ચારિત્ર્ય કેળવાય નહીં અને માણસને સામાજિક જીવનનો વિશ્વાસ પણ ન બેસે. ઊલટું જો આપણે અપરિવર્તનવાદી બન્યા તો જીવન કટાઈ જશે, કોહવાઈ જશે, અને તમામ જીવનરસો સુકાઈ જશે. સ્થૈર્ય અને પ્રગતિ આ જોડિયાં તત્ત્વો શ્રમ અને વિરામની પેઠે કોક કોક વાર એક પછી એક આવે છે. એ પણ પ્રગતિનો મોટો સિદ્ધાંત છે. એ બન્નેની અપરિહાર્યતા ધ્યાનમાં લઈને જ સામાજિક જીવનના નિયમો ઘડી કાઢવા જોઈએ ધર્મશાસ્ત્રોએ સામાજિક નિયમો વખતોવખત ઘડ્યા છે નિયમો ઈશ્વરે આપ્યા છે અથવા સામાન્ય બુદ્ધિથી પર એવા અલૌકિક દૃષ્ટિવાળા લોકો જ આપી શકે છે, એવી માન્યતા આપણા સમાજની કરી રાખવામાં આવી છે પ્રત્યક્ષ વ્યવહારમાં તો બધા જ ફેરફારો કરે છે પણ માન્યતામાં બધા ઉપરના વિચારને જ ઉત્તેજન આપે છે કે ધર્મે આપેલી સમાજવ્યવસ્થામાં ફેરફાર કરવાનો સમાજને હક જ નથી પ્રત્યક્ષ અનુભવ, એ અનુભવ ઉપરથી થતો વિચાર, સમાજની લાગણીઓ અને સમાજમાં વિકસતી સનાતન શ્રદ્ધા એના પર જ સમાજવ્યવસ્થા આધાર રાખે છે આમાની શ્રદ્ધા એ તે તે સમાજનું મૂળ ધન છે એ ધનનું જતન કરવું એ સામાજિક શક્તિનો મૂળ મંત્ર છે

ક્ષણે ક્ષણે ફેરબદલ કર્યા કરીશુ તો સમાજ રેતીના ઢગલા જેવો થશે એમા ધૃતિ (કોહીઝન) આવશે જ નહીં, અને જો ફેરફારો ન જ કરવાનું નક્કી કરીશુ તો મડદાની પેઠે સમાજ સડવા માંડશે

સમાજમા આવશ્યક ફેરફારો કર્યા છતા ફેરફારો કર્યા નથી એમ માનવા મનાવવામાં દરેક સમાજે શ્રેય જોયુ છે ન્યાયાધીશો દરેક વિવાદનો ચુકાદો આપતાં કાયદામાં ફેરફાર કરે જ છે, પણ નથી કર્યા એમ બતાવવાનો એમનો પ્રયત્ન હોય છે, આને legal fiction કહેવાય છે સમાજવ્યવસ્થા ધર્મશાસ્ત્રના હાથમા સોંપ્યા પછી એમા ફેરફારો નથી કર્યા એમ બતાવવુ પડે છે એટલા માટે ભાષ્યકારો ભાષ્યો રચે છે અને એક જ શાસ્ત્ર માન્ય હોવા છતા જુદા જુદા ભાષ્યકારના અર્થ પ્રમાણે લોકોના વાડા બંધાય છે શાસ્ત્રવચનનું પ્રામાણ્ય સાચવી લોકો પોતાને માન્ય એવા ભાષ્યકારના વચનને વધારે મહત્ત્વ આપે છે અત્યાર સુધીનો બધા દેશોનો ઇતિહાસ જોતાં પ્રગતિનો આ પણ એક સાર્વભૌમ નિયમ કહી શકાય.

સામાજિક પ્રગતિનો બીજો એક મહત્ત્વનો સિદ્ધાંત બધે જોવાયો છે. એક જમાનો ધર્મવ્યવસ્થાના બાહ્ય આકાર સાચવી એ આકારમા મસાલાવવાના મસાલામાં ફેરફાર કરે છે પશુના માંસનો યજ્ઞ કરવાને બદલે માસનો—(અડદનો) પશુ

બનાવીને એને વધેરે છે અને માને છે કે માંસ યજ્ઞ ચાલ્યો છે આમ અંદરનો મસાલો પૂરેપૂરો બદલાયા પછી નવા લોકો દલીલ કરે છે કે મસાલો એ મુખ્ય વસ્તુ છે, આકાર એ ગૌણ વસ્તુ છે માટે અંદરની વસ્તુ સાચવીને એને ગમે તે આકાર આપીએ એમાં ધર્મદ્રોહ થતો નથી, તત્ત્વ સચવાય એ જ મહત્ત્વનું છે આમ આકાર બદલાયા પછી નવા આકારને જ મહત્ત્વ આપવામાં આવે છે અડદના લોટનાં પશુ બનાવવાને બદલે લોટના પિંડ બનાવવામાં આવે છે અને ફરી એમાં નવો મસાલો સ્વીકારવાની તૈયારી થઈ જાય છે એક જૂનું વચન છે चलत्येकेन पादेन तिष्ठत्येकेन पण्डित । એક પગ ઉપાડીને આગળ મૂકવા માટે બીજો પગ અડગ સ્થિર રાખવો પડે છે ઉપાડેલો પગ આગળ સ્થિર થયા પછી પાછળના અડગ પગનો ડગવાનો વારો આવે છે આમ જ સામાજિક પ્રગતિ થતી આવી છે આ સિદ્ધાંત જેમણે જાણ્યો તેમની સમાજસેવા કરવાની શક્તિ ઘણી વધે છે

આજનો જમાનો ચર્ચાનો છે જે વસ્તુ વિષે મનમાં પરમ આદર હોય એની ચર્ચા કરાય નહીં એવો જૂનો નિયમ હતો માતા, પિતા કે ગુરુની આજ્ઞાનો વિચાર કરાય જ નહીં, आज्ञा गुरूणा ह्यविचारणीया । મુરબ્બીઓના વર્તનના કાજી આપણે ન થઈએ, તેઓ જે કરે છે તે ઉત્તમ જ છે, वृद्धास्ते न विचारणीयचरिता એ વૃત્તિ પણ ખૂબ કેળવાઈ હતી આજે જેની ચર્ચા જ ન થઈ શકે એટલી પવિત્ર વસ્તુ એકે રહી નથી, બધા જ બધી જ વસ્તુઓ ચર્ચે એમાં અમુક કેળવણી છે અને અનધિકારચેષ્ટા પણ છે આ વાટે સમાજની આગેવાની ક્ષુદ્ર લાગણીઓ ઉશ્કેરનાર બેજવાબદાર લોકોના હાથમાં સહેજે જાય છે, પણ આ દોષ ટાળવા માટે જો નિયમ કર્યો હોય કે 'અધિકારી પુરુષો જ ચર્ચા કરવાને લાયક ગણાય' તો એના પણ જુદા ગુણદોષ છે જ તેમ કરતા એક રીતે સમાજહિતનો વિચાર પીઢપણે થાય છે પ્રજાનો બુદ્ધિભેદ થતો નથી, સ્થિરતા સચવાય છે અને સમાજ જબરદસ્ત સામર્થ્ય કેળવી શકે છે પણ આવી સ્થિતિમાં ઘણી વાર લોકકેળવણી અટકે છે અને આગેવાનોની જ એક ન્યાત બંધાય છે સમાજની કાર્યશક્તિ વધ્યા છતાં સૂઝશક્તિ કટાઈ જાય છે અને આગેવાન વર્ગનો નૈતિક અધઃપાત થતાં આખો સમાજ ભાગી પડે છે

* * *

ધર્મસુધારા કરનાર લોકો પરમ ધાર્મિક અને ત્રિકાલજ્ઞ હોવા જોઈએ ધર્મના વિધિવિધાનમા અને બાહ્ય રિવાજોમાં જે ક્રાન્તિ કરી શકે તેમની પાસે ધર્મનો આત્મા અખૂટ હોવો જોઈએ એમણે ધર્મતત્ત્વનુ આકલન પોતાનું કરેલું હોવું જોઈએ આવા લોકો દરેક જમાનામાં અને દરેક દેશમા ને સમાજમા પેદા થાય છે જ એમ ધર્મગ્રંથમાં લખ્યું છે અને ઇતિહાસમાં દેખાઈ આવ્યુ છે

ત્રિકાલજ્ઞનો અર્થ આપણે બરાબર સમજવો જોઈએ લાખો વર્ષ પૂર્વે અને લાખો વરસ પછી કઈ કઈ ઘટનાઓ બની છે અથવા બનવાની છે, દરેક વ્યક્તિ શું કરી ચૂકી છે અને શું કરવાની છે એ બધુ વિગતવાર જે જાણે તે ત્રિકાલજ્ઞ એવી માન્યતા સમાજમાં ફેલાઈ છે પોતાને ઈશ્વર તરફથી સંદેશાઓ મળે છે એવો જેમનો દાવો તે મહમદ પેગંબર કહે છે કે બીજી ક્ષણે શું થવાનું છે એ ખુદાએ ન તો પોતાના નબીઓને કહી રાખ્યું છે, ન ફિરસ્તાઓને. ભવિષ્ય વિષેનું જ્ઞાન ખુદાએ પોતાની પાસે જ રાખ્યું છે એટલે કે સર્વોચ્ચ માણસને પણ ભવિષ્યની વિગતોનુ જ્ઞાન મળે એમ નથી ત્યારે ત્રિકાલજ્ઞનો અર્થ શો?

દીર્ઘકાલના ઈતિહાસના અધ્યયનથી જે માણસ ભૂતકાળનુ સ્વરૂપ બરાબર જાણે છે અને લોકસ્થિતિનું સૂક્ષ્મ અને બહોળુ નિરીક્ષણ કરવાથી વર્તમાનકાળની વસ્તુસ્થિતિ સાથે પૂરેપૂરો પરિચય ધરાવે છે તેને, એણે શાસ્ત્રીય વૃત્તિ કેળવી હોય તો, સમાજશાસ્ત્ર રચતાં આવડે છે અને એ શાસ્ત્રને જોરે ભવિષ્યનો પ્રવાહ—વિચારપ્રવાહ તેમ જ ઘટનાપ્રવાહ—કઈ દિશામા વહેશે એ સહેજે કળી શકે છે, પછી આવા શાસ્ત્રીય દૃષ્ટિવાળાને આપણે ત્રિકાલજ્ઞ કહીએ છીએ દરેક દેશના અને જમાનાના સર્વોચ્ચ આગેવાનો આવી રીતે ઓછાવત્તા પ્રમાણમાં ત્રિકાલજ્ઞ હોય જ છે અને જે આ અર્થમા ત્રિકાલજ્ઞ છે તે જ સમાજનુ વહાણ હકારી શકયા છે.

આવા માણસમાં એક વિશેષ શક્તિની આવશ્યકતા હોય છે અને તે છે ભવિષ્યના આદર્શની ઝાંખી કરવાની જેમ જહાજનો ટંડેલ પોતા પાસેના નકશા પ્રમાણે જહાજ ચલાવે છે, જેમ મકાનો બાધનારા પોતાના નકશા પ્રમાણે બધુ ચણતર કરે છે, જેમ કોઈ મહાકાવ્યના લેખક ધારેલા ઉદ્દેશ પ્રમાણે કાવ્યનો વિસ્તાર કરે છે, તેમ સમાજનો ધુરીણ, સમાજનો સારથી પોતાના મનમાં જે આદર્શ બધાયો હોય તે તરફ નિ.શકપણે સમાજને દોરે છે એની આગળ એના આદર્શનુ ચિત્ર જેટલે દરજ્જે અને સ્પષ્ટ જીવતું હશે તેટલે દરજ્જે એ વિશ્વાસપૂર્વક સમાજને રસ્તો બતાવશે બુદ્ધ અને મહાવીર આવા સમાજસુધારકો હતા, તેથી જ પોતાની પાછળ આવી સમર્થ સંસ્કૃતિ તેઓ મૂકતા ગયા

પણ પાછળના લોકો ધર્મરહસ્ય ભૂલી જઈ કેવળ રૂઢિને અને પોતાની પ્રતિષ્ઠાને વળગી રહે છે અહિંસાધર્મનો સર્વત્ર વિજય થયેલો જોવા ઈચ્છનાર જૈનોમા જ્યારે સામસામે મારામારી થાય છે, અને તે પણ ધર્મને નામે, ત્યારે ધર્મ લજવાય છે શમદમનો ઉપદેશ કરનારા આચાર્યો જ્યારે રીસે ભરાય છે અને કોઈનો સત્યાનાશ કરવાની પ્રતિજ્ઞા લે છે ત્યારે જે ધર્મને નામે તેમને પ્રતિષ્ઠા મળી છે તે ધર્મ વિમાસણમાં પડે છે કે હવે હુ કયા જાઉં? જેમનો આચાર મુખ્ય ગણ્યો તેઓ મારા રક્ષક હોવાનો દાવો કરે છે, પણ પોતાના જીવનથી જ

મને ગૂગળાવી મારે છે! મધ્યપ્રાંતમા નાગપુર પાસે રામટેક કરીને એક સ્થાન છે ત્યાનુ એક જૈન મંદિર જોવા ગયેલો એને બારણે બંદૂક, તલવાર આદિ શસ્ત્રો રાખ્યા હતા અને સિપાઈઓ મંદિરનુ રક્ષણ કરતા હતા। મંદિરમા સઘરેલી ધનદોલતનુ રક્ષણ આમ જરૂર થતુ હશે પણ અહિંસાધર્મનું તો ત્યાં અખંડ ખૂન જ ચાલ્યું હતું

ધનદોલતના ઢગલા અને અહિંસાનો મેળ ખાય નહીં યુરોપમા અહિંસાવાદી વેડર લોકોને અને હિંદુસ્તાનમા અહિંસાવાદી જૈન લોકોને ઠીક ઠીક માલદાર સ્થિતિમા જોઈ મનમા શંકા જાય છે કે આ લોકોને અહિંસાધર્મ બરાબર સમજતો હશે? ગરીબોનો વૃત્તિચ્છેદ કર્યા વગર કોઈ ધનવાન થઈ શકે જ નહીં અને વૃત્તિચ્છેદમા શિરચ્છેદ કરતા ઓછી હિંસા છે જ નહીં જો ધર્માચાર્યો ધર્મનો વિજય જોવા માગતા હોય તો એમણે સમાજની અન્યાયમૂલક વ્યવસ્થા બદલાવવી જ જોઈએ, અને દરેકને એની મહેનતનું ફળ પૂરેપૂરુ મળી શકે એવી સ્થિતિ લાવવા પ્રયત્ન કરવો જ જોઈએ

આહારશાસ્ત્રના સૂક્ષ્મ નિયમો જૂના વખતમાં ઘડાયા એ સારુ જ થયું પણ આજે એ નિયમો બદલાવવા જ જોઈએ નવું આહારશાસ્ત્ર ઝપાટાભેર વધે છે એનો લાભ ધર્મની દૃષ્ટિએ લઈ પોતાના સમાજને નવો રસ્તો દેખાડવો જોઈએ ડુંગળી, બટાકા, રીંગણા કે ટમાટાં ન ખાવામાં ધર્મ સમજનાર લોકો જીવતા ઉકાળીને તૈયાર કરેલો રેશમનો માલ ઘરમાં તેમ જ અપાસરાઓમાં કેમ વાપરતા હશે એ મારી સમજમા નથી આવતું પણ આ તો પ્રમાણમાં ગૌણ વસ્તુ થઈ સ્ત્રીજનો પ્રત્યે, હરિજનો પ્રત્યે, ગરીબો પ્રત્યે, ખેડૂત અને મજૂરો પ્રત્યે જે જીવનવ્યાપી અન્યાય ચાલી રહ્યો છે તેને અટકાવવા ધર્મવીરોએ કેડ કસવી જોઈએ

જૈન એટલે વીર એણે તો હમેશાં લડવાની તૈયારી રાખવી જ જોઈએ એનું શસ્ત્ર અહિંસા છે પણ તેટલા માટે ઓછા વીરત્વથી એનું ચાલવાનું નથી જે ધર્મ એક મહાન સુધારકે સ્થાપ્યો તેના અનુયાયીઓ પોતે જ સુધારાની સામે થાય એ એક આશ્ચર્યની ઘટના છે બુદ્ધ અને મહાવીરે જાતિભેદનો વિરોધ કર્યો, અસ્પૃશ્યતા અવગણી, અને છતા એમના અનુયાયીઓ જાતિના અભિમાનથી ભરાયા છે અને અસ્પૃશ્યતા ટકાવવામાં ધર્મ સમજે છે।

આવી સ્થિતિ જોઈને જ એક જણે અકળાઈને કહ્યુ છે મનો ધર્મ વધારે છે, અને રૂઢિચુસ્ત આચાર્યો એ ધર્મનું ખૂન કરી પાછા એની મમીની પૂજા કરે છે. આમ થવું જ જોઈએ એમ હું માનતો નથી, એટલે જ આશા રાખું છું કે ધર્માચાર્યો પોતાની પ્રતિષ્ઠાને નહીં પણ ધર્મને જીવતો રાખવા પોતાનું સર્વસ્વ હોમી દેશે.

## ૧૪

## 'પ્રબુદ્ધ જૈન'

જ્યારથી યુરોપિયન લોકો આ દેશમા આવ્યા ત્યારથી એમણે આ દેશને ઓળખવાનો પ્રયત્ન કર્યો છે મોટા મોટા વિદ્વાનોએ હિંદુસ્તાનમાં શોધખોળ કરી હિંદુ ધર્મ અને સંસ્કૃતિ ઉપર પ્રકાશ પાડયો ત્યાર પછી મૅડમ બ્લૉવૅટ્સ્કી, કર્નલ આ કોટ અને મિનિસ એની બિસેંટ આ પ્રતિભાશાળી વ્યક્તિઓએ હિંદુસ્તાનની બ્રહ્મવિદ્યાનું અધ્યયન કરવા માટે થિયૉસૉફિકલ સોસાયટીની સ્થાપના કરી પણ હિંદુસ્તાનને અસ્મિતાનું ભાન આવ્યું સ્વામી વિવેકાનંદની અમેરિકાની યાત્રા પછી જ સ્વામી વિવેકાનંદ જ્યારે, અમેરિકાથી હિંદુસ્તાન પાછા આવ્યા ત્યારે એમણે પથારીમાં આળોટતો પણ ઊંઘમાથી ઊઠેલો હિંદુસ્તાન જોયો જાગેલાને બેઠો કરવા અને ત્યાર પછી પોતાના પગ ઉપર ઊભો રહી ચાલતો કરવા સ્વામી વિવેકાનંદે 'પ્રબુદ્ધ ભારત' કરીને એક માસિક ચલાવ્યું એમા વેદાંત ધર્મના પાયા ઉપર સામાજિક, ધાર્મિક, શિક્ષણ વિષયક અને સાંસ્કૃતિક જાગૃતિની નવી ઇમારત ઊભી કરવાનો એમણે પ્રયાસ કર્યો વેદાંત વસ્તુત પંડિતોની ચર્ચા મંડળીમા છણી કાઢવા નો વિષય નથી, ગુફામા રહી પલાઠી વાળીને ટટાર બેસી નાક પકડીને ઊંઘ તાણવા ની સગવડ કરી આપનાર એ હઠયોગ નથી પણ વેદાંત એ એક સાર્વભૌમ જીવન દર્શન છે એમ સિદ્ધ કરી જીવનને અંગે ઊઠતા તમામ સવાલોનો ઉકેલ આણવાની તે એક ગુરુ કૂચી (master key) છે, એમ એમણે જોયુ અને તે પ્રમાણે હિંદુસ્તાનને પ્રેરણા આપી આપણે બ્રહ્મસમાજમા અને આર્યસમાજમાં એ જ પ્રેરણા જોઈએ છીએ એ જ પ્રેરણા આપણે અરવિંદ ઘોષમા અને ટાગોરમાં જોઈએ છીએ અને એ જ પ્રેરણાનો અદ્વિતીય વિસ્તાર અહિંસાવાદી ગાધીજીના કાર્ય-રાશિમાં આપણે અનુભવીએ છીએ

જૈનદર્શન પણ એવું જ એક જીવનવ્યાપી સાર્વભૌમ દર્શન છે સ્યાદ્ વાદની ભૂમિકા ઉપર અહિંસા અને તપના સાધન વડે આખી દુનિયાનું સ્વરૂપ ફેરવવાની શક્તિ અને અભિલાષા જૈનદર્શનમા છે અથવા હોવા જોઈએ વિનાશ ની અણી ઉપર આવી પહોચેલા આ જગતને જો છેલ્લી ઘડીએ બચી જવુ હોય તો એણે સ્યાદ્વાદરૂપી બૌદ્ધિક અહિંસા સ્વીકારવી જ જોઈએ સંયમ રૂપી નૈતિક સાધના આચરવી જ જોઈએ અને તપ દ્વારા સંકલ્પસામર્થ્ય કેળવી ઉપરની સાધનાની પૂર્વતૈયારી કરવી જ જોઈએ

એ સદેશો રૂઢિગ્રસ્ત શાસ્ત્રી પંડિતો દુનિયાને ન આપી શકે કેમ કે દુનિયામાં એમના કરતા વધારે બુદ્ધિશાળી અને ઓછા પામર લોકો ગમે તેટલા પડેલા છે એ સદેશો શબ્દજડ અને ગ્રંથપરતંત્ર સાધુમુનિઓ અને આચાર્યો ન આપી શકે

કેમ કે તેઓ મોટે ભાગે પોતાના સમાજના, પોતાના અજ્ઞાનના અને એ બંનેને પોષણ આપનાર રૂઢિઓના અનુયાયી હોય છે. તેઓ વાંચેલી અને સાંભળેલી વાતો કરે છે, અનુભવેલી વાતો નથી કરતા. તેમને સિદ્ધાંતોના અર્થોનું દર્શન ભલે થયું હોય પણ વિશાળ અને ગંભીર માનવજીવનનું દર્શન થયેલું નથી હોતું.

એ સંદેશો ભૂતકાળને યથાર્થ રીતે ન સમજનાર, ભવિષ્યકાળને ન નિહાળી શકનાર અને વર્તમાન કાળના સંકુચિત સ્થળકાળથી મર્યાદિત એવા આજકાલના લેખકો અને સંપાદકો, ન્યાતિભૂષણો અને સંસારસુધારકો ન આપી શકે; કેમ કે એમની શ્રદ્ધા એમના જીવન જેટલી જ પોચી અને છીછરી હોય છે. તેઓ જીવનના વિદ્યાર્થી ભલે હોય પણ જીવનવીર નથી હોતા. પ્રયોગપરાયણતાથી તેઓ બીએ છે. મહાસાગરમાં પોતાનું અને પોતાના સમાજનું વહાણ હંકારનાર અને એક ધ્રુવને આધારે ગમે તેવા પાણીમાં અકુતોભય સંચાર કરનાર વહાણવટિયાઓ તેઓ નથી.

પણ એ સંદેશો દુનિયા આગળ મુકાયો છે. જેમણે મહાવીરની વાણી પ્રત્યે નિષ્ઠા કેળવી છે તેમનું કર્તવ્ય છે કે તેઓ એ સંદેશો સમજે, આચરે અને એનો વિસ્તાર કરે. 'પ્રબુદ્ધ જૈન' જૈન સમાજને અને એની સાથે ભારતીય સમાજને જાગેલો જોઈ જો બેસતો કરે અને ઊઠીને ચાલવાની પ્રેરણા આપે તો એણે જૈન દર્શનને જીવનદર્શન બનાવ્યું કહેવાય.

એ સંદેશાના મંત્રો જેમણે સાંભળ્યા છે, એ સંદેશાના અવાજથી જેઓ અસ્વસ્થ થયા છે એવાઓની વાણીને એકત્ર કરનાર સ્થાન 'પ્રબુદ્ધ જૈન' બની જાય તો એની હસ્તી કૃતાર્થ થશે.

૧-૫-'૩૯

# ૧૫

## મહાવીરનો જીવનસંદેશ*

દુનિયાની આજે વિચિત્ર સ્થિતિ છે. હિસાથી વધારેમાં વધારે કોઈ ડરતા હોય તો તે આજના યુરોપિયન લોકો છે. પચીસ વર્ષ પહેલાંના યુદ્ધમાં થયેલો નાશ તેઓ હજી ભૂલ્યા નથી. ફરી યુદ્ધ સળગશે તો બધી જાહોજલાલી, બધા મોજશોખ, ભોગ અને ઐશ્વર્ય છોડી દેવાં પડશે. આજે સંસ્કૃતિને નામે જે વૈભવ મણાય છે તે ખેદાનમેદાન થશે એ ખ્યાલથી યુરોપનો માણસ ધ્રૂજી ઊઠે છે. યુદ્ધ ટાળવા માટે તે ગમે તે કરવા તૈયાર છે. આપેલાં વચનો એ તોડશે, કરેલા કોલકરારને ભૂલી જશે, અપમાન ગળી જશે, સાથીઓને દગો દેશે, ગમે તેવા આગમના લોકો જોડે દોસ્તી બાંધશે. જીવનસિદ્ધાંતોને કુશકીની પેઠે પવન ઉપર ઉડાવી દેશે,

* તા. ૧૪-૬-'૩૯ના રોજ મુંબઈમાં અપાયેલા વ્યાખ્યાન ઉપરથી.

પણ યુદ્ધ ટાળશે, અને છતાં એ યુદ્ધ ટાળી શકતા નથી. ઇન્દ્રિયપરાયણ જીવન, લોભ, વાસના, લોભ, ભીડ, મહત્ત્વાકાંક્ષા, પરસ્પર અવિશ્વાસ મળીને એને શાંતિથી બેસવા દે નહીં હિંસાથી કંટાળો એ આખી દુનિયાને હિંસાની દીક્ષા આપતો જાય છે અને જીવનની બધી શક્તિઓ મારવાની કળા કેળવવા પાછળ વેડફી નાખે છે આજે જે વસ્તુને ટાળવા માગે છે તેને જ એ જોરથી ખેંચી લાવે છે

એવી વિચિત્ર પરિસ્થિતિમાં આપણે આજે ભગવાન મહાવીરનો સંદેશો ફરી એક વાર વિચાર કરવા માગીએ છીએ.

એ ધાર્મિક સંદેશો આજની દુનિયા ઝીલી લેવા તૈયાર નથી! શાંતિનો એ સાચો માર્ગ ભલે હોય, પણ એ રસ્તે માણસને હજી રસ પડતો નથી બીજા બધા ઉપાયો અજમાવશે અને બધી રીતે હાર્યા પછી જ આ સાચા રસ્તા ઉપર લાચારી-થી આવશે.

જેમાં કશો જ સાર નથી એવી વસ્તુ ઉપર વિશ્વાસ રાખી એ ઉપાયો પ્રથમ અજમાવવા એ માણસના સ્વભાવ છે યુરોપમાં આજે જે અનેક રસ્તાઓ સૂચવવામાં આવે છે તે જોઈને આશ્ચર્ય થાય છે આપણે ત્યાંના જૂના લોકો જ્યારે જ્યારે તર્ક અને ન્યાય, દર્શન અને મીમાંસા લઈ બેસે છે અને ઘટત્વ અને પટત્વની અને અવચ્છેદકાવચ્છિન્નનું પીંજણ પીંજે છે, ત્યારે આપણે એમને હસીએ છીએ, કે જીવન સાથે જેનો સંબંધ નથી, તત્ત્વથી જે વેગળું છે, એવા કૂચાના ચૂંથણાં લઈને આ લોકો શું બેસતા હશે? એમાં જીવનસ્પર્શી કશું જ નથી એમ આપણે કહીએ છીએ યુરોપમાં પણ જ્યારે લોકો વ્યક્તિવાદ અને સમષ્ટિવાદ, સમાજવાદ અને સામ્યવાદની ચર્ચા કરે છે, ત્યારે પણ મનમાં થાય છે આ અનેક 'વાદો'થી શું દળદર ફીટવાનું હતું? માણસ પોતાના સ્વભાવમાં અને જીવનમાં ફેરફાર કરે નહીં ત્યાં સુધી ગમે તે 'ism'–વાદ ચલાવીએ તોયે આપણે હતા ત્યા ને ત્યાં જ આવીને પહોંચવાના સ્વામી વિવેકાનંદે કહ્યુ હતું કે દુનિયાનું દુઃખ એ સંધિવા જેવું છે ઉપરના લેપથી એ થોડુ જ મટવાનું હતું? માથામાંથી એને હાંકી કાઢો, એ પગમાં પેસી જાય છે ત્યાંથી એને ખસેડો, એ ખભામાં આવી બેસશે એ સ્થાનાન્તર કરશે પણ શરીરને છોડશે નહીં વ્યક્તિ-વાદ ચલાવશો તો દુનિયાને એક જાતનું દુઃખ ભોગવવું પડશે વ્યક્તિવાદ ફેરવીને સમષ્ટિવાદ સ્વીકારો એટલે જૂના દુઃખો મટી જઈ એમને ઠેકાણે નવાં દુઃખો પેદા થવાનાં દાણ ચૂકવવા માટે આખી રાત જંગલમાં રખડયા પછી અને આથડયા પછી સવારે ગાડુ રસ્તા પર આવે ને બરાબર દાણઘર સામે જ! ટોલનાકા આગળ જ! પૈસા તો આપવા જ પડયા અને આખી રાતની રખડપટ્ટી એ નકામી! એવી જ દશા' આજની દુનિયાની છે પેલા આચાર્ય એલ પી જેક્સે સાચું જ કહ્યુ છે કે આજની દુનિયાને સંપત્તિ સામાજિક બનાવવી છે, રાજસત્તા સામાજિક બનાવવી છે, પણ માણસને અને એના સ્વભાવને સામાજિક બનાવવાનું એને સૂઝતું

નથી અને એ જ્યાં સુધી થાય નહીં ત્યાં સુધી કોઈ પણ 'ism'–વાદ સ્થાપિત થવાનો નથી અને જો માણસનું ચારિત્ર્ય સુધરશે તો ગમે તે 'ism'–વાદથી ચલાવી લેવાશે એનો એક સરસ દાખલો આપું

દારૂની બદીથી આખી દુનિયા અકળાયેલી છે અમેરિકાએ કાયદો ઘડીને એ દૂર કરવાનો પ્રયત્ન કર્યો કાયદો બનાવવામાં જે લોકોએ પોતાની સંમતિ આપી તેમને પોતાને જ શરાબબંધીની પડી ન હતી સમાજમા પ્રતિષ્ઠા ભોગવનારા મોટા મોટા સ્ત્રીપુરુષો પણ છડેચોક કાયદો તોડવામા બહાદુરી માનતાં હતા અને એકબીજા આગળ પોતે કાયદો કેમ તોડ્યો એની બડાશો હાંકતા હતા એ જ શરાબબંધીનો આપણે ત્યાંનો ઇતિહાસ સાવ જુદો છે આપણે ત્યાં વસતી તમામ કોમોના લોકોના હાડમા દારૂ વિષે તિરસ્કાર છે રીતસર અને છડેચોક દારૂ પીનારા લોકો પણ કબૂલ કરે છે કે શરાબ એ ખરાબ વસ્તુ છે એમાથી છૂટી જવાની શક્તિ ભલે એમને ન હોય, પણ એમાં જો કોઈ એમને મદદ કરે તો એમને એ જોઈએ જ આમ રાષ્ટ્રનું ચારિત્ર્ય શરાબબંધીની તરફેણમાં હોવાથી શરાબબંધીનો કાયદો કરવાનું આપણે ત્યા સહેલું નીવડયું કેટલાક આધુનિક વૃત્તિવાળા વિકૃત લોકો શરાબની તરફેણમા દલીલો કરે છે પણ એવા ગણ્યાગાંઠ્યા જ છે અને તેમાંથી કેટલાક તો કહે પણ છે કે પક્ષની નીતિ તરીકે જ અમે આવી દલીલો કરીએ છીએ

એમની વાત જવા દઈએ મારે કહેવાનું એ હતું કે જો રાષ્ટ્રનું ચારિત્ર્ય કેળવી શકયા તો ગમે તેવા ismની સમાજરચનામા આપણે માણસજાતને સુખી બનાવી શકીશું!

મહાવીર જેવા સંતપુરુષોએ દુનિયાને એ રસ્તો બતાવ્યો ચારિત્ર્ય કેળવો, સયમ સાધો, વાસનાઓ પર વિજય મેળવો, અસામાજિક વૃત્તિઓનો નાશ કરો, રાગદ્વેષમા રહેલી હીનતા ઓળખી એમને હૃદયમાથી હાંકી કાઢો, એટલે પછી હિંસાનો રસ્તો એની મેળે બંધ થશે! જો હિંસા ટાળવી હોય, અહિંસા સ્થાપવી હોય તો રાજ્યતંત્ર ફેરવવાથી આરો નહીં આવે રાષ્ટ્રસંઘો બાંધવાથી ઉકેલ નહીં જડે, માણસના સ્વભાવમા સુધારો કરો, સંયમરૂપી તપ કરો એ જ સાચી સાધના છે એ કામ પામર માણસનું નથી બહારના શત્રુ સામે ઝૂઝવું સહેલું છે, પણ અંદરના વિકારો મારવા એ કામ અઘરુ છે એને માટે વીરત્વ જોઈએ છે એ શક્તિ જેણે કેળવી અને દુનિયાને બતાવી તે મહાવીર.

મહાવીર સ્વભાવે પ્રયોગવીર હતા. એમણે જે અનેક પ્રયોગો કર્યા તેને આપણે તપ કહીએ છીએ એ તપનો રસ્તો દરેકને માટે સરખો જ ન હોય દરેક જણ પોતપોતાનો પ્રયોગ કરે અને પોતાનો રસ્તો શોધી લે જેનામાં પ્રયોગ વીરતા નથી તે જો કેવળ આંધળો થઈને મહાવીરનાં વચનો પ્રમાણે બાહ્યત જીવવાનો પ્રયત્ન કરશે તો તેને મહાવીરની સિદ્ધિ નથી મળવાની ઊલટું જો કોઈ મહાવીર પાસેથી પ્રેરણા લઈ એમના પ્રયોગોનું રહસ્ય સમજી લઈ એમના પ્રધાન

જીવનસિદ્ધાંતો પ્રમાણે પોતાનું જીવન ઘડવાનો સ્વતંત્ર પ્રયત્ન કરશે તે મહાવીરની પરંપરાનો ગણાશે અને ભગવાન મહાવીર એને જ પોત આત્મીયજન સમજશે

આજે જ્યારે દુનિયા અનેક રીતે અકળાઈ છે, ત્યારે એ વ્યાપક જીવ મુખ્ય મૂંઝવણનો ઉકેલ આણવાની જરૂર છે એને માટે મહાવીરો જોઈએ પ્રયોગવીરો જોઈએ છે તેઓ પોતાની શ્રદ્ધામાં દૃઢ થવા માટે મહાવીરનું જી સમજી લેશે અને પોતાની મેળે ઊંચા થવાનો પ્રયત્ન કરશે આવી પ્રેરણા આ મહાવીરના સ્મરણ ચિંતનમાંથી મેળવીએ અને આપણા વ્યક્તિગત તેમજ સામા જીવનનો ઉદ્ધાર સાધી લઈએ

## ૧૬
## જૈનેતર*

એક વાર એક ચોપડી મારા હાથમા આવી ચોપડીનું નામ હતું 'જૈને દૃષ્ટિએ જૈન' એમા મારા પણ બે લેખો હતા ઘણા મોટા મોટા લોકોની હાર પોતાનું નામ જોઈ સારુ તો લાગ્યું પણ વિશેષ તો તે દિવસે મેં શોધ કરી આપણે જૈનેતર છીએ તે પહેલા એવું કઈ જાણતો ન હતો

'ઈતર' શબ્દ મજાનો છે એ શબ્દ પહેલવહેલો સાંભળ્યો કોલેજમાં ચા તર્કશાસ્ત્રમાં મનુષ્યેતર ભિન્ન મનુષ્ય એવી એવી શાસ્ત્રશુદ્ધ, તર્કશુદ્ધ પણ જ્ઞાન શૂન્ય વધારો કરનારી વ્યાખ્યાઓ તર્કશાસ્ત્રમાં આવતી જે મનુષ્ય નથી એન જે ભિન્ન તે મનુષ્ય, એટલે સીદીભાઈનો ડાબો કાન કરીને ફરી ત્યાનું આવવાનું રહેતું તર્કશાસ્ત્રની પણ બલિહારી કે આવી વ્યાખ્યાઓ આપી જ્ઞાન ઉમેરો કરવા ધારે છે!

ત્યાર પછી 'ઈતર' શબ્દ કાન પર અથડાયો મદ્રાસ તરફના 'બ્રાહ્મણેત પક્ષનું નામ સાંભળીને હુ માનતો હતો કે બ્રાહ્મણેતરો કઈ નહીં તો હિંદુ હશે જ એક વખત મદુરાના એક ખ્રિસ્તી મિત્રને ત્યા રહ્યો હતો હુ મહેમ રહ્યો એટલે ઘરનાં બધાને તેટલો વખત શાકાહારથી ચલાવવું પડતું મેં મશ્કરી કહ્યુ, શાકાહારી થઈને તો તમે ભલે થો। વખત માટે પણ હિંદુ થયા પાછળથી ખબર પડી કે એ બરાબર 'બ્રાહ્મણેતર' પક્ષના ગણાય છે! અને એ પણ જોયું કે ત્યાંના બ્રાહ્મણેતર પક્ષનો આગેવાન પણ બીજો એક ખ્રિસ્તી જ જે બ્રાહ્મણ નથી તે, ભલે ખ્રિસ્તી હોય કે પારસી, બ્રાહ્મણેતર કેમ ન ગણાય તર્કની દૃષ્ટિ ચલાવીને મેં પૂછયુ, 'આ ટેબલ બ્રાહ્મણેતર ગણાય કે નહીં? ફાનસ પણ બ્રાહ્મણેતર છે ને?'

* પર્યુષણ પર્વ નિમિત્તે અમદાવાદમા ગોઠવાયેલી વ્યાખ્યાનમાળામા

જે પોતાથી ભિન્ન છે તેમને વિષે કશું ન જાણવું, અને તેમને બધાને એક જ નામ તળે આણવા, એ મનુષ્યસમાજનો જૂનો રિવાજ છે વેદમા પણ એ દેખાય છે જે આર્ય નથી તે દાસ અથવા અનાર્ય આમ આર્યેતરોમા આખી સૃષ્ટિ આવી શકે છે મુસલમાનોને મન જે ઇસ્લામને સ્વીકારતો નથી તે કાફર છે યહૂદીઓને મન જે યહૂદી નથી તે 'જેન્ટાઇલ' ગણાય છે 'જેન્ટાઇલ' બધા અપવિત્ર, અશુચિ ખ્રિસ્તીઓને મન જે ખ્રિસ્તને શરણ નથી ગયો તે 'હીધન', તેનું જીવન જ પાપમય છે દક્ષિણ તરફ લિંગાયત લોકો હોય છે તેઓ મંદિર નથી બાધતા, પણ શિવલિંગ ગળામા બાધીને ફરે છે તેમની નાતના જે નથી તેને તેઓ 'ભવી' કહે છે ભવીને માટે મોક્ષ નથી તેઓ બધા ભવસાગરના પ્રવાહમા તણાઈ જવાના ગ્રીક લોકોમા પણ એ જ વૃત્તિ દેખાય છે જે ગ્રીક નથી તે બધા 'બાર્બેરિયન'

આ બધી મનોરચના પાછળ એક જાતનો ટોળાધર્મ છે ટોળાના ધર્મને માનો તો તમારો ઉદ્ધાર છે ટોળા બહારના બધા જ જગલી, ગદા, મેલા, અથવા વિચિત્ર આવો ટોળાધર્મ 'જન્મથી જાતિ'વાળા સૂત્રને માનનાર અમારા સનાતનીઓમા હોય તો સમજાય યહૂદીઓમા પણ તે ચાલે પણ જૈન ધર્મમા એ શા માટે હોય? છતાં જૈનોને પણ આ ટોળાધર્મનો ચેપ લાગ્યો છે મહારાષ્ટ્રના જૈનો પ્રથમ પ્રથમ તો સનાતનીઓની પેઠે જ રહેતા, ગણપતિની પૂજા પણ કરતા, અને આભડછેટ પણ રાખતા શાસ્ત્રનો જાણકાર કોઈ મુલ્લા મળે એટલે જેમ મુસલમાનોમા ધર્મનું ઝનૂન ઊપડે છે, તેમ કોઈ જૈન પંડિત મળ્યો હશે, એટલે અમારે ત્યાના જૈનો એ ગણપતિનો ઉત્સવ છોડી દીધો ત્યારે જ અમને ખબર પડી કે જૈન કરીને કોઈ સ્વતત્ર પથ છે ત્યાં સુધી અમે એટલું જ જાણતા કે જેઓ રાત્રે જમતા નથી ને પોતાના દેવળમા બીજાને જવા દેતા નથી તે જૈન આ જૈન અને જૈને તરનો ભેદ પેલી ચોપડી હાથમા આવી ત્યારે ફરી તાજો થયા

સામાન્યપણે ધર્મો બે પ્રકારના હોય છે સામાજિક ધર્મ અને મોક્ષધર્મ સામાજિક ધર્મમા ઇહલોક અને પરલોકનો વિચાર ભલે હોય, પણ મોક્ષનો એટલો આગ્રહ નથી હોતો, ઉતાવળ તો નથી જ હોતી સનાતનીઓમા સંન્યાસધર્મને જ મોક્ષની ઉત્કટા દેખાય છે બાકીના બધાને ભુક્તિ પણ જોઈએ છે અને યથાકાળે મુક્તિ પણ જોઈએ છે સનાતનીઓ બીજાઓને પોતાના ધર્મમાં નથી નોતરતા, પારસીઓ પણ નથી નોતરતા, અને યહૂદીઓ પણ નથી નોતરતા પણ જેમને મોક્ષનો, નિર્વાણનો કે કૈવલ્યનો રસ્તો જડયો છે તેઓ તો બધાને જ નોતરે. એમને ત્યાં બધાને આવકાર હોવો જ જોઈએ એ ધર્મની દીક્ષા મળ્યા પછી જ ખરુ જોતાં માણસ તે ધર્મનો ગણાય જ્યાં બધાને આવકાર છે ત્યા અસ્પૃશ્યતાને સ્થાન ન હોય ઇસ્લામમા અસ્પૃશ્યતા નથી ઇસાઈઓમાં નથી, બૌદ્ધોમાં નથી જૈનોમા પણ ન જ હોઈ શકે પણ નિરીક્ષણ કરતાં દેખાય છે કે સનાતનધર્મનો

પણ જૈનોને પણ થાઈ ગયો છે મુસલમાનોમાં અને ખ્રિસ્તીઓમાં પણ આવી અનિષ્ટ વસ્તુનો ચેપ પહોંચ્યા છે

સિંધમાં એક મુસલમાન સાથે વાત ચાલતી હતી પોતાની કોમના બનાવવા ખાતર હિંદુ લોકોના ઘણા દોષો બતાવી અને કહે, 'હું તો હિંદુઓના હાથનું પાણી પણ નથી પીતો ' એની વાત ચૂપચાપ સાંભળી મેં ઉમેર્યું, 'ત્યારે તો એ હિંદુ ધર્મનો વિજય જ થયોને? પોતાના કરતા ઊતરતાઓના હાથનું પાણી ન પિવાય એ સનાતનીઓનો રિવાજ છે એ તમે સ્વીકારો એટલે દરજ્જે તમે હિંદુ થયા મને તમે ઊતરતો ભલે કહો, પણ હિંદુ કસોટીએ જ આ ઉચ્ચનીચ પણું મપાયુંને? અને એક વાર હિંદુ કસોટી સ્વીકારશો એટલે ઉચ્ચ કોણ અને નીચ કોણ એ એની મેળે સિદ્ધ થઈ જશે '

વિનોદ જવા દઈને કહું કે જૈનોએ આ ઉચ્ચનીચભાવ અને આ અસ્પૃશ્યતા પોતાના સમાજમાં દાખલ નહોતા કરવા જોઈતા માટે મન તો જે અસ્પૃશ્ય તામાં માને છે તે નાતે ભલે જૈન હોય પણ ખરેખર જૈનેતર જ છે મોક્ષધર્મમાં વળી અસ્પૃશ્યતા કેવી? ઝનૂનપૂર્વક આત્માને કેળવવા માગે, કેવળ આત્માના કલ્યાણની દૃષ્ટિએ જીવે તે જૈન બીજા પ્રત્યે ઝનૂની થવા કરતા પોતા પ્રત્યે ઝનૂની થવું અને તપોમય જીવન ગાળવું એ કેટલું ઉત્તમ છે! સનાતનીઓએ સહેલો રસ્તો શોધી કાઢ્યો છે જેમને મોક્ષની તાલાવેલી છે તેમના પૂરતો મોક્ષ ધર્મ રાખી મૂક્યો છે સન્યાસધર્મની દીક્ષા લીધા પછી જે કોઈ ભોગાર્થ બતાવે તો તેને બધા ધિક્કારે ધગશ ન હોય તે સન્યાસી થાય જ શા માટે? હું તો માનું કે જેને મોક્ષની, નિર્વાણપદની ધગશ છે તે જ જૈન છે, બાકીના બધા જૈનેતર એમને સનાતની ભલે કહો સનાતનીમાં બધાને સ્થાન છે ટોળાધર્મની કસોટીથી જો જૈન અને જૈનેતર એવો ભેદ પાડીએ તો જૈનધર્મ ટકે જ નહીં

એક વાર નાગપુર તરફ રામટેકની પહાડી જોવા ગયો હતો તળેટીમાં એક જૈન મંદિર છે એ મંદિર પાસે પૈસા હશે, એટલે રક્ષણને માટે સિપાઈ, બંદૂક, તલવાર બધું રાખ્યું હતું જોઈને હું તો હેબતાઈ જ ગયો મેં પૂછ્યું, 'શું આ શાક્ત મંદિર છે? અહીં દુર્ગાપાઠ કરીએ?' મંદિરવાળા મને કહે, 'ના ના, આ તો જૈન મંદિર છે ' મારી વાત તેઓ ન સમજ્યા તેમની વાત મારે ગળે ન ઊતરી હું ત્યાંથી પાછો આવ્યો મનમાં વિચાર થયો જ્યાં પૈસાનો સગ્રહ છે, તેના રક્ષણને અર્થે જ્યાં રાજ્યસત્તાની મદદ લેવાય છે, હિંસાનાં શસ્ત્રો જ્યાં છડે ચોક રખાય છે ત્યાં જૈન ધર્મ ક્યાંથી? આખરે ટોળાધર્મે જૈન ધર્મ પર વિજય મેળવ્યો છે આત્માને ભૂલ્યા પછી અને અનાત્માને મોખરે કર્યા પછી ઝીણા ઝીણા આચારો પાળ્યા તોયે શું, અને ન પાળ્યા તોયે શું?

આજનો દિવસ હૃદયશુદ્ધિમાં વાપરવાનો છે હૃદયશુદ્ધિ થશે ત્યારે થશે, વિચારશુદ્ધિ તો કરી લઈએ આત્મા અને અનાત્માનો વિવેક જે ન કરે, આત્માને

જ ઓળખવાનો અને સાચવવાનો પ્રયત્ન જે ન કરે તે ધાર્મિક નથી, જૈન તો નથી જ

(ઇસ્લામમા એક તત્ત્વ બહુ ઝનૂનપૂર્વક ઉપદેશાયેલું છે ઈશ્વર એક છે, અદ્વિતીય છે, એની સાથે બીજા કોઈને કે કશાને ભેળવાય નહીં, શરીક કરાય નહીં, એ ઇસ્લામનો મોટો સિદ્ધાત છે ઈશ્વર સાથે બીજા કશાને ભેળવવાના ગુનાને 'શિર્ક' કહે છે શિર્કનો ગુનો કરે તે મુશરીક, તે કાફર આ ઇસ્લામનું તત્ત્વ મને ગમે છે આપણી પરિભાષામાં આપણે એનો વિચાર કરીએ અતર્યામી પરમાત્મા એ જ આપણો શુદ્ધ આત્મા છે એની સાથે અનાત્માને ભેળવી દઈએ એ શિર્કનો ગુનો છે.) જે આત્માને જ વફાદાર છે, આત્માની ઉન્નતિ માટે જ જીવે છે, અનાત્માની મોહજાળમાં ફસાઈ જતો નથી તે જ જૈન, બાકી બધા જૈનેતર આ શુદ્ધ વિચારની દૃષ્ટિએ આપણે બધા જૈનેતર નથી? આત્મપરાયણ કોણ છે અને કોણ નથી એ તો માણસનુ અતર જ એને કહી શકે બહારના જીવન પરથી જણાય છે કે હુ પણ જૈનેતર છુ અને તમે પણ જૈનેતર છો છતા આ સમાજમા જો કોઈ જૈન હોય તો એને મારા હજાર હજાર નમસ્કાર હજો

## ૧૭

## ગાય સાથે મધમાખ

વેદમા ગાયને 'અઘ્ન્યા' કહી છે બધા પશુઓમાથી ગાયને જુદી ગણીને એને તો ન જ મારવી જોઈએ' એવો વેદકાળમાં જ નિયમ થયેલો ગાયનું દૂધ અત્યત પૌષ્ટિક, સુપાચ્ય અને નિર્દોષ આહાર છે એનું દૂધ મળ્યા પછી જ માણસને માસાહાર ઓછો કરવાનું સૂઝ્યુ જો દૂધની પ્રાપ્તિ ન થઈ હોત તો માણસ માટે માંસાહાર છોડવાનું મુશ્કેલ થયું હોત માણસે ગાય-બળદને જગલ માથી લઈ આવીને પોતાના કૌટુબિક જીવનમાં સ્થાન આપ્યુ ગાયે દૂધ આપીને અને બળદે હળ ખેંચીને માણસના આહારમાં ભારે ક્રાંતિ કરી હળની મદદથી માણસે ખેતી શરૂ કરી અને અનાજની પેદાશ વધારી ગાયને પાળી ભયમુક્ત બનાવી અને ગાયે સાથે એને ખાસ ખોરાક આપીને તેનું દૂધ વધાર્યું આ રીતે ગાય તથા બળદે પોતાની સેવાથી માણસ માટે આહારની બાબતમા અહિંસા ધર્મની શક્યતા ઊભી કરી જગલી ગાયને ગામડાનું પશુ બનાવવા માટે માણસને હજારો વર્ષ સુધી પ્રયત્ન કરવો પડયો હશે ગાય, બળદ, ઘોડો, ગધેડુ, ઊંટ, હાથી એ બધાં પશુઓને માણસે જ્યારે 'પાળેલાં' બનાવ્યાં ત્યારે માનવીસંસ્કૃતિ એકદમ ઊંચી થઈ

હવે એક પગલું આગળ ભરવાનું આવ્યું છે ઘાસનું દૂધ બનાવવાનું કામ ગાયે કર્યું હવે ઘાસનાં ફૂલોમાં જે બિંદુમાત્ર અમૃત-રસ રહે છે અને જેને એકઠો

કરીને ઉપયોગમાં લેવાનું માણસને માટે અશક્ય છે તે બિંદુઓ એકત્ર કરીને એનું મધ બનાવવાનું કામ મધમાખનું છે મધમાખીઓને મારીને અથવા બાળી મૂકીને તેના પૂડા લૂંટી લેવાનું કામ માણસજાતે જીવનના પ્રારંભથી જ કર્યું છે મધ જેવી સ્વાદિષ્ટ અને સુંદર ચીજ માણસ કેવી રીતે છોડી શકે? પણ આટલી મહેનત કરીને મધ લાવી આપનાર માખીઓને મારી નાખવી, તેનાં ઈંડાં-બચ્ચાંનો નાશ કરવો અને મધની સાથે ઈંડાં પણ નિચોવી નાખવાં એ ખૂબ ક્રૂર, મૂર્ખાઈભર્યું તેમ જ ગંદું અને મોંઘું કર્મ છે આજે પણ આપણા દેશમાં એ પ્રથા ચાલુ છે પણ હવે તેમાં અહિંસક પરિવર્તન થઈ રહ્યું છે મધમાખીઓની અમુક જાતના આખા ટોળાને પકડી લઈને કૃત્રિમ ઘરોમાં રાખવું, તેમને માટે જરૂરના ખાવાપીવાની વ્યવસ્થા કરવી અને તેને અને તેનાં બચ્ચાં માટે જોઈતું મધ રાખી દઈને બાકીનું મધ આપણા ઉપયોગ માટે લેવું એ સંસ્કૃતિનું પ્રગતિસૂચક પગલું છે મધ માણસને માટે અત્યંત રુચિકર, પથ્ય અને સાત્ત્વિક ખોરાક છે જો આપણે મધમાખોને પાળી શકીએ તો ઓરમાયા પડેલું મનુષ્યસંસ્કૃતિનું આજનું પગલું આપણે ભર્યું એમ કહી શકાય. આ માખોના પાલનનું ખર્ચ બહુ જ ઓછું આવે છે તેમનો સ્વભાવ ઓળખી લેવામાં આનંદ આવે છે અને આ ધંધાની કમાણી તો ઘીના ધંધા કરતાં પણ વધારે હોય છે અહિંસાવાદીઓને માટે ગાય તથા મધમાખોના પાલનનો ધંધો માત્ર લાભકારી જ નહીં પરંતુ જીવનમાં અહિંસાની નવી દિશા સૂચવનાર અને ધર્મપરાયણતાના સિદ્ધ થશે

મધ ભેગું કરવામાં હિંસા થાય છે એટલું જાણી જૈનોએ મધમાત્ર નિષિદ્ધ આહાર છે એમ નક્કી કર્યું જે કર્યું તે વખતે તે ઠીક કર્યું પણ આપણા લોકોએ શાસ્ત્રો જીવતાં રાખવાની જરૂર સમજવી જોઈએ આપણે મધ ન ખાઈએ તો આપણે માખીઓ મારવાની હિંસામાંથી બચી ગયા, પણ માણસજાત કંઈ મધમાખને છોડે એમ નથી, અને માનવી ઢબે જો મધમાખોને ઉછેરીએ નહીં તો જંગલી ઢબની મધમાખોની હિંસા ટળવાની નથી માટે જૈનોએ પોતાનાં શાસ્ત્રોમાં ઉમેરો કરવો જોઈએ એ મધમાખોને ઉછેરીને અહિંસક ઢબે ભેગું કરેલું મધ નિષિદ્ધ નથી, એટલું જ નહીં પણ તેનું સેવન કરવામાં લાભ છે અને પુણ્ય પણ છે બહુ જ ઓછી મૂડીથી ચલાવી શકાય અને અઢળક ધન મેળવી શકાય એવો આ ધંધો જો જૈનો ખાસ પોતાનો કરે તો તે વાત એમની ધર્મબુદ્ધિ તેમ જ વાણિજ્યબુદ્ધિને શોભે એવી છે

ઑગસ્ટ, ૧૯૩૯

## ૧૮

# જૈન ધર્મ અને અહિંસા*

ધર્મની વ્યાખ્યાઓ ઘણી થઈ છે. મને લાગે છે કે 'જે જીવનશુદ્ધિ અને સમૃદ્ધિની સાધના બતાવે તે ધર્મ' એ ઉત્તમ વ્યાખ્યા છે. દરેક ધર્મમાં આત્મોદ્ધાર માટેની જે વિગતો છે તે મારફત જ માણસ પોતાની ઉન્નતિ સાધી શકે છે. આ સાધના બે ઢબથી થાય છે. પોતા પૂરતો વિચાર કરી આત્મશુદ્ધિથી આત્મવિજય કરવો અને અંતે મુક્ત થવું, આ પહેલી સાધના. બીજી દિશા એ છે કે તેમાં કેવળ વ્યક્તિનો વિચાર ન કરતાં આખા સમાજનો વિચાર કરવો. બધી વ્યક્તિઓ મળીને સમાજ થાય છે અને તે જ મુખ્ય ગણાય છે. જેમ આપણે એક એક ગાત્રનો વિચાર નથી કરતા પણ સમગ્ર શરીરને વિચારીએ છીએ, તે જ રીતે સંગઠન કરીને રહેતી મનુષ્યજાતિ અહિંસાની સાધના કેમ કરી શકે એ જ મુખ્યત્વે વિચારણીય છે.

મારી માન્યતા મુજબ અત્યાર સુધી મનુષ્યજાતની બાલ્યાવસ્થા હતી તેથી વ્યક્તિ પૂરતો માર્ગ વિચારવા-બનાવવાથી આપણું નભતું. પણ હવેનું કામ વિકટ છે, વ્યાપક છે. હવે તો નિશ્ચિત અને વ્યવહાર્ય સામાજિક સાધના બતાવવાના દિવસો આવ્યા છે. હવેની સાધના માત્ર આત્મશુદ્ધિની નહીં પણ સમાજ-જીવનની શુદ્ધિની છે.

દરેક બાળકને ક્યારેક એમ થાય છે કે, કાલે જે સમજાતું નહોતું, તે આજે સમજાય છે. મનુષ્યને પણ ઘણી વાર એમ જણાય છે કે અમુક મહાપુરુષ આ જગતમાં આવ્યા પછી જ આટલું સમજાયું. દરેક ધર્મમાં સાધના બતાવનાર પુરુષો આવે છે. મુસ્લિમો માને છે કે ઇસ્લામના નબી મહમદે કહ્યું તે અંતિમ વચન છે. સનાતનીઓ પણ ઈશ્વરના અમુક સંખ્યાના અવતારો માને છે. જૈનો પણ ચોવીસ તીર્થંકરોને માને છે. જૈનો માને છે કે છેલ્લા તીર્થંકર મહાવીર થઈ ગયા, હવે કોઈ થનાર નથી. આ દલીલ મારે ગળે ઊતરતી નથી. કોઈ એક વ્યક્તિ ગમે તેટલી મહાન હોય છતાં તેની સાથે ધર્મશાસ્ત્ર પૂર્ણ થઈ જતું નથી. તો તો પછી માણસજાત પૂરી થઈ ગણાય. વિશ્વરચના ચલાવનાર અગમ્ય શક્તિ કાં તો નૃપ્ત થઈ છે અથવા તો નિરાશ થઈ છે એમ જ આ ઉપરથી માની શકાય. પણ ખરેખર તેમ નથી. સાધનાનું સંસ્કરણ વારવાર થવું જ જોઈએ. તે કરનાર પણ આવવા જ જોઈએ. જે કાળે ચાર વ્રતની જરૂર હતી તે કાળે તેમ ચાલ્યું પણ જ્યારે

---

* તા. ૮-૯-'૪૦ ને રોજ મુંબઈમાં મળેલી સભામાં પ્રમુખ સ્થાનેથી આપેલા વ્યાખ્યાનનો સારભાગ.

તો અહિંસા ધર્મમાં આગળ વધવું છે જગતમાં યુદ્ધ ચાલે ત્યારે આપણે હાથ જોડીને કેમ બેસી શકીએ? રસ્તો શોધવો જોઈએ પરિવર્તનની જરૂર છે ઘણા કહે છે કે યુદ્ધ તો યુરોપમાં ચાલે છે આપણે ત્યાં તો ગાંધીજીને પ્રતાપે ઠીક છે પણ હું કહું છું કે પ્રાંતે પ્રાંતમાં અંદર અંદર ભાગલા પડ્યા છે, ખૂણે ખૂણે અવિશ્વાસ ફેલાયો છે આ બધા હિંસાના જ પ્રતીક છે યુરોપના હાથમાં શસ્ત્ર છે માટે ત્યાં ચોકો યુદ્ધ કરે છે આપણે એકબીજાના પગ ખેંચીને પાડીએ છીએ વૃત્તિથી તો બન્ને સરખા છીએ ત્યાં સમર્થોની હિંસા વર્તે છે, અહીં અસમર્થોની

કોર્ટે જવાને બદલે લવાદ મારફતે અન્યાય દૂર કરવા અને અન્યાયકારીને અપનાવી તેની શુદ્ધિ માટે પ્રયત્ન કરવો એ જાતની અહિંસાની સાધના આપણે વિચારપૂર્વક હજી ખેડી નથી

સરકારી અન્યાય સામે બળવો કરવાને બદલે સત્યાગ્રહ કરવાની અહિંસક સાધના આપણા જમાનામાં ગાંધીજીએ જ બતાવી બહારવટામાં અહિંસા ન હતી, અહિંસક પદ્ધતિનાં બીજ હતાં, એમ કહેવું હોય તો ભલે

રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે જે યુદ્ધો થાય છે, તેને બદલે ચડાઈ કરી આવનાર શત્રુનો અહિંસક ઢબે પ્રતિકાર કેમ કરવો એ વિચારવાની કે સુઝાડવાની તક ગાંધીજીને પણ મળી નથી •

અમેરિકામાં કે આફ્રિકામાં કાળા લોકો ઉપર ગોરા લોકો જે જુલમ ગુજારે છે તે દૂર કરવાનો અહિંસક રસ્તો કયો એ બતાવવાની જવાબદારી અહિંસાના ઉપાસકોની અને આચાર્યોની છે પણ એ લોકો આજે તો શાસ્ત્રવચનોની વ્યાખ્યા કરવામાં અને પોતાનું તપ કે પ્રતિષ્ઠા રૂઢિને માર્ગે વધારવામાં જ મશગૂલ છે

મોટામાં મોટી હિંસા દુનિયામાં બધે ચાલે છે તે છે શોષણની બીજાની કફોડી પરિસ્થિતિનો લાભ લઈ એની સેવાનો દુરુપયોગ કરવો, એના ઉપર નાજાયજ જોહુકમી ચલાવવી એટલે કે એના જીવનનું શોષણ કરવું એ મોટી હિંસા છે એ જાતની હિંસા કુટુંબ પરિવારની અંદર પણ ચાલે છે જમીનદાર અને ખેડૂત, ધણિયામા અને દૂબળા, કારખાનદાર અને મજૂર, ઉજળિયાત અને શ્રમજીવી, આવા બધા સંબંધોમાં શોષણની, દબાણની અને જોહુકમીની હિંસા અખંડિત ચાલુ છે શાહુકારો ગમે તેટલું વ્યાજ લઈને કરજદારને નિચોવે છે એ પણ હિંસા છે

જનસમાજે અને જૈન સાધુઓએ તેમ જ આચાર્યોએ આ બધી હિંસાનો સામનો કેમ કરાય અને એને માટે સમાજજીવનનું પરિવર્તન કરવા માટે કયા પગલાં લેવાં જોઈએ એનું ચિંતન કરવું જોઈએ

જ્યારે આપણો સમાજ ધર્મપ્રાણ હતો ત્યારે આપણા ધર્મકારો તે વખતના વિજ્ઞાનની મદદ લઈ હિંમતપૂર્વક જીવનપરિવર્તન કરતાં અચકાતા નહીં અને . સમાજની જૂની રૂઢિ સામે થતાં એમને બીક લાગતી નહીં

શરીરશુદ્ધિ માટે પંચગવ્યમાં ગોમૂત્રનું પણ પ્રાશન કરવાના રિવાજ પાછળ વૈજ્ઞાનિક દૃષ્ટિ સ્પષ્ટ દેખાય છે. જૈનોએ પાણીમાં સૂક્ષ્મ જંતુ હોય છે માટે પાણી ગરમ કરવું અને તે ત્યારપછી ઠંડુ કરવું વગેરે નિયમો બતાવ્યા, તેમાં આજના જેટલી આગ્રહી ભલે આ રીતે દૃષ્ટિ ન હતી. સાધુઓનું કેશલુંચન, મોઢા પરની મુહપત્તી, એ પણ તમામની શરમ ન રાખતાં અમુક જાતના વિજ્ઞાનને વળગવાની દૃષ્ટિનું જ પ્રતીક છે. બહુબીજ વનસ્પતિ ન ખાવી, રાત્રિભોજન ન કરવું ઇત્યાદિ મુદ્દાઓનો પ્રચાર જેમણે કર્યો તેઓ આજના જમાનામાં વિજ્ઞાનને અનુસરી જે સિદ્ધાંત અને નવા આચારનો પ્રચાર કરે તો પછી કોઈ ન કહી શકે કે આજના આચાર્યો ધર્મપરાયણ નહીં પણ રૂઢિપરાયણ થયા છે અને સાધુઓ અંધરૂઢિઓનું મરણાંત જીવન જીવે છે.

જે વસ્તુ ખરાબ જણાય તે ગમે તેટલી સુખકર, વહાલી કે પ્રતિષ્ઠિત હોય તોપણ તે છોડવા તૈયાર થવું અને અદ્યતન વિજ્ઞાન અને ધર્મજ્ઞાન આજે જે નવી દૃષ્ટિ આપે તે અનુસરવા તૈયાર થવું એ જીવતપણાનું લક્ષણ છે. જીવન ઉપર વિજય મેળવે તે જિનેશ્વર. એવા અનેક જિનેશ્વર હવે પાકવા જોઈએ. તેમના આવવાની આપણે તૈયારી કરીએ અને તેમના સ્વાગત માટે લોકમાનસ તૈયાર કરીએ.

# ૧

## ધર્મસંસ્કરણ—૧

કેટલાક લોકો કહે છે અમારો ધર્મ જૂનામા જૂનો છે માટે સારો છે કેટલાક કહે છે અમારો ધર્મ છેલ્લામા છેલ્લો છે માટે તાજો છે કેટલાક કહે છે અમુક પુસ્તક એ આદ્ય ધર્મગ્રંથ છે માટે તેમા બધું આવી જાય છે બીજા કહે છે અમુક પુસ્તક ઈશ્વરે દુનિયાને આપેલો છેલ્લામાં છેલ્લો ધર્મગ્રંથ છે માટે જ એનો સ્વીકાર કરો

સનાતનધર્મી બીજી જ રીતે વિચાર કરે છે આજની સૃષ્ટિને આદિ અને અંત હોઈ શકે છે ધર્મગ્રંથોને આદિ અને અંત હોઈ શકે છે પણ ધર્મ તો અનાદિ અને અનંત છે, તેથી જ તે સનાતન કહેવાય છે સનાતન એટલે શું? જે આ સૃષ્ટિની શરૂઆત પહેલા હતું અને આ સૃષ્ટિના અંત પછી પણ રહેશે તે સનાતન આ અર્થમા આત્મા અને પરમાત્મા એ જ સનાતન ગણાય

પણ સનાતનનો બીજો એક અર્થ છે જે સ્વભાવે જ નિત્યનૂતન હોય છે તે સનાતન હોય છે જે જીર્ણ થાય છે તે મરી જાય છે, જે બદલાતું નથી તે સડી જાય છે, જેની પ્રગતિ નથી થતી તેની અધોગતિ થાય છે બંધ પવન ગંધાય છે ન વહેતું પાણી સ્વચ્છ નથી રહેતું પહાડના પથરા બદલાતા નથી માટે ધીમે ધીમે તેમનો ભૂકો થઈ જાય છે ઘાસ ફરી ઊગે છે, માટે તાજુ રહે છે જગતની વનસ્પતિ દર વરસે સુકાઈ જાય છે અને દર વરસે ફરી ઊગે છે વાદળા ખાલી થાય છે અને ફરી ભરાય છે કુદરતને નિત્યનૂતન થવાની એ કળા જડી છે તેથી જ કુદરત હમેશાં નવયૌવના દેખાય છે

આ સિદ્ધાંત જાણતા હોવાથી જ સનાતનધર્મના વ્યવસ્થાપકોએ યુગધર્મ પ્રમાણે ભિન્ન ભિન્ન ધર્મોની વ્યવસ્થા કરી છે કાલમાહાત્મ્ય જાણતા હોવાથી જ તેઓ કાલને જીતી શકયા છે ધર્મના આધ્યાત્મિક સિદ્ધાંતો અચલ અને અટળ છે પણ તેમનો વ્યવહાર દેશકાલને અનુસરીને બદલવો પડે છે એ જાણીને ધર્મ કારોએ હિંદુ ધર્મની રચનામા જ ફેરફારનું તત્ત્વ દાખલ કર્યું છે તેથી જ એ ધર્મ સનાતન પદ પ્રાપ્ત કરી શકયો છે અનેક વાર ક્ષીણપ્રાણ થયા છતાં તે નિષ્પ્રાણ થયો નથી માણસની જડતાને લીધે ઘણી વાર એ ધર્મમા સડો પેઠો હોવા છતા કશા વિપ્લવ વગર તેનું પુનરુજ્જીવન થયું છે

સામાજિક વ્યવસ્થામા અથવા ધાર્મિક વિધિઓના રિવાજોમા કાલાનુકૂલ ફેરફાર થવો જોઈએ પણ હિંદુ સમાજમા જ્યારથી અશુદ્ધિએ જડ ઘાલી ત્યારથી આવા ફેરફારો તરફ હિંદુઓ શંકાશીલ દૃષ્ટિએ જોવા લાગ્યા પૂર્વજો કરતા આપણું

ઉહાપણ વધી જ ન શકે, પૂર્વજો તો ત્રિકાળનો વિચાર કરનાર હતા, તેમણે રચેલ વ્યવસ્થામાં દખલ કરીશું તો કોણ જાણે કયા સંકટમાં જઈને પડીશું, એવી કાયર બીક અથવા નાસ્તિકતા આપણામા પેસી ગઈ છે ખરુ જોતાં તો ફેરફારની બીક એ સનાતન ધર્મના સ્વભાવથી વિરુદ્ધ છે પુખ્ત વિચાર વગર ચચળતાને લીધે કરેલ ફેરફારની કોઈ હિમાયત ન જ કરે, પણ અજ્ઞાનપણાને લીધે પ્રગતિની બીક રાખીને નિષ્પ્રાણ સ્થિરતા શોધવા જવું એમાં પુરુષાર્થ તો નથી જ, ઊલટુ મરણ જ છે

પોતાનું છોડી પારકુ ગ્રહણ કરવું એ જુદુ, અને પોતીકુ તેમ જ પારકુ તપાસી પોતાનામાં જોઈતો ફેરફાર કરવો એ વાત જુદી. ઈશ્વર દર જમાનામા અવનવા સજોગો આપણી આગળ ઊભા કરી આપણી બુદ્ધિશક્તિને કસરત પૂરી પાડે છે અને તે રીતે ધર્મના મૂળ સિદ્ધાતોનો પરિચય જાગ્રત રાખે છે બાહ્ય આચારમાં ફેરફાર ન થાય તો ભીતરના તત્ત્વનું શુદ્ધ દર્શન થઈ જ ન શકે આપણા જમાનામા પૂર્વજોની જ કૉપી ઘૂટવી રહી હોય, નવુ કશું જ કરવાનું, જાણવાનુ કે શોધવાનું ન રહ્યુ હોય તો આપણી સદી નિરર્થક અને વધ્યા જ નીવડી કહેવાય

પ્રાચીન કાળથી આપણા દેશમા દરેક રીતે એકબીજાથી જુદા પડતા એવા ધર્મો અને વશો ભેગા થતા આવ્યાં છે દરેક વખતે એવા સહવાસને લીધે આપણે ને ધર્મ પ્રવચન જુદી જુદી રીતે કરવુ પડયુ છે જે જાતની શકા દૂર કરવી હોય, જે જાતના દોષ ધોઈ કાઢવા હોય તેને અનુસરીને એક જ ધર્મસિદ્ધાત નવી નવી ભાષામા અને નવા નવા રિવાજોમા ગોઠવવો પડે છે અને તેથી જ એ ધર્મ અનેક પાસાવાળા તેજસ્વી રત્નોની પેઠે દિવ્યનો દિવ્યતર બનતો રહ્યો છે

પારકી સત્તા તળે આપણે રહેતા હોઈએ ત્યારે ધર્મને અત્યંત કૃત્રિમ અને હીન વાતાવરણ વેઠવુ પડે છે વિરોધી લોકોનો હુમલો ચાલતો હોય એ વખતે ધર્મસસ્કરણમા સ્વાભાવિક વિકાસ રહેતો નથી. આપણે કઈક ફેરફાર કરવા જઈએ અને એટલામાં વિરોધીઓ નબળાઈ જોઈ મર્મસ્થાન પર ઘા કરે તો? એ બીક હમેશાં રહ્યા કરે છે પારકી સત્તા સ્વાભાવિક રીતે સમભાવશૂન્ય હોય છે તે રૂઢિને નભાવે છે પણ પ્રાણને સાખી શકતી નથી તેથી જ પારકી સત્તાના કાયદાઓ કહે છે, 'તમારા જે રિવાજ પરાપૂર્વથી ચાલ્યા આવતા હોય તેટલાને જ રક્ષણ મળશે નવા રિવાજ તમે નહીં પાડી શકો જ્યાં છો ત્યાંથી ખસી ન શકો જૂના કલેવરને અમારુ અભયદાન છે તમારા પ્રાણને રાજમાન્યતા આપીએ તો અમારુ પ્રભુત્વ ટકી જ ન શકે' આવી સમભાવશૂન્ય તટસ્થતામાં સડેલી રૂઢિઓ પણ કાયદાની કૃત્રિમ મદદથી ટકી શકે છે

બ્રિટિશ રાજ્યને કારણે 'હિંદુ લૉ'ના અમલમા આ સ્થિતિ ડગલે ને પગલે નડે છે ન્યાયમૂર્તિ તેલગ ઘણી વાર આ સ્થિતિ સામે પોતાનો અણગમો અને ચડભડાટ બતાવતા દરેક ધર્મને અને દરેક સમાજને પોતાની વ્યવસ્થામા ગમે તે ફેરફાર કરવાનો હક હોવો જ જોઈએ પણ તેમ કરવા માટે જોઈતી સ્વતંત્રતા, એકતા

અને યોજનાઓનિ તે તે સમાજમા હોવા જોઈએ ગમે તે ભોગે પણ આપણે તે કેળવવા જ જોઈએ હિંદુ ધર્મને જો ટકાવવો હોય અને જગતમા જો તેનું સ્વાભાવિક સ્થાન તેને પાછુ અપાવવુ હોય, હિંદુ ધર્મને જો સમાજ કલ્યાણકારી બનાવવો હોય તો આપણે હિંમતપૂર્વક તેનો મેલ ધોઈ નાખવો જોઈએ ધર્મના સનાતન સિદ્ધાતના વિરોધી એવા કેટલાયે રિવાજો અને વહેમો આપણા સમાજમા પેસી ગયા છે કે જેને લીધે બધી પ્રગતિ અટકે છે તે બધાની વિગતવાર તપાસ કરવી જોઈએ.

અસ્પૃશ્યતા એ આવી એક બદી છે જાતિ પરત્વે આવતો અહંકાર અને પ્રેમની સંકુચિતતા, વ્યાપક આત્મીયતાનો અભાવ એ બીજી બદી છે જ્યા રૂઢિને નામે દયાધર્મનુ ખૂન થાય છે, જ્યા આત્મા અપમાનિત થાય છે, જ્યા ધર્મપ્રીતિને બદલે લાલચ અને ભીતિને સ્થાન અપાય છે, ત્યા ધર્મે તે નામે પોતાનો અધિકારી અવાજ ઉઠાવવો જોઈએ જ્યા ત્યા સરકારી અમલદારોને લાંચ આપીને પોતાની મતલબ કાઢી લેવા શીખેલા લોકો એક ઈશ્વરને છોડી તેને બદલે અનેક ભયાનક શક્તિઓને લાંચ આપવામા ધર્મ સમજવા લાગ્યા જોહુકમી, ક્રોધી, અને તરંગી તેમ જ ખુશામતપ્રિય અધિકારીઓના જુલમ તળે રહીને નામર્દ બનેલા લોકોએ દેવદેવીઓનો સ્વભાવ પણ તેવો જ હોય એમ કલ્પી તેમના પ્રત્યે પણ ડરકુની વૃત્તિ કેળવી આ રીતે આપણે ધર્મમાં જ અધર્મનુ સામ્રાજ્ય કાયમ કર્યું સત્યનારાયણથી માડીને બળિયાકાકા સુધીના બધા જ દેવોને આપણે ડરાવનાર ગુંડા (Bullies) બનાવ્યા આકાશના તારા અને ગ્રહો, જગતના ઝાડો અને વનસ્પતિઓ, આપણા ભાઈબંધ પશુઓ અને પક્ષીઓ, ઉષા અને સંધ્યા, ઋતુઓ અને સંવત્સરો, બધે જ, જ્યા આપણા પૂર્વજ ઋષિઓ તે પરમ ભગવાનની પ્રેમમય વિભૂતિઓની ઝાખી કરતા અને તેમની સાથે આત્મીયતા અને એકતા અનુભવતા, ત્યા આજે શાપની અને કોપની બીક, બીક ને બીક જ દેખાય છે ધર્મનુ શુદ્ધ અને ઉદાત્ત સ્વરૂપ જાણનાર લોકો આપણા વિધિઓમા રહેલુ કાવ્ય જોઈ શકે છે, પણ આજ જનસમુદાય કાવ્યને સનાતન સિદ્ધાંત અથવા વાસ્તવિક સ્થિતિ માની વિચિત્ર અનુમાનો પકડી બેસે છે અને ધર્મનુ કાર્ય વિફળ કરી નાખે છે

આજે હિંદુ ધર્મનો ઉત્કર્ષ ચાહનાર દરેક માણસનું પ્રથમ કર્તવ્ય એ છે કે તેણે પોતાના સમાજમા ધર્મનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય એની ઇંતેજારી રાખવી જેમા તત્ત્વની નિષ્ઠા અને પ્રેમની એકતા નથી જેમાં ત્યાગનું શૂરાતન નથી, ઉદારતાની સુવાસ નથી તે ધર્મ નથી એ આપણે બરાબર સમજવું જોઈએ અને સમજાવવુ જોઈએ હિંદુ ધર્મના સંસ્કરણનો સમય આવી ચૂક્યો છે, કેમ કે તેના ઉપર બાઝેલી છારી તેને ગૂંગળાવી મારવા લાગી છે

૨૬ ૧૦– ૬૨

# ૨

## ધર્મસંસ્કરણ – ૨

૧

માનવજીવનનો બધી બાજુથી સમગ્રપણે વિચાર કરનાર જો કોઈ હોય તો તે ધર્મ જ છે જીવનનું સ્થાયી અથવા અસ્થાયી એક પણ એવુ અગ નથી કે જેનો વિચાર ધર્મને કર્તવ્ય નથી

તેથી ધર્મ મનુષ્યના સનાતન જીવન જેટલો જ અથવા તેથી પણ વિશેષ વ્યાપક હોવો જોઈએ, અને જીવનસમસ્ત તેનું ક્ષેત્ર હોઈ અત્યંત ઉત્કટપણે તે જીવતો હોવો જોઈએ

આજે જગતના જે પ્રખ્યાત ધર્મો છે તે ઘણે અશે એવા વ્યાપક ધર્મો છે સ્થાપનાને સમયે તો તે બધા જીવતા હતા જ પરતુ તેમના ચેતનને ધાર્મિક પુરુષોએ વારવાર જગાડી તેમને જીવતા રાખ્યા છે સગડીમાંનો દેવતા સ્વભાવે જ જેમ વારવાર મદ પડી જાય છે અને તેથી વારવાર કોલસા પૂરીને અને ફૂકીને તેનું સસ્કરણ કરવું પડે છે, તેને જાગતો રાખવો પડે છે, તે જ પ્રમાણે સમાજમાં ધર્મતેજને જાગ્રત રાખવા સારુ ધર્મપરાયણ સમાજપુરુષોને તેને ફૂકવાનું અને તેમા ઈધન પૂરવાનું કામ કરવું પડે છે આ કામ જો વખતોવખત ન થયું તો ધર્મજીવન ક્ષીણ અને વિકૃત થઈ જાય છે, અને ધર્મનું ક્ષીણ અને વિકૃત સ્વરૂપ અધર્મ જેટલું જ નુકસાન કરે છે ધર્મને ચેતનવાન અને પ્રજ્વલિત રાખવાનું કાર્ય ધર્મૈકપરાયણ વ્યક્તિઓ જ કરી શકે છે એ શક્તિ ધર્મગ્રંથોમા નથી, ધાર્મિક રિવાજ કે સસ્કારમા નથી, ધાર્મિક સસ્થાઓમા નથી, કે ધર્મને ટેકો આપનાર રાજ્યવ્યવસ્થામાં પણ નથી (શાસ્ત્રગ્રંથ, સંસ્કાર, રિવાજ અને ધાર્મિક અને રાજકીય સસ્થાઓ ધાર્મિક જીવનને ઓછાવત્તા પ્રમાણમા ઉપયોગી છે ખરાં, ધાર્મિક વાતાવરણ સ્થિર કરવામા તેમની સેવા બહુમૂલી નીવડી છે એ પણ ખરુ, પરતુ મૂળ શક્તિ તો ધર્મપ્રાણ એવા ઋષિઓની, સંતોની અને મહાત્માઓની જ ધર્મનો અંતિમ આધાર પવિત્ર મનુષ્યહૃદય છે 'धर्मशास्त्र महर्षीणा अत करण समृतम्' એમ ઉપનિષદમા જે કહ્યુ છે તે તદ્દન યથાર્થ છે )

ધર્મજિજ્ઞાસા અને ધર્મચિંતન એ મનુષ્યનો સ્વભાવ જ છે અને તે કારણે દરેક જમાનામાં અને દરેક પ્રદેશમા ઉન્નતિની કક્ષા પ્રમાણે મનુષ્યહૃદયમાં ધર્મનો આવિર્ભાવ થયો જ છે આ હૃદયધર્મ ગમે તેટલો કલુષિત થાય, મલિન થાય, તો પણ મૂળ વસ્તુ શુદ્ધ છે અશુદ્ધ સુવર્ણ કઈ પિત્તળ નથી, અને પિત્તળ ગમે તેટલું શુદ્ધ, ચકચકતું અને ઘાટીલું હોય તોયણ તે સોનુ નથી તે જ પ્રમાણે

માત્ર બુદ્ધિના જોર પર ઊભો કરેલો, લોકોમા રહેલા રાષ્ટ્રદ્વેષનો લાભ લઈ ચાલુ કરેલો અને થોડા અથવા ઘણા સામર્થ્યવાન લોકોના સ્વાર્થને પોષનારો ધર્મ તે ધર્મ નથી. અસ્મિતાની હૃદયની ક્ષુદ્ર વાસના તેમ જ દભમાથી ઉત્પન્ન થતી વિકૃતિ ને ઢાંકતો શિષ્ટાચાર કે ચતુરાઈપૂર્વક તર્કથી કરેલો તેનો બચાવ એ પણ ધર્મ નથી. અજ્ઞાન (એટલે કે અપજ્ઞાન) ભોળપણ અને અંધશ્રદ્ધા એ ત્રણ દોષોથી દૂષિત થયેલો ધર્મ અધર્મની હદ્દે પહોચી જાય તો તે વસ્તુ જુદી છે, અને મૂળમા જ જે ધર્મ નથી પણ કેવળ સિફતથી ધર્મનું રૂપ ધારણ કરે છે તે જુદી વસ્તુ છે માનવઈતિહાસમા ઉપર જણાવેલા ધર્મના બને પ્રકાર બહોળા પ્રમાણમાં મળે એવો મનુષ્યસમાજ પાકટ થયો છે પરતુ આ બને વસ્તુનું પૃથક્કરણ કરી તેમનું યથાર્થ સ્વરૂપ ઓળખવાની તસ્દી મનુષ્યે હજી લીધી નથી

હૃદયધર્મ જ્યારે બુદ્ધિપ્રધાન લોકોમા પોતાનું કાર્ય શરૂ કરે છે, શિષ્ટમાન્ય બને છે અને તેથી જ્યારે તે સસ્થાબદ્ધ થાય છે ત્યારે એના શાસ્ત્રો નિર્માણ થાય છે, પછી તે શાસ્ત્રોનો અર્થ બેસાડવાની મીમાસાપદ્ધતિ ઉત્પન્ન થાય છે અને અંતિમ નિર્ણય આપનાર શાસ્ત્રીઓનો એક વર્ગ ઊભો થાય છે અથવા પોપ કે શકરાચાર્ય જેવી અધિકારારૂઢ વ્યક્તિઓનો સ્વીકાર થાય છે

ધર્મનું શાસ્ત્રમા ગૂથાનું અને સસ્થામાં બધાવુ એ બુદ્ધિપ્રધાન અને વહેવાર કુશળ લોકોને હાથે થતું હોવાથી, એ વાટે ધર્મની સ્વાભાવિક ભવિષ્યોન્મુખ દૃષ્ટિ ક્ષીણ થાય છે અને તેના પર ભૂતકાળના જ પડ ચડી જાય છે ભૂતકાળમાં હમેશ અગ્નિ કરતા રાખ વધારે હોવાને કારણે ધર્મતેજ ગુંગળાઈ જાય છે એ જુદુ જણાવવાની જરૂર નથી આ જ કારણથી દરેક ધર્મને સસ્કરણની જરૂર રહે છે

સંત તુકારામબુવા બજારમા જવા નીકળતા ત્યાર તમની સજ્જનતાનો લાભ લેવાને સારુ અનેક લોક પોતપોતાની તેલની નળી તેલ લાવવા સારુ તેમને સોપતા અને બુવા પણ સતોષપૂર્વક એ નળીઓની ભારી માળા ગળામા ભેરવી સોપેલુ કામ નિયમિત કરતા જનસ્વભાવ જ એવો છે બાળકો અથવા લોકો એકાદ જણનું સાભળે છે એવું નજર ચડયુ કે ફોકટિયાઓનો જનસમાજ તેમના મન તેની મારફતે જ વળાવી લેવાને તૈયાર થઈ જાય છે એકાદ વહાણ નિયમિતપણે અને ઝડપથી ધારેલા મુકામે પહોચતું જણાય તો તેનો વેગ ક્ષીણ થઈ જાય અને તે ડૂબવા માડે ત્યા સુધી તેમા જ પોતાનો માલ ભરવાનો આગ્રહ લોકોમા દેખાય છે ધર્મની સાર્વભૌમ શક્તિ જોઈને દરેક ગરજુઓ પોતાની ગરજ કોઈ ને કોઈ સ્વરૂપે ધર્મને ગળે ભેરવી છે આ કારણથી પણ ધર્મનું તેજ વારવાર ક્ષીણ થતું આવ્યું છે

કોઈ ચાલુ દુકાન જેમ પોતાની આબાદી કાયમ રાખવા અને વધારવા માટે જૂનો અને નકામો થયેલો માલ વારવાર કાઢી નાખે છે, અને પડી રહેવાથી બગડેલા માલને વાળીઝૂડી સાફ કરી ઊજળો કર છે તે જ રીતે ધર્મે વારવાર પોતાનું

સંસ્કરણ કરવું ઘટે છે. પરંતુ એ સંસ્કરણ ખરું સોનું પારખવાની અને સંભાળી રાખવાની જેમનામાં શક્તિ છે એવા કુશળ, ધર્મજ્ઞ સમાજસેવકોને હાથે જ થવું જોઈએ. જગતમાં વધી પડેલી ઘણીખરી પ્રચલિત નાસ્તિકતાનું કારણ ધર્મ-સંસ્કરણનો અભાવ જ છે.

૨

કોઈ પણ સમાજ ઘરડો કે ક્ષીણવીર્ય થાય તેનાં મુખ્ય કારણો બે: વિલાસિતા, અને ધર્મજડતા.

સમાજ વિલાસી થતાં, પાસે હોય તેટલી ધનસંપત્તિ તેને અધૂરી પડે છે, પુરુષાર્થ આપોઆપ કમી થાય છે, 'આમ હોય તોપણ શું? ને તેમ હોય તોપણ શું? કશામાં કશું જ નથી' એવું નૈષ્કર્મ્ય અને એક પ્રકારનું ઊંઘણશીપણું તેના પર ચડી બેસે છે ને પછી નવા નવા અનુભવ લેવાને બદલે જૂના વિષે કૃત્રિમ અને દંભી આદર અને આગ્રહ વધારી તેને ઢાલરૂપે આગળ ધરવામાં આવે છે.

બીજી બાજુથી મનુષ્યમાં જ્યારે બૌદ્ધિક જાગૃતિ મંદ પડે છે, પ્રયોગ કરતાં પ્રામાણ્ય ઉપર જ વધારે ભાર દેવાની વૃત્તિ વધે છે ત્યારે સમાજમાં એક પ્રકારનું ધર્મજાડ્ય ઉત્પન્ન થાય છે. આ ધર્મજાડ્ય દેખાય છે તો ધર્માભિમાન જેવું જ, પરંતુ વસ્તુતઃ તે બેપરવાઈ હોઈ એક પ્રકારની નાસ્તિકતા જ હોય છે. અભિમાન અને આગ્રહના મૂળમાં ખરો આદરભાવ અથવા સાચી શ્રદ્ધા હોય જ છે એવો અનુભવ નથી.

આજે હિંદુસ્તાનમાં ગામડાંના સમાજની અસાધારણ દુર્દશા છે. શહેરોમાંથી પરદેશી માલ અને મોજશોખની વસ્તુઓ ગામડાંમાં પહોંચે છે, પણ ધંધાઉદ્યોગ પહોંચતા નથી. શહેરી ઉડાઉપણું, અસંસ્કારિતા, અને બીજા સમાજવિઘાતક દુર્ગુણો ત્યાં ઝપાટાથી ફેલાવા માડ્યા છે. પણ શહેરોમાં જે ધર્મવિચારની જાગૃતિ, રાજકીય પ્રગતિ અને સમાજસુધારો થોડેઘણે અંશે દેખાય છે તેનું ખમીર ગામડાંઓમાં બહુ જ થોડા પ્રમાણમાં પહોંચે છે. જે હિંદુ ધર્મથી અને આર્યતત્ત્વજ્ઞાનથી આપણે આજે જગતને આંજી નાખીએ છીએ તે ધર્મ અને તે તત્ત્વજ્ઞાન કયે સ્વરૂપે આજના ગ્રામસમાજમાં પ્રચલિત છે તે જોતાં 'નેદં યદિદમુપાસતે' એમ જ કહેવું પડશે. દેશદેશાન્તરમાં વખણાય છે તે આપણો ધર્મ અને ગામડાંમાં પળાય છે તે ધર્મ એક રહ્યા નથી. ગામડામાં સાચેસાચી ધર્મનિષ્ઠા, પવિત્ર આસ્તિકતા અને ઉચ્ચ ચારિત્ર્ય-સંપત્તિ કાલ સુધી હતાં; આજ પણ તેના અવશેષ ક્યાંક ક્યાંક દેખા દે છે પરંતુ અબુદ્ધિ, જડતા અને છૂપી નાસ્તિકતાનું જ સામ્રાજ્ય ત્યાં સાર્વત્રિક થવા બેઠું છે. એ કારણથી ગામડાંના સમાજ માનસમાં ઘડપણ વધારે દેખાય છે. ગામડાંમાં અજ્ઞાન છે, અનારોગ્ય છે અને ગરીબી છે. આ ત્રણ જો દૂર ન કર્યાં તો ગામડાંનો સમાજ હવે ટકવાનો જ નથી. પરંતુ જ્ઞાન, આરોગ્ય અને ઉદ્યોગ બહારથી લોકો પર કેટલાંક લાદી શકાય? બહારથી લાદવાના ઉપાયને મર્યાદા છે. આ તારક ત્રિપુટીનો

લોકોએ સ્વેચ્છાથી જ સ્વીકાર કરવો જોઈએ અને તેનો સ્વેચ્છાથી સ્વીકાર થાય તે પહેલા સમાજનું ઘડપણ દૂર થવું જોઈએ સમાજમા ઉત્સાહ અને ઉત્થાન આવવા જોઈએ ધર્મસંસ્કરણ સિવાય આ વાત બનવાની નથી તેથી બીજી બધી વાતો કરતાં પહેલા ગામડામાં ધર્મસંસ્કરણનો યથાયોગ્ય પ્રયત્ન થવો જોઈએ

ગામડાંઓમાં જે ધર્મ પળાય છે તેમાં ભય, લાલચ, દૈવવાદ અને મંતરમંતર વાળો કર્મકાંડ એ બધું જ મુખ્ય હોય છે, પછી તે ધર્મ હિંદુઓનો હોય, મુસલમાનોનો હોય કે ખ્રિસ્તી લોકોની હોય. ગામડાંના લોકોને પોતાની દુર્બળતાનું, અજ્ઞાનનું, ભોળપણનું અને અનાથ સ્થિતિનું અનુભવમાંથી ઊપજેલું એવું કડવું જ્ઞાન હોય છે કે તેઓ સ્વાભાવિક રીતે જ શક્તિઉપાસક બને છે પછી ભલે તે લોકો જૈન હોય કે વિષ્ણુભક્ત હોય. આ અજ્ઞાનમૂલક શક્તિપૂજાથી જ જાદુ અને મંતરમંતર પર આસ્થા બેસે છે ધર્મ એટલે બળિયાની આરાધના અથવા ખરીદેલી તેમની રખેવાળી એવો અર્થ જ સામાન્ય જનતા સમજે છે

ધર્મ વડે માણસની ઉપરની શ્રદ્ધા વધારવાની હોય છે, ચારિત્ર્યની તેજસ્વિતા સ્વાભાવિક બનાવવાની હોય છે લૌકિક અનુભવમા ડગલે ને પગલે જે વિષાદ પ્રાપ્ત થાય છે તે દૂર કરવા સમર્થ એવું દૈવી આશ્વાસન મેળવવાનું હોય છે, અને જીવનાં તર્ગત દરેક તત્ત્વનું નવી દૃષ્ટિથી નવુ જ મૂલ્ય કરવાનું હોય છે સફળતાના અને નિષ્ફળતાના ખ્યાલો જ બદલીને આ ભૌતિક જગતમા આધ્યાત્મિક સ્વાતંત્ર્ય મેળવવાનું હોય છે

તાત્ત્વિક વિવેચનની દૃષ્ટિએ આ દૃષ્ટિબિંદુ બહુ અઘરો જણાય પરંતુ હૃદય સાથે હૃદય વાત કરે ત્યા ઉન્નત ભૂમિકાનું આમંત્રણ સૌમરુ પહોંચી જાય છે, અને એક વખત હૃદયમાં પરિવર્તન થયા પછી કોઈ ઉપાયે તેનાથી પાછી પાની થઈ શકતી નથી આવું હૃદયનું આમંત્રણ દેનાર વ્યક્તિના હૃદયમા કોઈને વિષે તુચ્છભાવ ન હોવો જોઈએ આપણુ આમંત્રણ અમોઘ છે એવી તેનામાં અમર આસ્તિકતા હોવી જોઈએ તેમ જ મનુષ્યમાત્રના હૃદયને વિષે પ્રેમ અને આસ્થા — આદર હોવા જોઈએ

[ધર્મજ્ઞાન આપતા કે લેતા તેના ગ્રહણ કરનારના અધિકાર વિષે આજ સુધી બેસુમાર ચર્ચા થઈ છે હવે ધર્મજ્ઞાન આપનારના અધિકારનો ઊહાપોહ કરવાના દિવસો આવ્યા છે ઉપર જણાવેલી આસ્તિકતા જેમનામા હોય તેમણે જ ધર્મબોધનું અને ધર્મસંસ્કરણનું નામ મારે લેવું ]

ધર્મઘેલાના રૂપમા ગામડામા આજે નાસ્તિકતા કેટલી પ્રસરેલી છે એનો બરોબર ખ્યાલ આવતા મનને આઘાત જ પહોંચવો જોઈએ — પહોંચે છે

પ્રત્યેક ધર્મમા કાવ્ય ભરપૂર ભર્યું છે ખરુ જોતા ધર્મજ્ઞાનનું વાહન દલીલ કે યુક્તિ અને તર્ક નથી પણ કાવ્ય છે અને તેથી કાવ્યવિહોણો ધર્મ હોઈ શકતો જ નથી પરંતુ જ્યાં જ્યાં સમાજમા અજ્ઞાન અને જડતાનું સામ્રાજ્ય હોય છે

ત્યાં ધાર્મિક કાવ્યના શબ્દાર્થને જ સાચો માનવામાં આવે છે અને પોતાના અજ્ઞાનને કારણે, ન હોય ત્યાં પણ ગૂઢતા ને જાદુનું આરોપણ કરવામાં આવે છે એવી વૃત્તિ કરતાં વધારે ધર્મવિઘાતક વૃત્તિ બીજી કોઈ હશે કે કેમ એની શંકા જ રહે છે એથી ઊલટું ધર્મઘેલાપણાથી અકળાયેલા લોકો આવે પ્રસગે ધર્મમા રહેલું કાવ્ય ભૂસી કાઢવાનો નિરર્થક અને નિષ્ફળ પ્રયત્ન કરે છે ખરો ઉપાય તો લોકોની બુદ્ધિ તીવ્ર કરીને અને તેમનામા રહેલી કાવ્ય રસિકતા સમજણી કરીને કાવ્ય વધારવું એ છે લોકોની કાવ્યશક્તિ વધતા તેઓ ધર્મ સહેલાઈથી સમજી શકશે અને ધાર્મિક વહેમો પણ ઓળખી શકશે

પરતુ આ બધું સાધવાને જાણકાર લોકોએ ગામડાની પ્રજાના ગામપૂત અને નિસર્ગમધુર દૈનિક જીવનમા ઓતપ્રોત થવુ જોઈએ અળગા રહી મુરબ્બીપણું કર્યે ચાલવાનું નથી

કોઈ પણ સમાજ યુગકલ્પનાથી પાછળ રહીને સફળ થવાનો નથી આજનો યુગ કેવળ તાત્ત્વિક માનવસમાનતાનો નથી સ્ત્રીપુરુષની સમાનતા, જાતિજાતિની સમાનતા આજે સ્વીકારવી જ જોઈએ એટલું જ નહીં પણ સર્વ ધર્મોને પણ સમાન દરજ્જો મળવો જોઈએ સર્વ ધર્મને વિષે સરખો અનાદર, તેમના પ્રત્યે સરખી અનાસ્થા, અથવા એકસરખું અજ્ઞાન એને પણ સમાનતાનો એક માર્ગ સમજવામા આવે છે પણ તે માર્ગ ઘાતક છે આજના યુગમા સમાજમાં રહેનાર દરેક મનુષ્યને પ્રમુખ પ્રમુખ ધર્મોની સામાન્ય માહિતી હોવી જોઈએ પણ એવી માહિતી મેળવતાં અને આપતાં તાર્કિક, ચિકિત્સક કે કેવળ ઐતિહાસિક દૃષ્ટિ હોય એ ન ચાલે. પ્રેમ, આદર અને સહાનુભૂતિ એ બધાં સાથે જાગ્રત જિજ્ઞાસાબુદ્ધિથી સર્વ ધર્મનો પરિચય થવો જોઈએ ગામડામાનુ ધર્મજ્ઞાન બહુ પછાત હોય છે, દૃષ્ટિ સકુચિત હોય છે, અને જીવનનો આશય બહુ ઉન્નત નથી હોતો આવે સમયે વિશેષ પ્રેમથી દુનિયાના જુદા જુદા ધર્મના સત્પુરુષોએ અને ચારિત્ર્યપરાયણ સંઘોએ કરેલા પ્રયત્નોની માહિતી આપવી જોઈએ આમા ઉદ્દેશ ધર્મજાગૃતિનો હોવો જોઈએ, કેવળ બહુશ્રુતતાનો નહીં

આજના સમાજનો એક મહાન દોષ તે વર્ગવિગ્રહ છે લોકોને ઈર્ષ્યા, દ્વેષ કે મત્સર કરવાને એકાદ ધ્યાનમૂર્તિ જોઈતી હોય છે સ્ત્રીઓએ પુરુષોની સાથે લડાઈ કરવી, યુવાનોએ વૃદ્ધો વિરુદ્ધ, ગરીબોએ સપન્નો વિરુદ્ધ, હિંદુમુસલમાનોએ પરસ્પર વિરુદ્ધ, ગોરા લોકોએ કાળા અને પીળા લોકો વિરુદ્ધ, આમ બધે જ વિગ્રહનુ વાતાવરણ છે ઓછાવત્તા લોકોને સગઠિત કરી તેમની આગેવાની લેવાની દાનત હોય તો તે બધાની દ્વેષબુદ્ધિને કેન્દ્રિત કરી તેમને તે દ્વેષના આલબનાર્થે એક ધ્યાનમૂર્તિ આપી દઈ સશયનું વાતાવરણ ઊભુ કરવું એ સહેલો રસ્તો છે

આ રોગ ધર્મમા બહુ ત્વરાથી પેસી શકે છે આજકાલ એ દિશામા બળવાન પ્રયત્નો પણ ચાલે છે એ બધાનું પરિણામ પરસ્પર હત્યા અને અંતે આત્મહત્યામાં

આવવાનુ જ. આપણે જે ધર્મસંસ્કરણનો વિચાર કરીએ છીએ તેમા આ રોગમાંથી મુક્ત રહેવાની પૂરપૂરી ખબરદારી જાળવવી જોઈએ

ખરાબ તત્ત્વો કાઢી નાખતા એટલુ ધ્યાનમા રાખવુ જોઈએ કે તેમને સ્થાને સારાં, સાત્ત્વિક અને નક્કર તત્ત્વો ગોઠવવા જોઈએ કેવળ શૂન્ય પોલાણ ભયાનક નીવડે છે

વ્યવહારકુશળ લોકો કહેશે કે આ બધુ વિવેચન સુંદર છે, ઉદ્બોધક છે, પરંતુ એમા યોજના જેવુ કઈ જ દેખાતુ નથી

રાજસભામા કાયદા ઘડતા પ્રથમ તેના ઉદ્દેશનું રીતસર નિરૂપણ કરવામા આવે છે, અને તે પછી જ તેની કલમો આવે છે પણ વહેવારમાં કાયદાની કલમો હાથમા આવતાં જ હેતુ અને ઉદ્દેશ ગૌણ બની જઈ આખરે તે વીસરાઈ જાય છે સમાજને આવી કલમબંધ યોજનાની ટેવ પડી ગઈ છે પરંતુ એનાથી જીવન યાન્ત્રિક બને છે ભાવનાની જગ્યા યોજનાથી શી રીતે ભરી શકાય? ભાવનાનુ ક્ષેત્ર કેળવણીથી નવપલ્લવિત થાય છે, જ્યારે યોજના આખરે વ્યવસ્થાનું રૂપ ધારણ કરે છે આ સ્થળે જણાવેલુ પરિવર્તન કોઈ પણ સત્તાને જોરે થવાનુ નથી પરંતુ તે કેળવણી દ્વારા અને પ્રત્યક્ષ ઉદાહરણથી હૃદયપરિવર્તન કરાવીને જ થવાનું છે એને સારુ સાર્વજનિક યોજના ઘડીને આવવાનુ નથી ભાવના મૂળે શુદ્ધ હશે અને સુરક્ષિત તેમ જ જીવન્ત રહેશે ત્યા પોતાની આવશ્યકતા પ્રમાણે અનેક યોજનાઓ ઉત્પન્ન થશે અને બદલતી રહેશે

૧૯૩૩

## ૩

## ભારતવર્ષમાં ધર્મો*

કોણ જાણે શી રીતે પણ દુનિયાના બધા જ ધર્મો આપણે ત્યાં આવી ચડ્યા છે અને કોઈને સુખેથી રહેવા દેતા નથી હવે એ ધર્મોનુ કરીશુ શુ? એવો વિચાર ઘણા લોકોના મનમા અવારનવાર આવે છે કેટલાક કહે છે કે જેમ અરબસ્તાનમા કેવળ ઇસ્લામીઓ જ રહી શકે છે, યુનાઈટેડ સ્ટેટ્સમા અંગ્રેજી ભાષા જ ચાલી શકે છે, તેમ હિંદ માટે ધર્મની બાબતમાં થઈ શકત તો કેવું સારુ? હિંદમાં એક્લો હિંદુ ધર્મ જ હોત અને બીજા ધર્મોને અહીં રહેવાની મનાઈ કરવામા આવત તો કેટલુ સારુ? બીજા કેટલાક કહે છે કે ધર્મની બલા જ શા માટે જોઈએ છે? બધા જ ધર્મો સરખા ફેંકી દેવા જેવા છે એમા એકને જ રાખીએ અને બાકીનાને હાંકી કાઢીએ એનો અર્થ શો?

* સં ૧૯૮૩ના પર્યુષણ પર્વ અંગે મુંબઈમા આપેલુ વ્યાખ્યાન

અને એમ પણ પૂછી શકાય કે ભિન્નધર્મી લોકોને બહારથી આવતા તમે વખતે અટકાવી શકો, પણ સનાતન કાળથી આ દેશમાં જ રહેનારા લોકોમાંથી કેટલાક જો પોતાની ધાર્મિક માન્યતા ફેરવે અથવા બહારના કોઈ ધર્મનો સ્વીકાર કરે તો એને કેમ રોકી શકો? માણસ ઉપર જબરજસ્તીની સત્તા ભોગવવાનો અધિકાર જ કોઈ ધર્મને શો છે? આવી રીતે ધર્મ વિષેની ચર્ચા ચાલે છે. કેટલાક ઉદ્યમથી ધર્મોને કાને હજી એ ચર્ચા પહોંચી જ નથી, કેટલાક નસીબવાદી ધર્મો 'જે થવાનું હશે તે થશે, આપણું શું ચાલવાનું હતું? આપણે પડયા રહીશું અને જે થશે તે સહન કરીશું' એમ કહી બગાસાં ખાય છે. કેટલાક ધર્મ હાંફળાફાંફળા બની પોતાની યોગ્યતા અને પોતાનો અધિકાર સિદ્ધ કરવા માટે દાખલા દલીલો ભેગાં કરે છે અને કેટલાકને થાય છે કે 'રાજ્યસત્તા વગર ધર્મ ટકી જ ન શકે, માટે રાજ્ય-સત્તાનું શરણ લીધે જ છૂટકો.'

એક જમાનો એવો હતો કે જ્યારે ધર્મો સર્વોપરી સત્તા ભોગવતા હતા. રાજાને ગાદી પરથી ઉઠાડી મૂકવા એ પણ ધર્માચાર્યોની સત્તા હતી. રાજ્યાભિષેક વખતે ધર્મગુરુ જ રાજાને રાજત્વ આપતો. ઈંગ્લંડના એક રાજાને પોતાનો મુગટ પોપને ચરણે ધરી તેને સાષ્ટાંગ પ્રણિપાત કરવો પડયો હતો. અને રોમનો પોપ પોતાના શિષ્યરાજાઓ વચ્ચે આખી દુનિયાની વહેંચણી કરી શકતો હતો.

પણ ધર્મસંસ્થાની એ પ્રતિષ્ઠા આગળ જતાં રહી નહીં. રાજાઓ સર્વોપરી થયા અને ધર્મ અંતે રાજાનો આશ્રિત બન્યો. વ્યક્તિઓના જીવનમાં પણ ધર્મનું સર્વોપરીપણું ઓછું થયું, સત્તા અને સંપત્તિ એ બેની પ્રતિષ્ઠા વધી.

ધર્મનો આ અધઃપાત શાથી થયો? કારણ સ્પષ્ટ છે. ધર્મોએ રાજ્યવ્યવસ્થાનું અનુસરણ કર્યું, અનુકરણ કર્યું, રાજ્યસંસ્થાના નમૂના ઉપર ધર્મસંસ્થાનું તંત્ર રચ્યું અને સત્તા તેમ જ અધિકારની પરંપરા ઊભી કરી. યુરોપમાં પોપની જે સત્તા હતી, ઈસ્લામી દુનિયામાં ખલીફાની જે સત્તા હતી તેવી સત્તા આપણે ત્યાં ધર્માચાર્યો, શંકરાચાર્યો, અને રાજપુરોહિતોને કોઈ કાળે હતી નહીં. છતાં આપણે ત્યાં પણ ધર્મસંસ્થાએ રાજ્યસંસ્થાનું અનુકરણ નથી કર્યું એમ નથી. સ્થાનોનું બંધારણ, ગુરુશિષ્ય સંબંધ વિષેના નિયમો, મંદિરોની વ્યવસ્થા એ બધાં પાછળ રાજ્યતંત્ર જેવી જ યોજના છે. પરિણામે ધર્મના મૂળમાં જ સડો પેઠો, પણ જે વખતે રાજ્યસત્તાનું અનુકરણ શરૂ થયુ તે વખતે તો લોકોને થતું કે હવે ધર્મનો વિજય થયો છે; હવે ધર્મની સાચી સ્થાપના થઈ છે.

પણ ધર્માચાર્યોની સત્તા વધી ત્યારે જ સાચો ધર્મ ક્ષીણ થવા લાગ્યો અને ખરી ધાર્મિક પ્રેરણા આચાર્યોના હાથમાંથી સરકી જઈ સંતો પાસે ગઈ. હિંદના સંતો મોટે ભાગે તંત્રવિમુખ જ રહ્યા અને જ્યાં એમણે તંત્ર ઊભું કર્યું ત્યાં રાજતંત્રની ઢબે નહીં પણ લોકજીવનને અનુકૂળ એવું જ તંત્ર રચ્યું. યુરોપમાં શું અને આપણા દેશમાં શું, તંત્રવિમુખ

એક જૂની કહેવત છે 'એક કંબલ પર બાર ફકીરો સૂઈ શકે છે, પણ એક મોટા સામ્રાજ્યમાં બે બાદશાહો નભી શકતા નથી.' રાજ્યતંત્રનું જ્યાં અનુકરણ હોય ત્યાં એક દેશમાં એક જ ધર્મ નભી શકે. હિંદુસ્તાનમાં તમામ દુનિયાના ધર્મો ભેગા થયા છે, કેમ કે હિંદુસ્તાન ખરું જોતાં બાર ફકીરોનું કંબલ છે—આજે ન હોય તોયે એ ફકીરોનું કંબલ થવા માટે જ સર્જાયું છે.

જે કોઈ માણસ હિંદ જોવા આવે છે તે પહેલો જ ઉદ્‌ગાર કાઢે છે કે હિંદ એ એક વિશાળ ધર્મકુટુંબ છે વાત સાચી છે, પણ એ સંપીલું કુટુંબ નથી ઘણાંખરાં હિંદુ કુટુંબોમાં જેમ ભાઈ ભાઈઓ નોખાયે થતા નથી અને સલાહસંપથી રહી પણ શકતા નથી, અખંડ વિખવાદ ચાલુ રાખે છે, તેમ જ હિંદુસ્તાનના ધર્મોનું પણ છે વખતે એમ હશે કે હિંદુ કુટુંબ જ્યારે આપણે સુધારી શકીશું અને પરસ્પર પ્રેમ અને આદરથી સુખસંપથી રહેતા શીખીશું ત્યારે જ ધર્મનો સવાલ પણ ઉકેલાશે અને જ્યા ધર્મના ક્ષેત્રમાં આજે કેવળ કોલાહલ સંભળાય છે ત્યાં સમન્વયનું વિશ્વસમૃદ્ધ સંગીત ગગનમંડળને ભરી દેશે.

વાત એ છે કે રાજાઓ અને સરકારો મનુષ્યના બાહ્ય જીવન ઉપર જ અધિકાર ભોગવી શકે છે, અને તેથી જ એ દુન્યવી તંત્ર ઊભું કરી એ વાટે પોતાનો ઉદ્દેશ સાધી શકે છે, જ્યારે ધર્મની અસર મૂળે આંતરિક રહી છે અંતરની અસર પોતાની મેળે બહાર પડે તે જ શુભ છે એમ ધર્મ જાણે છે રાજસત્તાના વાતાવરણમાં ધર્મોએ જીવન કરતા માન્યતા ઉપર વધારે ભાર મૂક્યો ધાર્મિક જીવન ગમે તેવું હોય, ધાર્મિક માન્યતામા સંમતિ હોય એટલે બસ એવું વાતાવરણ ઊભું કરી આપણે ધાર્મિકતાને ગૂંગળાવી નાખી. ધર્મનું રહસ્ય એના પાલનમા, એના આચારમાં, અને ધર્મપરાયણ ચિત્તવૃત્તિમાં છે ઊલટું ધાર્મિક માન્યતામાંથી ધર્માભિમાન અને પરમત-અસહિષ્ણુતા ઉત્પન્ન થાય છે ધાર્મિક જીવનમાથી ધર્મ-પરાયણતા ઉત્પન્ન થાય છે અને એમાથી જ સર્વધર્મસમભાવ કેળવાય છે

યુરોપમા ધાર્મિક માન્યતામા સર્વસમાનતા જાળવવા માટે ભારે પ્રયત્નો થયા અને ભારે ક્લેશો ઊભા કરવામાં આવ્યા. આપણે ત્યા માન્યતાઓની બાબતમા છૂટ હતી, પણ આચારધર્મમાં આખા સમાજને યાંત્રિક સકજામા પકડી રાખવામા આવતો. પરિણામે બૌદ્ધિક સ્વતન્ત્રતા તો ખીલી, પણ બુદ્ધિ પ્રમાણે કર્મ કરવાની છૂટ ન હોવાથી—વિચાર પ્રમાણે આચાર કેળવેલો ન હોવાથી—બુદ્ધિનું તેજ ક્ષીણ થયું, ધર્માધર્મની અને દ્વૈતાદ્વૈતની ચર્ચા કેવળ ડિબેટિંગ ક્લબ જેવી થઈ ગઈ ધર્મ હમેશાં પારમાર્થિક (Serious) વસ્તુ હોવી જોઈએ, જેવી માન્યતા એવું જીવન—એવું થઈ જાય ત્યારે જ બુદ્ધિ શુદ્ધ અને શુભ રહે છે અને આચાર માણસાઈભરેલો, અવિકૃત અને સંસ્કારસંપન્ન થાય છે

Live what you believe એ જ મોટામા મોટુ ધર્મસૂત્ર અને જીવનસૂત્ર છે જેવો વિશ્વાસ તેવું આચરણ રાખો.

પણ ધાર્મિક આદર્શ પરમોચ્ચ કોટીએ પહોંચેલો હોવાથી એના આચરણમાં મોળા અને આકરા એવા વર્ગો પડવાના, શ્રાવક અને સાધુ, સંન્યાસી અને ગૃહસ્થ, શ્રમણ અને શ્રમણેર એવા ભેદો પેદા થયા પછી માન્યતાઓને બરાબર વળગી રહો અને આચરણની શિથિલતા દરગુજર કરો એવું વાતાવરણ આવવાનું જ. અને એમાં—આટલામાં—દોષો નથી આવતા પણ ઇંગ્લંડમાં પ્રોટેસ્ટન્ટ વેપારીઓએ બીજું એક સૂત્ર શોધી કાઢ્યું. ધર્મ એ જીવનનું કેવળ એક અંગ છે. ધર્મને ઠેકાણે ધર્મ શોભે. વ્યવહારમાં બધે જ ધર્મને લઈ આવો તો વ્યવહારે બગડે અને ધર્મ બગડે, એમ કહી ધર્મને એમણે જીવનનું એક રાચરચીલું બનાવી દીધું.

હવે લોકો એટલા દાવકા પણ રહ્યા નથી અને ધર્મનો ખ્યાલ પણ એટલો છીછરો રહ્યો નથી. 'ધર્મ એટલે જીવન-સંસ્કરણ, જીવન-પરિવર્તન' એટલું સમજાઈ ગયું છે. હવે જો ધાર્મિકતા સાચવવી હોય તો ધર્મ ધર્મ વચ્ચેનો ઝઘડો છોડી દઈ તમામ ધર્મોમાં જે લોકો સાચા ધર્મનિષ્ઠ છે તેમણે નર્યા તાત્ત્વિક ભેદો ભૂલી જઈ હાર્દિક એકતા ઓળખી, માંહોમાંહે સંગઠન કરવું જોઈએ. દરેક ધર્મમાં ધર્મપરાયણ લોકો પણ હોય છે, અને ધર્માભિમાની લોકો પણ હોય છે. ધર્મપરાયણ લોકો ધાર્મિક જીવનમાં ઊંડે ઊતરે છે, પોતાની જાતને સુધારવા અખંડ મથે છે અને એ રીતે ધાર્મિકતાની સુવાસ ફેલાવે છે. પણ આજના જમાનામાં આગેવાની ભોગવે છે ધર્માભિમાની લોકો. એમને ધાર્મિક આચરણની તો પડી નથી હોતી. એમને તો ધર્મને નામે એક દુન્યવી સંગઠન જ ગોઠવવાનું હોય છે એવા લોકો જ તે તે ધર્મના અનુયાયીઓને ઉશ્કેરી ધાર્મિક ઝઘડાઓ પેદા કરે છે અથવા ચલાવે છે.

અને જ્યારે ધર્મ ધર્મ વચ્ચેના આવા ઝઘડાઓ ચાલે છે ત્યારે ધર્મશુદ્ધિનું કામ મોળું પડે જ છે. ધર્મસુધારક જો આત્મશુદ્ધિને અર્થે પોતાના સમાજના દોષો ખોલી બતાવે તો 'શત્રુ આગળ ઉઘાડા પડીશું' એ બીકે એવાઓનો અવાજ ગૂંગળાવી નાખવામાં આવે છે. ભિન્ન ધર્મી લોકો એકબીજાના શત્રુ નથી, પણ સાચા શત્રુ તો અધર્મી એટલે કે ધર્મવિરોધી લોકો જ છે, એ વાત જનતાને સમજાવવી જોઈએ.

એ વાત આપણે સ્પષ્ટ જાણવી જોઈએ કે આજના સામાજિક જીવન માટે દરેક માણસને બધા ધર્મોનું જ્ઞાન—ઓછુંવત્તું પણ સમભાવપૂર્વક મેળવેલું જ્ઞાન—અત્યાવશ્યક છે; દરેક ધર્મની માન્યતાઓ શી છે, એનું સમાજશાસ્ત્ર શું છે, એને જીવનસિદ્ધિ કેટલી મળી છે અને કઈ ઢબે મળી છે, એનું જ્ઞાન દરેક સંસ્કારી માણસને હોવું જોઈએ

હું, મારું પોતાનું સાચવી બેસીશ બીજા સાથે મારો સંબંધ શો? એમ કહ્યે હવે પોસાશે નહીં. બધાનું સમજીશ, બધાને મારું સમજાવીશ, બધાનું સહન કરીશ, બધાને સહન કરીશ, અને બધા સાથે ઓતપ્રોત થઈશ, એ જ હવે ધર્મનો યુગધર્મ

છે હવે પછી બધાને એકબીજાનો પાસ લાગવાનો છે અને છતાં દરેક પોતાનું સ્વાતંત્ર્ય પણ જાળવવાનો છે

હવે એક અત્યંત મહત્ત્વની વાત આપણે પ્રચલિત કરવી રહી—અત્યાર સુધી આપણે માનતા અને કહેતા આવ્યા છીએ કે 'દરેકને માટે એનો ધર્મ સારો બધા જ ધર્મો સારા છે, માટે કોઈ પોતાનો ધર્મ છોડે નહીં અને બીજાના ધર્મને વખોડે નહીં' આટલે સુધી આ વાત સારી જ છે પણ આટલાથી હવે આપણું પતે એમ નથી. સ્વધર્મનું સૂત્ર હવે એમ લાગે છે 'સર્વ ધર્મો સાથે પરિચય કેળવી, એમને ઓળખી, એ વ્યવસ્થામાં દેખાઈ આવતા મારા સ્વધર્મનું પાલન કરીશ,' એ જ આજનો પૂર્ણ ધર્મ છે સર્વ ધર્મોના અધ્યયન પછી જ સ્વધર્મનું રહસ્ય પૂર્ણપણે સમજાશે અને એમ કરીને જ બધા સાથે આપણે સુમેળપણે રહી શકીશું

શ્રી શંકરાચાર્યે એ તત્ત્વ ઓળખેલું હતું એમણે જોયું કે હિંદુસ્તાનમાં અસંખ્ય દેવદેવીઓ પૂજાય છે અહીંના લોકોની કદાચ ગણતરી થઈ શકે પણ દેવોની ન થઈ શકે, એટલે એમણે પાંચ દેવોને મુખ્ય કલ્પી બાકીના બધાને એ પાંચના જ અવતારો બનાવી દીધા મહાદેવ, વિષ્ણુ, ગણપતિ, દેવી અને સૂર્ય એ પાંચ દેવોને હિંદુ ધર્મના પ્રધાન દેવો તરીકે રજૂ કર્યા અને કહ્યું કે આમાંથી જે દેવ તમારો ઇષ્ટ હોય તેની જ પૂજા કરો, પણ એની આસપાસ બાકીના ચારને રાખવા જ જોઈએ અને એમની સાથે જ ઇષ્ટદેવની પૂજા થઈ શકે પૂજા જ્યારે થાય ત્યારે પંચાયતનની જ થાય "આમ કરીને એમણે બધા દેવો પરત્વેનો ભક્તો વચ્ચેનો ઝઘડો શમાવી દીધો બધા જ ધર્મો સારા, બધા પ્રત્યે સદ્‌ભાવ હોવો જોઈએ, બધાની ઉપાસના આપણે સમજી લઈએ, એમાં અમુક અંશે ભાગ પણ લઈએ, પણ વળગી રહીએ પોતાના ધર્મને જ જ્યાં બધા જ ધર્મો સાચા છે ત્યાં ધર્માન્તરને અવકાશ જ ક્યાં રહે? બધા જ સાચા અને બધા જ અમુક અંશે એકાન્તી અને અપૂર્ણ એ વાત સ્યાદ્‌વાદ અને સપ્તભંગી ન્યાય સમજનારા જૈનોએ તરત ઓળખવી જોઈએ સર્વ ધર્મોનું જ્ઞાન થાય ત્યારે જ સ્વધર્મનું રહસ્ય સમજાય ખરું જોતાં જેટલા ધર્મો છે તેટલી જીવનપદ્ધતિઓ છે એ બધી પદ્ધતિઓ દ્વારા માણસને જીવનનું દર્શન થવું જોઈએ એટલે જ બધા ધર્મની જરૂર છે કહેવાય છે કે રામકૃષ્ણ પરમહંસે જુદે જુદે વખતે એ બધા ધર્મોની સાધના જીવી જોઈ, અને પછી તેઓ એ જ નિર્ણય ઉપર આવ્યા કે એ બધા રસ્તાઓ એક જ પ્રાપ્તવ્ય તરફ લઈ જાય છે

આવા સાક્ષાત્કાર માટે બૌદ્ધિક અહિંસા અથવા સ્યાદ્‌વાદ અને તપની જરૂર છે.

આત્મા ઉપર વિશ્વાસ એ માર્ગમાં એનો પાયો છે જેઓ આત્મામાં નથી માનતા તેમને ગીતાએ આસુરી સંપત્તિવાળા કહ્યા છે એટલે ખરું જોતાં દૈવી સંપત્તિવાળા અને આસુરી સંપત્તિવાળા એવા બે જ વિભાગ માણસ-જાતમાં પડી શકે છે અને એ બે વચ્ચે સંધાન ન જ થઈ શકે દરેક માણસના

હૃદયમા ઓછેવત્તે દૈવી અને આસુરી વૃત્તિઓ હોય છે, એટલે એ બે વચ્ચે સનાતન ઝઘડો ચાલે જ છે એ યુદ્ધમા જો આપણે જીતી શકયા તો સમાજમાં ધર્મ ધર્મ વચ્ચેનો ઝઘડો એની મેળે શમી જશે

દરેક હૃદયમાં જ્યારે દૈવી અને આસુરી સપત્તિ વચ્ચે ઝઘડો ચાલે છે ત્યારે અનેક વાર પરવશ થયેલી દૈવી વૃત્તિ બહારથી મદદની આશા રાખે છે, એમાથી જ ઈશ્વરશરણની વૃત્તિ જન્મી છે સવધર્માન્ પરિત્યજ્ય એમ જ્યારે ભગવાને કહ્યુ ત્યારે આર્ય ધર્મ, ઇસ્લામ, બૌદ્ધ કે જૈન ધર્મ, શીખ કે ખ્રિસ્તી ધર્મ, એવા ધર્મો ભગવાનની નજર આગળ ન હતા, જ્ઞાન ભક્તિ, કર્મ અને ઉપાસના એ માર્ગભેદનો પણ એમણે ઇશારો કર્યો નહોતો, પણ દેશધર્મ અને કુલધર્મ, જાતિધર્મ અને વયોધર્મ, ગુણધર્મ અને શરીરધર્મ, કલાધર્મ અને આપદ્ધર્મ, એવા એવા તે વખતે ચર્ચાતા સંકુચિત અને એકાંગી ધર્મનો વિચાર કરી ભગવાને કહ્યુ કે આ બધા ધર્મો છોડી દે, પૂરેપૂરા છોડી દે અને એક આત્મતત્ત્વને શરણ જા! ત્યાર પછી જ સ્વધર્મ અને સ્વધર્મનું રહસ્ય ખુલ્લું થશે અને રસ્તો જડશે

## ૪

# ધર્મોનો ધર્મ

## (સર્વધર્મપરિષદ)

સર્વધર્મપરિષદનો ખ્યાલ હિંદુસ્તાનમા પરિચિત કરવાનું માન સ્વામી વિવેકાનંદને ઘટે છે તેમણે જ જગતને સમજાવ્યું કે જો સર્વધર્મપરિષદમાં હિંદુ ધર્મનું સમાન ભાગીદાર તરીકે પ્રતિનિધિત્વ ન હોય, તે પરિષદ અધૂરી જ ગણાય ઈ સ ૧૮૯૩મા હિંદુસ્તાનના શિક્ષિત વર્ગને લાગ્યું કે જગતમા હિંદુ ધર્મની શ્રેષ્ઠતા પુરવાર થઈ છે, અને તે દિવસથી સ્વામી વિવેકાનંદનું નામ આપણે માટે ઘરગથ્થુ શબ્દ બની ગયો હુ તે વખતે નાનો હતો, પણ તે સમાચાર ચર્ચતા મારા મોટા ભાઈઓનો જ્વલત ઉત્સાહ, અને હિંદુ ધર્મના ભવિષ્ય માટેની તેમની બેશુમાર આશાઓ મને બરાબર યાદ આવે છે સ્વામી વિવેકાનંદના વ્યાખ્યાનોનો ટૂંક સમયમાં જ મારી માતૃભાષા મરાઠીમાં અનુવાદ થયો, અને લોકો તે વ્યાખ્યાનોને ઇંતેજારીપૂર્વક વાંચવા લાગ્યા માત્ર વિષયની દૃષ્ટિએ તો તે વ્યાખ્યાનોમા વેદાંત જાણનાર વર્ગ માટે કશું નવીન નહોતું પરંતુ તેમાંનો દરેક શબ્દ પ્રાણપૂર્ણ તથા આશા અને આત્મવિશ્વાસથી ભરપૂર હતો સ્વામીજીએ હિંદુ ધર્મની કરેલી

* તા ૩-૩-'૪૭ના રોજ કલકત્તામા મળેલી સર્વધર્મ પરિષદ (પાર્લમેન્ટ ઑફ રિલિજિયન) પ્રસગે આપેલા અંગ્રેજી વ્યાખ્યાન 'The task before religions'નો અનુવાદ

રહસ્યજ્ઞાનની અપૂર્વતા તેના અર્વાચીન દૃષ્ટિબિંદુમા, તેમ જ આધુનિક યુગના સામાજિક અને કેળવણી વિષયક પ્રશ્નોના ઉકેલ માટે તેમા વેદાંતના સિદ્ધાંતોના કરેલા ઉપયોગથી રંગેલી હતી હુ જેમ જેમ ઉમરમા વધતો ગયો તેમ તેમ તેમના ઉપદેશનું મહત્ત્વ પણ મારે મન વધતું ગયું અને હુ સ્વામીજીને હિંદી સંસ્કૃતિની પ્રતિમારૂપે ગણવા લાગ્યો

સ્વામીજીએ 'મારા ગુરુ' એ મથાળા નીચે ગુરુ મહારાજ રામકૃષ્ણ પરમહંસને અર્પેલી શ્રદ્ધાંજલિ મારા હાથમાં થોડા વર્ષ બાદ અચાનક આવી પડી, અને તેની મારા ઉપર અદ્ભુત અસર થઈ તે નાના જીવનચરિત્ર દ્વારા સ્વામીજીએ મને આધ્યાત્મિક જીવનની વાસ્તવિકતા અને મહત્તામા શ્રદ્ધા રાખતો કરી મૂકયો અંગ્રેજી અને સંસ્કૃત ભાષાના જ્ઞાનના છાંટા વિનાના એક અભણ માણસ સ્વામી વિવેકાનંદ જેવા વિદ્વાન અને તેજસ્વી પ્રતાપવાળા મનુષ્યમાં શિષ્યભાવ કેવી રીતે પ્રેરી શક્યો એ મારી સમજમાં જ ન આવી શક્યું પરંતુ હુ તો અગાઉથી જ સ્વામીજીથી મંત્રમુગ્ધ બની ગયો હોઈ, તે જે કંઈ લખતા તેમાં આંતરિક શ્રદ્ધા રાખતો તે ટૂંક જીવનચરિત્રે મારા માનસિક દૃષ્ટિકોણમા ક્રાંતિ કરી મૂકી કૉલેજ જીવનની શરૂઆતના ફળરૂપે મને પ્રાપ્ત થયેલી સંશયવૃત્તિ અને તર્કવૃત્તિમાં ભારે ક્ષોભ મચી ગયો અને આધ્યાત્મિક જીવનનુ જે દર્શન હુ ઘણા દિવસથી ખોઈ બેઠો હતો, તે મને પાછુ મળ્યું તે જીવનચરિત્રનું વાચન મારા માટે નવા જન્મરૂપ થઈ પડયુ એમ કહુ તો તેમા કશી અતિશયોક્તિ નથી.

મને સમજાયુ કે હિંદુસ્તાનની સાચી આવશ્યકતા તો એવા એક કેળવણીકાર અને સમાજશાસ્ત્રીની હતી કે જે વેદાંતના મૂર્તિમાન પ્રાચીન યોગ સમાન એક સાચા ધાર્મિક પુરુષના જીવંત અનુભવનો લોકોને નવેસરથી અર્થ કરી બતાવે વિવેકાનંદને લાગ્યુ કે, તેમને જો ભારતના લોકોના કાન સુધી પહોંચવું હોય તો તેમણે દૂર દૂર આવેલા અમેરિકાની ઉચ્ચ ભૂમિ ઉપર પહોંચવુ જોઈએ એટલે જગતના ધર્મોની પરિષદમા હિંદુ ધર્મના સર્વશ્રેષ્ઠ પ્રતિનિધિ થઈને તમણે પોતાનો તે અધિકાર પ્રાપ્ત કર્યો

આજે હુ આ ... ધર્મપરિષદમા રામકૃષ્ણ વિવેકાનંદની અભિન્નમૂર્તિને મારી ભક્તિ નિવેદિત કરવા આવ્યો છુ, અને હુ આ લખુ છુ ત્યા જ એક ત્રિમૂર્તિના ત્રીજા અંગરૂપ ભગિની નિવેદિતા મને યાદ આવે છે તેમનું 'Web of Indian life' પુસ્તક, 'The Master as I saw him' એ કાવ્યચિત્રમા તેમણે દોરેલી અદ્ભુત જીવનપ્રભા, 'The Footfalls of Indian History' અને તેમના વિવિધ નિબંધો મારે માટે યુનિવર્સિટી કેળવણીરૂપ થઈ પડયા છે, અરે, મારે તો એમ કહેવુ જોઈએ કે, તેમના લખાણો, મે મેળવેલી યુનિવર્સિટીની કેળવણીની ખામી સુધારનારા થઈ પડયા છે રામકૃષ્ણ, વિવેકાનંદ અને નિવેદિતા મળીને એક જ અખંડ પ્રવાહ બને છે તેઓ પૃથ્વી ઉપર આધ્યાત્મિકતાના અવતારસ્વરૂપ છે, એક જ બીજના વિશાળ વૃક્ષરૂપે ઉદ્ભવ અને વિસ્તારરૂપ છે

અહીં આગળ, મારી સ્મૃતિ, હું જ્યારે ૧૯૧૧માં રામકૃષ્ણ પરિવારની યાત્રાએ
ા આવ્યો હતો ત્યારે તે કુટુંબની બીજી વ્યક્તિઓ તરફ પાછી વળે છે—
ડીમા, માસ્ટર મહાશય, સ્વામી બ્રહ્માનંદ અને રામકૃષ્ણ મિશન ચલાવનાર
.જી મહારાજના બીજા ગુરુભાઈઓનું ભાગ્યવંત મંડળ ત્યાં સૌથી પ્રથમ
ન્યાસી મને મળ્યા તે સ્વામી પ્રેમાનંદ હતા તે વખતે તે બેલુર મઠના અધ્યક્ષ
તે શાંત નમ્ર અને મૂક સેવક હતા તે અંગ્રેજી બહુ થોડું જાણતા
હિંદી કદાચ જાણતા જ નહોતા તેમની પાસેથી જવાબ કઢાવવો બહુ
ું કામ હતું જ્યારે મેં તેમને ગુરુમહારાજ વિષે પૂછ્યું ત્યારે તે માત્ર
ની દશામાં ચડી ગયા અને મૂક થઈ ગયા પરંતુ તેમની તે આસુભીની
ને જ મને વૈખરી કરતા પણ વધારે અસરકારક જવાબ આપી દીધો એક
' પ્રસંગે મેં તેમને બનારસમાં બંગાળી ભાષામાં વ્યાખ્યાન આપતા સાંભળ્યા
અને ભક્તિ ઉપર તે એક પ્રાણપૂર્ણ વ્યાખ્યાન હતું

તે વખતે તેમ જ ત્યાર બાદ મેં બ્રહ્માનંદ, તુરીયાનંદ, શિવાનંદ, કલ્યાણાનંદ
નિશ્ચયાનંદ સ્વામીઓ પાસેથી જે બધું મેળવ્યું તેનું સવિસ્તર વર્ણન કરવાનું આ
ન નથી સ્વામી શારદાનંદનાં તો મેં માત્ર દર્શન જ કર્યાં હતાં રામકૃષ્ણ મિશન
ની ઉપયોગિતા અને સેવામાં પ્રગતિ કરે તે માટે તે ખંતીલા પ્રયત્ન કર્યે
ા હતા, પરંતુ મારો નોંધી વધુ પરિચય તો માસ્ટર મહાશય સાથે હતો તેમણે
ા પ્રત્યે ગુરુની વિવેકદૃષ્ટિયુક્ત પિતાનું વાત્સલ્ય છૂટથી રેલાવ્યું

પછીની જુવાન પેઢીમાંથી પૂર્ણાનંદ અને માધવાનંદ તો હિમાલયની તળેટીના
ાગકાળ દરમ્યાન મારા પડોશીઓ જ હતા એટલે આજે આ મહાન સંસ્થામાં
એક બહારના માણસ તરીકે નથી આવતો ગૃહસ્થ દશામાં રહેવા બધું તરીકેના
દૂરાપણા છતાં, તમે મને કહેવા દો તો હું તમારામાંના જ એક તરીકે અહીં
ાવ્યો છું

*           *           *

અત્યારે આપણને કઈ વસ્તુએ અહીં એક સ્થળમાં એકત્રિત કર્યા છે?
ને એમ લાગે છે કે તે વસ્તુ બીજી કોઈ નહીં પણ, વિશ્વની પાછળ રહેલી તથા
દિવ્ય પ્રેમશક્તિની વાસ્તવિકતાનો અનુભવ કરવા ખાતર શક્ય તેટલી સર્વ પ્રકારની
ધનાઓમાં નિર્ભયપણે વિચરનારા એક આધ્યાત્મિક કોલંબસના અનુભવની
ત્યતા, તીવ્રતા અને સર્વસંગ્રાહિતા છે આધ્યાત્મિક ક્ષેત્રમાં પ્રયોગ કરનારા
મકૃષ્ણ જેવા મહાન પ્રયોગવીર આગળ ન્યૂટન, ફેરાડે, એડિંગ્ટન, જીન્સ અને
મન ઇત્યાદિ તો માત્ર બાળક જેવા છે આધ્યાત્મિક પ્રયોગવીરોને તો
ોતાની જાત ઉપર પ્રયોગો કરવા પડે છે, સંશય અને નિરાશાના ગાળા વિતાવવા
ડે છે અને પોતાના લક્ષ્યે પહોંચ્યા પછી પણ તેમને પોતે મેળવેલા પરિણામોની
ફરી ફરીને ખાતરી કર્યા કરવી પડે છે હિંદુસ્તાનને તેની આજની પ્રતિષ્ઠાના

સ્થાન ઉપર સ્થાપિત કરનારા બ્રહ્મજ્ઞાનીઓની અખંડ હારમાળામાં રામકૃષ્ણ પ્રથમ કોટિના તેજસ્વી તારા રૂપ હતા રામકૃષ્ણ પરમહંસની સાધનાની વિશિષ્ટતા એ વસ્તુમાં રહી હતી કે તેમણે જુદા જુદા ધર્મોએ બનાવેલી સાધનાઓ આચરી જોઈ હતી, એવી રીતે દરેક માર્ગનું અન્તિમ રહસ્ય પોતે અનુભવથી પામી શકે અને એ જ કારણથી તે દૃઢ પ્રતીતિપૂર્વક કહી શકતા હતા કે બધા ધર્મો એક જ સ્થાને પહોંચાડે છે તેમને માટે એ વસ્તુ તર્કનો વિષય નહોતી, પણ તેમણે તો તે વસ્તુનો સાક્ષાત્કાર કરી જોયા હતો આ કારણે જ તે આ યુગના માર્ગદર્શક થઈ પડતા છે તેમના એ અનુભવનો બૌદ્ધિક ભૂમિકા ઉપર હળવો હળવો પણ કંઈક પડઘો પાડવા આજે આપણે પ્રયત્ન કરી રહ્યા છીએ

રામકૃષ્ણ પરમહંસે હિંદુસ્તાનના બધા મુખ્ય ધર્મોનો સાચો અભ્યાસ કરવાની અગત્ય પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવી જગતની વિવિધ પ્રજાઓ જો એકબીજા વચ્ચેની ગેરસમજ દૂર કરવાનો અને મેળપૂર્વક જીવવાનો કોઈ માર્ગ નહીં વિચારી કાઢે તો તેમની વચ્ચે દારુણ કલહ લગભગ અનિવાર્ય થતો જાય છે આ જાતની પરિષદો જો માત્ર બૌદ્ધિક ક્ષેત્રમાં જ કામ કર્યા કરવાનું છોડી દે, તો એ વસ્તુ પાર પાડી શકે તેમ છે ધર્મ એ અનુભવની વસ્તુ છે તેને પ્રેમ અને શ્રદ્ધા વડે જ પામી શકાય. વ્યાવહારિક આદર્શવાદ જ બધી પ્રજાઓ વચ્ચે તથા તેમણે વિકસાવેલા જીવનમાર્ગો વચ્ચે મેળ સ્થાપવાનો માર્ગ બતાવી શકે

બધા ધર્મો તથા તેમણે બતાવેલા જગતના પ્રશ્નોના ઉકેલનો અભ્યાસ હવે કેવળ સંસ્કૃતિના વિદ્વાન અભ્યાસકોનો વિલાસ માત્ર રહ્યો નથી તે તો હવે વધુ ને વધુ, સુસંગઠિત સામાજિક જીવનની પ્રાથમિક આવશ્યકતારૂપ બનતો જાય છે માત્ર તે અભ્યાસને માનસિક ગ્રંથવિહારરૂપ બની જવા ન દેવો જોઈએ તેણે જીવનસ્પર્શી બનવું જોઈએ તથા યોગ્ય ઉકેલો લાવવા માટે પ્રયોગો પણ કરવા જોઈએ લોકો સેવાના ભાવથી જ એકત્ર થઈ શકે તથા દિલનો મેળ સાધી શકે બુદ્ધિ બહુ તો અન્યોન્ય સમજ વધારી શકે, કે પ્રથમથી જ તેમની વચ્ચે જે સદ્‌ભાવ હોય તો તેને કંઈક અંશે ટેકો આપી શકે પરંતુ હૃદયોને એકસાથે બાંધનાર અને આપણ સૌને એક માનવજાતિમાં એકત્રિત કરનાર વસ્તુ તો સેવા જ હોઈ શકે સ્વાર્થત્યાગ અને સ્વાર્પણની હદે જઈ શકે તેવી સેવા જ એવી વસ્તુ છે કે જે સર્વત્ર સુમેળ સ્થાપી શકે અને આપણું એક કુટુંબ બનાવી શકે જુદાં જુદાં મંડળો આ ક્રિયાને કંઈક અંશે મદદ કરી શકે ખરાં, પરંતુ સંગઠન એ આત્માનું સાધન નથી પૃથ્વી ઉપરનાં સર્વ સંગઠનો પાર્થિવ જ છે અને એ રીતે તેઓ ઘણી વાર આધ્યાત્મિકતાના વિકાસમાં વિઘ્નકર્તા થઈ પડે છે ઘણી વાર તો જે પરિણામો લાવવાનું તેમના સ્વભાવમાં જ હોતું નથી તે પરિણામોની આશા તે સંગઠનો પાસેથી રાખીને આપણે તેમની ઉપયોગિતાનો નાશ કરીએ છીએ સાચા સેવકો તો એકબીજાને સ્વાભાવિક રીતે જ ઓળખી શકે છે, અને પોતે સ્વતન્ત્ર

રહીને જ એકબીજાને મદદ કરે છે આપણે સર્વ ધર્મોનુ વ્યવસ્થિત ફેડરેશન નથી બનાવવું પરતુ એક જ ક્ષેત્રમાં કાર્ય કરતા આત્માઓનો સાહજિક અને સ્વતન્ત્ર સહકાર મેળવવો છે જગતના મોટા ધર્મો આજે એકબીજાના હરીફ થઈ પડ્યા છે તેનું કારણ તેમના સિદ્ધાતોમા તફાવત છે, એ નથી, પણ તે દરેકની પાછળ તેમને નિયન્ત્રિત કરનાર મોટુ સંગઠન હોય છે, એ છે એ દુ ખદાયક સ્થિતિથી આપણે સારી પેઠે વાકેફ છીએ

સગઠન અને સ્વોત્કર્ષનો સિદ્ધાંત કાયદાકાનૂન અને બળજબરીના સિદ્ધાતનો વફાદાર મિત્ર બની ગયો છે તેનાથી અધ અને દુ ખપૂર્ણ માનવપ્રવૃત્તિનું ક્ષેત્ર વિસ્તારવામાં મદદ મળે છે એટલું જ સખ્યાનું બળ, સંગઠનની વિશાળતા અને સત્તાની કેંદ્રિતતાએ માણસોમાથી ન્યાય અને ભલાઈના સ્વાભાવિક સામર્થ્યમાની શ્રદ્ધાને દૂર કરી છે સખ્યા, સગઠન અને કેંદ્રિત સત્તા એ ત્રણ જીવત દેવતાઓને જ આજે માનવજાત પોતાની ભક્તિ અર્પી રહી છે પ્રચલિત ધર્મો તો આપસ આપસમાં જ લડયા કરે છે, જ્યાર બીજી બાજુ વ્યવહારમા તો તેઓ આ યુગની ઉપર જણાવેલ ત્રિમૂર્તિને જ શરમભરેલી રીતે તાબે થતા હોય છે

આપણા જીવનમા જોવા મળતો એક નાનો પ્રસંગ હુ અહીં રજૂ કરુ તો તમે ક્ષમા આપશો સિલોનમા કેન્ડીના વિહારમાં હુ એક બૌદ્ધ સાધુ સાથે બૌદ્ધ ધર્મના સિદ્ધાતોની ચર્ચા કરતો હતો તે સાધુ તેની વિદ્વત્તા અને ધર્મનિષ્ઠા માટે જાણીતો હતો બૌદ્ધ ધર્મ પ્રત્યેનો મારો પક્ષપાત તેને બહુ ગમ્યો અને તેણે મને સીધો પ્રશ્ન પૂછયો "તો પછી તમે બૌદ્ધ કેમ નથી બન્યા?" તેનું નિખાલસપણુ જોઈ હુ ખુશ થયો, અને તેથી તેને મેં રમૂજમાં પૂછયુ, "હુ જો 'બુદ્ધ' અને 'ધર્મ'ને સ્વીકારુ પણ 'સંઘ'નો સ્વીકાર કરવાની ના પાડુ, તો તમે મને બૌદ્ધ દીક્ષા આપશો?'

તેણે કહ્યુ કે તે કદી ન બની શકે મારો પ્રસ્તાવ કબૂલ રાખે એવો તે શાસ્ત્રવિમુખ લોભી નાસ્તિક ન હતો તેણે તરત જ અનેક શાસ્ત્રવાકયો ટાંકી બતાવ્યાં અને જણાવ્યું કે એ ત્રણે રત્નોનો એકસાથે સ્વીકાર કરવામાં ન આવે તો નિર્વાણ સભવી શકતું નથી

સપ્રદાય જેવા સંગઠનની ઉપયોગિતા પ્રત્યે હુ દુર્લક્ષ નથી કરતો સંપ્રદાય લોકોમાં એવી શિસ્ત જમાવી શકે છે કે જેના વડે જ કોઈ પણ સિદ્ધાંત જીવત ધર્મમા રૂપાંતર પામે છે પરતુ સંપ્રદાયે તો ઝાડની છાલ જેવા રહેવું જોઈએ, કે જે અંદરના ગર્ભને રક્ષણ આપે છે એટલું જ નહીં પણ ઝાડનો પૂરેપૂરો વિકાસ થાય તે માટે દર શિયાળામાં જાતે ફાટી પણ જાય છે પરતુ દુર્ભાગ્યે માણસની બાબતમાં એવું બને છે કે તેનાં સંગઠનો ટૂંક સમયમાં તેનો જ આત્મા ગૂંગળાવનારાં થઈ પડે છે, જીવનરસને છૂપી વહેતો અટકાવનારાં બની જાય છે

• • •

મને હમેશા લાગ્યું છે કે સત્યનું વિરોધી અસત્ય નથી, પણ સત્તા છે અસત્યને તો હમેશ સત્યને નમતા રહેવું પડે છે કારણ કે તેનું બધું સામર્થ્ય સત્યના જ ઉછીનાથી પ્રાપ્ત થએલું હોય છે સત્યનું સાચું વિરોધી તત્ત્વ તો સત્તા છે, કે જે સત્યનું રક્ષણ કરવા કે તેને અમલમા મૂકવા પ્રવૃત્ત થયું હોય છે ત્યારે પણ હમેશાં સત્યને ગૂંગળાવવા, છોભીું પાડવા કે નબળું કરવામા જ પરિણમે છે જગતના ધર્મોએ મધ્યયુગી રાજસત્તાઓના નમૂના પ્રમાણે પોતાનું સગઠન જમાવવાનો પ્રયત્ન કર્યો અને માની લીધું કે સત્યને જો સત્તાનું પીઠબળ હોય તો તે જલદી પ્રચારમા આવી શકે નાસ્તિકતા પણ આનાથી વધુ ભૂંડુ કે નુકસાન કરી શકે એમ હુ માનતો નથી જેમ ઈશ્વરને અને ધનસપત્તિને એકસાથે પૂજી ન શકાય, તેમ સત્ય અને સત્તાને ભેગાં પૂજી જ ન શકાય, સિવાય કે તે બળ સત્યનું જ આતરિક બળ હોય તેથી ધર્મોએ સત્તાની જે દૃષ્ટિ અને વિચારસરણી પોતાની આસપાસ ઊભી કરી દીધી છે, તેમાથી નીકળી જવાનો તેમણે પ્રયત્ન કરવો જ જોઈએ અહિંસા એ સત્યનુ જ વિશિષ્ટ પાસું છે ખૂબ ઊંડે ઊતરીને તપાસીએ તો ધર્મમાત્રનુ હાર્દ સત્ય અને અહિંસા પ્રત્યે એકાતિક ભક્તિમાં જ રહેલું છે આયરિશ કવિ 'એ ઈ' યોગ્ય શબ્દોમા કહે છે તેમ સત્ય પોતે જ પોતાનું ઉચિત બળ છે

બધા ધર્મો વચ્ચેના તમામ ઝઘડાના મૂળમાં એ મહાન સત્યનો અસ્વીકાર જ રહેલો છે ધર્મો પોતાના સત્યથી વિમુખ બની એમ માનવા લાગ્યા છે કે તેમનું સગઠન, તેમનું સખ્યાબળ, ટૂકમા કહીએ તો તેમની સત્તા, એ જ વસ્તુ તાએ તેમનુ સત્ય છે નહીં તો પોતાના સંપ્રદાયના માણસોની સખ્યા વધારવા માટે આટલી ઈંતેજારી હોઈ શકે ખરી? કે ટોળાબધ લોકોનું ધર્માંતર કરવાનો અભિમાનભર્યો દાવો સભવી શકે ખરો? સાચામા સાચું એકમાત્ર ધર્માંતર તો અસત્યમાથી સત્યમા, અંધકારમાથી જ્યોતિમા બૂરામાંથી ભલામા, કે અન્યાયમાથી ન્યાયમા હોઈ શકે અને એ ધર્માંતર તો જગતના બધા ધર્મોના અનુયાયીઓમા આવવાનું બાકી છે

દરેક ધર્મના બે અગ હોય છે એક તો તેના સિદ્ધાતો એટલે કે સત્ય; અને બીજુ તેનો આચારવિધિ એટલે કે સાધના અને હિંદુ ધર્મની બલિહારી છે કે તેણે આ વસ્તુ શરૂઆતથી જ જોઈ લીધી તેણે વળી એ પણ જોઈ લીધું કે તે બેમાથી આચારવિધિને જ તંત્રબદ્ધ કરી શકાય નહીં કે સિદ્ધાતભાગને તેથી તેણે માણસના વિચારો, કલ્પનાઓ અને ધ્યેયોને પૂરપૂરા મુક્ત રહેવા દીધા એ કારણે જ આપણને હિંદુ ધર્મમા ઊંચામાં ઊંચી વેદાંતની ફિલસૂફી તથા વિવિધ દર્શનોની સમૃદ્ધિ જોવા મળે છે પરતુ કેવળ બૌદ્ધિક શોધ આપણને કદી સંતુષ્ટ ન કરી શકે તેથી આપણે જીવનના અખતરાઓ કર્યા અને પરિણામે પોતપોતાના નિશ્ચિત જીવનમાર્ગો અને અચળ આચારવિધિઓવાળા અસંખ્ય સંપ્રદાયો ઊભા થયા આ આચારવિધિઓ જ માણસની સાંપ્રદાયિક માન્યતાઓને વાસ્તવિક રૂપ

આપે છે; પરંતુ પાછળથી આપણા લોકોની બુદ્ધિશક્તિ અને પ્રાણશક્તિ ઉપર કોઈ વિચિત્ર નિષ્ક્રિયતા છવાઈ ગઈ અને તેઓએ પોતાના સિદ્ધાંતો બદલાયા છતાં આચારવિધિ બદલતા જવાનું છોડી દીધું કદાચ સત્તાએ સત્યને પદભ્રષ્ટ કર્યું અને નાથે સાથે ધર્મને પણ તત્ત્વભ્રષ્ટ કર્યો.

પરમતત્ત્વની કલ્પનાની બાબતમાં અદ્વૈતી અને દ્વૈતી વચ્ચે બે ધ્રુવ જેટલું અંતર છે પરંતુ તેમનું જીવન તપાસશો તો તમને તેમના આચારમાં કશો તફાવત માલૂમ નહીં પડે દ્વૈતી કદાચ અદ્વૈતી બની જાય તોપણ તે પ્રમાણે તેના જીવન તરફના દૃષ્ટિબિંદુમાં કે તેના આચારવિચારવિધિમાં કશો ફેરફાર નહીં થાય આપણા ફિલસૂફોએ જીવનમાં વ્યાવહારિક અને પારમાર્થિક એવો સગવડભર્યો ભેદ શોધી કાઢયો છે અને તેથી જ્યારે સ્વામી વિવેકાનંદ આગળ પંડિતો પોતાની અકર્તવ્ય શીવનાના બચાવમાં આ ભેદ રજૂ કરતા ત્યારે સ્વામીજી પોતાની ધીરજ ગુમાવી બેસતા અને ખૂબ ચિડાઈ જતા

દરેક દર્શનને પોતાને અનુરૂપ સ્મૃતિ હોવી જોઈએ પરંતુ જૈનો પાસેથી તેમના અહિંસા અને અનેકાન્તવાદને અનુરૂપ સ્મૃતિ મળતી નથી એમની 'અર્હન્નીતિ' એ સામાન્ય કોટીનું પુસ્તક છે વેદાંતીઓએ તો નિષ્ઠુરતાથી તર્કશુદ્ધ સ્મૃતિ વિચારી કાઢી, પણ તે અનુસાર જીવવાનું યતિઓ અથવા સંન્યાસીઓ માટે અનામત રાખવામાં આવ્યું અદ્વૈતવાદ સ્વીકારનારા ગૃહસ્થી વેદાંતીએ તો પોતાના જીવનવિધિમા કશો ફેરફાર નથી કર્યો આને કારણે દર્શનોની આખી ચર્ચા ચર્ચાપરિષદની નરી ઝીણાજોડી જેવી બની જાય છે.

જૂના જમાનાના ભાષ્યકારોએ જુદાં જુદાં દર્શનોની તર્કશુદ્ધતા અને તેઓમા ગભિત રહેલી સૈદ્ધાંતિક માન્યતાઓની એકવાકયતા પ્રગટ કરી આપી છે પરંતુ હવે જુદા દાર્શનિક સિદ્ધાંતો અને વિવિધ સાંપ્રદાયિક માન્યતાઓમાંથી ફલિત થતા સામાજિક આચારો બતાવી આપવાનો વખત અર્વાચીન વિચારકો માટે કયારનો આવી પહોંચ્યો છે આ નવી દૃષ્ટિથી આપણાં આસ્તિક તેમ જ નાસ્તિક દર્શનોનો અભ્યાસ કરવામાં આવે તો તેમાંથી નવો તેમ જ ઉપયોગી અર્થ નીકળશે અને આપણો સમાજ પુનરુજ્જીવિત થશે

જૈન અને શીખ ધર્મ સાથેનો હિંદુ ધર્મ, બૌદ્ધ ધર્મ, જરથોસ્તી ધર્મ, યહૂદી ધર્મ, ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામ આ બધાનો તેમ જ બીજા બધા ધર્મોનો સામાજિક દૃષ્ટિબિંદુથી અભ્યાસ કરવામા આવે તો જે પ્રશ્નો આજના માનવસમાજને પજવી રહ્યા છે, તેમનો ઉકેલ જરૂર મળી આવે

એ પ્રશ્નો કયા છે?

મેં ધર્માંતરના પ્રશ્ન વિષે અત્યાર અગાઉ ઉલ્લેખ કર્યો જ છે, પરંતુ એ ધર્માંતર તે એક ધર્મમાંથી બીજા ધર્મનું નહીં, પણ અસતમાંથી સતનું, અન્યાયમાંથી ન્યાયનું એ ધર્માંતર આપણે સામાજિક, આર્થિક અને રાજકીય ક્ષેત્રોમાં પ્રવર્તાવવું

છે? એ બધા રાષ્ટ્રોમાં આજે જે વિખવાદ મચી રહ્યો છે, તેનું કારણ તે રાષ્ટ્રોમાં વ્યાપી રહેલી ન્યાયવૃત્તિનો નરંતર અભાવ છે ઇશુ ખ્રિસ્તને એમ કહ્યું કહેવાય છે કે રાજાનું છે તે રાજાને આપો, અને ઈશ્વરનું છે તે ઈશ્વરને આપો એક હિંદુ શાસ્ત્રવચન તો સીધું જ કહી દે છે કે, રાજા બન્યા પછી તો નરકમાં જ જવું પડે છે જે માણસ રાજા થઈ બીજાઓનાં જીવન નિયન્ત્રિત કરવાના પ્રયત્ન કરે છે તે નરકમાં જાય છે, સત્તાને જોરે ભરી રાખેલી રાજાની તિજોરીમાંથી દાન તરીકે મેળવેલું બધું ધન અપવિત્ર છે તથા કોઈ પણ ધર્માત્મા પુરુષ તેનો સ્વીકાર કરી ભ્રષ્ટ થયા વિના ન રહે

તો પછી જગતની આર્થિક પરિસ્થિતિની બાબતમાં આ સર્વધર્મ પરિષદનો શો નિર્ણય છે?

મહાન શાંતિસ્થાપક ચળવળ સર્વ પ્રકારનાં યુદ્ધોની નામે હજુ સુધી બિન-અસરકારક એવી હિલચાલ ચલાવી રહી છે, અને બીજી બાજુ સર્વત્ર લશ્કરી સરંજામ પૂરપાટ વધારવામાં જ આવે છે આ સર્વધર્મ પરિષદ પોતાના અવાજને ભલે અસરકારક ન બનાવી શકે, પણ તેણે એટલું જાહેર તો કરવું જ જોઈએ કે યુદ્ધ એ ચાલુ શોષણપદ્ધતિરૂપી જગદ્વ્યાપી રોગના વખતોવખત થતા ઊથલા રૂપ છે, અને એ રોગ પોતે નૈતિક જીવનધોરણને ભોગે સાધવામાં આવેલા ખર્ચાળ ભૌતિક જીવનને આભારી છે આપણે જાહેર કરવું જોઈએ કે ઈશ્વર અને મનુષ્યમાં શ્રદ્ધા રાખનારાઓએ આ બન્ને જીવનધોરણોને નવેસર તપાસવાં જોઈએ સમાજમાં રૂઢ થયેલા શીલસદાચાર, બ્રહ્મચર્ય અને લગ્નજીવનના આદર્શો સામે સર્વત્ર પડકાર ઉઠાવવામાં આવે છે પ્રાચીન વ્યવસ્થાનો બચાવ આપણે આપ્તવાક્યથી કે શાસ્ત્રોના અર્થ કાઢી બતાવીને કરવા જઈશું તો ન હવે ગમમાં આવે તેમ નથી સામાજિક આદર્શોની નવી વ્યાખ્યા દ્વારા ધાર્મિક આદર્શોને લોકોના મનમાં નક્કી કરવા જોઈએ આ બાબતમાં પણ સંગઠિત વિચાર અને સંગઠિત સંકલ્પ જરૂર મદદ કરી શકે કામવાસના, કે જે વિવાહનો અને તેથી સામાજિક જીવનનો ખાસ પાયો છે, ભાવનાઓના ચક્રનું એક બળવાન અંગ છે, તેમ જ આધ્યાત્મિક શક્તિ નિપજાવવા માટેની ખાસ સામગ્રી પણ થઈ શકે છે, તેનો અભ્યાસ કરવામાં આવે છે તેમ ભૌતિક દૃષ્ટિબિંદુથી નહીં, પણ આધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી અભ્યાસ કરવો જોઈએ અને તેને વિષે જવાબદાર અખતરા કરવા જોઈએ આજના ભૌતિક તથા બિનજવાબદાર વલણ તરફ આપણે ઉદાસીન રહી શકીએ નહીં

જાતના વિવિધ ધર્મો આ રીતે એકત્ર મળે તેમાંથી બીજું પરિણામ એ નીપજવું જોઈએ કે લગભગ બધા ધર્મોમાં—અરે ગૂઢતા વિનાના હોવાનો દાવો કરનાર વિજ્ઞાનના ધર્મમાં પણ—જે અંતિમતા અને સત્યના ઇજારદાર હોવાની ભાવના પ્રવર્તે છે, તેમાં ઘટાડો થાય આ પરિષદના પ્રયત્નોના પરિણામે બધા ધર્મોમાં ઉદારતાની ભાવના વ્યાપવી જોઈએ, જેમ ધર્મશાસ્ત્રને કારણે કાનૂનપદ્ધતિઓ

ઉદાર બની છે તેમ આ કામ ખ્રિસ્તી પાદરીઓ કે બુદ્ધિવાદી મંડળો ઉપર ન છોડી દેવું જોઈએ

ધાર્મિક જીવનની કલ્પનાની બાબતમાં પણ આપણી પરિષદ એક આગળ પગલું ભરી શકે તો કેવું સારું! મનુષ્યજાતની ધીરજથી સેવા કરનારા લાખો પાલિત પશુઓ પણ આ મહાન પરિષદના ઠરાવો તરફ આશાભર્યા કાન માંડી રહ્યાં છે એવું હું કલ્પી શકું છું જો ધર્મનો અર્થ પ્રેમ, દયાળુતા અને કૃતજ્ઞતા, બંધુભાવ તથા પ્રાણીમાત્ર કે જેમના અન્યોન્યાશ્રયથી એક સમગ્ર જીવન બને છે તે સર્વ પ્રત્યે કુટુંબભાવ થતો હોય, તો જે પાલિત પશુઓએ આપણા જીવનને આટલું બધું સુરક્ષિત તથા સહેલું બનાવ્યું છે, તેઓ પ્રત્યે પણ આપણી વર્તણૂક કેવી હોવી જોઈએ એ જાહેર કરવાનો વખત પણ આવી ગયો નથી? (ગાય કે જેને મહાત્મા ગાંધીએ કરુણાનું કાવ્ય કહી છે,) તેનો સર્વ દેશોના ધાર્મિક મનુષ્યો પાસે સહાનુભૂતિ માગવાનો ખાસ હક છે તે માનવજાતની બીજી માતા છે તેને સંરક્ષણ આપવું અને આયુ પૂરું થતાં શાંતિમાં મરવા દેવી એ માણસ માટે શું આટલું બધું અઘરું હોવું જોઈએ? ખોરાકનો પ્રશ્ન નીચી અગત્યનો છે એ નિર્વિવાદ છે જમીન તેમ જ પાણીની પેદાશો રોજ વધતી માનવક્ષુધાને શાંત કરવા ઉપયોગમાં લેવાતી જાય છે રાસાયણિક ખોરાકો પણ શોધવામાં આવે છે મનુષ્યજાતિએ ધરતીના પડ ઉપરથી ભૂખમરાને નાબૂદ કરવામાં લગભગ સફળતા પ્રાપ્ત કરી છે તો કાંઈ નહીં તો માનવકુટુંબના જ એક અંગરૂપ બનેલા એક પ્રાણીને—ગાયને સુરક્ષિત કરવાનું હવે આપણે હાથમાં ન લેવું જોઈએ? ન્યાય તથા દયા માટેની પોતાની અરજી શોભાતા સર્વ દેશોના ધાર્મિક પુરુષોની આ પરિષદ આગળ રજૂ ન કરે તો ક્યાં કરે?

પણ ગરીબ બિચારી ગાયની જ વાત શું કામ કરીએ? આપણે ગુલામોની મુક્તિની વાતો કરીએ છીએ, પરન્તુ ગુલામોને સાચે જ મુક્ત કરવામાં આવ્યા છે? ગુલામીની પ્રથા તરીકે ગુલામી કદાચ નામશેષ થઈ હશે, પણ સામાજિક અને આર્થિક શોષણ સર્વત્ર ચાલી રહ્યું છે અને શોષિત લોકો ગુલામો નહીં તો બીજું શું છે? એક કહેવાતી ખ્રિસ્તી પ્રજાએ બીજી ખ્રિસ્તી પ્રજા ઉપર સ્વાર્થ, શોષણ અને સામ્રાજ્યને અર્થે સીધો હુમલો કર્યો રાષ્ટ્રસંઘ તેને અટકાવી શક્યો નહીં ધર્મનો સંઘ આવાં યુદ્ધો અટકાવી શકશે?

ધર્મવીરો કે જેઓ સ્વાર્થત્યાગ અને સ્વાર્પણમાં જ રાચે છે, તેઓને તો અંતરનાદ જ ભોમિયારૂપ હોય છે

સમાજવાદ એ જ આ બધા પ્રશ્નોનું એકમાત્ર નિરાકરણ છે સમાજવાદ ભવિષ્યનો ધર્મ થઈ બેસવાની તૈયારીમાં છે જગતના પ્રચલિત ધર્મોનું વલણ આ નવી શક્તિ અને નવા આદર્શની બાબતમાં કેવું હશે? મને એમ લાગે છે કે -ગોડે તથા સમાજવાદને ધાર્મિક રીતે -ખ્રિસ્તે જરૂર સમાજવાદને અપનાવવી

પ્રસ્થાપિત કરવાનો આપણો પોતાનો જ સ્વતંત્ર માર્ગ વિકસાવી શકીએ જેને શાસ્ત્રીય સમાજવાદ કહેવામાં આવે છે તેણે એવી અપક્વ વિચારપદ્ધતિ અને વર્ગ વિગ્રહની નિષ્ઠુર કાર્યપદ્ધતિ યોજી કાઢી છે કે જે પરિણામે ભયંકર નીવડે તેમ છે બધા ધર્મોને માટે તે એક ભારે પડકારરૂપ છે બધા ધર્મો સમાજવાદને હિંમત પૂર્વક સ્વીકારી લઈ જીવનને નવી દોરવણી નહીં આપે તો તે બધાને સંગ્રહસ્થાન ના સામાજિક વિભાગના પ્રાચીન અવશેષોની દશાથી સંતોષ માનવો પડશે પ્રાચીન આદર્શો તો મોજૂદ છે, તેમ જ અત્યારની આવશ્યકતાઓને માટે જોઈએ તેથી પણ વધુ પૂરતો, પરન્તુ તેની પાછળનો પ્રાચીન જુસ્સો, જો કદી હતો તો તે હવે ચાલ્યો ગયો છે, અને ધાર્મિક પુરુષોએ ગરીબોની નિઃસહાય તથા નિરાશાભરી સ્થિતિ વિષે દરકાર કરવાનું પણ છોડી દીધુ છે સદ્‌ભાવની માત્ર વાતો, અને અન્યોન્ય પ્રશંસા તથા ધર્મવિષયક તાત્ત્વિક કે દાર્શનિક ચર્ચાઓ એ પોતે ગમે તેટલા સારા હોય તોપણ ધર્મોની પરિષદ માટે એટલો કાર્યક્રમ પૂરતો તો ન જ કહેવાય

દરેક ધર્મમા પ્રાચીન શાસ્ત્રોના નવી રીતે અર્થ કરવાનો પ્રયત્ન થાય છે તેથી દરેક ધર્મ ધીમે ધીમે અર્થવ્યાખ્યાની પોતપોતાની નવી રીતિઓ વિકસાવતો જાય છે પરતુ શાસ્ત્રવાક્યોની વ્યાખ્યા અને શાસ્ત્રવાક્યોના અર્થ ઉપર જ આધાર રાખવાને બદલે આપણે માનવશાસ્ત્ર, સમાજવિદ્યા, કળા, વિકાસવાદ અને તે સૌ કરતાં વધારે આધ્યાત્મિક અનુભવની મદદ સ્વીકારવી જોઈએ અને આજના ધર્મોના સિદ્ધાંતો અને આચારવિધિઓ ઉપર પ્રકાશ પાડવો જોઈએ

* * *

જ્યારે આપણે 'ધર્મો' એવો બહુવચનનો પ્રયોગ કરીએ છીએ, ત્યાર આપણે હિન્દુ ધર્મ ઇસ્લામ, ખ્રિસ્તી ધર્મ વગેરે પ્રચલિત ધર્મોનો જ ખ્યાલ કરીએ છીએ પરન્તુ આ પ્રચલિત ધર્મોના કોચલા હેઠળ જુદા જ પાયાઓ ઉપર તદ્દન નવા ધર્મો વિકસતા જાય છે માનવતાનો ધર્મ જીવનના બધા પ્રશ્નોનુ સતોષકારક નિરાકરણ આપવાનો દાવો કરતી એક સપૂર્ણ યોજના છે કળા એ બીજો ધર્મ છે કે જે જીવનમા સગતિ સ્થાપી આપવાનો અને માનવવિકાસના પ્રશ્નોનુ નિરાકરણ પૂરુ પાડવાનો દાવો કરે છે કાયદાકાનૂન એ કદાચ આધુનિક યુગનો સૌથી વધારે લોકપ્રિય અને શક્તિશાળી ધર્મ છે માણસને વારસામા જે કાઈ દુખો મળ્યા છે કે જે તેણે પોતાને માટે ઊભાં કર્યાં છે, તે બધાનો ઉપાય યોગ્ય કાયદાકાનૂનોથી કરવાનું વિચારવામા આવે છે રોજ નવા થતા કાયદાકાનૂનોથી આખા જીવનને નિયત્રિત કરવાનુ ઇચ્છવામા આવે છે માણસને લાગતીવળગતી કોઈ પણ કે દરક વસ્તુ માટે ધારાસભા જ દરેક દેશમાં વડી સત્તા થઈ બેઠી છે રોજ આપણને કાયદાકાનૂનોની નિષ્ફળતાનો અનુભવ થતો જાય છે છતા આપણે આપણી સર્વોત્તમ શક્તિ કાયદાપદ્ધતિને વિકસાવવામા અને કાબૂમા લાવવા મા ખર્ચીએ છીએ

આપણામાં એવી દૃઢ માન્યતા જામતી જાય છે કે વહેમો હવે જલદી નાશ જાય છે, પરંતુ આપણે નવા વહેમોની જગા કરવા માટે જ જૂના વહેમોને વામાં ફાવ્યા હોઈએ છીએ, અને વહેમોનું સામ્રાજ્ય હમેશની પેઠે વિજયી ુ હોય છે

મારી પોતાની એકમાત્ર આશા તો કેળવણીનો ધર્મ ધીમે ધીમે પ્રચારમા ા જાય તેમા રહેલી છે પરંતુ એ કેળવણી તે કેળવણી ખાતાના પ્રધાનોના રહેલી કેળવણી નહીં, પરંતુ વધારે સારા જીવનના—આધ્યાત્મિક જીવનના—થોડા એવા પેગંબરોએ ફેલાવેલી કેળવણી આ કેળવણી વૈયક્તિક તેમ જ જક તથા રાષ્ટ્રીય તેમ જ આંતરરાષ્ટ્રીય એમ સમગ્ર મનુષ્યને કેળવવાનો રાખે છે

આ દૃષ્ટિબિંદુથી જોઈએ તો જ્ઞાન, ભક્તિ અને કર્મ એ આત્મોન્નતિના ક માર્ગો નથી, પરંતુ આત્મવિકાસની આપણી સાધનારૂપી રત્નનાં જુદાં પાસા જ છે

'સત્ય અને અહિંસામા નિષ્ઠા'એ કાંઈ બૌદ્ધિક સિદ્ધાંતો નથી તે તો ાજાતની જાણમા આવેલા અમોઘ આચારો છે સર્વ પ્રકારના ધાર્મિક જીવન આચારના એ નિકષરૂપ છે, અને વ્યક્તિ તેમ જ સમુદાયના જીવનમાં એ ર દાખલ કરવાનું એકમાત્ર સાધન કેળવણી જ છે

માનવજાત ધર્મભાવનાને પુનરુજ્જીવિત કરવા માટે નવું વલણ અને નવી ષની રાહ જોઈ રહી હોય એમ લાગે છે પ્રાચીન લોકો બગથાગી સાહજિક ઓ અને વીજળીની પેઠે ઝબકી જતી સ્ફુરણાઓના જમાનાની છાયામાં તેઓ તીવ્ર ધ્યાન વડે અનંતના રહસ્યમા ડૂબકી મારવાનો પ્રયત્ન કરતા ધ્યાનશક્તિ જેમથાગી પ્રારંભિક જમાનાનું લક્ષણ હોય છે તેઓએ કોઈ રીતે અંતસ્ફુરણાની ઇન્દ્રિય પ્રાપ્ત કરી હતી કે જે આપણ ખોઈ બેઠા છીએ ીસ, જરથુસ્ત, બુદ્ધ અને ઉપનિષદકાળ પછીના વખતના ઋષિઓના જમાના માંડીને મનુષ્યજાતિએ તર્કપ્રધાન યુગમા પ્રવેશ કર્યો છે એ યુગની પાછળ ા એક બાજુ સંગઠનનો જમાનો આવ્યો અને બીજી બાજુ કલાત્મક આવિ ો જમાનો આવ્યો એમ કહી શકાય ત્યાર બાદ વિકાસવાદનો સિદ્ધાંત પ્રચાર આવ્યો અને તેણે આપણને ઐતિહાસિક દૃષ્ટિબિંદુ આપ્યું કે જેનાથી પ્રાચીનો પરિચિત નહોતા કલાત્મક દૃષ્ટિ અને આંતરરાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ એ આજની વજાતનાં મુખ્ય લક્ષણો છે ધર્મોએ જો ફાલવુંફૂલવું હોય અને માનવજાતિને ુનરુજ્જીવિત કરવી હોય તો તેમણે આ જમાનાનું વલણ સમજીને જીવનનો નવો દર્શાવવો જોઈએ આજના મોગ ભાગના માનવ સમુદાયમાં, અને તેને ા ઇચ્છનારા ચિંતિનોમાં તો ખાસ કરીને, ધર્મની કિંમત બહુ ઓછી થઈ છે એ વસ્તુ નાકબૂલ કરી શકાય તેમ નથી ધર્મો બહુ લાંબો વખત પોતાના

વહેમમાં બંધ કરીને બેસી રહ્યા છે; અને તેથી જ આજે તેમને માલૂમ પડતું જાય છે કે, તેમની પાસે કીમતી માલ હોવા છતાં તેઓ પ્રવાહમાં આગળ વધવાને બદલે વહેમમાં પાછળ તણાતા જાય છે દરમ્યાન મનુષ્યજાતિએ વિજ્ઞાન, રાજકારણ અને પ્રચુર ધનસંપત્તિને જ પોતાની પ્રવૃત્તિના મુખ્ય ક્ષેત્ર બનાવી દીધા છે. એટલે હવે તો ધર્મો માનવજાતની આ મુખ્ય પ્રવૃત્તિઓનો અર્થ કરી બતાવે, તેમની વચ્ચે મેળ બેસાડી આપે અને તેમને કાબૂમાં લાવી શકે તો જ પોતાનું મુખ્ય સ્થાન પુનઃ પ્રાપ્ત કરી શકે.

# ૫

# ધર્મવિકાસ

સામાજિક દોષો દૂર કરવાની જવાબદારી હિંદુ સમાજમાં ઋષિમુનિઓની અને સાધુસંતોની છે ધર્મનિષ્ઠ ધર્મસુધારકોને હાથે જ આ કામ થતું આવેલું હોવાથી હિંદુ સમાજ આડે રસ્તે ગયો નથી અને જડતાથી સડી પણ નથી ગયો જ્યારે જ્યારે આ સુધારણાનું કામ શિથિલ પડ્યું છે ત્યારે ત્યારે સમાજ ક્ષીણ પ્રાણ થયો છે, અને પછી ધર્મસુધારકોને જબરદસ્ત તપશ્ચર્યા આદરી સમાજને જાગ્રત કરવો પડ્યો છે

વિવાહના નિયમો આજે છે એવા પહેલા ન હતા મહાભારતમાં લખ્યું છે કે એક વખત એવો હતો કે જ્યારે વિવાહસંબંધ બહુ શિથિલ હતો એના દુષ્પરિણામ જોઈ એક ઋષિએ ફરમાન કાઢ્યું કે અત્યાર સુધી થયું એ થયું, હવે પછી આ શિથિલતા બંધ વેદકાળમાં વિધવાઓ નિયોગવિધિથી અમુક મુદત માટે પુનર્વિવાહ કરતી વૈદિક કાળથી ચાલતા આવેલા એ રિવાજને સીધા શબ્દોમાં વખોડવાની હિંમત તો પાછળના લોકોએ ન કરી, પણ કલિયુગમાં એ રિવાજ બંધ થવો જ જોઈએ એમ આગ્રહપૂર્વક કહી એ રિવાજ બંધ પાડ્યો જૂના લોકો છૂટથી દારૂ પીતા હતા લૌકિક રૂઢિ પ્રમાણે ધાર્મિક વિધિમાં પણ દારૂ વપરાતો દારૂના દુષ્પરિણામ જોયા પછી દારૂનો સંતર નિષેધ કરતા ઋષિમુનિઓએ સંકોચ ન કર્યો, પંચમહાપાતકમાં સુરાપાનની ગણતરી કરી સુરાપાન બંધ કરાવ્યું અને સમાજને બચાવ્યો સંન્યાસધર્મનો દુરુપયોગ જોઈ કલિયુગમાં કોઈ સંન્યાસ ન લે એવો ફતવો એક વખતના ધાર્મિક આગેવાનોએ કાઢ્યો હતો પણ પાછળથી આદ્ય શંકરાચાર્યે જોયું કે ધર્મને જ વરેલા અને ધર્મની જ સેવા કરનારા એવા ત્યાગી વૈરાગીઓની પરંપરા તૂટે એમાં સમાજનું અહિત જ છે એટલે કલિવર્જ્યનો જૂનો ફતવો કોરે મૂકી સંન્યાસધર્મની સંસ્થા શંકરાચાર્યે ફરી જગાડી અને એના દસ વિભાગ પાડી એમાં જોઈતી વિવિધતા આણી

આપણામાં એવી દૃઢ માન્યતા જામતી જાય છે કે વહેમો હવે જલદી નાશ પામતા જાય છે, પરંતુ આપણે નવા વહેમોની જગા કરવા માટે જ જૂના વહેમોને દૂર કરવામાં ફાળો આપીએ છીએ, અને વહેમોનું સામ્રાજ્ય હમેશની પેઠે ટકેલું જ રહ્યું હોય છે

મારી પોતાની એકમાત્ર આશા તો કેળવણીનો ધર્મ ધીમે ધીમે પ્રચારમા આવતો જાય તેમાં રહેલી છે પરંતુ એ કેળવણી તે કેળવણી ખાતાના પ્રધાનોના હાથમાં રહેલી કેળવણી નહીં, પરંતુ વધારે સારા જીવનના—આધ્યાત્મિક જીવનના—હજુ થોડા એવા પેગંબરાએ ફેલાવેલી કેળવણી આ કેળવણી વૈયક્તિક તેમ જ સામાજિક તથા રાષ્ટ્રીય તેમ જ આન્તરરાષ્ટ્રીય એમ સમગ્ર મનુષ્યને કેળવવાનો ઇરાદો રાખે છે

આ દૃષ્ટિબિંદુથી જોઈએ તો જ્ઞાન, ભક્તિ અને કર્મ એ આત્મોન્નતિના વૈકલ્પિક માર્ગો નથી, પરંતુ આત્મવિકાસની આપણી સાધનારૂપી રત્નનાં જુદાં જુદાં પાસાં જ છે

'સત્ય અને અહિંસામાં નિષ્ઠા'એ કાંઈ બૌદ્ધિક સિદ્ધાંતો નથી તે તો માનવજાતની જાતમાં આવેલા અમોઘ આચારો છે નવા પ્રકારના ધાર્મિક જીવન અને આચારના એ નિરૂપણ છે, અને વ્યક્તિ તેમ જ સમુદાયના જીવનમાં એ આચાર દાખલ કરવાનું એકમાત્ર સાધન કેળવણી જ છે

માનવજાત ધર્મભાવનાને પુનરુજ્જીવિત કરવા માટે નવું વલણ અને નવી ઇન્દ્રિયની રાહ જોઈ રહી હોય એમ લાગે છે પ્રાચીન લોકો બહુધા તાત્ત્વિક વૃત્તિઓ અને વીજળીની પેઠે ઝબકી જતી સ્ફુરણાઓના જમાનાની છાયામાં હતા તેઓ તીવ્ર ધ્યાન વડે અનંતના રહસ્યમાં ડૂબકી મારવાનો પ્રયત્ન કરતા એવી ધ્યાનશક્તિ જેમથી પ્રારંભિક જમાનાનું લક્ષણ હતી છે તેઓએ કોઈ ગૂઢ રીતે અંતઃસ્ફુરણાની ઇન્દ્રિય પ્રાપ્ત કરી હતી કે જે આપણે ખોઈ બેઠા છીએ સૉક્રેટીસ, જરથુસ્ત, બુદ્ધ અને ઉપનિષદકાર પછીના વખતના ઋષિઓના જમાના થી માંડીને મનુષ્યજાતિએ તર્કપ્રધાન યુગમાં પ્રવેશ કર્યો છે એ યુગની પાછળ પાછળ એક બાજુ સંગઠનનો જમાનો આવ્યો અને બીજી બાજુ કલાત્મક આવિ ષ્કારનો જમાનો આવ્યો એમ કહી શકાય ત્યાર બાદ વિકાસવાદનો સિદ્ધાંત પ્રચાર માં આવ્યો અને તેણે આપણને ઐતિહાસિક દૃષ્ટિબિંદુ અર્પ્યું કે જેનાથી પ્રાચીનો બહુ પરિચિત નહોતા કલાત્મક દૃષ્ટિ અને આંતરરાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ એ આજની માનવજાતના મુખ્ય લક્ષણો છે ધર્મોએ જો ફાલવુંફૂલવું હોય અને માનવજાતિને પુનરુજ્જીવિત કરવી હોય તો તેમણે આ જમાનાનું વલણ સમજીને જીવનનો નવો માર્ગ દર્શાવવો જોઈએ આજના મોટા ભાગના માનવ સમુદાયમાં, અને તેને દોરવા ઇચ્છનારા શિક્ષિતોમાં તો મુખ્યત્વે કરીને, ધર્મની કિંમત બહુ ઓછી થઈ ગઈ છે એ વસ્તુ નાકબૂલ કરી શકાય તેમ નથી ધર્મો બહુ લાંબો વખત પોતાના

હવેલા બંધ કરીને બેસી ગયા છે, અને તેથી જ આજે તેમને માલૂમ પડતું જાય છે કે, તેમની પાસે કીમતી માલ હોવા છતાં તેઓ પ્રવાહમાં આગળ વધવાને બદલે વહેણમાં પાછા તણાતા જાય છે દરમ્યાન મનુષ્યજાતિએ વિજ્ઞાન, રાજકારણ અને પ્રચુર ધનસંપત્તિને જ પોતાની પ્રવૃત્તિના મુખ્ય હેતુ બનાવી દીધા છે એટલે હવે તો ધર્મો માનવજાતની આ મુખ્ય પ્રવૃત્તિઓનો અર્થ કરી બતાવે, તેમની વચ્ચે મેળ બેસાડી આપે અને તેમને કાબૂમાં લાવી શકે તો જ પોતાનું મુખ્ય સ્થાન પુન પ્રાપ્ત કરી શકે

# ૫

# ધર્મવિકાસ

સામાજિક દોષો દૂર કરવાની જવાબદારી હિંદુ સમાજમાં ઋષિમુનિઓની અને સાધુસંતોની છે ધર્મનિષ્ઠ ધર્મસુધારકોને હાથે જ આ કામ થતું આવતું હોવાથી હિંદુ સમાજ આડે રસ્તે ગયો નથી અને જડતાથી સડી પણ નથી ગયો જ્યારે જ્યારે આ સુધારણાનું કામ શિથિલ પડ્યું છે ત્યાર ત્યાર સમાજ ક્ષીણ પ્રાણ થયો છે, અને પછી ધર્મસુધારકોને જબરદસ્ત તપશ્ચર્યા આદરી સમાજને જાગ્રત કરવો પડ્યો છે

વિવાહના નિયમો આજે છે એવા પહેલાં ન હતા મહાભારતમાં લખ્યું છે કે એક વખત એવો હતો કે જ્યારે વિવાહસંબંધ બહુ શિથિલ હતો એનાં દુષ્પરિણામ જોઈ એક ઋષિએ ફરમાન કાઢ્યું કે અત્યાર સુધી થયું એ થયું હવે પછી આ શિથિલતા બંધ વેદકાળમાં વિધવાઓ નિયોગવિધિથી અમુક મુદત માટે પુનર્વિવાહ કરતી વૈદિક કાળથી ચાલતા આવેલા એ રિવાજને સીધા શબ્દોમાં વખોડવાની હિંમત તો પાછળના લોકોએ ન કરી, પણ કલિયુગમાં એ રિવાજ બંધ થવો જ જોઈએ એમ આગ્રહપૂર્વક કહી એ રિવાજ બંધ પાડ્યો જૂના લોકો છૂટથી દારૂ પીતા હતા લૌકિક રૂઢિ પ્રમાણે ધાર્મિક વિધિમાં પણ દારૂ વપરાતો દારૂના દુષ્પરિણામ જોયા પછી દારૂનો સખત નિષેધ કરતાં ઋષિમુનિઓએ સંકોચ ન કર્યો પંચમહાપાતકમાં સુરાપાનની ગણતરી કરી સુરાપાન બંધ કરાવ્યું અને સમાજને બચાવ્યો સંન્યાસધર્મનો દુરુપયોગ જોઈ કલિયુગમાં કોઈ સંન્યાસ ન લે એવો ફતવો એક વખતના ધાર્મિક આગેવાનોએ કાઢ્યો હતો પણ પાછળથી આદ્ય શંકરાચાર્યે જોયું કે ધર્મને જ વરેલા અને ધર્મની જ સેવા કરનારા એવા ત્યાગી વૈરાગીઓની પરંપરા તૂટે એમાં સમાજનું અહિત જ છે એટલે કલિવર્જ્યનો જૂનો ફતવો કોરે મૂકી સંન્યાસધર્મની સંસ્થા શંકરાચાર્યે ફરી જગાડી અને એના દસ વિભાગ પાડી એમાં જોઈતી વિવિધતા આણી

નાતજાતના આવા નિયમો પોતાના કાર્યમાં વિઘ્નરૂપ છે એમ જોઈ સૌમ્ય પ્રકૃતિ સંતોએ ચૌદમા સૈકાથી ભક્તિમાર્ગમાં નાતજાતને સ્થાન નથી એટલી છૂટ કરી આપી

વર્ણવ્યવસ્થા જન્મ પ્રમાણે ગણાય કે કેવળ સંસ્કારો, આજીવિકા ઇત્યાદિ ગુણો ઉપર ગણાય એ વિષે પ્રથમથી મતભેદ ચાલતો આવેલો છે જાતિ જન્મ પ્રમાણે, અને વર્ણ ગુણકર્મ પ્રમાણે, એવો અભિપ્રાય રૂઢ થયેલો જણાય છે ધર્મ-સંસ્કારો પ્રબળ હોય ત્યારે જાતિનું પ્રામાણ્ય ઓછું થતું, એમ પણ આપણે જોઈએ છીએ

ચાર આશ્રમમાં ઉચ્ચ કયો એનો ઝઘડો પણ લાંબા વખત સુધી ચાલ્યો અને ધર્મબુદ્ધિએ ચુકાદો આપ્યો કે દરેક આશ્રમ પોતપોતાને સ્થાને યોગ્ય છે, શ્રેષ્ઠ છે આહારની બાબતમાં પણ મતભેદ લાંબા વખત સુધી ચાલ્યો. મહાભારતમાં ડગલે ને પગલે એની ચર્ચા જડી આવે છે યજ્ઞમાં પશુહિંસા કરાય કે ન કરાય એનો ઝઘડો એટલો બધો ચાલ્યો કે એક મહાભારતકાલીન ઋષિએ વેદનો ધિક્કાર કરવા સુધી પોતાની બળતરા વ્યક્ત કરી

આ જ રીતે સ્મૃતિઓમાં પણ વખતોવખત ફેરફાર થતો આવ્યો છે લોકોના રિવાજ નક્કી કરી આપવાનું કામ પંડિતોનું ન હતું, શાસ્ત્રીઓનું ન હતું, કેમ કે તેઓ તો કેવળ ધર્મગ્રંથનો અભ્યાસ જ કરે છે, બુદ્ધિની કસરતથી અનુમાનો જ કાઢે છે પણ ધર્મનો જેમને અનુભવ છે, ધર્મને હૃદયથી સમજી એના પાલન મા જ જેમણે જીવનની સફળતા માની છે, એવા સદાચારી, ધર્મપરાયણ, સર્વ-ભૂતહિતકારી મહાત્માઓનાં વચન પ્રમાણે સ્મૃતિઓ નક્કી થાય એ જૂનો રિવાજ છે આપણી પાસે જેટલી સ્મૃતિઓ છે એમા શરૂઆતમા જ સ્મૃતિકારના ગુણોનું વર્ણન છે એ જાતના ગુણો કેળવ્યા પછી જ, જમાનો ઓળખી, ધર્મનું રહસ્ય જીવનમાં અજમાવી ધર્મની વ્યવસ્થા કરવાનું કામ ઋષિઓ કરતા

અસ્પૃશ્યતા એ સામાજિક ઝઘડામાંથી ઉત્પન્ન થયેલી વસ્તુ છે એને મજબૂત કરવા માટે કોઈ દુર્દૈવી ક્ષણે ધાર્મિક અસ્પૃશ્યતા સાથે લોકોએ એને જોડી દીધી અને તે દિવસથી આપણે પડવા લાગ્યા સમાજનો અધ:પાત જ્યારે વધી પડે છે ત્યારે ધર્માત્માઓનો પુણ્યપ્રકોપ સળગી ઊઠે છે છેલ્લા સો વરસમા અનેક ધર્મચિંતકોએ અને સમાજસેવકોએ અસ્પૃશ્યતાને નિંદી, પણ સમાજે જડતાને કારણે એ તરફ ધ્યાન ન દીધું હિંદુ ધર્મમા કહ્યુ છે, કોઈ પણ કામ અઘરૂ જુઓ કે તરત તપ આદરો મનુ ભગવાને કહ્યુ છે

> યદ્દુસ્તરં યદ્દુરાપં યદ્દુર્ગં યચ્ચ દુષ્કરम् ।
> સર્વં તત્ તપસા સાધ્યં તપો હિ દુરતિક્રમम् ॥

આજે એ જ પરપરાને અનુસરીને ધર્મપ્રાણ, ધર્મસેવક અને ધર્મનિષ્ઠ મહાત્મા ગાંધીએ ઉગ્ર તપ આદર્યું છે એ તપને પરિણામે અસ્પૃશ્યતાનો નાશ

ગવાનો છે, એટલું જ નહીં પણ સમાજમાં નવી નવી વિકૃતિઓ અને ધર્મને હણનાર ઉચ્ચનીચભાવ પણ નીકળી આવવાનો છે. तस्मात् निश्चित हरिं । સત્પુરુષના નામથી સામાજિક નહીં, ધર્મની ભ્રાંતિ દૂર થવી જ જોઈએ.

૧૪-૫-'૩૨

૬

# ધર્મ વિ૦ ધાર્મિકતા

એક જમાનો એવો હતો કે જ્યારે મોટા મોટા સમ્રાટોને પણ પોતાના રાજમુકુટ હાથમાં રાખીને ધર્માચાર્યોની અદાલતમાં હાજર થવું પડતું. શાન્તિ, દયા, વિરાગ, એ બધાંને ધર્મની અદાલતમાં પોતાની નિર્દોષતા અને નિષ્પક્ષતા સિદ્ધ કરવી પડતી હતી.

આજે એ દિવસો વહી ગયા છે. કારણ કે, ધર્મોમાંથી જાણે ધાર્મિકતા જ ચાલી ગઈ છે. હવે આર્ય ધર્મ, બૌદ્ધ ધર્મ, યહૂદી ધર્મ, ખ્રિસ્તી ધર્મ, ઈસ્લામ વગેરે બધા જ ધર્મો માનવતાની અદાલતમાં આરોપી બનીને હાજર થયા છે. ધર્મને નામે એટલી સંકીર્ણતા ફેલાવા લાગી છે, એટલો મનુષ્યદ્રોહ થઈ રહ્યો છે કે, આજે એકેએક ધર્મ ન્યાયાધીશને બદલે આરોપીના સ્થાને આવી ગયો છે.

જેનું તત્ત્વ ચાલ્યું જાય છે, પછી પ્રતિષ્ઠા આથમે છે. પ્રતિષ્ઠા આથમે પછી તો સ્થાનભ્રષ્ટ થવામાં વાર શી? ધર્મોએ ધાર્મિકતાને અવગણી અને પોતાનો નાશ વહોર્યો. હવે ધાર્મિકતાને જ ધર્મોના સકંજામાંથી બચાવવાના દિવસો આવી પહોંચ્યા છે.

એપ્રિલ, ૧૯૪૦

## ૭

# સર્વોદયની તૈયારી

ગાંધીજીના ઉપવાસથી બેચેની જન્મે એ સ્વાભાવિક છે, રોઈ પડવું પણ સહેલું છે, પણ બેમાંથી એકે રીતે એમને કે દેશને મદદ થવાની નથી એ ધર્મસંસ્થાપક ઉપવાસ કેમ લેવાયો, એના ઊંડાણમાં શું શું છે, અને હવે દરેક હિંદુનું, દરેક હિંદવાસીનું અને માનવજાતિના કલ્યાણની ઝંખના રાખનાર દરેક માનવીનું કર્તવ્ય શું છે એના વિચાર કરવા માટે હૃદયના ઊંડાણમાં ઊતરવું એ આજે ખાસ જરૂરનું છે ગાંધીજીના પ્રાણ ધર્મને માટે છે એ પ્રાણ વાપરવા, નિચોવવા કે ફેંકી દેવા ત્રણે ક્રિયા એમને માટે સરખી જ છે 'સામાન્ય માણસને ધર્મમાં હવે રસ રહ્યો નથી,' એમ કેટલાયે લોકો સાફ સાફ કહી દે છે ધર્મને નામે ખ્રિસ્તી લોકોએ જે જુલમ કર્યા છે, ધર્મને નામે હિંદુમુસલમાન જે લડયા છે, ધર્મને નામે જ્યાં ત્યાં જે પાખંડ ચાલે છે એ જોઈ, એના દાખલા ટાંકી લોકો છડેચોક પૂછે છે, 'આવા ધર્મને ટકાવવા માટે કોણ પ્રયત્ન કરે? આ ધર્મની બલાથી તો સમાજમાં સડો પેસે છે સામાજિક હવા જો સાફ કરવી હોય તો ધર્મનું ધતિંગ દૂર કરવું જ જોઈએ એને બદલે ધર્મને ટકાવવા ગાંધીજી જગતના મૂલ્યના પોતાના પ્રાણ શા માટે વેડફી નાખતા હશે?'

અને યુવાનો? રશિયાની ક્રાંતિ ઉપર મોહિત થયેલા યુવાનો તો એક જ વાત કરે છે 'ધર્મને ચગદી નાખો, ધર્મનું કાસળ કાઢી નાખો તો જ પ્રજા માથું ઊંચું કરી શકે ધર્મ એટલે ગુલામી ધર્મ એટલે અજ્ઞાન ધર્મ એટલે વહેમ, ધુતારાઓની મૂડી, જાલિમોની ઢાલ, પ્રગતિના રસ્તા આડે બાંધેલી દીવાલ, પીડિત લોકો જાગ્રત ન થાય એટલા માટે એમને અપાતું અફીણ' એવા એવા વાક્યોથી યુવાનો ધર્મને નવાજે છે

તેઓ નથી જાણતા કે યુવાનોને જે વસ્તુની સૂગ છે તેની જ સૂગ ગાંધીજીને પણ છે યુવાનો જ્યારે 'ડાઉન વિથ રિલિજિયન' કહે છે ત્યારે એ જ વાત વ્યવહારની ભાષામાં મૂકી ગાંધીજી કહે છે, 'અસ્પૃશ્યતાને દફનાવો ઉચ્ચનીચભાવને નાબૂદ કરો પાખંડને ઊભવાની જગા પણ ન રાખો' યુવાનો જ્યારે ક્હે છે, 'ડાઉન વિથ રિલિજિયન,' ત્યારે એ હુકમ તેઓ હવામાં છોડે છે, એને ઝીલનાર કોઈ છે કે નહીં એ તેઓ જોતા પણ નથી ગાંધીજી કહે છે, 'પાખંડનો નાશ કરવાનું બીજાને સૂચવીએ તે પહેલાં આપણે જ એને વીંધીએ આપણામાં પાખંડ હોય તે પહેલાં કાઢી નાખીએ, કેમ કે એ આપણી ગોળીની પહોંચની અંદર જ હશે અને પછી આસપાસના પાખંડનો નાશ કરવો એ પણ આપણું જ કામ છે'

કેવળ શબ્દની જાળમાં સપડાઈને જે યુવાનો માને કે ગાંધીજીની ને એમની વચ્ચે સમુદ્ર પડ્યા છે, તો એ દુઃખની વાત છે જેને આપણે નમાજ કિત કહીએ છીએ એને જ ગાંધીજી ધર્મ કહે છે જેને આપણે ચારિત્ર્યનું તેજ માનીએ છીએ એને જ ગાંધીજી આત્મબળ કહે છે ફરક એટલો જ કે આપણે જે વાત કેવળ ચર્ચીએ છીએ તે ગાંધીજી આચરી બતાવે છે, અને પોતે આચરીને આપણને તેમ કરવા નોતરે છે

જમાના સાથે ગાંધીજીએ એક મોટો નવગ્રાહ જગાવ્યો છે આજનો જમાનો મુત્સદ્દીગીરીથી કામ કઢાવવા માટે છે પોતપોતાનો સ્વાર્થ વધતા પ્રમાણમાં સધતો જાય અને છતાં એવી કુનેહ શોધી કાઢીશું કે જનસમાજનું વધારે ને વધારે ભલું થતું જાય, એવી આશા આ મુત્સદ્દીઓ હમેશાં જગતને બતાવે છે એમાંથી જ ધીમે ધીમે પાર વગરના મદ વધતો જાય છે ખાનગી જીવનમાં શું ને જાહેરજીવનમાં શું, જીવનનો આદર્શ જ ઊતરતો જાય છે ત્યારે ઊભી અને છૂપું પાપ તો એમાં ફાલે એમાં નવાઈ શી? આ સ્થિતિ સામે ઝૂઝીને યોગ્યુગ દાખલ કરવાનો ગાંધીજીનો પ્રયાસ છે ભેદે ભોગ આપ્યા વગર લોકો ચડી ન શકે ચારિત્ર્ય ટકી ન શકે, એટલું તેઓ ઠસાવવા માગે છે આજે ભલે હરિજનોને કાજે એમણે ઉપવાસ આદરવા જણાય, પણ હરિજનનો સવાલ એ એક પ્રધાન નિમિત્ત છે દુનિયાભરના મુત્સદ્દી લોકોએ ધર્મ ઉપરની માણસજાતની શ્રદ્ધા તોડવાનો જે ધંધો શરૂ કર્યો છે તેની સામે ગાંધીજીએ એક મોટો બળવો જગાડ્યો છે અમુક દેશ કે અમુક રાજ્ય સામે એ બળવો નથી, પણ માણસજાતના હૃદયમાં જે શેતાન રહેલો છે અને જ્યાં ત્યાં ધર્મને નામે અધર્મ ફેલાવી રહ્યો છે તેની સામે છે આનો હિંદુસ્તાનના કે કોઈ પણ સ્થળના રાજકારણ સાથે સબંધ નથી એ તો કેવળ હૃદયકારણ છે નમાજકારણ છે ધર્મકારણ છે આજે વખતસર સમજીશું તો ઘણું કાર્ય સહેલાઈથી ને તુરત કરી શકીશું

આપણે યાદ રાખવું જોઈએ કે ગાંધીજી સાથે રહીને પ્રયત્ન કરીશું તો આછી મહેનતે, વગર મૂલ્યવાળે સંકટ તરી જઈશું પણ જો આજે આપણે એમને સાથ ન આપ્યો તો હાથ ઘસવા પડશે, અને અનેક પેઢીઓ સુધી ભોગોની પરંપરા પછી જ આરો જોવા પામીશું ભારતવર્ષમાં રહેતા એકએક માણસને ગાંધીજીની હાકલ છે કે આ શુદ્ધિયજ્ઞમાં પોતપોતાનો ફાળો આપે, જ્યાં બેઠા છે ત્યાં જ ઊભા થઈ સાફસૂફ કરવા માંડે, હૃદયમાં ધૂપ બાળે અને સર્વોદયની તૈયારી કરે

૭-૫-'૩૩

૭

# સર્વોદયની તૈયારી

ગાંધીજીના ઉપવાસથી હેબતાઈ જવુ સ્વાભાવિક છે, રોઈ પડવુ પણ સહેલું છે, પણ બેમાથી એકે રીતે એમને કે દેશને મદદ થવાની નથી એ ધર્મસસ્થાપક ઉપવાસ કેમ લેવાયો, એના ઊંડાણમા શું શું છે, અને હવે દરેક હિંદુનું, દરેક હિંદવાસીનુ અને માનવજાતિના કલ્યાણની ઝખના રાખનાર દરેક માનવીનું કર્તવ્ય શુ છે એનો વિચાર કરવા માટે હૃદયના ઊંડાણમા ઊતરવુ એ આજે ખાસ જરૂર નુ છે ગાંધીજીના પ્રાણ ધર્મને માટે છે એ પ્રાણ વાપરવા, નિચોવવા કે ફેંકી દેવા ત્રણે ક્રિયા એમને માટે સરખી જ છે 'સામાન્ય માણસને ધર્મમા હવે રસ રહ્યો નથી,' એમ કેટનાયે લોકો સાફ સાફ કહી દે છે ધર્મને નામે ખ્રિસ્તી લોકોએ જે જુલમ કર્યા છે, ધર્મને નામે હિંદુમુસલમાન જે લડયા છે, ધર્મને નામે જ્યા ત્યા જે પાખડ ચાલે છે એ જોઈ, એના દાખલા ટાકી લોકો છડેચોક પૂછે છે, 'આવા ધર્મને ટકાવવા માટે કોણ પ્રયત્ન કરે? આ ધર્મની બલાથી તો સમાજમાં સડો પેસે છે સામાજિક હવા જો સાફ કરવી હોય તો ધર્મનું ધતિંગ દૂર કરવું જ જોઈએ એને બદલે ધર્મને ટકાવવા ગાંધીજી જગતના મૂલ્યના પોતાના પ્રાણ શા માટે વેડફી નાખતા હશે?'

અને યુવાનો? રશિયાની ક્રાંતિ ઉપર મોહિત થયેલા યુવાનો તો એક જ વાત કરે છે 'ધર્મને ચગદી નાખો, ધર્મનું કાસળ કાઢી નાખો તો જ પ્રજા માથું ઊંચું કરી શકે ધર્મ એટલે ગુલામી ધર્મ એટલે અજ્ઞાન ધર્મ એટલે વહેમ, ધુતારા ઓની મૂડી, જાલિમોની ઢાલ, પ્રગતિના રસ્તા આડે બાધેલી દીવાલ, પીડિત લોકો જાગ્રત ન થાય એટલા માટે એમને અપાતું અફીણ' એવા એવા વાક્યોથી યુવાનો ધર્મને નવાજે છે

તેઓ નથી જાણતા કે યુવાનોને જે વસ્તુની સૂગ છે તેની જ સૂગ ગાંધીજીને પણ છે યુવાનો જ્યારે 'ડાઉન વિથ રિલિજિયન' કહે છે ત્યારે એ જ વાત વ્યવહારની ભાષામા મૂકી ગાધીજી કહે છે, 'અસ્પૃશ્યતાને દફનાવો ઉચ્ચનીચભાવને નાબૂદ કરો પાખડને ઊભવાની જગા પણ ન રાખો' યુવાનો જ્યારે મ્હે છે, 'ડાઉન વિથ રિલિજિયન,' ત્યારે એ હુકમ તેઓ હવામાં છોડે છે, એને ઝીલનાર કોઈ છે કે નહીં એ તેઓ જોતા પણ નથી ગાંધીજી કહે છે, 'પાખંડનો નાશ કરવાનું બીજાને સૂચવીએ તે પહેલા આપણે જ એને વીંધીએ આપણામા પાખડ હોય તે પહેલા કાઢી નાખીએ, કેમ કે એ આપણી ગોઝીની પહોચની અંદર જ હશે અને પછી આસપાસના પાખંડનો નાશ કરવો એ પણ આપણુ જ કામ છે'

કેવળ શબ્દની જાળમા સપડાઈને જો યુવાનો માને કે ગાંધીજીની ને એમની વચ્ચે સમુદ્ર પડ્યો છે, તો એ દુર્દૈવની વાત છે જેને આપણે નમાજ઼ લિન કહીએ છીએ એને જ ગાધીજી ધર્મ કહે છે જેને આપણે ચારિત્ર્યનું તેજ કહીએ છીએ એને જ ગાધીજી આત્મબળ કહે છે ફરક એટલો જ કે આપણે જે વાત કેવળ ચર્ચીએ છીએ તે ગાધીજી આચરી બતાવે છે, અને પોતે આચરીને આપણને તેમ કરવા નોતરે છે

જમાના સાથે ગાધીજીએ એક મોટો ગજગ્રાહ જગાવ્યો છે આજનો જમાનો મુત્સદ્દીગીરીથી કામ કઢાવવા માગે છે પોતપોતાનો સ્વાર્થ વધતા પ્રમાણમાં સધતો જાય અને છતા એવી કુનેહ શોધી કાઢીશું કે જનસમાજનુ વધારે ને વધારે ભલુ થતું જાય, એવી આશા આ મુત્સદ્દીઓ હમેશાં જગતને બતાવે છે એમાથી જ ધીમે ધીમે પાર વગરનો સડો વધતો જાય છે ખાનગી જીવનમાં શુ ને જાહેરજીવન માં શું, જીવનનો આદર્શ જ ઊતરતો જાય છે દભી અને છૂપું પાપ તો એમા ફાલે એમા નવાઈ શી? આ સ્થિતિ સામે ઝઝીને વીરયુગ દાખલ કરવાનો ગાધીજી નો પ્રયાસ છે કોઈ ભોગ આપ્યા વગર લોકો ચડી ન શકે, ચારિત્ર્ય ટકી ન શકે, એવુ તેઓ ઠસાવવા માગે છે આજે ભલે હરિજનોને કાજે એમણે ઉપવાસ આદરેલા જણાય, પણ હરિજનનો સવાલ એ એક પ્રધાન નિમિત્ત છે દુનિયા ભરના મુત્સદ્દી લોકોએ ધર્મ ઉપરની માણસજાતની શ્રદ્ધા તોડવાનો જે ધધો શરૂ કર્યો છે તેની સામે ગાધીજીએ એક મોટો બળવો જગાડ્યો છે અમુક દેશ કે અમુક રાજ્ય સામે એ બળવો નથી, પણ માણસજાતના હૃદયમા જે શેતાન રહેલો છે અને જ્યા ત્યા ધર્મને નામે અધર્મ ફેલાવી રહ્યો છે તેની સામે છે આનો હિંદુસ્તાનના કે કોઈ પણ સ્થળના રાજકારણ સાથે સબધ નથી એ તો કેવળ હૃદયકારણ છે, સમાજકારણ છે, ધર્મકારણ છે આજે વખતસર સમજીશું તો ઘણુ કાર્ય સહેલાઈથી ને તુરત કરી શકીશુ

આપણે યાદ રાખવુ જોઈએ કે ગાધીજી સાથે રહીને પ્રયત્ન કરીશુ તો ઓછી મહેનતે, વગર મૂઝવણે સકટ તરી જઈશુ પણ જો આજે આપણે એમને સાથ ન આપ્યો તો હાથ ઘસવા પડશે, અને અનેક પેઢીઓ સુધી ભોગોની પરપરા પછી જ આરો જોવા પામીશુ ભારતવર્ષમા રહેતા એકએક માણસને ગાધીજીની હાકલ છે કે આ શુદ્ધિયજ્ઞમા પોતપોતાનો ફાળો આપે, જ્યા બેઠા છે ત્યા જ ઊભા થઈ સાફસૂફ કરવા માડે, હૃદયમા ધૂપ બાળે, અને સર્વોદયની તૈયારી કરે

૭-૫-'૩૩

# ૮

# ભક્તિનો પ્રસાદ

નમ્રતા એ ધાર્મિકતાની નિશાની છે સાચી નમ્રતા હોય તો બીજા પાસેથી જ્ઞાન મળી શકે, બોધ લઈ શકાય, પોતાના જીવનમાં સુધારો કરી શકાય જેની પાસેથી આપણે ધર્મજ્ઞાન મેળવવા માગતા હોઈએ તેના પ્રત્યે અમુક વિશ્વાસ, નિષ્ઠા અને શ્રદ્ધા હોવાં જ જોઈએ, કેમ કે ધર્મ એ કેવળ બુદ્ધિનો વિષય નથી પણ નિષ્ઠાનો વિષય છે

એ નમ્રતા વ્યક્ત કરવા ખાતર જ શુશ્રૂષા એટલે કે કહ્યુ સાંભળવાની ને માનવાની તૈયારી જિજ્ઞાસુ પાસે માગેલી છે 'તમારુ કહ્યુ માનીશ જીવનમાં જરૂરી ફેરફારો કરવા તૈયાર છુ તમારા સહવાસમા રહી, તમારા જીવનમાં ઓતપ્રોત થઈ જીવનરહસ્ય સમજી શકાય એમ હોઈ તમારાં કામોમાં પણ હુ ભાગ લઈશ ' એ બધા સંકલ્પ બતાવવા માટે ઉપનિષદ કાળના જિજ્ઞાસુઓ ગુરુ પાસે હવનની સામગ્રી ને સમિધો હાથમા લઈને જતા

ત્યાર પછી ભક્તોએ એ નમ્રતામા વધુ ઉમેરો કર્યો જ્ઞાની માણસના ચરણ જ્યાં છે ત્યાં પોતાનુ માથુ પરોવે તોપણ પોતે ઉન્નત થયા એવી લાગણી વ્યક્ત કરવા ખાતર પગે લાગવાનો, પગ પર માથુ મૂકવાનો રિવાજ દાખલ થયો પછી તો નમ્રતાની હરીફાઈ ચાલી 'હુ આપના દાસના દાસનો દાસ છું, ગુલામનો ગુલામ છુ, આપ ગુરુના ગુરુ છો,' વગેરે વિવેક વધવા લાગ્યો પછી તો ચરણને છોડીને ચરણની રજને લોકો વળગ્યા ઈશ્વર અને ઈશ્વરના નામમાં જે ચમત્કારી શક્તિ છે તેવી શક્તિનો આરોપ જ્ઞાની, ભક્ત અને પંડિતોના ચરણસ્પર્શ વિષે પણ થવા લાગ્યો, એક જણે તો પોતાના માનેલા ગુરુના પગ પરની ધૂળ રોજ થોડી થોડી ભેગી કરી એક કોથળી ભરી કાઢી એના પર રેશમના અને જરીનાં કપડાં સીવી કાઢી એને રોજ માથા પર મૂકવા લાગ્યો એટલાથી એને સંતોષ ન થયો. ઘરની પૂજાની ભગવાનની મૂર્તિઓ પણ એને એ ચરણરજની કોથળી આગળ તુચ્છ જણાવા માંડી એટલે આખે એ મૂર્તિઓ થોડી દક્ષિણા સાથે પોતાના ગોરને આપી દીધી, અને પછી ફક્ત એ કોથળીની જ પૂજા કરવા લાગ્યો

ભક્તિ એ નાની વસ્તુ છે, પણ જીવન જો પ્રાકૃત હોય તો ભક્તિમાં કેટલું વેવલાપણું જ આવી જાય છે ચરણસ્પર્શ એ પ્રથમ નમ્રતા વ્યક્ત કરવા માટે યોજાયો હશે એને બદલે, ચરણસ્પર્શમાં કંઈ જાદુઈ અસર છે, એમાંથી ધાર્મિકતાની વીજળી, વગર મહેનતે, આપણા શરીરમાં પ્રવેશ કરી શકે છે, એવો એક વહેમ પેદા થયો અને પછી લોભી વૃત્તિ જ્યાં ત્યાં આવા મફતનો લાભ મેળવવા દોડ

લાગી એક તરફ ભક્તો ચરણસ્પર્શનુ માહાત્મ્ય દહાડે દહાડે વધારવા લાગ્યા બીજી તરફ લોકોનો આ સહેલી ધાર્મિકતા માટેનો લોભ વધવા લાગ્યો અને જેને વિષે મનમાં પૂજ્યભાવ હોય તેને અકળાવીને પણ લોકો આવા ચરણસ્પર્શ મેળવવાની હરીફાઈ કરવા લાગ્યા

પથ્થરની કે ધાતુની મૂર્તિને પૂજા માટે ગમે તેટલી વાર નવડાવીએ, ગમે તેટલી વાર ખવડાવીએ, અને ગમે તેવા ઉપચાર એના પર લાદીએ તોયે એ મૂર્તિને સળેખમ, અપચો કે અકળામણ થાય એમ નથી તેથી ભક્તિનાં વહાલ મૂર્તિ ઉપર ઢાલવવામાં કશી મુશ્કેલી નથી મદિરના મુખિયાઓ જેમ ઇચ્છે તેમ મૂર્તિઓની પૂજા કરી શકાય ભક્તો મંદિરમા એકબીજાને હેરાન કરે તેનો જ વિચાર કરવાનો રહ્યો પણ કોઈ દેહધારીને ઈશ્વરનો અવતાર માનવા આપણે બેસીએ, અને આપણી ઘેલછામા એના સુખદુઃખનો કે એની લાગણીનો વિચાર ન કરીએ, એ તો અવિવેકની સીમા થઈ સ્પર્શ અને સ્પર્શની વીજળી ઉપરનો વિશ્વાસ એ તો ધાર્મિક રિવાજોમા ઘૂસેલો જડવાદ છે ઘણા લોકો ભેગા થાય એટલે એકબીજાનુ જોઈને એમનું ગાડપણ વધી પણ જાય છે પછી તો સત્પુરુષના ઉન્નત જીવનનો વિચાર કરવાને બદલે પામર માણસ એના પ્રત્યેની પોતાની ભક્તિની જ કદર કરવા લાગે છે અને અતે ઈશ્વરને નામે પોતાની નબળી પણ ઉશ્કેરાયેલી લાગણીની જ તે ઉપાસના કરતો થાય છે

ગાધીજીની હરિજનયાત્રામા આ વાતનો અનુભવ — અત્યત કડવો અનુભવ ડગલે ને પગલે થાય છે લોકો મધરાતે પણ સ્ટેશને આવે રાતના બેત્રણ વાગ્યે પણ છોડે નહીં ગાધીજી સૂતા છે એમ કહીએ તો એમને ઉઠાડવા માટે કાન ફાડી નાખે એવા મોટા જયધ્વનિ ચલાવે એમની તબિયત ચિતાજનક છે એમ સમજાવીએ તો પોતે દૂરદૂરથી આવ્યાની વાતો કરી એની જ કદર માગે 'આમ ગાધીજીને દિવસરાત હેરાન કરશો તો તમે એમને ખોઈ બેસશો,' એમ કહીએ તો અવાજ ઓછો કરવાને બદલે, અને એમને વિશ્રાતિ આપવાને બદલે, 'ત્યારે તો હમણા જ એમનુ દર્શન કરવા દો ' એ જાતની વૃત્તિ બતાવનાર લોકો પણ આપણે ત્યા પડેલા છે આ ધાર્મિક લોભમા ધાર્મિકતાનો લેશ પણ નથી એટલી વાત એ લોકો ક્યારે સમજશે? સભાની ભીડમાથી પસાર થતાં કેંગલાયે લોકો ચરણસ્પર્શ માટે દોડી આવે છે ગાધીજી ઠોકર ખાઈને પડી જશે એવો વિચાર કરવા જેટલી ભક્તિશૂન્યતા એમનામા નથી હોતી પુણ્ય મેળવવાનો લાગ છે, એ છોડીએ તો આપણે બેવકૂફ ગણાઈએ, એ એક જ વૃત્તિ ઊછળી આવેલી હોય છે

હજાર વાર ચરણસ્પર્શ કર્યા છતાં મનનો મેલ ગયો નથી, હૃદય ઉન્નત થયુ નથી, એનો અનુભવ થયા છતા માણસ એટલુ સ્પષ્ટ જોતો નથી કે હૃદયમા પલટો જ્યા સુધી થયો નથી ત્યા સુધી આ સ્પર્શની વીજળી ભાગ્યે જ કઈ કરી શકવાની છે

લાગી એક તરફ ભક્તો ચરણસ્પર્શનું માહાત્મ્ય દહાડે દહાડે વધારવા લાગ્યા બીજી તરફ લોકોનો આ સહેલી ધાર્મિકતા માટેના લોભ વધવા લાગ્યા અને જેને શિરે મનમાં પૂજાભાવ હોય તેને અકળાવીને પણ લોકો આવા ચરણસ્પર્શ મેળવવાની હરીફાઈ કરવા લાગ્યા

પથ્થરની કે ધાતુની મૂર્તિને પૂજા માટે ગમે તેટલી વાર નવડાવીએ, ગમે તેટલી વાર ખવડાવીએ, અને ગમે તેવા ઉપચાર એના પર લાદીએ તોયે એ મૂર્તિને મગેખમ, અપથ્થો કે અકળામણ થાય એમ નથી તેથી ભક્તિના વહાવ મૂર્તિ ઉપર ઠાલવવામાં કશી મુશ્કેલી નથી મંદિરના મુખિયાઓ જેમ ઇચ્છે તેમ મૂર્તિઓની પૂજા કરી શકાય. ભક્તો મંદિરમાં એકબીજાને હેરાન કરે તેનો જ વિચાર કરવાનો રહ્યો પણ કોઈ દેહધારીને ઈશ્વરનો અવતાર માનવા આપણે બેસીએ, અને આપણી ઘેલછામાં એના સુખદુઃખનો કે એની લાગણીનો વિચાર ન કરીએ, એ તો અવિવેકની સીમા થઈ સ્પર્શ અને સ્પર્શની વીજળી ઉપરનો વિશ્વાસ એ તો ધાર્મિક રિવાજોમાં ઘૂસેલો જડવાદ છે ઘણા લોકો ભેગા થાય એટલે એકબીજાનું જોઈને એમનું ગાંડપણ વધી પણ જાય છે પછી તો સત્પુરુષના ઉન્નત જીવનનો વિચાર કરવાને બદલે પામર માણસ એના પ્રત્યેની પોતાની ભક્તિની જ કદર કરતા લાગે છે અને અંતે ઈશ્વરને નામે પોતાની નબળી પણ ઉશ્કેરાયેલી લાગણીની જ તે ઉપાસના કરતો થાય છે

ગાંધીજીની હરિજનયાત્રામાં આ વાતનો અનુભવ — અત્યંત કડવો અનુભવ ડગલે ને પગલે થાય છે લોકો મધરાતે પણ સ્ટેશને આવે રાતના બે ત્રણ વાગ્યે પણ છોડે નહીં ગાંધીજી સૂતા છે એમ કહીએ તો એમને ઉઠાડવા માટે કાન ફાડી નાખે એવા મોટા જયધ્વનિ ચલાવે એમની તબિયત ચિંતાજનક છે એમ સમજાવીએ તો પોતે દૂરદૂરથી આવ્યાની વાતો કરી એની જ કદર માગે 'આમ ગાંધીજીને દિવસરાત હેરાન કરશો તો તમે એમને ખોઈ બેસશો,' એમ કહીએ તો અવાજ ઓછો કરવાને બદલે, અને એમને વિશ્રાંતિ આપવાને બદલે, 'ત્યારે તો હમણાં જ એમનું દર્શન કરવા દો' એ જાતની વૃત્તિ બતાવનાર લોકો પણ આપણે ત્યાં પડેલા છે આ ધાર્મિક લોભમાં ધાર્મિકતાનો લેશ પણ નથી એટલી વાત એ લોકો ક્યારે સમજશે? સભાની ભીડમાંથી પસાર થતાં કેટલીવાર લોકો ચરણસ્પર્શ માટે દોડી આવે છે ગાંધીજી ઠોકર ખાઈને પડી જશે એવો વિચાર કરવા જેટલી ભક્તિશૂન્યતા એમનામાં નથી હોતી પુણ્ય મેળવવાનો લાગ છે, એ છોડીએ તો આપણે બેવકૂફ ગણાઈએ, એ એક જ વૃત્તિ ઊછળી આવેલી હોય છે

હજાર વાર ચરણસ્પર્શ કર્યા છતાં મનનો મેલ ગયો નથી, હૃદય ઉન્નત થયું નથી, એનો અનુભવ થયા છતાં માણસ એટલું સ્પષ્ટ જોતો નથી કે હૃદયમાં પલટો જ્યાં સુધી થયો નથી ત્યાં સુધી આ સ્પર્શની વીજળી ભાગ્યે જ કંઈ કરી શકવાની છે

ભક્તો આજે આવી વાત કોઈ કરે તો તેને નાસ્તિક ગણી કાઢતાં એમને વાર નથી લાગતી કવિઓ અતિશયોક્તિ કરી વર્ણનો લખે છે સિદ્ધાન્તવાદીઓ છેક છેલ્લી ટોચે પહોંચીને એ વચનોનો બચાવ કરે છે અને સામાન્ય લોકો એ બધાં વચનોના અક્ષરાર્થને વળગી રહેવામાં જ ધાર્મિકતા જુએ છે લોકોને પોતાના સંતમહંતો ને ધાર્મિક સેવકો પણ ભોગવવા લાયક છે આ વૃત્તિમાં ખરી ધાર્મિકતા નથી, પણ હીનતા નહીં તો જડતા છે એથી ધર્મનો વિજય નથી થવાનો

હમણાં જ સિંધમાં લોકોએ ચરણસ્પર્શ કરવા જતાં ગાંધીજીના પગને ઉઝરડા પાડ્યા એના ઇલાજ હજુ ચાલે છે [સાચી વાત એમ જણાય છે કે ભક્તિઘેલા લોકોના હાથ ખસેડવા દોડનાર પણ આમના જેટલા જ ભક્તિઘેલા એવા સ્વયંસેવકોથી એ ઉઝરડા થયા હતા આ સુધારાથી પણ મૂળ વાત બદલાતી નથી ] લોકોની આવી ભક્તિનો આવો પ્રસાદ ગાંધીજીને ઘણી વાર ચાખવો પડે છે માટીના રસ્તા પરથી ઉઘાડે પગે ચાલવાનો જ્યાં રિવાજ છે ત્યાં પગના ઉઝરડા ઘણી વાર ગંભીર સ્વરૂપ લે છે માટીનું ઝેર લોહીમાં પ્રવેશ કરે છે એમાંથી ભારે માંદગી પણ પેદા થાય તે મટતાં ઘણી વાર લાગે

એક વાર મધરાતે ગાંધીજીને ન સતાવવાનું સમજાવવા જતાં કેટલાક લોકો કહે, 'ગાંધીજી તો ઈશ્વરના અવતાર છે એમને તે વળી થાક કેવો?' મેં કહ્યું, 'તેઓ પોતે જ કહે છે કે હું થાક્યો છું તો જો સાચું ન કહેતા હોય તો તેઓ મહાત્મા નથી ને જો સાચું કહે છે એમ કબૂલ કરો તો આવા થાકમાંથી એમને જરૂર બચાવો ' મેં માન્યું કે આવી દલીલથી એ લોકો સમજે નહીં તોયે નિરુત્તર તો થશે જ પણ પુરાણમારો અને ભાષ્યકારોની તાલીમમાં તૈયાર થયેલા આપણા લોકો પાસે એનો પણ જવાબ હાજર હતો એમણે કહ્યું, 'એ તો લીલા કરે છે પોતે અવતારી પુરુષ છે એ છુપાવવું છે, એટલે પોતે થાક્યાની વાતો કરે છે શ્રી રામચંદ્રજી સીતાજીના વિરહમાં ફરતા હતા ત્યારે એ શું જાણતા નહોતા કે સીતા તો પોતાની ચિત્શક્તિ છે ને ગુપ્તરૂપે પોતાની પાસે જ છે?'

આવી દલીલ આગળ જવાબ શો? ભગવાને પોતે બુદ્ધનું રૂપ ધારણ કરી દુનિયાને છેતરવાનો ધંધો કર્યો એમ કહી નવમા અવતારનું રહસ્ય સમજાવનાર ધર્મવાચસ્પતિ આગળ બુદ્ધિને સ્થાન જ નથી અક્કલને સાચવી ધર્મનું રહસ્ય ઉકેલી શકાય એમ જ્યાં કોઈને લાગતું નથી, ત્યાં બિચારી દલીલો શું કરે?

દર્શનની અભિલાષા સ્વાભાવિક છે સરઘસો, યાત્રાઓ, સભાઓ અને સંમેલનોમાં વિચારોની આપલે થાય છે એટલું જ નહીં પણ વિચારના પ્રચારનું તે ઉત્તમ પ્રતિબિંબ છે લાગણી કેળવવાનું ને લોકમાનસ નિહાળવાનું તે એક જબરદસ્ત સાધન છે હજારોની સંખ્યામાં લોકો ભેગા થાય એ અનિષ્ટ નથી વિરાટ જનતાની જાગૃતિ એવા જનસમુદાયથી જ દેખાઈ આવે છે મોટા સમુદાયમાં બધા સાત્ત્વિક ભાવો ફૂટવા માંડે તો તે જેટલું સ્વાભાવિક છે તેટલું જ ઇષ્ટ પણ છે પણ

એની સાથે લોકોમાં અમુક તાલીમ તો આવવી જ જોઈએ બીજાનાં સુખદુઃખ વિષે, બીજાની લાગણી વિષે એવે વખતે વધારે કોમળતા પ્રગટ થવી જોઈએ. અને સામાજિક જીવનનો વિવેક તો એવે પ્રસંગે પ્રધાન ધર્મ થવો જોઈએ ઘેલછામાં આવીને ભક્તિનો પ્રસાદ મહાત્માને ચખાડીએ એ તો જુલમ જ કહેવાય.

૨૨-૭-'૩૪

# ૯

## હૃદયધર્મની દીક્ષા

સૌથી શ્રેષ્ઠ ધર્મ છે—હૃદયધર્મ દુનિયામા જેટલા ધર્મ, પથ, ફિરકા અને સપ્રદાય છે, તે બધા આજે ગમે તેટલી તંગદિલી પેદા કરતા હોય, પરતુ અસલમા તો તે બધા કોઈ ને કોઈ માનવપ્રેમી સસ્કૃતિપરાયણ હૃદયમાથી જ નીકળેલા છે 'धर्मनास्त्र महर्षीणां अन्तःकरण सभृतम्' જે ઉદાર હૃદયની પ્રેરણાથી એ નીકળ્યાં એ ઉદાર હૃદયનો જે વ્યાપક પ્રેમધર્મ છે તે જ હૃદયધર્મ છે હિંદુસ્તાનમા દુનિયાભરના બધા ધર્મ એકઠા થયા છે કારણ કે તેમને ખબર પડી છે કે અહીં હૃદયધર્મનું સામ્રાજ્ય છે અહીં જે આવ્યા તે સૌ પોતપોતાનું અભિમાન લઈને આવ્યા તેમણે પોતાનાથી થઈ શક્યુ તેટલુ ભલુ અથવા બૂરૂ કર્યું પરતુ એ બધા ધીમે ધીમે હૃદયધર્મની પ્રેમગ્રંથિથી બધાઈ ગયા સૌને પ્રેમધર્મનુ ભાન થયું. પણ કોઈને તેની દીક્ષા ન મળી તે માટે તે સૌ અંદર અંદર ખેંચતાણ કરવા લાગ્યા છે અને આ દેવભૂમિને ભૂતળનુ સ્વર્ગ બનાવવાને બદલે ભૂતળનું નરક બનાવી રહ્યા છે જેના હૃદયમા જેટલી સકીર્ણતા અને ક્ષુદ્રતા હશે તેટલુ તે દુખ ભોગવશે અને બીજાને પણ વધારે ને વધારે દુખ આપશે પરતુ અતમા (અથવા અનતમા) વિજય તો હૃદયધર્મનો જ થશે

પ્રભુ આપણને આ હૃદયધર્મની દીક્ષા આપે અને આપણી શ્રદ્ધાને અનત બનાવે, જેથી ભારતના હૃદયધર્મની સાચી સેવા કરીએ અને આપણા જીવનમા અને મરણમાં એનુ સામ્રાજ્ય સ્થપાયેલું જોઈએ

ડિસેંબર, ૧૯૩૯

## ૧૦

# હૃદયશુદ્ધિની યાચના

પશુઓ પણ પોતાનું હિત નહિત થોડું વિચારે છે. તે એટલું તો જાણે છે કે, "સંકટને સમયે આપણે સૌએ ભેગા થઈને, સંગઠિત બનીને, આપણા સામુદાયિક સંઘબળથી આવી પડનારા સંકટનો સામનો કરવો જોઈએ; એ જ મુક્તિનો માર્ગ છે" પરંતુ જે જાતિમાં લોકો મુક્તિને જ સંકટ માને છે તેમની નીતિ કાંઈ જુદી જ હોય છે! જ્યારે આપણને એક થવાની સૌથી વધારે જરૂર છે તે વખતે જ આપણો દેશ અનેક પક્ષ, અનેક માર્ગ અને અનેક દુર્ગુણોથી પીડાય છે!

તો, શું આ વિનાશની નિશાની છે કે સૂર્યોદય પહેલાં, ઉષઃકાળ પહેલાં અને બ્રાહ્મ મુહૂર્તની પણ પહેલાં જે અંધારુ હોય છે, તે આ છે? જ્યારે માણસ મોટામાં મોટી ભૂલ કરી બેસે છે ત્યારે તે ચોંકીને જાગી ઊઠે છે અને પોતાનું વર્તન સુધારે છે.

આપણે ખૂબ જ સહન કર્યું છે અને વધારે પણ કરીશું, પણ હવે આપણને 'બુદ્ધિભ્રંશ'ની સજા કે તકલીફ વધારે સહન કરવી ન પડે એવી એકમાત્ર પ્રાર્થના કરીએ જે આપણી બુદ્ધિ શુદ્ધ રહે, હૃદય ઉદાર રહે, દૃષ્ટિ નિર્મળ અને દૂરદર્શી રહે તો આપણને બીજું કાંઈ નથી જોઈતું બાકીનાં બધાં સાધન આપણે આપણા પુરુષાર્થથી એકઠાં કરી લઈશું. જ્યાં આપણું ચાલતું નથી ત્યા જ આપણે પ્રભુની પ્રાર્થના કરીએ હૃદયસ્થ પરમાત્મા આપણું હૃદય શુદ્ધ બનાવે, ઉદાર બનાવે, તેજસ્વી અને ક્ષમાશીલ બનાવે, જેથી આપણે આપણો ઉદ્ધાર કરી શકીશુ

જાનેવારી, ૧૯૪૦

## ૧૧

# કયો માર્ગ સ્વીકારીશું?

(સંસ્કૃતમાં શત્રુને સપત્ન કહે છે એક જ પિતાના દીકરા માતા જુદી હોવાને કારણે એકબીજા સાથે લડે છે અને એકબીજાના શત્રુ બની બેસે છે તેમને આ બેવકૂફી બતાવવાને માટે આપણી સંસ્કારી ભાષાએ શત્રુને માટે સપત્ન શબ્દ રાખી લીધો એનો અર્થ છે 'ઓરમાન ભાઈ'

પરંતુ એક જ માતાના દીકરા પણ શત્રુ બનીને આપસમાં લડી શકે છે. એક જ નદીનું પાણી પીનારા લોકો આ કિનારે અને સામે કિનારે રહેવા લાગે છે ત્યારે પોતપોતાના ખેતરોમાં પાણી ખેંચવાને માટે અંદર અંદર લડે છે! નદીના તીરને, કિનારાને, 'કૂળ' કહે છે જે લોકો સામે કિનારે રહે છે તે આપણા 'પ્રતિકૂળ' છે અને જે આપણી બાજુ રહે છે તે 'અનુકૂળ' છે 'અનુકૂળ' લોકો એમ માનીને 'પ્રતિકૂળો'ની સાથે હમેશા લડતા રહે છે

નદીના પાણીને માટે જેની સાથે ઝઘડો હોય તે હરીફને અંગ્રેજીમાં 'રાઈવલ' કહે છે 'રાઈવલ'નો સંબંધ 'રિવર' એટલે કે નદી સાથે છે

બુદ્ધ ભગવાનના દિવસોમાં એક વખત અનુકૂળ અને પ્રતિકૂળ નદીપુત્રો અંદર-અંદર લડવા લાગ્યા ભારે યુદ્ધ જામ્યું બુદ્ધ ભગવાનને ખબર પડી તે ત્યાં પહોંચી ગયા બંને પક્ષના આગેવાનોને બોલાવીને તેમણે એક સીધોસાદો સવાલ પૂછયો "પાણીની કિંમત વધારે છે કે માણસના લોહીની?" બંનેના મોઢામાંથી એક જ જવાબ નીકળ્યો "બેશક, માણસના લોહીની કિંમત પાણીની કિંમત કરતાં કેટલીયે વધારે છે"

"તો પછી પાણીને માટે માણસનું લોહી રેડવું એમાં બુદ્ધિમાની છે?"

બુદ્ધ ભગવાનના આ પ્રશ્નથી બંનેની આંખો ખૂલી ગઈ લડાઈ ટળી

કેટલા ભોળા ભગવાન બુદ્ધ અને કેટલા ભોળા એ જમાનાના લોકો! સીધી વાત તરત સમજી ગયા અને માની પણ લીધી હવે રાજનીતિશાસ્ત્ર બહુ આગળ વધી ગયું છે આજે યુરોપ અમેરિકાના લોકોને કોઈ મહાત્મા પૂછે કે, "પેટ્રોલની કિંમત વધારે છે કે માનવના લોહીની?" તો લોકો કહેશે કે, "જરા વિચાર કરવો પડશે' આજકાલ માણસનું લોહી ખૂબ જ સસ્તું થઈ ગયું છે તે લોકો લોકસંખ્યાનું શાસ્ત્ર ખોળી કાઢશે અને દલીલ કરશે કે યુદ્ધ સિવાય માણસનો વિકાસ જ ન થઈ શકે આમ તેઓ અધર્મને ધર્મનું રૂપ આપશે અને જોરથી બંધુહત્યા ચાલુ રાખશે

આજે રાજનીતિનું તો દેવાળુ નીકળી ચૂકયું છે મોટા મોટા ધર્મ અધાર્મિક લોકોના હાથમા પડીને નિસ્તેજ બની ગયા છે આજે તો માત્ર એક હૃદયધર્મ બચ્યો છે, જે આપણને માતાની ગોદમાં મળે છે બાકી તો સંપત્તિશાસ્ત્ર આજે અર્થશાસ્ત્રનું નામ ધારણ કરીને અનર્થ કરી રહ્યુ છે હવે તો હૃદયધર્મને દૃઢતાથી પકડી રાખીશું અને બુદ્ધિને વિચલિત નહીં થવા દઈએ તો જ દુનિયાનો ઉદ્ધાર છે

એપ્રિલ, ૧૯૪૧

## ૧૨

## समाना हृदयानि वः

પરમાત્માનો આ આદેશ ઋગ્વેદના છેલ્લા મડળના અંતમાં આવ્યો છે બધા પ્રકારનુ આધ્યાત્મિક જ્ઞાન આપ્યા બાદ વેદ ભગવાને સગઠનનો મંત્ર બતાવ્યો છે જે લોકો ધૈર્ય જાણતા નથી, અસંસ્કારી છે, અસંયમી છે, સ્વાર્થી છે, દ્રોહી છે, તેમનું સંગઠન જગતને માટે વિનાશક છે તેથી ધર્મરહસ્યનું બધું જ્ઞાન આપ્યા પછી જ ભગવાને સંગઠનનો ઉપદેશ આપ્યો છે

આ વૈદિક ઉપદેશ મનુષ્યજાતિને માટે બધી રીતે હિતકર છે

"હે ધાર્મિકો, ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખીને તમે સૌ એક જ દિશામા પ્રગતિ કરો તમારી વાણીમા પરસ્પર મેળ હો તમે તમારા મનને એક જ આદર્શને માટે સસ્કારી બનાવો, અને દેવોમા જેમ પોતપોતાનાં કર્તવ્યોના પાલન માટે આગ્રહ રહે છે તેવી રીતે તમે પણ પોતપોતાને ભાગે આવેલાં કર્તવ્યોનું પાલન કરો

"તમારા લોકોની કાર્યનીતિ (મત્ર) એક જ પ્રકારની બનો તમારુ હિત વિચારનારી તમારી સભા પણ એક હો તમારાં મન અને ચિત્ત કદી પણ પરસ્પર વિરોધી ન હો આ સગઠન જો દૃઢ કરવું હોય તો તમારે એક વિચારથી ચાલવું પડશે. બધા ઉપભોગોમાં પણ તમારી વચ્ચે અસમાનતા ન હોવી જોઈએ ઉપભોગોમાં અસમાનતા આવવાથી વેર પેદા થાય છે અને એક આદર્શ પણ ટકી શકતો નથી. પરિણામે સંગઠન તૂટી જાય છે તેથી મારો આદેશ છે કે તમારુ ધ્યેય એક રાખો તથા રહેણીકરણીનું ધોરણ પણ એક રાખો

"તમારા લોકોમાં હેતુ અને ધ્યેય, બધા એક જ રહેવા જોઈએ તમારાં હૃદય પણ એક થાઓ તમારા મન પણ એક જેવા થઈ જાઓ આ માર્ગે તમારુ સંગઠન સારી રીતે ટકી શકશે અને તમારુ કલ્યાણ થશે "

આ અંતિમ ઉપદેશનો મર્મ શો છે? જીવન એકરૂપ બનો, ઉદ્દેશ એક બનો, મંત્ર એક જ હો, પ્રગતિની દિશા એક હો આ બધું જ્યારે સૌનાં હૃદય એકરૂપ અને સૌ એકબીજાને ભાઈભાઈની દૃષ્ટિએ જોતા થશે ત્યારે જ સિદ્ધ થશે વિચારમા

ગમે તેટલી ભિન્નતા હોય પણ હૃદય એક હોય તો એકબીજાની વાત સમજવામાં કશી તકલીફ નહીં નડે.

સૌથી ભારે શક્તિ તો સત્યની જ છે. એ સત્ય તો હૃદયથી જ સમજી શકાય છે. યાજ્ઞવલ્ક્ય કહે છે. हृदयेन हि सत्यं जानाति, हृदयं हि एव आत्मा ॥

તેથી, જો હૃદય શુદ્ધ હોય, અને હૃદયોનો પરસ્પર મેળ હોય તો બાકીનું બધું આપોઆપ સિદ્ધ થઈ જશે. ભગવાનના આદેશનો મર્મ એ છે કે તમારાં હૃદય એવાં શુદ્ધ બનો, એવાં ઉદાર બનો કે જેથી આપસઆપસનો મેળ આપોઆપ સ્થપાઈ જાય. તમારાં હૃદય એકરૂપ બનીને ભેગાં થઈ જાય એ જ સંગઠન છે, એ જ સામર્થ્ય છે, એ જ સિદ્ધિ છે.

જુલાઈ, ૧૯૪૧

## ૧૩

## પુણ્ય સંકલ્પ

(એબલ અને કેન એ બે ભાઈઓની જૂના બાઈબલમા વાત છે ભાઈ હોવા છતાં પણ કેનમાં દુશ્મનાવટ જાગી અને તેણે એબલનું ખૂન કર્યું દુનિયામા આ પહેલી બંધુહત્યા થઈ તેમનો દાખલો લઈને બીજા દુર્જનો પણ પોતાના ભાઈઓને મારવા લાગ્યા. ઇસ્લામમાં કહ્યુ છે કે, 'કેન' જ બંધુહત્યાનો આદ્ય પ્રચારક હોવાથી જ્યારે કોઈ માણસ પોતાના ભાઈની હત્યા કરે છે ત્યારે તેના પાપનો થોડો હિસ્સો 'રૉયલ્ટી' રૂપે કેનને નામે જમા થાય છે!

એ જ રીતે જ્યારે કોઈ માણસ કાંઈ પણ ભલાઈ કરે છે અને તેના એ સત્કૃત્યનું અનુકરણ થવા માંડે છે ત્યારે આ રીતે વધતી એ તમામ ભલાઈની કાંઈ ને કાંઈ 'રૉયલ્ટી' એ સદાચાર પ્રવર્તકને જરૂર મળે છે

આટલું જાણીને, ભારતવર્ષ નિર્વૈર બંધુતાનુ પુણ્ય એકઠું કરવાનો સંકલ્પ કેમ ન કરે? )

સપ્ટેમ્બર, ૧૯૪૧

## ૧૪

# શાસ્ત્રોનો ઉપયોગ

શ્વાસ લેવા માટે જેમ કોઈને પૂછવા જવું નથી પડતું, હિંદુસ્તાનમાં રહેવા માટે આપણા લોકોને જેમ કોઈની પરવાનગી લેવી નથી પડતી, તેમ સનાતનધર્મમાં રહેવા માટે કોઈની મહેરબાનીની જરૂર નથી. સનાતનધર્મ ઉપર કોઈનો ખાસ હક નથી એ બધાનો જ છે હિંદુમાત્ર એની અંદર રહી શકે છે, અને એનો લાભ ઉઠાવી શકે છે

સનાતન ધર્મના ઋષિમુનિઓએ ધર્મશાસ્ત્રો રચ્યાં છે અને તે સંસ્કૃત ભાષામાં લખેલાં છે, તેથી સંસ્કૃત ભાષા પવિત્ર ગણાય છે પણ સંસ્કૃત ભાષા એટલે કંઈ સનાતન ધર્મ નથી એકલાં શાસ્ત્રોને પણ કંઈ સનાતન ધર્મ ન કહી શકાય. હિંદુ કોમના એટલે કે બ્રાહ્મણથી માંડી અંત્યજ સુધીની બધી જાતિના સમજુ અને પવિત્ર પુરુષોનું જીવન અને ચિંતન એ જ સનાતન ધર્મ છે

આવા પુણ્ય પુરુષો અત્યંત નમ્રતાથી શિષ્યભાવે જૂના ઋષિમુનિઓનાં વચનોનો સ્વીકાર કરતા આવ્યા છે ઋષિમુનિઓનાં વચનોને આધારે પોતાની જિંદગી ઘડવાની પ્રેરણા મેળવતા આવ્યા છે તેથી જ શાસ્ત્રોનું આટલું મહત્ત્વ છે અને તે યોગ્ય છે કેમ કે ઋષિમુનિઓ પોતે ધર્મપ્રાણ હતા એટલે કે તેઓ ધર્મને માટે જ જીવતા હતા ઈશ્વરપ્રાપ્તિ માટે મથતા હતા અને પ્રાણીમાત્રનું ભલું ચાહતા હતા.

ધર્મનો વિચાર કરવો હોય ત્યારે ધર્મનિષ્ઠ, ધર્મપરાયણ ધર્મપ્રાણ લોકોનાં વચનોથી પ્રથમ ધર્મની દૃષ્ટિ મેળવવી જોઈએ. એટલા માટે અને એટલા પૂરતો જ ધર્મશાસ્ત્રોનો ઉપયોગ છે.

ઈશ્વરે બધાને આંખો આપી છે, બધાને જ મતિ આપી છે, દરેકને માટે એના પોતાપૂરતી અને એનાં બાળબચ્ચાં પૂરતી સ્વતંત્ર જવાબદારી પણ ઈશ્વરે આપી છે માણસ ગમે તેટલો નાલાયક હોય તોપણ એનાં બચ્ચાંનો ઉછેર એના હાથમાં સોંપવા જેટલો વિશ્વાસ ઈશ્વર એના ઉપર રાખે જ છે એ જ બતાવે છે કે માણસ પોતાની અને થોડે દરજ્જે બીજાની જવાબદારી માથે લેવાનો હકદાર તો છે જ. કોઈ પણ માણસ મંદબુદ્ધિ છે, અભણ છે, પછાત છે, સંસ્કારહીન છે, એ કારણે એ પરતંત્ર ન રહી શકે. શાસ્ત્રો માણસને પરતંત્ર કરવા માટે નથી પણ એને સ્વતંત્રતાને માટે વધારે લાયક કરવા માટે છે, તેથી શાસ્ત્રો એ રાજા કે કાયદાને ઠેકાણે નથી, પણ મા અને ગુરુને ઠેકાણે છે જ્યાં રાજા અને કાયદા પાસે જવાનો દરેકને હક છે, ત્યાં મા અને ગુરુ પાસે જવાનો હક સાબિત કરવાપણું હોતું જ નથી શાસ્ત્રોનો હક આસ્તિકોને જ છે, એવી માન્યતા જે

સમાજમાં વ્યાપેલી હોય તો તેનું કારણ શાસ્ત્રો જાણવા માટે જે ભાષાજ્ઞાન જોઈએ છે, જે ધીરજ જોઈએ છે, જે ઉત્સાહ જોઈએ છે તે લોકોમાં નથી હોતાં એ જ છે બ્રાહ્મણોના પાનાનો બોજો જ શાસ્ત્રોનો અર્થ કરવા પર રહ્યો એટલે તેઓ શાસ્ત્ર ન ભણે તો કયાં જાય? પણ જ્યારે કોઈ પણ વસ્તુના માલિકને ઈજારો જ મળી જાય છે ત્યારે તે લોકો અભિમાની અને આળસુ બની જાય છે બ્રાહ્મણોનું પણ એમ જ બન્યું છે

એ વાત ખરી છે કે શાસ્ત્રોનું રક્ષણ કરવાનું, એનો પ્રચાર કરવાનું, અને એનું વધુ ને વધુ ઊંડુ ખેડાણ કરવાનું કામ બ્રાહ્મણોને સોંપેલું છે સમાજ જો જાગ્રત રહે તો જ બ્રાહ્મણો પોતાનું આ કર્તવ્ય બરાબર પાર પાડશે બ્રાહ્મણોને જે દક્ષિણા અને આજીવિકા મળે છે તે બીજી કોમના લોકોને ફક્ત આશીર્વાદ આપવા માટે નથી હોતી એમણે પોતે જ્ઞાનવાન અને ચારિત્ર્યવાન રહી તમામ લોકોને પવિત્રતાની કેળવણી આપવી જોઈએ લોકોને સદાચારનું જ્ઞાન આપવું જોઈએ પારકા લોકોના હુમલામાંથી બચાવવા જેમ ક્ષત્રિયોની, ગરાસિયાઓની, ફોજ હતી, તેમ બ્રાહ્મણોની ફોજ પણ અજ્ઞાન, વહેમ અને અનાચારરૂપી શત્રુ સામે ઝૂઝીને પ્રજાનું રક્ષણ કરવા માટે હતી ગરાસિયા જો બહારવટિયા થઈ જાય અને બ્રાહ્મણો જો અજ્ઞાન અને વહેમના હિમાયતી થઈ જાય તો તેઓ સમાજદ્રોહ કરે છે પછી સમાજ પાસેથી ગરાસ કે દક્ષિણા મેળવવાના તેઓ અધિકારી નથી

સમાજમાં એકાદ માણસ બગડે કે વીફરે ત્યારે સમાજ એને સજા કરી શકે છે આખો વર્ગ જ જ્યારે બગડે છે, રખડે છે, સડે છે અથવા મોળો પડે છે ત્યારે સમાજે પોતાના રક્ષણનું કામ પોતે જ કરવાનું રહ્યું આવા પ્રસંગે ગરાસિયાઓ અને બ્રાહ્મણો પરાપૂર્વથી ચાલતી આવતી પોતાના હકની વાતો કરે તો એમને એ શોભે નહીં અને એમનું ચાલે પણ નહીં લોકો તોફાની થાય અથવા બીકણ થાય તો બન્ને રીતે જેમ રાજાની લાજ જાય છે તેમ લોકો નાસ્તિક થાય કે વહેમી થાય તો ધર્માચાર્યોની લાજ ગઈ જ

વહેમ એ જ મોટામાં મોટી નાસ્તિકતા છે, ઈશ્વરનો દ્રોહ છે, ધર્મનું ખૂન છે આપણા લોકો એ નથી સમજતા એ દુઃખની વાત છે લગભગ દોઢ હજાર વરસ પહેલાં અરબસ્તાનમાં એક જણે આ વાત જાણી લીધી કે વહેમો રાખવામાં ઈશ્વરનો દ્રોહ થાય છે તેથી એણે વહેમનાશક એક પંથ ચલાવ્યો ગૂમડું થયું હોય ત્યાં જેમ માખીઓ આવીને બેસે છે અને સાથે તરફ આપણું ધ્યાન ખેંચે છે તેમ જ્યાં વહેમ હોય ત્યાં તેને ઉઘાડો પાડવા ઈસ્લામ પહોંચી જવાનો ઈસ્લામનો કોઈ ધર્મ સામે વિરોધ ન હોઈ શકે પણ વહેમો સામે એનો જબરો વિરોધ છે ઈસ્લામ ફાવ્યો કે જાણી લેવું કે સમાજમાં ધર્મને નામે અધર્મ ચાલે છે સાચાં શાસ્ત્રો સૂઈ ગયાં છે અને વહેમોનું રાજ્ય ચાલે છે દરેક ધર્મને ઈશ્વરની એ નોટિસ છે એ મળતાંવેંત દરેક સમાજે જાગ્રત થવું જ ઘટે છે

હિંદુ ધર્મમાં જેટલી કોમોનો સમાવેશ થાય છે તે બધી કોમોએ પોતપોતાની ચારિત્ર્યશુદ્ધિ કરવાની જરૂર છે, બધાએ ચારિત્ર્યસંગઠન કરવાની જરૂર છે. તેથી વહેમોનો અથવા વહેમી લોકોના દોર નહીં સ્વીકારતાં પોતે ધર્મનું રહસ્ય જાણી લેવાનો પ્રયત્ન કરવો જોઈએ.

સંસ્કૃત ભાષા આજે ગમે તે શીખી શકે છે. શાસ્રો સાવ ઉઘાડાં છે. શાસ્રોમાં સારું શું છે અને આજે ન ચાલે કે ગળે ન ઊતરે એવું કેટલું છે એ પણ બધા જાણી શકે છે. સ્મૃતિગ્રંથો એટલા તો જૂના થયા છે કે ચુસ્તમાં ચુસ્ત સનાતનીઓ પણ એમ ન કહી શકે કે તેઓ શાસ્રોના અક્ષરાર્થ પ્રમાણે ચાલી શકે છે, અથવા ચાલવા તૈયાર છે. શાસ્રોના એકેએક અક્ષરને પસંદ કરનાર કોઈ મળે કે કેમ એને વિષે પણ શંકા જ છે. વકીલની પેઠે દલીલો કરી કેટલાક આ સ્થિતિને ઢાંકી શકે ખરા; પણ એમાં એનું પોતાનું જ સમાધાન નથી થવાનું ત્યાં બીજો કોણ છેતરાય? તેથી જ એ વાત સ્પષ્ટ થાય છે કે સનાતન ધર્મ એટલે તમામ હિંદુ કોમમાંના સમજુ અને ચારિત્ર્યવાન લોકોનો ધાર્મિક આદર્શ.

# ૧

## મહાભારત

ઉપનિષદ્ કાળના ગુરુશિષ્યના સંવાદ અને સાદી રહેણી પછી આપણને મધ્યદેશના તેમ જ ઇન્દ્રપ્રસ્થના મહારાજાઓનું દર્શન થાય છે

હસ્તિનાપુરના રાજા શાન્તનુને ઘરડે ઘડપણ બીજી વાર પરણવાનો મોહ થયો અને તે પણ એક માછીની છોકરી સાથે, અને અહીંથી જ મહાભારતની દુર્દશાની શરૂઆત થઈ પિતાની ઇચ્છા બર લાવવા માટે ભીષ્મે બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા લીધી અને રાજ્યપદનો ત્યાગ કરી પોતાનાથી બનતી રાજસેવા કરવાનું વ્રત લીધું શાન્તનુ પછીના રાજા નાશ નીપજ્યા જ નહીં વિચિત્રવીર્ય બહુ નાની ઉંમરમાં મરી ગયો ધૃતરાષ્ટ્ર જન્મથી આંધળો હતો અને પાંડુ પાંડુરોગથી ગુજરી ગયો અને રાજ્યગાદી માટે ધૃતરાષ્ટ્રના દીકરાઓ અને પાંડુના દીકરાઓ વચ્ચે ઝઘડો શરૂ થયો દુર્યોધને અનેક રીતે કપટ રચ્યું અને દરેક વખતે પાંડવો તે જાળમાં ફસાયા વિદુર અને શ્રીકૃષ્ણ તેમની મદદમાં હતા તેથી દરેક વખતે તેઓ જેમતેમ જાળમાંથી ઊગરી જતા આખરે યુધિષ્ઠિર દુર્યોધન સાથે દ્યૂત રમવા તૈયાર થયો! અને તેમાં હાર્યો પાંચ જણની સ્ત્રી દ્રૌપદી પણ એણે હોડમાં મૂકી ને ખોઈ! અન્તે બાર વર્ષ વનવાસ અને એક વર્ષ અજ્ઞાતવાસ પૂરો કરે તો એમને એમનું રાજ્ય પાછું મળે એવી શરત નક્કી થઈ બાર વર્ષ તો સહેલાઈથી નીકળી ગયાં તેરમે વરસે પાંડવો વિરાટ નગરીમાં ગુપ્ત રીતે રહ્યા અજ્ઞાતવાસનું વર્ષ માંડ પૂરું થયું હશે એટલામાં ક્ષાત્રધર્મને અનુસરીને ગાયોનું રક્ષણ કરવા પાંડવોને પ્રગટ થવું પડ્યું વર્ષ પૂરું થયું કે નહીં એ વિષે વાદ ચાલ્યો ચંદ્રની ગતિ પ્રમાણે વર્ષ ગણવું કે સૂર્યની ગતિ પ્રમાણે એની ચર્ચા ચાલી અને અન્તે રણનું શરણ લેવાનું નક્કી થયું આ ભારતીય યુદ્ધમાં ભારતવર્ષના લગભગ બધા જ રાજાઓ સામેલ થયા હતા બન્ને પક્ષની મળીને અઢાર અક્ષૌહિણી ચતુરંગ સેના કુરુક્ષેત્ર ઉપર જમા થઈ અઢાર દિવસ સુધી યુદ્ધ ચાલ્યું અને આખર બન્ને પક્ષના મળીને અઢાર માણસ બચ્યાં પાંડવો જીત્યા, પણ યુધિષ્ઠિરને હાથ ઘસીને કહેવું પડયું કે આ જય તો પરાજય કરતાં પણ વસમો છે અધર્મનો સડો ખૂબ જામ્યો હતો ધર્મ વિષેની દલીલબાજીમાં દરેક જણ પ્રવીણ હતો મહાભારત યુદ્ધમાંથી બચી ગયેલા કાઠિયાવાડના યાદવો ઉન્મત્ત થયા અને આપસમાં લડવા લાગ્યા આખર ત્યાં પણ જાદવાસ્થળી જામી અને સંહારનું કાર્ય પૂરું થયું ત્યાર પછી પરીક્ષિતનું રાજ્ય શરૂ થયું તક્ષક નામના નાગ રાજાએ તેના ઉપર હુમલો કરી તેનો વધ કર્યો અર્જુને ખાંડવવન બાળી નાગકુળનો ઉચ્છેદ કર્યો હતો તેનો આ બદલો હતો પરીક્ષિત પછી જન્મેજયે નાગલોકો સામે વેર વાળવાનું સત્ર શરૂ કર્યું હિંસા અને પ્રતિહિંસા જોરથી ચાલી

પણ નાગકન્યાના ઉદરમા જન્મેલા આસ્તિક નામના એક બ્રાહ્મણની દરમ્યાનગીરીથી આ વિગ્રહ શમ્યો અને વિગ્રહથી અકળાઈ ગયેલી ભરતભૂમિને આખરે શાન્તિ મળી ત્યાર પછી શુ થયું તેનો ચોક્કસ ઇતિહાસ જડતો નથી પણ વેરથી વેર શમતું નથી, ક્ષમાથી જ વેર શમી જાય છે, એટલો પાઠ ભરતભૂમિ ભારતીય યુદ્ધ, યાદવાસ્થળી અને સર્પસત્રથી શીખી ગઈ એમ કહીએ તો ચાલે

આ ભારતીય યુદ્ધના વખતના જ કૃષ્ણદ્વૈપાયને (એમને જ વેદવ્યાસ કહે છે) એ યુદ્ધનુ અને તે વખતનું સપૂર્ણ વર્ણન જય અથવા મહાભારત નામના એક મહાભારત ગ્રથમા લખી રાખ્યું છે મહાભારત દુનિયામાં મોટામાં મોટા ગ્રંથોમાંનો એક છે વ્યાસે જે સ્વરૂપમા એ લખ્યો હશે તે જ સ્વરૂપમા તો આપણી પાસે આજે તે નથી આ મહાન રાષ્ટ્રીય ગ્રથના રાષ્ટ્રીય સંસ્કરણો અનેક વાર થયા છે

રામાયણમા ભારતવર્ષનો આદર્શ ચીતરેલો છે, મહાભારતમા અનેક સારી અને નરસી વાસનાઓથી પીડિત મહાન જનસમુદાયનો યથાર્થ ચિતાર ચીતરેલો છે હિંદુસ્તાનના અસખ્ય પહાડોમા જેમ હિમાલય પોતાની ઉત્તુંગતાથી જુદો પડે છે તેમ મહાભારતમા શ્રીકૃષ્ણ અને ભીષ્મ બે નરવીરો જુદા પડે છે બન્ને ઘટનાજાળના સૂત્રધાર હોવા છતાં પરિણામ વિષે બેપરવા છે ભીષ્માચાર્ય વિરુદ્ધ પક્ષના સૂત્ર ધાર હોવા છતા શ્રીકૃષ્ણના પરમ ભક્ત છે તેઓ અત્યત સ્વાર્થત્યાગી, પ્રતિજ્ઞાનિષ્ઠ બ્રહ્મચારી અને તપસ્વી છે છતાં નિષ્ઠાબદ્ધ થવાથી એ પોતાનો પક્ષ અસત પખ છે એમ જાણતા છતા છોડી શકતા નથી अर्थस्य पुरुषो दास એવુ દીન વચન કહી તેમને પોતાના આચરણનું સમર્થન કરવું પડે છે, જ્યારે શ્રીકૃષ્ણ આવી કશી જવાબદારી સ્વીકારતા જ નથી તેઓ બધું પરિણામ પહેલેથી જ જાણે છે ભીષ્મ અર્થના દાસ છે ત્યારે શ્રીકૃષ્ણ પ્રેમભક્તિના વેચાણ છે ભીષ્મની કર્તવ્યનિષ્ઠા અલૌકિક છે, શ્રીકૃષ્ણની અનાસક્તિ દૈવી છે ભીષ્માચાર્યે નિષ્કામ કર્મ આચર્યું અને ફળની બધી ગોઠવણ ઐશ્વર્યભાવે શ્રીકૃષ્ણે કરી

રામાયણની સીતા અને મહાભારતની દ્રૌપદી એમના સ્વરૂપની માફક સ્વભાવમાં પણ વિરોધી છે, છતાં બન્ને પોતપોતાની ઢબે આદર્શ છે સીતાનું સર્વાર્પણ આદર્શ છે, જ્યારે દ્રૌપદીની તેજસ્વિતા અનુકરણીય છે તેથી જ શાસ્ત્રકારોએ બન્નેને એક જ શ્લોકમા પાસે પાસે મૂકી પ્રાતસ્મરણીય કરેલા છે

મહાભારતનો સમય એટલે શ્રીકૃષ્ણ, ભીષ્મ અને યુધિષ્ઠિર, જરાસંધ અને ભીમ, કર્ણ અને અર્જુનનો સમય એ જ અરસામા યવન અને નાગ લોકો પણ હિંદુસ્તાનમા આવેલા અફઘાનિસ્તાન અને તિબેટ સાથે આજના કરતાં તે વખતે આપણે વધારે સંબંધ હતો કુન્તી અને માદ્રી, દ્રૌપદી અને ગાંધારી, સત્યભામા અને રુક્મિણી, ઉત્તરા અને ચિત્રાંગદા બધી દૂર દૂરની રાજકન્યાઓ કુરુકુળમાં પરણેલી.

જે સ્વરૂપમા મહાભારત આજે આપણી પાસે છે તે સ્વરૂપ ઈ સ ૪૦૦ની આસપાસ એટલે કે આજથી લગભગ દોઢ હજાર વર્ષ ઉપર નક્કી થયું હશે એમ વિદ્વાનોનું માનવુ છે.

૧૯૨૩

## ૨

## મહાભારતનો આસ્વાદ

મહાભારત જેમ જેમ વધારે વાંચીએ છીએ તેમ તેમ તેને વિષેનો આદર વધતો જ જાય છે 'प्रतिपर्वं रसावहम्' એ એનું વર્ણન તો છેક સામાન્ય લાગવા માંડે છે ભારતને શોભે એવું કોઈ એક વિશેષણ હોય તો તે 'આર્યભવ્ય' છે રામાયણ વીણામધુર છે, જ્યારે મહાભારત મેઘગભીર છે ભારતે મનુષ્યસ્વભાવનો છેક ઊંડાણથી તાગ કાઢયો છે

ચરિત્રચિત્રણમા મહાભારતકારે પોતાનો બધો શક્તિવૈભવ સકલ્પશિથિલ ધૃતરાષ્ટ્રને આમેહૂબ અને આબાદ ચીતરવામાં વાપરેલો છે આ આધળો રાજા કશું કરતો નથી એ બધાનુ માત્ર સાંભળતો જ રહે છે તોપણ પહેલેથી છેવટ સુધી, છેક છેવટ સુધી, આપણે તેને નજર આગળથી દૂર રાખી શકતા નથી ડગલે ને પગલે દૈવની મહત્તા વર્ણવતો એ રાજા દૈવની સાક્ષાત્ મૂર્તિ જ છે બધું જાણવા સમજવા છતાં દૈવ જેમ આંધળું છે તેવો જ ધૃતરાષ્ટ્ર છે ભીષ્મ, વિદુર અને સજય સરખા સલાહકારો તેની આસપાસ છે, ગાધારી જેવી પતિવ્રતા પણ તેની ધૂળ ખંખેરી કાઢે છે, શ્રીકૃષ્ણ પ્રત્યક્ષ પરમાત્મા છે એ પણ તેનાથી અજાણ્યું નથી છતા એ આધળાએ ન જોયુ તે ન જ જોયુ

શેક્સપિયરના હેમ્લેટ જેવો આ ક્ષીણસકલ્પ ધૃતરાષ્ટ્ર 'આપણે હાથે કશુ બનવાનું નથી, આપમેળે જે થવાનું હો તે થાઓ' એવી વૃત્તિથી જીવે છે ચેતનવાન (ચેતનાધારી) છતા 'जडवल्लोकआचरेत्' સૂત્રનું તેણે વિકૃત વૃત્તિથી પાલન કર્યું છે સર્વે દોષ દુર્યોધનને માથે ઢોળવા તૈયાર હોવા છતા એનો વધારમા વધા ટેમે દુર્યોધનને જ પ્રસગ પડશે વિદુરને દૂર કરશે પણ દુર્યોધન પર અકુશ નહં રાખે શકુનિ જેમ જેમ દ્યૂતમા જીતતો ગયો તેમ તેમ આ ડોસાને ઉમળકાઅં આવતા ગયા 'કોણ જીત્યું? શું જીત્યા? હોડમા શુ હતુ?' એવું એવુ મહા આતુરતાથી તે પૂછતો રહ્યો એમાથી જ એનો મૂળ સ્વભાવ ઓળખાઈ આવે છે ભારતીય યુદ્ધને અને આ કૌરવ રાજાએ લોહભીમને ચગદીને ચૂર્ણ કરવો તેમા પણ એ જ સ્વભાવ છેવટ સુધી ટકી રહ્યાની સાક્ષિતી છે ધૃતરાષ્ટ્ર અનમર્થ અને કૂટ મનોવૃત્તિનું અતિ સમર્થ ચિત્ર છે

દરેક નાટકમાં તેમ જ કથામાં નાયક સાથે ઉપનાયકો હોય છે. સાહિત્યશાસ્ત્રે એમનો સ્વભાવ કેવી રીતે ચીતરવો તેની મર્યાદાઓ બતાવેલી છે. પરંતુ કોઈ કોઈ વેળા કથાનકોમાં નાયક ઉપરાંત બીજું એક મંગળમૂર્તિ પાત્ર હોય છે. વિક્ટર હ્યુગોના 'લા મિઝરેબલ્સ'માંનો બિશપ ઑફ ડી એવું જ એક મંગળમૂર્તિ પાત્ર છે. 'લા મિઝરેબલ્સ'ના દીર્ઘ અને વિપુલ કથાનકમાં બિશપ ઑફ ડીનો સંબંધ બહુ ઓછો આવે છે. પરંતુ તેની મંગલ છાયા ઠેઠ છેવટ સુધી કથાનકને આવરી રહે છે. એ કથાનકનું કોઈ પણ પાત્ર બિશપ કરતાં ઊંચે જઈ શક્યું નથી.

રવીન્દ્રનાથ ઠાકુરના 'ઘરે બાહિરે'માં નાયક નિખિલ અને ઉપનાયક સંદીપ છે. પણ મંગળમૂર્તિ તો નિખિલનો અધ્યાપક, 'નત નયને અનિમેષે' તેની ચિંતા રાખનારો ચંદ્રશેખર છે

મહાભારતની મંગલમૂર્તિઓ ત્રણ: ભીષ્મ, કૃષ્ણ અને વ્યાસ. આ ત્રિમૂર્તિમાં પણ પ્રધાન સ્થાન ભીષ્મનું જ. કૃષ્ણની વિભૂતિ તો આખરે દિવ્ય હોઈ એને ભવ્ય નહીં કહી શકાય વ્યાસ કોઈ વાનપ્રસ્થની જેમ દૂરના દૂર જ રહે છે. સમસ્ત મહાભારત પર પોતાની મંગળ છાયા પાથરનાર તો ધર્માત્મા ભીષ્મ જ છે. તે સાગર સમા ગંભીર, હિમાલય સમા પ્રચંડ અને અનંત આકાશ જેટલા શાન્ત, નિર્મળ છે.

ભીષ્મ કૃષ્ણના ઉત્તમ ભક્તો પૈકી એક છે.

> प्रह्लाद नारद पराशर-पुण्डरीक-
> व्यासाम्बरीष शुक शौनक भीष्म दाल्म्यान् ।
> रुक्मांगदार्जुन-वसिष्ठ विभीषणादीन्,
> पुण्यान् इमान् परमभागवतान् स्मरामि ॥

એવું જે જે પરમ ભાગવતોનું રોજ સવારે ઊઠીને આપણે સ્મરણ કરીએ છીએ તેઓમાં પણ ભીષ્મનું સ્થાન ન્યારું છે બીજા ભાગવતો ભગવાનને આધીન રહીને તેની પ્રેરણાને અનુરૂપ વર્તન રાખે છે. ભીષ્મને ભાગે પોતાના પરમપ્રભુનો અખંડ વિરોધ કરવાનું જ આવ્યું. અને તેમ છતાં તેમની વિરોધભક્તિ નહોતી.

ભીષ્મ અને કૃષ્ણનો રાષ્ટ્રપુરુષ તરીકે વિચાર કરતા પણ તેમનો આત્યંતિક સ્વાભાવભેદ દેખાઈ આવે છે. બન્ને ધર્મનિષ્ઠ, ધર્મપરાયણ અને ધર્મકાર, પરંતુ બન્નેનું જીવનતત્ત્વજ્ઞાન તદ્દન ભિન્ન. ભીષ્મનું જીવનતત્ત્વ બહુ અંશે પ્રભુ રામચંદ્રના જીવનતત્ત્વ જેવું છે. બન્ને મર્યાદાપુરુષોત્તમ, પોતાને ધર્મપરતંત્ર સમજનારા અને ધર્મપાલન સારુ કોઈ પણ ત્યાગ શીતલવૃત્તિથી કરનાર. મનુષ્યજાતને દાખલો બેસાડનારા એ બે જ. બીજી બાજુ કૃષ્ણ જેવા પ્રતિજ્ઞાભંજક તેવા જ મર્યાદાભંજક. ધર્મમાર્ગમાં દરેક નિયમને અપવાદ કેમ હોઈ શકે, એ બતાવવાને જ જાણે તેમણે અવતાર ધારણ કર્યો હતો બંકિમચંદ્રે શ્રીકૃષ્ણનું એક જીવનચરિત્ર લખ્યું છે તે ચરિત્ર નહીં, પણ કૃષ્ણ પર મુકાતા આક્ષેપોનું એક મોટું ખંડન જ છે ન્યાયનિપુણો

પોતાનું બુદ્ધિસર્વસ્વ વાપરી બચાવ ન કરે તો શ્રીકૃષ્ણના એક પણ કૃત્યની યોગ્યતા ધ્યાનમાં નહીં આવે. ગાંધીએ જેમ ગાયનું વાછરડું મારી અહિંસાધર્મનું પાલન કર્યું, તેવું જ કંઈક દર વખતે શ્રીકૃષ્ણે ધર્મપાલન કર્યું હશે એવો ભાસ થાય છે! ધર્મના સિદ્ધાંતના મૂળ સુધી પહોંચી તેના તત્ત્વાર્થના પાલનને સારુ શબ્દાર્થનો વિરોધ કેમ કરવો તેનો જ શ્રીકૃષ્ણે અભ્યાસ કર્યો હોવો જોઈએ

દેવદત્તે (ભીષ્માચાર્યે) ભરજુવાનીમાં એક ભીષ્મ પ્રતિજ્ઞા કરી રાજ્ય અને સ્ત્રીનો ત્યાગ કર્યો એ એક પ્રતિજ્ઞાના પાલનને સારુ તેમણે ચારે બાજુથી હાનિ થવા દીધી. પ્રતિજ્ઞાના પાલનનું પ્રયોજન ન રહ્યા પછી પણ તેમણે તે પ્રતિજ્ઞા ન છોડી તે ન જ છોડી અને તેમનું નસીબ પણ કેવું વિચિત્ર! તેમણે રાજ્યનો સ્વીકાર ન કર્યો છતાં તેનો બધો ભાર તેમને જ વહેવો પડયો ભાઈભાંડુઓ વચ્ચેનો ટંટો ટાળવા તેમણે લગ્ન કરવાનું માંડી વાળ્યું પરંતુ તેમને કેટલાયે નિયોગો અને કેટલાયે લગ્નો કરાવવાં પડયા વિશેષ શું કહેવું? સ્વયંવરોમાં ભાગ લઈ તે જુવાનજોધ છોકરીઓ પણ જીતી લાવ્યા! અને ભાઈભાઈનો જે ઝઘડો ટાળવાને માટે તેમણે અખંડ બ્રહ્મચર્ય સ્વીકાર્યું તે જ ઝઘડાને કારણે પોતાની ઈચ્છા વિરુદ્ધ અસત્યપક્ષને માટે લઢીને અને લાખો લોકોનો સંહાર જોઈને તેમને પોતાનો પ્રાણ આપવો પડયો! ભીષ્મપ્રતિજ્ઞા એ જગતને માટે આદર્શભૂત છે તેનું બ્રહ્મચર્ય પણ તેવું જ અલૌકિક. એ બ્રહ્મચર્યના બળથી તે પરમજ્ઞાની, પરમસમર્થ અને ધર્મજ્ઞ થયા એટલું જ નહીં પણ ઈચ્છામરણી પણ થયા પરંતુ તેમની એ પ્રતિજ્ઞાથી કૌરવકુળને કે આર્યસંસ્કૃતિને કયો લાભ થયો? કંઈ નહીં તો પોતે સત્યને ખાતર યુદ્ધ કરે છે એટલું સમાધાન તો તેમને મળવું જોઈતું હતું રાજ્ય ઉપરનો હક છોડીને તે રાજાના સેવક થયા પોતાની બધી વફાદારી તેમણે રાજ્યગાદીને આપી, જે લઉં છું તે આ ગાદીનું અન્ન છે, ગાદીની આજ્ઞા થાય તે શિરસાવંદ્ય ગણવી જોઈએ, એવી બંધારણીય વૃત્તિ તેમણે ધારણ કરી ભીષ્મ જેવો તંત્રવાદી (constitutionalist) ભાગ્યે જ બીજો કોઈ થયો હશે પરંતુ તંત્રને જ દેવ સમજીને વર્તવાથી તેમણે રાષ્ટ્રહિતનું માત્ર સત્યાનાશ વાળ્યું

બીજી બાજુ શ્રીકૃષ્ણે હરેક પ્રસંગે બંડખોરપણું જ કાયમ રાખ્યું જે જે પ્રસંગે પોતાની સર્વજ્ઞતા અને ધર્મવૃત્તિ જે માર્ગને કે પગલાને યોગ્ય ઠરાવે તેનું જ નિઃશંકપણે પાલન કરવું એ શ્રીકૃષ્ણનો માર્ગ એ માર્ગથી પાંડવોનું રક્ષણ થયું તેમને વિજય મળ્યો એ ખરું પરંતુ એ વિજય ઈતિહાસમાંના પિર્‌હસના વિજય જેવો હતો ધર્મરાજાને છેવટે આંસુભરેલી આંખે કહેવું પડ્યું.

जयोऽयमजयाकारो भगवन्! प्रतिभाति म ।

રાષ્ટ્રના ક્ષાત્રકુળનો હ્રાસ થયો અર્જુનને લાગેલો ભય ખરો ઠર્યો સાંબ જેવા રાજપુત્રો નાચનારા છોકરાઓનું કામ કરવા લાગ્યા અને મુનિઓની મશ્કરી કરતા થયા કશ્યપ જેવા વૈદ્યવિશારદ બ્રાહ્મણો પણ તક્ષકની લાંચ ખાઈ રાજસેવા

છોડીને પાછા ફર્યા એવી અંધાધૂંધી ફેલાઈ ને ખુદ શ્રીકૃષ્ણને ઘેર તો સુરામત્ત કલહ જાગ્યો, અને તેનાથી જ બીજો મહાન કુલક્ષય થયો શ્રીકૃષ્ણે ધર્મની સ્થાપના કરી એ વિષે શક નથી, કેમ કે તેમણે અર્જુનગીતા, ઉદ્ધવગીતા અને અનુગીતા જેવા સર્વોચ્ચ ધર્મોપદેશો દુનિયાને આપ્યા પરંતુ તેમના પોતાના જમાનામા કે તે પછી હજાર વર્ષમાં કૃષ્ણધર્મનો પ્રચાર કે તેનાથી થનારી મનુષ્યસમાજની આબાદી એનું નામનિશાન જણાતું નથી રાજસૂય યજ્ઞ કરી ધર્મરાજે રાજકુળનો ઉચ્છેદ કર્યો એમ જ કહેવું જોઈએ પરંતુ ભીષ્મના કે કૃષ્ણના માર્ગની પરીક્ષા તાત્કાલિક પરિણામની દૃષ્ટિથી કરવામાં જ ભૂલ છે શ્રીકૃષ્ણના મરણ પછી આંધળો ધૃતરાષ્ટ્ર જો જીવતો હોત તો તે જરૂર એમ જ કહેત કે ખરેખર '*કાળ જ બળવાન છે, તેની ઇચ્છા અન્યથા કરવાને કોઈ સમર્થ નથી* '

ગીતાધર્મ પ્રમાણે યથાયોગ્ય વર્તન રાખી, નમ્રપણે કર્તવ્ય કરનાર અને માનવપ્રાણીને જેટલું સમાધાન મેળવવું શક્ય છે તેટલું મેળવનાર એવો એક પૂરો રાષ્ટ્રપુરુષ યુધિષ્ઠિર છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વર્ગનો તેનામા યોગ્ય મેળ બેઠો હતો ઐહિક વિજય, ઐહિક સુખ અને ઐહિક વૈભવ એ બધાં બહારથી આકર્ષક અને અંદરથી નિ:સાર ઇંદ્રવારણાના ફળ જેવા છે એ સમજીને તેણે વર્તન રાખ્યું છે ધર્મો રક્ષતિ રક્ષિત એ તેનું બિરદવાક્ય ધર્મમાર્ગ પરની યુધિષ્ઠિરના જેટલી શ્રદ્ધા કોઈની જ જણાતી નથી ધર્મમાર્ગ પોતાને ગમે ત્યા લઈ જાય, નિ:શકપણે ત્યા જ જવુ અને ધર્મના હાથમા આપણે કોઈ પણ વખતે સુરક્ષિત જ છીએ એવી શ્રદ્ધા કાયમ રાખવી, એ વૃત્તિથી ધર્મરાજાનું જીવન બધી બાજુથી સફળ થયું છે

*ધર્મનો વધેલ બધુ કર્ણ જન્મથી જ બિચારાને આર્ય અને શુભ સંસ્કાર* મળ્યા નહીં કર્ણ નિષ્ઠામા મક્કમ તેમ જ હૃદયનો ઉદાર, રણમા શૂર અને આદર્શ દાતા હતો પણ હીનત્વભાવની ગાઠ (Inferiority complex) તેના હાડમા વળી ગઈ હતી કેટલીક વાતો દુર્યોધનને ન સમજાતી તેની એને સમજ હતી તે પણ તેણે દુર્યોધન આગળ સાફ સાફ રજૂ ન કરી મિત્રનિષ્ઠા એટલે મિત્રનું અનુયાયીપણુ નથી, તેની ધૂન પ્રમાણે ચાલવાપણુ નથી કર્ણે નિષ્ઠાનો, વફાદારીનો અતિરેક કરી દુર્યોધનની સવ હીન વૃત્તિઓને ઉત્તેજન જ આપ્યું તેથી કર્ણ સરખા અનન્ય મિત્રની નિષ્ઠાની પ્રતિનિષ્ઠા બતાવવા દુર્યોધનને પોતાના અધર્મ માર્ગમા વધારે વધાર દૃઢ થવું પડયુ

કર્ણનો મોટામા મોટો દોષ તેનું અભિમાન અહપ્રેમ તેની પાસે હિસાબ જુઓ તો કશાનો જ ન મળે પ્રત્યક્ષ ભારતીય યુદ્ધ પહેલા અનેક વખત પરાભવ પામીને તેને અને દુર્યોધનને પોતાના અને સામાના બલાબલનો અનુભવ થયો હતો પરંતુ એ અનુભવ તરફ આખડ દુર્લક્ષ કરવામા જ કર્ણને બહાદુરી જણાઈ હોવી જોઈએ પાચ પાંડવોએ મળીને જે દિગ્વિજય કરેલો તેવો તેણે એકલે હાથે કરી

દુર્યોધન પાસે વૈષ્ણવ યાગ કરાવ્યો અને તેમ કરીને ઘોષયાત્રાથી આત્મવિશ્વાસ ગુમાવી બેઠેલા દુર્યોધનને તેણે પાણી ચઢાવ્યું પરશુરામ પાસેથી અસ્ત્રો મેળવ્યાં કે ઈન્દ્રને કુંડળો આપી દીધાં એનાથી પણ કર્ણના તે દિગ્વિજયનું મૂલ્ય વિશેષ છે પરંતુ મહાભારતકારે એ વિજયને ઝાઝું મહત્ત્વ આપ્યું નથી કદાચ પાંડવોના દિગ્વિજય પછી કર્ણ ગયો હોવાથી તેને તે ફોકટમાં જ મળી ગયો હોય હિતની વાત સાંભળવામાં ધૃતરાષ્ટ્ર, દુર્યોધન અને કર્ણ ત્રણેના રસ્તા ત્રણ જુદી જુદી જાતના ધૃતરાષ્ટ્રને જે કહો તે ઝટ ગળે ઊતરે પરંતુ તે પ્રમાણે વર્તન કરવામાં મીંડું પાંડવગીતામાં દુર્યોધનના મોઢામાં જે શ્લોક મૂક્યો છે તે સાચી રીતે ધૃતરાષ્ટ્રના સ્વભાવનો દ્યોતક છે

जानामि धर्मं न च मे प्रवृत्ति ।
जानाम्यधर्मं न च मे निवृत्ति ॥
केनापि देवन हृदि स्थितेन ।
यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥

ધૃતરાષ્ટ્રને ભાગે દેવ અને દૈવ એમાં એક માત્રાનો જે ફરક છે તે પણ નહોતો રહ્યો

દુર્યોધન પમાભિમાની, સ્વાર્થી અને દીર્ઘદ્વેષી હોવાથી તેનામાં અંતર્મુખતા જેવું કશું જ નહોતું તે વારવાર ઊછળતો, વારવાર પોતાના કહેવાનું સમર્થન કરતો, બોધ કરનારના હેતુ વિષે જ શંકા કરતો, અને પોતાના નિશ્ચયમાં વળગી રહીને બધાનો પહોંચો પકડતો તોપણ તેને વિષે એક બાબતમાં આદર જ થાય છે કે તે અંતર્બાહ્ય સરખો જ હતો તે પોતાની મનોવૃત્તિ સાથે ઈમાનદારી જાળવતો કર્ણને વિષે એમ કહેવું મુશ્કેલ છે કેટલીક બાબતો કર્ણને બરાબર સમજાતી પણ વફાદારીથી વર્તવાના આગ્રહને વશ થઈ તે સામી જ બાજુ ગ્રહણ કરતો ને પછી હૃદયપૂર્વક તેને જ ધારણ કરી વળગી રહેતો આવા તેના સ્વભાવને કારણે તેને મહાપુરુષોની પ્રથમ પંક્તિમાં મૂકવાનું મુશ્કેલ પડે છે ભીષ્મ તદ્દન નમીને પોતાનો અભિપ્રાય જાહેર કરતા, તે તેમનો અભિપ્રાય ધર્મજ્ઞાન અને પરિસ્થિતિના સંપૂર્ણ જ્ઞાનને અનુરૂપ રહેતો એ અભિપ્રાય બેશક દુર્યોધનની વિરુદ્ધ જતો પરંતુ યુદ્ધને પ્રસંગે સોએ સો ટકા નિષ્ઠાથી તે લડતા ભીષ્મની પણ એ કર્તવ્યનિષ્ઠા અને રાજનિષ્ઠા કર્ણ જેવા ઊતરતા દરજ્જાના માણસથી ક્યાંથી સમજાય? તેને તો અનુયાયીઓમાં જે એકનિષ્ઠાની ધૂન હોય છે તેનું જ ભાન. એ કારણે તેણે ભીષ્માચાર્યને રોજ ઊઠીને અન્યાય કર્યો, અને દુર્યોધનનું મન તેમને વિષે અત્યંત કલુષિત કરી નાખ્યું ભીષ્મ મન મૂકીને લડતા નથી, તેમને પક્ષપાત છે એટલે તે જાત ચોરે છે એવું દુર્યોધનને લાગતું તેનું કારણ કર્ણ જ હતો ભીષ્મના દશ દિવસના યુદ્ધમાં છેવટે છેવટે તે પિતામહને દુર્યોધનને મોઢેથી જે મર્મના વચનો (unkind cuts) સહન કરવા પડયા અને જેને યોગે એ વીર પુરુષની

આંખમાં આંસુ આવી ગયાં તેનું કારણ પણ કર્ણ જ. સ્વપરબળને વિષે યથાર્થ ખ્યાલ ન હોવો, અને ચીડથી સળગીને રિસાઈ બેસવું એ જો યુદ્ધકળાની દૃષ્ટિથી મોટો દોષ હોય તો ભીષ્માચાર્યે કર્ણને અર્ધ-રથી ઠરાવ્યો તે યથાયોગ્ય જ હતું.

રથીપણું માત્ર શૌર્ય પર આધાર રાખતું નથી. યુદ્ધે અપલાયનમ્ એ પ્રત્યેક ક્ષત્રિયનો ધર્મ હોવો જોઈએ એ સાચું, પરંતુ કુશળ યોદ્ધાને પ્રસંગ પ્રમાણે વલણ રાખવું પડે છે, અને આગળ ઉપરનું ધોરણ નજર સામું રાખી પૂંઠ પણ બતાવવી પડે છે. ધર્મરાજાએ ઘણી વાર પૂંઠ બતાવી છે. દુર્યોધને પણ બતાવી છે. પછી કર્ણ બતાવે તેમાં નવાઈ નથી. નિષ્પ્રભ થઈ, ઝાંખા પડી, હતબળ થઈ પૂંઠ બતાવવી એ જુદું અને શત્રુનું બળ અજમાવી જોઈ આ ક્ષણે આપણાથી ટકાવાનું નથી એવો અંદાજ કાઢી તક ચૂકવવી એ જુદું; આ ભેદ જેને સમજાયો નથી અને જે આંખે પાટા બાંધી આંધળો બની મરણ સ્વીકારે છે તેને વિરક્ત કહી શકાય, કદાચ તેને મરણપરાયણ ગણીએ, પણ તેણે ક્ષાત્રધર્મનો પરમ ઉત્કર્ષ બતાવ્યો છે એમ નહીં કહી શકાય.

ભીષ્મે કર્ણને અર્ધરથી કહેલો તે મત્સરથી કે દ્વેષથી નહીં પણ તેનો પાણ-ઉતારો એ જ તેના હૃદયમાં વસેલો અભિમાનનો ઉતાર છે એમ સમજીને અને દુર્યોધને યુદ્ધને માટે ચંગ બાંધતી વખતે જે ભૂલભરેલો હિસાબ કરી રાખ્યો હતો તે સુધારવાના હેતુથી જ. 'ભીષ્મ જીવે છે ત્યાં સુધી હું યુદ્ધમાં ભાગ લેવાનો નથી.' એવું જાહેર કરીને કર્ણે ક્ષાત્રધર્મ અને મિત્રનિષ્ઠા બન્ને ભૂંસી નાખ્યાં અને યુદ્ધમાં ભીષ્મ વિજયી ન થતાં મરીને પડશે એ ખ્યાલને મજબૂત કરીને શરૂઆતથી જ અપશુકનનું વાતાવરણ પેદા કર્યું મિત્રનિષ્ઠ, દાનપ્રતિજ્ઞ, અને યુદ્ધદુર્દમ તનુત્યાગી કર્ણ પોતે સરવાળે અહંપ્રેમી જ હતો એવું એ પ્રસંગે તેણે સિદ્ધ કરી બતાવ્યું.

કર્ણનું વીર્ય, તેની મિત્રનિષ્ઠા, જન્મની બાબતમાં તેને થયેલો અન્યાય, તેને મળેલું વીરોચિત મરણ અને તે વખતે પણ તેને થયેલો અન્યાય, એ બધી બાબતોને લીધે કર્ણ વિષે જનતામાં સ્વાભાવિક સહાનુભૂતિ, કૌતુક અને પક્ષપાત છે. આ પક્ષપાતને લીધે કર્ણના દોષ તરફ ધ્યાન જતું નથી ને તેને ઉદાર ન્યાય આપવા જતાં કૃષ્ણ, અર્જુન વગેરે પાંડવપક્ષીઓને અન્યાય ન થાય અને ભીષ્મા-ચાર્યનું મન કર્ણની બાબતમાં કંઈક કલુષિત થયું હતું એવો ગ્રહ ન બંધાય તેટલા માટે જ આટલું વિવેચન આવશ્યક જણાયું છે.

એક રીતે જોતાં ભીષ્મ અને કર્ણ બન્ને પોતાની બાજુ અસત્યની છે, અને બળકૌશલ્યતામાં પણ લૂલી છે એ જાણવા છતાં માત્ર કર્તવ્યનિષ્ઠાથી, પોતાની આર્યવૃત્તિને વફાદાર રહી ફળ વિષે સંપૂર્ણ ઉદાસીનતા રાખી, તેઓ લડ્યા હતા. ભારતવર્ષ પર રાજ્યપણાનો હક જેવો ભીષ્મનો હતો તેવો જ કર્ણનો પણ હતો. ભીષ્મે સાવકી માના વંશને સારુ અથવા તેના સંતોષને માટે અને કર્ણે જન્મદાતા

માની ઉપેક્ષાને કારણે ગાદી પરનો હક જતો કર્યો ભીષ્મની ભ્રાતૃનિષ્ઠા તેમ જ કર્ણની મિત્રનિષ્ઠા અને પક્ષનિષ્ઠા એ આર્યસંસ્કૃતિની મોટી સંપત્તિ છે

કર્ણ અને ભીષ્મ એકબીજાની અદેખાઈ કરે છે એમ લાગવું સ્વાભાવિક છે, તોપણ મહાપુરુષો એકબીજાની મહત્તા ઓળખ્યા વિના રહેતા નથી એ જ વાત જગતને દેખાડવા માટે ભીષ્મ પડયા પછી અને બન્ને પક્ષે શોક નિમિત્તે યુદ્ધ તહકૂબ રાખ્યા પછી ભારતકારે દુ ખનમ્ર માનસવાળા કર્ણને ભીષ્મની પાસે આણ્યો છે એ પ્રસગ ખરેખર ઉદાત્તકરુણ છે આ ડોસો પક્ષપાતી છે, આપણ બધાનું અહિત ચિંતે છે એવું હમેશ દુર્યોધનને ભરવનારો કર્ણ આંસુથી રૂધાયેલા અવાજથી 'આ હુ કર્ણ આપના દર્શને આવ્યો છુ, મારા તરફ દયાથી જોઈ મારી સાથે બે શબ્દો બોલો,' એવી જ્યારે વિનવણી કરે છે ત્યારે ખરેખર જ ભીષણ કલિયુગનુ બીજારોપણ કરનાર કાળ પૂરો થઈ પ્રેમધર્મનુ સિંચન કરનારો અને સત્યયુગની સ્મૃતિ શુભ કરાવનારો કાળ આવ્યો છે એવો ભાસ થાય છે રાજકારણી લોકો પ્રસગે નરમ દિલ દેખાડે છે, મતલબ સભાળી ઉદારતા, આર્યતા અને અંતર્મુખતા પણ બતાવે છે, પરતુ આ પ્રસગે એવી દભી સસ્કારિતાનો જરા પણ ભાસ થતો નથી

'आदौ नम्रा पुनर्नम्रा कार्यकाले च निष्ठुरा कार्यम् कृत्वा पुनर्नम्रा'

એવો બીભત્સ મુત્સદ્દી કર્ણ કે ભીષ્મ એકે નહોતા કણિકનીતિમા જણાવ્યા પ્રમાણે કામ થઈ ગયા પછી આંખની પાંપણ ભીની કરીને દેખાડવાની ધૂર્તતા પણ એ સ્થળે નહોતી એક આર્ય પુરુષ બીજા આર્યોત્તમ અને અર્હંતપદે પહોંચેલા પુરુષને પ્રણામાજલિ અર્પવા માટે આવેલો છે ભીષ્મે સગદ્ગદિત અત કરણથી કર્ણને પાસે લઈ તેને વિષે પોતાના મનમા કેટલો આદર છે તે કહી બતાવ્યુ, કર્ણનો હમેશ તેજોવધ કરવામા પોતાનો કયો હેતુ હતો તે પણ જણાવ્યુ અને જન્મભર જે શાંતિને સારુ તનતોડ મહેનત કરી તે શાંતિને માટે કર્ણ પાસે નિર્મળપણે યાચના પણ કરી, કર્ણે પણ તેટલા જ ખુલ્લા દિલથી તેમ કરવુ કેમ અશક્ય છે તેના પોતાના કારણો જણાવી પોતાના નિશ્ચયને માટે ભીષ્મનો આશી ર્વાદ માગ્યો, ઉદાર ભીષ્મે તે આપ્યો, અને તેને પાણી ચડાવી અનાસક્તપણે યુદ્ધ કરવાની અને કૌરવોની આગેવાની લેવાની તેને ભલામણ કરી હિમાલય જેટલુ ઉત્તુગ આર્યત્વ અને મહાસાગર જેટલુ ગભીર કારુણ્ય એક જ વખતે વ્યક્ત કરવું બીજે કયે પ્રસગે બની શકત? યુદ્ધના વર્ણનાની જેમ આ પ્રસગના વર્ણનને ન લાબાવતાં ભારતકારે પ્રસગની પવિત્રતા અને સયમનું ઔચિત્ય બન્ને જાળવ્યા છે ભારતવર્ષ જેવા સમૃદ્ધ, ભવ્ય અને સૌંદર્યવિપુલ દેશની જ જેને ઉપમા છાજે એવા મહાભારતમા પણ આવા દેવ દુર્મિળ પ્રસગો કેટલા હશે?

## ૧

# ભગવદ્ગીતા

કુરુક્ષેત્રની રણભૂમિ ઉપર બન્ને સૈન્યો લડવા સજ્જ થયાં છે. કોઈને હજી પણ ન્યાયની ખાતર પોતાનો પક્ષ છોડી સામા પક્ષમાં ભળવું હોય તો તે ભળી શકે છે એવી છૂટ આપનાર ધર્મરાજા યુધિષ્ઠિરે પોતે બન્ને સૈન્ય વચ્ચે ઊભા રહીને કરી છે એવે પ્રસંગે પાંડવપક્ષના વીર અર્જુનને શંકા થઈ કે આપણે લડીએ છીએ એ યોગ્ય છે ખરુ? લડવામા પુણ્ય છે કે પાપ? સગાંવહાલાંને મારીને રાજ્ય કરવું એ ઉચિત છે કે રાજ્યનો ત્યાગ કરી સંન્યાસ લઈએ એ યોગ્ય છે? શ્રીકૃષ્ણ પોતે અર્જુનના સારથિ તરીકે રથમા બેઠા હતા અર્જુન તેમને શરણ ગયો. કેટલો વિચિત્ર, કેટલો બારીક અને તે છતા કેટલો સ્વાભાવિક પ્રસંગ! જેના ઉપર આખી લડાઈનો મદાર, તે જ જે છેલ્લી ઘડીએ આમ શસ્ત્ર ફેંકીને 'હુ નથી લડવાનો' એમ કહીને ઊભો રહે તો માણસ શું કરે? ઉત્સાહના ચાર શબ્દથી અર્જુનને શૂરાતન ચડે એમ ન હતું. તેથી શ્રીકૃષ્ણે અર્જુનને ધર્મનુ રહસ્ય સમજાવી તેણે શું કરવું જોઈએ તે બતાવી દીધું શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે થયેલો આ સવાદ મહાભારતમા અઢાર અધ્યાયમા વર્ણવેલો છે તેમા કુલ સાતસો શ્લોકો છે હિંદુ ધર્મના બધા તત્ત્વો તેની અદર બરાબર આવી જાય છે અને આ દુનિયામ માણસે કેવી રીતે વર્તવું તેનુ ભાન માણસને તેના ઉપરથી ઉત્તમ રીતે થાય છે ભગવદ્ગીતા હિંદુમાત્રનુ મોટુ ધર્મપુસ્તક બની ગયું છે બધા જ પથવાળા લોકો ભગવદ્ગીતા વિષે આદર રાખે છે ગીતાજીનુ ભાષાન્તર દુનિયાની બધી ભાષાઓમાં થયું છે અને દરેક દેશના લોકો તેના વખાણ કરે છે હિંદુસ્તાનમા તો ભગવદ્ગીતાનો અર્થ સમજાવવા એટલા બધા ગ્રથ લખાયા છે કે તે બધા ભેગા કરીએ તો અનેક કબાટ ભરાય

રાષ્ટ્રના જીવન ઉપર જેની ભારેમા ભારે અસર થઈ હોય, પછી તે કોઈ રાષ્ટ્રીય પુરુષ હોય, રાષ્ટ્રીય ઘટના હોય કે રાષ્ટ્રીય ગ્રથ હોય, ઇતિહાસે તેની નોંધ લેવી જ જોઈએ મહાભારતરૂપી વિસ્તીર્ણ મહાસાગરમા ગીતા એક એવું રત્ન છે કે જેની અસર હિંદુ સમાજ ઉપર જ નહીં પણ હિંદુસ્તાન સાથે જે જે પ્રજાનો સંબધ થયો છે તે તે પ્રજા ઉપર થતી આવી છે અને હજી પણ થશે એ ગ્રથ હજી ઘરડો થતો જ નથી

માણસનું કર્તવ્ય શું છે, ધર્મસકટમા માણસે કયો રસ્તો લેવો, શુ કરવાથી માણસ કર્મ કરતો છતો તેથી નિરાળો રહી શકે તેની ચર્ચા આ ગ્રથમા છે વ્યક્તિ અને સમાજના જીવનનું રહસ્ય આધ્યાત્મિક દૃષ્ટિએ આમાં ચર્ચેલું છે

[આપણા શાસ્ત્રોમા ભગવદ્‌ગીતાને ઉપનિષદોનુ શ્રીકૃષ્ણે દોહેલુ દૂધ કહેલુ છે જ્ઞાન, કર્મ, ભક્તિ, સાખ્ય, યોગ વગેરે બધા માર્ગોના મૂળ તત્ત્વોની વ્યાવહારિક ચર્ચા કરી અર્જુન જેવા ક્ષત્રિયનુ કર્તવ્ય શુ છે એ તેને શ્રીકૃષ્ણે બતાવ્યુ છે અર્જુનની ખાતરી કરવા માટે શ્રીકૃષ્ણે પોતાનુ કાળસ્વરૂપ અથવા વિશ્વરૂપ અર્જુન આગળ પ્રગટ કર્યું આ વિશ્વરૂપ એટલે ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળની એકત્ર કરેલી ઇતિહાસની મૂર્તિ જેને આપણે ભાવી કે અદૃષ્ટ કહીએ છીએ તે ઈશ્વરની દૃષ્ટિએ વર્તમાન અને જ્ઞાત છે એમ અર્જુનને બતાવી દીધુ અને તેમ છતા 'તારી ઇચ્છા હોય તેમ કર' એમ કહી એને એના સ્વાતન્ત્ર્યનુ ભાન કરી આપ્યુ]

શ્રીકૃષ્ણ અર્જુનને યુદ્ધમા પ્રેરી શકયા તેથી આપણને શુ? વેદવ્યાસે કૃષ્ણાર્જુનનો દિવ્ય સવાદ દુનિયા આગળ ઇતિહાસ તરીકે નથી મૂકયો પણ મનુષ્યમાત્રના હૃદયમા વાસનારૂપી પ્રબળ શત્રુ સામે (कामरूप दुरासदम्) જે સનાતન યુદ્ધ ચાલે છે તેમા માણસે નિરહકાર થઈ કેવી રીતે લડવું (युद्धस्व विगतज्वर) તે ધર્મરહસ્ય બતાવેલુ છે, તેથી હૃદયમા કે સમાજમા જે દુર્વૃત્તિ હોય તેની સામે લડનાર દરેક યોદ્ધા માટે ભગવદ્‌ગીતા એ ગુરુ-ઉપદેશ થઈ પડી છે

૧૯૨૩

## ૨

## પ્રસ્થાનત્રયી શા માટે?

આ દુન્યવી જીવનના ચકરાવામાથી નીકળી જઈ મોક્ષ તરફ જે માણસ પ્રયાણ કરવા માગે છે, એને માટે મુસાફરીનુ ભાથુ કયુ? પૂર્વજોએ નક્કી કરી રાખ્યું છે કે, (૧) દસ ઉપનિષદ, (૨) બ્રહ્મસૂત્ર અને (૩) ભગવદ્-ગીતાએ ત્રણ ગ્રંથ મોક્ષમાર્ગ માટેનું સંપૂર્ણ ભાથું છે અને તેથી આ ત્રણ ગ્રંથોને પ્રસ્થાનત્રયી કહે છે પ્રસ્થાન એટલે દુનિયાદારીનું ઘર છોડી (મોક્ષ તરફ) પ્રયાણ કરવું તે, અને તેને માટે જે ઉત્તમમા ઉત્તમ ભાથું હોય તે

હવે આ જ ત્રણ ગ્રથો શા માટે પસદ કરવામાં આવ્યા? અને એમનો અધિકાર શા કારણે સ્વીકારવામા આવ્યો?

ભૌતિક ક્ષેત્રમા તેમ જ આધ્યાત્મિક ક્ષેત્રમા અનુભવ એટલે કે સાક્ષાત્કાર એ જ અંતિમ પ્રમાણ હોઈ શકે એનો જ અધિકાર માન્ય રખાય

વેદકાળમા જે ઋષિઓએ પોતાની જિંદગી ધર્મને અર્પણ કરી, અને ધર્મનું જ ધ્યાન ધર્યું, તે લોકોએ પોતાના અનુભવો, વિચારો અને કલ્પનાઓ વેદન

અને બ્રાહ્મણગ્રંથોમાં અને ઉપનિષદોમાં નોંધી રાખ્યાં છે આ બધો ધર્માનુભવ વેદને અનેનો ભાગ છે એટલા માટે જ એને વેદાન્ત કહે છે

હવે દરેક પ્રામાણિક અને પ્રયત્નશીલ મનુષ્યને જે અનુભવ થાય છે તે સર્વત્ર એકરૂપ જ હોવો જોઈએ કલ્પનામા ફેર પડી શકે, તર્ક આડે રસ્તે જઈ શકે, પણ અનુભવ તો એકરૂપ જ હોઈ શકે અનુભવ એકાંગી હોય તોપણ અનુભવના જ બીજા અગો સાથે એ બાધ તો બેસે જ તેથી દસ ઉપનિષદોમા જે અનુભવો ટાકેલા છે અને સઘરવામા આવ્યા છે તેમની વચ્ચે જો એકવાક્યતા ન જડે તો આપણે જાણવું જોઈએ કે આપણે એ વચનોનો અર્થ બરાબર નથી કરી શકયા અને તેથી એ વચનોનો જે કોઈ મેળ બેસાડી શકે તેની જ વાત વિચારવા જેવી ગણાય.

જેમ ભિન્ન ભિન્ન દેશોમા જુદા જુદા કાયદાઓનું અધ્યયન કરી, એમા રહેલા મૂળભૂત તત્ત્વોને આપણે તારવી કાઢીએ છીએ અને એનુ Jurisprudence કરીને કાનૂનોનું શાસ્ત્ર બાધીએ છીએ, તેવી જ રીતે ધર્માનુભવના વિશ્વવચનો ઉપરથી પરબ્રહ્મનું સ્વરૂપ અને એને પ્રાપ્ત કરવાની સાધના નક્કી કરી આપનાર બ્રહ્મસૂત્રો બાદરાયણ કૃષ્ણ દ્વૈપાયને તૈયાર કર્યાં. જો દશોપનિષદને આપણ raw material of Religious Experience કહી શકીએ, તો બ્રહ્મસૂત્રને the organised essence of Spiritual Knowledge કહી શકીએ આ science of metaphysicsની મદદથી ઉપનિષદોનુ રહસ્ય સમજવું સહેલું થાય છે Science is organized knowledge ઉપનિષદોમા જે આધ્યાત્મિક જ્ઞાન વેરાયેલું છે તે બ્રહ્મસૂત્રોમા organise થયું છે Scienceનું પ્રયોજન કેવળ જાણવાથી તૃપ્તિ થાય છે

પણ માણસ કેવળ જાણીને તૃપ્ત નથી થતો જેવું જાણ્યું તેવું જ્યારે એ જીવે—જીવવું જાણે—ત્યારે જ એને તૃપ્તિ થવાની અને તેથી દરેક સાયન્સ સાથે એનું application—એનો વિનિયોગ—એની art—કળા એટલે કે જીવનકળા—જ્યારે કેળવાય ત્યારે જ જ્ઞાન અને એનું શાસ્ત્ર કે વિજ્ઞાન કૃતાર્થ થયું કહેવાય એ જીવનકળા ભગવાન શ્રીકૃષ્ણે એક અદ્‌ભુત પ્રસંગે, યોગયુક્ત થઈને, અર્જુન માટે તૈયાર કરી આપી તેવી જ કહેવાય છે કે ઉપનિષદો ગાયો છે અને ગીતા એ ગાયોનુ દુગ્ધામૃત છે ગીતાના દરેક અધ્યાયને અતે આપણે બોલીએ છીએ. 'ઉપનિષદોમાં જે બ્રહ્મવિદ્યા આવી છે તેને અનુસાર યોગશાસ્ત્ર રચીને ભગવાને જે ગાઈ બતાવી, તે ભગવદ્‌ગીતા' ( 'વિદ્' એટલે જાણવું, એ ઉપરથી સાયન્સ માટે 'વિદ્યા' શબ્દ છે, અને 'શાસ્' એટલે નિયત્રણ કરવું, દોરવું, એ ઉપરથી 'શાસ્ત્ર' એટલે code of Conduct અથવા art of Life આમ એ બે શબ્દો બન્યા છે )

ઉપનિષદોમાંથી પ્રથમ બ્રહ્મવિદ્યા નીકળી, ત્યાર પછી યોગશાસ્ત્ર નીકળ્યું અને એ જ ભગવાને ગાયું તેથી એને ભગવદ્ગીતા કહે છે. સંસ્કૃતમાં ઉપનિષદ્ શબ્દ નારી જાતિ છે. ભગવદ્ગીતા એ એનું વિશેષણ છે. "ભગવાને ગાયેલી ઉપનિષદ્" એ એનું આખું નામ છે.

આ રીતે ધર્માનુભવ નોંધી રાખનાર (૧) દસ પ્રધાન ઉપનિષદ, (૨) એ ઉપરથી તારવી કાઢેલી બ્રહ્મવિદ્યા, અને (૩) એ બંનેની દૃષ્ટિ સાચવીને ગોઠવેલું યોગશાસ્ત્ર, એટલે કે જીવનકળા, એ ત્રણે વચ્ચે જે મેળ બેસાડી શકે, ત્રણેની એકવાક્યતા કરી શકે, તે જ જીવનનું રહસ્ય પામ્યો એવો વિશ્વાસ રખાય અને તેને જ આચાર્ય કહી શકાય, એવી જૂની મર્યાદા છે. ત્રણે વચ્ચે જે વિચાર-મેળ બેસાડી આપે, એટલે કે જે કોઈ જીવનવ્યવસ્થા આ પ્રસ્થાનત્રયી સાથે બંધ બેસે છે, તે ધર્માનુભવને અનુકૂળ છે એવો વિશ્વાસ રાખી શકાય એમ આપણા પૂર્વજોએ નક્કી કરી રાખ્યું છે. અને આ કસોટી પર ખરી ઊતરે એવી કોઈ નવી જીવનવ્યવસ્થા સમાજ આગળ જે રજૂ કરે તેની દોરવણી સ્વીકારવા સમાજ તૈયાર થાય છે. પણ એવો માણસ જે કેવળ બૌદ્ધિક કસરત કરી બતાવે, તો તેટલાથી એને આચાર્યત્વ નહીં પ્રાપ્ત થાય. એણે એ પ્રમાણે જીવીને, પોતાના આચરણ-દ્વારા પોતાની પારમાર્થિકતા (*earnestness*) સિદ્ધ કરવી રહી. આ રહ્યો આચાર્યનો આદર્શ—

आचिनोति हि शास्त्रार्थम् आचारे स्थापयति उत ।
स्वयमाचरते यस्तु स आचार्य प्रचक्षते ॥

તમામ શાસ્ત્રોમાંથી એમનું રહસ્ય જે વીણી કાઢે છે—(आचिनोति हि शास्त्रार्थम्) અને એ રહસ્ય જીવનમાં કેમ વણી કાઢવું અથવા વાવી દેવું એ પણ જે બતાવે છે—(आचारे स्थापयति उत) અને—એથીય મહત્ત્વનું અને અઘરું કામ,—જે તે પ્રમાણે આચરે છે, એટલે કે જીવી બતાવે છે—(स्वय आचरते यस्तु) તેને જ આચાર્ય કહી શકાય પ્રસ્થાનત્રયીની એકવાક્યતા તર્કથી, જીવનવ્યવસ્થાથી અને પોતાના આચરણથી જે સિદ્ધ કરી બતાવે, તે જ આચાર્ય, એટલે કે ધર્મવિદ લોકનાયક તરીકે સ્વીકારાય છે.

આવા આચાર્યો આજ સુધી કાંઈ નહીં તો પાંચ દસ થયા છે. શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, વલ્લભાચાર્ય, નિમ્બાર્ક ઇત્યાદિ પ્રાચીન આચાર્યો અને દયાનંદ સરસ્વતી, શ્રી અરવિંદ ઘોષ, મહાત્મા ગાંધી વગેરે આધુનિક આચાર્યો આ દેશને દોરતા આવ્યા છે. હવે સવાલ એ છે કે, જો આ બધાનું કહેવું મૂળ ધર્માનુભવ સાથે સંગત છે, તો એમની જુદી જુદી દૃષ્ટિઓમાં પણ કંઈક મેળ જડવો જ જોઈએ. એમને અંદર અંદર લડાવીને છેલ્લે જે જીતે તેને પ્રમાણ ગણીએ તો આપણે જીવનદ્રોહ કર્યો ગણાય. આ બધા આચાર્યો પોતાની બુદ્ધિથી અને શ્રદ્ધાથી આપણને સંપૂર્ણ જીવનવ્યવસ્થા આપે છે એટલું જ નહીં પણ પોતે એ પ્રમાણે

આચરણ બતાવી, જ્યારે એમણે સત્યતાપૂર્વક લોકનેતૃત્વ કર્યું છે ત્યારે, એ બધાની દૃષ્ટિ વચ્ચે પણ ક્યાંક તો મેળ હોવો જ જોઈએ

એટલે, આજે આ બધા આચાર્યો વચ્ચે જે કોઈ સમન્વય સાધી આપે તે ખરેખર આચાર્યોનો આચાર્ય થઈ શકશે એવી વિભૂતિની આજના જમાનાને જરૂર છે

એને માટે જૈનોનો સપ્તભંગી સ્યાદ્વાદ કામમાં આવવો જ જોઈએ

૨૯-૧-'૪૧

## ૩

# ઉપનિષદોની કેળવણી

[એક પત્રમાંથી]

તમારો કાગળ મળ્યો

વચમાં મારી તબિયત ખૂબ સુધરી જણાતી હતી તે દરમ્યાન વાંચવાનો લહાવો લીધો ચોમાસાની વનશ્રી નિહાળવા થોડુંક રખડતો પણ ખરો મહારાષ્ટ્રની ભૂમિની શોભા કંઈ અપૂર્વ છે જમીન ઊંચીનીચી, જ્યાં જુઓ ત્યાં નાની મોટી ટેકરીઓ, તેથી ચાલવામાં કે જોવામાં ક્ષણે ક્ષણે નવનવો આનંદ મળે ગુજરાતમાં આ નથી મળતું પથારીમાં પડયો પડયો પણ અહીંથી સિંહગઢ જોઈ શકું છું, અને મેઘોની પ્રતિભા તો ક્ષણેક્ષણે નવું નવું રૂપ ધારણ કરે છે લીલી ધરતી અને નીલ આકાશ બને મળીને રંગના બધા જ મિશ્રણો અને પ્રકારો કરી બતાવે છે લીલું ઘાસ ખાઈને માતેલા વાછરડાઓ પૂંછડીઓ ઊંચી કરીને ચોમેર કૂદતા ફરે છે અને પોપટ, કાબરો અને હોલાઓ નવા નવા ગાન શોધે છે આવી વનશોભા વચ્ચે ભૂખીભૂખ મોગરાસો અને વરુના ટોળા જેવી રસ્તે ટેનોની અભદ્રતા પણ દટાઈ જાય છે, અને સર્વત્ર પથરાયેલા કાવ્યમાં ઉમેરો જ કરે છે

આવા અનુકૂળ વાતાવરણમાં ઉપનિષદો વાંચવાનો કેટલો આનંદ આવતો હશે એની તમે કલ્પના કરી શકો એમ છો લગભગ બધા જ ઉપનિષદો ફરી ફરી વાંચી ગયો દર ક્ષણે નવી નવી દૃષ્ટિ એમાંથી મળે છે આજથી પંદર વરસ પહેલાં ઉપનિષદો વાંચેલા પણ તે ભાષ્યની મદદથી

ભાષ્યકારોએ આપણા ઉપર ઘણા ઉપકાર કર્યા છે એ ખરું પણ ઉપનિષદો વસ્તુ જ એવી છે કે ભાષ્ય સાથે વાંચવાથી એનો અસલી સ્વાદ રહેતો નથી ભાષ્યકારોને એવી ખોડ હોય છે—તમે એને જોઈએ તો મર્યાદા કહો—કે અમુક એક તર્કસિદ્ધ અને સમન્વિત વસ્તુ ઉપનિષદોમાંથી ઘટાવી બતાવવી આવી રીતે વાંચવા માટે ઉપનિષદો છે જ નહીં ઉપનિષદો તો જ્ઞાનવીર પરમહંસોના inspired ઉદ્ગારો છે પોતાના વચનોમાં પરસ્પર વિરોધ છે કે કેમ એમાંથી પાસાદાર ફિલસૂફી નીતરે

છે કે કેમ એનો વિચાર સરખો એ ઋષિઓએ નહીં કર્યો હોય એમના વિચારોમા અને કલ્પનાઓમા શુદ્ધ કૌમાર્ય છે એમના ભાષાપ્રવાહ સાથે એક વાર પરિચય થયો એટલે પછી જેમ આપણે ધારોષ્ણ દૂધ પી જઈએ છીએ તે ઢબે ઉપનિષદો ના અમૃતની સેરો આરોગવી જોઈએ

ઉપનિષદોની કેટલીક દલીલો આપણે ગળે નથી ઊતરતી કેટલીક વાતો વાચીને તો હસવુ જ આવે સત્યની શોધમા તેઓ કેવા અનેક દિશાઓમા દોડે છે એ જોઈ આપણા મનમા વહાલ ઊપજે છે વિચારની એકે દિશા એમણે ખોળવી બાકી નથી રાખી પણ જમાનાઓ સુધી ચલાવેલી આ ખોજને અને જ્યારે તેઓને અધ્યાત્મજ્ઞાનના ધવલગિરિની ટોચે જઈ બેઠેલા આપણે નિહાળીએ છીએ અને 'अभय वै ब्रह्म'ની એમની ગભીર ગર્જના સાંભળીએ છીએ ત્યાર ભક્તિભાવે માથુ નમે છે અને સાષ્ટાગ પ્રણિપાત કરી 'त्व हि न पिता योऽस्माक अविद्या परपार तारयसि। नम परमऋषिभ्य नम परमऋषिभ्य ।' એવી ઔપનિષદી નતિ (નમસ્કૃતિ) મોઢામાથી નીકળી જાય છે

આપણા સમાજમા ઉપનિષદોને દૂરથી જ નમસ્કાર કરવાની વૃત્તિ દેખાય કે ઉપનિષદોનુ અધ્યયન બહુ જ ઓછુ થાય છે, અને જે થાય છે તે ઘરડા ડોસાઓમાં ભાષ્યોની મદદથી તેમ જ પચીકરણના પ્રપચ પછી આપણા યુવાના સીધા ઉપનિષદો પાસે જશે ત્યારે જ તેમની દૃષ્ટિ ખૂલશે અને વિચારના અને જીવનના દરેક ક્ષેત્રમા નવા નવા અનુભવો મેળવવાની શક્તિ કેળવાશે ઉપનિષદના રચનો એ તો વીજળીના ચમકારા છે એનો સંપૂર્ણ અર્થ હજી કોઈએ કર્યો નથી પાચ પચાસ હજાર વર્ષ સુધી નવી નવી રીતે પ્રયત્ન કરીએ તોયે એમાંથી જાણવાનુ કઈક બાકી જ રહેવાનું દરેક જમાનો પોતાના અનુભવની મદદથી નવી રીતે ઉપનિષદો પાસે જશે અને અનુભવથી તેજ બનેલી બુદ્ધિ વડે ઉપનિષદોમાથી નવી પ્રેરણા મેળવશે આ એક જ વચન લઈએ 'सन्मूला सोम्य इमा सवा प्रजा सदायतना सत्प्रतिष्ठा ।' આમા આખુ માનવસમાજશાસ્ત્ર છે

'सर्वासा विद्याना हृदय एकायनम' આ વચન વાંચ્યા પછી કેળવણીની આખી દિશા ફેરવવાનું મન ન થાય?

हृदयन हि रूपाणि जानाति। हृदये हि एव रूपाणि प्रतिष्ठितानि भवन्ति।' એ યાજ્ઞવલ્ક્યનું નિરૂપણ વાચનાર કલા અને આનદમીમાસા નવી રીતે જ સમજશે, અને સહેજ આગળ જઈ જ્યારે એ જ અધ્યાત્મવિદ્યાનો હિમાલય કહે છે 'हृदयन हि सत्य जानाति। हृदये हि एव सत्य प्रतिष्ठित भवति।' ત્યારે તો આખી ફિલસૂફીનું મંડાણ જ ફેરવવાની જરૂર છે એમ આપણને લાગ્યા વિના રહેતું નથી.

હુ તો તમને એટલું જ લખવા માગતો હતો કે ઉપનિષદોનો સ્વતત્ર અભ્યાસ થવાની જરૂર છે આધળી શ્રદ્ધાથી નહીં પણ સ્વતત્ર બુદ્ધિ અને આદર વૃત્તિથી કાવ્યના ક્ષેત્રમા છેલ્લા પચાસ વર્ષમાં આપણા છોકરાઓને આપણે ખૂબ

દોર્યાં છે. ઉપનિષદોના આ ભવ્ય કાવ્યમાં હવે એમને દોરવાની જરૂર છે તો જ સંસ્કારી કેળવણી સાર્થક થશે. માહિતી ગમે તેટલી ભરીએ તોપણ તેટલાથી જ શું વળે? હૃદયપલટો થવો જોઈએ. અને હૃદયપલટો કરવાનું ગજું તો આ ઉપનિષદોના ઋષિઓનું જ છે.

ઑક્ટોબર, ૧૯૨૬

## ૪

## નવાં જીવનદર્શનો

### [એક જૂની નોંધ]

પ્રસ્થાનત્રયીની એકવાક્યતા કરી બતાવે તે આચાર્ય, એમ આપણા વિદ્વાન ધાર્મિકોએ નક્કી કર્યું છે પ્રસ્થાનત્રયી એટલે શું? ઉપનિષદો, બ્રહ્મસૂત્ર અને ભગવદ્‌ગીતા ઉપનિષદો એ આપણા ઋષિઓનો મૌલિક અનુભવ અને મૌલિક વિચાર છે બ્રહ્મસૂત્રો એ ઉપનિષદોના વચનોમાંથી નીતરતું દાર્શનિક શાસ્ત્ર છે અને ગીતા એ એ જ ઉપનિષદોમાંથી તૈયાર કરેલું દિવ્ય રસાયન છે. ગીતા એ ઉપનિષદોનું અત્યંત વ્યાપક પણ ટૂંકું જીવનભાષ્ય છે

એટલે મૂળ વસ્તુ તો ઉપનિષદમા સાચવેલો જીવન્ત અને પ્રામાણિક અનુભવાત્મક વિચાર જ છે એ બધાની જે એકવાક્યતા કરી શકે, એટલે કે એ ઉદ્‌ગારોમાથી એકરૂપ તત્ત્વ જીવનશાસ્ત્ર નિચોવી કાઢી આપે તે જ આચાર્ય, તે જ જીવનસ્વામી.

જીવનના અખિલ તત્ત્વોની મીમાંસા જેમાં કરેલી હોય, એક સાર્વભૌમ તત્ત્વની કૂંચીથી એકેએક સવાલનો ઉકેલ જેમા આણેલો હોય, બુદ્ધિનું જે સમાધાન કરે, હૃદયને સતોષે, કર્મને પ્રેરે, અને એ ત્રણેનો સમન્વય કરી પુરુષાર્થને અંતે વિજયી શાંતિ મેળવી આપે, તે દર્શન એવુ દર્શન જોનાર તે ઋષિ. અને એનો વ્યાસ (organizer) તે આચાર્ય

આજના જમાનામાં જીવનના બધા જ મુખ્ય સવાલોનો ઉકેલ આણનાર કેટલાક દર્શનો પ્રવૃત્ત થયાં છે સંપત્તિશાસ્ત્ર એ એવુ એક દર્શન છે એ માને છે અને કહે છે કે સંપત્તિના પ્રયોગથી એકેએક વસ્તુમા સફળતા મેળવી શકાય છે સંપત્તિના ક્ષેત્રમા જે નથી જ આવતુ તે ઉપેક્ષાયોગ્ય છે એમ એ દર્શન કહે છે. આ ઉપેક્ષાની સલાહને લીધે એ દર્શન અધૂરુ કે અપંગ ન ગણાય વેદાંત પણ જગતની અને માયાની ઉપેક્ષા જ સૂચવે છે ને!

વૈદક એ પણ એક દર્શન છે એ કહે છે કે આત્મરક્ષા એટલે કે શરીર અને પ્રાણની રક્ષા એ પરમધર્મ છે, બધી જાતના કામોપભોગ ભોગવવાની શક્તિ કેળવી વધારેમા વધારે જીવવુ એ જીવનનો પરમ પુરુષાર્થ છે

રાજસત્તા એ પણ એક દર્શન છે સૈન્યબળ અને કાયદાનું બળ એ એનું દ્વિવિધ સાધન છે દુનિયાના તમામ દુઃખોનું ઓસડ સત્તાના યોગ્ય ઉપયોગ દ્વારા થઈ શકે છે એમ એ માને છે જો કોઈ સામાજિક આપત્તિ દૂર કરવી હોય અથવા સામાજિક અભિલાષ પૂરો પાડવો હોય તો ડહાપણભર્યા કાયદા કરવાથી અને તે કાયદાનો વ્યવસ્થિત અમલ કરવાની શક્તિ કેળવવાથી તે થઈ શકે છે

જગદ્વ્યાપી વેપાર અને વસ્તુવિનિમય એ પણ દર્શનની કોટિએ પહોંચવાને ઉમેદવાર છે ભૂખ એ જીવનનું મુખ્ય પ્રેરક તત્ત્વ છે જ્યાં ભૂખ જણાય ત્યાં તે તૃપ્ત કરો, એટલે જીવનનું મુખ્ય કાર્ય થયું

દુનિયાનો દરેક ધર્મ તો જીવનના એકેએક સવાલનું નિરાકરણ કરવા માટે જ અવતર્યો છે દરેકને થાય છે કે જીવનનું રહસ્ય અમે જ બરાબર જાણ્યું છે લોકો એનું સેવન કરે એટલે એમને સુખ મળવાનું જ અથવા એમને જે કંઈ મળશે તે જ સાચું સુખ છે

આજકાલ કળા પણ પોતે સંપૂર્ણ દર્શન હોવાનો દાવો કરે છે દુઃખની વાત એટલી જ છે કે એ પોતે પોતાનું સ્વરૂપ જ જાણતી નથી દરેક વાત સહેલી, આહ્લાદક અને અનુકૂળ કરવાનું બીડું કળાએ ઝડપ્યું છે જે સવાલો ધર્મને વિકટમાં વિકટ લાગ્યા તે પણ અત્યંત સહેલા અને સુખસાધ્ય કરી શકવાનું જાદુ પોતાની પાસે છે એ કળાનો મોટો દાવો છે

દરેક દર્શન સ્વયંભૂ સમ્રાટ જેવું હોય છે પોતાની શક્તિથી પોતે બધું કરી શકે, પોતાને બીજા કોઈની મદદની જરૂર નથી, પોતે અસહાય નથી, મદદ લે તો તે ઉદારતા બતાવવા અને ઉત્તેજન આપવા ખાતર જ, એવી વૃત્તિ દરેક દર્શનની હોય છે એના વગર એનામાં દર્શનત્વ કેમ આવી શકે? યહૂદી લોકોના પરમેશ્વરની પેઠે દરેક દર્શન એ દ્વિતીયાક્ષમ – આખાખાથો ઈશ્વર હોય છે

કેટલાક લોકો દરેકમાંથી થોડુંક થોડુંક સારું તત્ત્વ ભેગું કરી સારાપણાનો સંપૂર્ણ મસાલો તૈયાર કરવા માગે છે પણ દર્શનનો સ્વભાવ જ એવો છે કે બીજા સાથે એ ભળે નહીં તેલ પાણી ભળે નહીં, ખાંડ મીઠું ભળે નહીં, તેમ બે દર્શનો મળીને ન ચાલે. બીક રહે છે કે એમનો ખીચડો કરવાથી એ બંને પણ બગડી જશે અને જીવનને પણ બગાડી મૂકશે છતાં માનવસ્મૃતિની શરૂઆતથી મનુષ્યજાત તો દરેકમાંથી થોડુંક થોડુંક ભેગું કરીને જ પોતાનું જીવન નભાવતી આવી છે અશ્રદ્ધાળુ માણસજાત પોતાની જવાબદારી એક જ હાથમાં સોંપે નહીં બધાં દર્શનોની સમિતિ નીમી પોતાનું ભાવિ એના હાથમાં સોંપે છે

માણસજાતને આને લીધે ના ઇલાજ ભલે ઘણી થઈ હોય, નુકસાનના પણ જ્યારે હોય, પણ એ ક્રમ ઉન્નતિને માટે યોગ્ય નથી એક બાજુના હાથમાં પોતાનું જીવન સોંપીને માણસજાતે કેટલા પ્રયોગો કર્યા, પણ એમાં એને હંમેશા પસ્તાવું પડ્યું છે પણ એમાં વાંક દર્શનોના નથી, વાંક માણસજાતની અધીરાઈનો જ

## ૫

# મૂળગામી મનન

– And having found his instrument,
Forgets or disregards or more presumptuous still,
Denies the Power that wields it.

— *William Cowper*

નિસર્ગમાં બુદ્ધિ, હેતુ અને યોજના નથી એમ કોણ કહી શકે છે? મદાન્ધ થઈને જે બુદ્ધિ નિસર્ગ વિષે આવો સંકુચિત અભિપ્રાય ધરાવે છે, તે બુદ્ધિ પણ નિસર્ગની જ કૃતિ નથી શું?

સૃષ્ટિમા અસખ્ય જીવો પેદા થાય છે. એમને પોષણ મળે છે, એમનો વિકાસ થાય છે અને એમનો નાશ થાય છે. અને એ બધું અમુક માંગલિક નિયમ કે ધર્મ પ્રમાણે જ થાય છે એ શુ બતાવે છે? જ્યા જુઓ ત્યાં વ્યવસ્થા છે, યોજના છે, ઔચિત્ય છે, આનુકૂલ્ય છે, સુંદરતા છે, ધીરજ છે, વિકાસ છે. આ બધું મહા-બુદ્ધિ વગર સંભવે જ નહીં વનસ્પતિનુ જીવન અને વિકાસ તપાસો સૂક્ષ્મકીટોનો જીવનધર્મ શોધી કાઢો. તારાના વિસ્તારનું અને એમના વિરાટ રાસનુ ધ્યાન ધરો. હૃદયની ગૂઢ અને જટિલ ભાવનાઓના મહાસાગરમાં અવગાહન કરો જ્ઞાત અને અજ્ઞાત બધું જ અદ્‌ભુત છે, વ્યવસ્થિત છે, હેતુપૂર્ણ છે પાંદડાંનો આકાર, વાદળાંની અસ્પષ્ટ રેખાઓ, હાડકાંનું ઘડતર, શંખલાનો મરોડ, પતંગિયાની પાંખો, હિંસક જાનવરોની ભૂખ, શ્વાપદોની બીક, દુષ્ટોનાં કાવતરાં, અને દરેકને વ્યાપતી અલ્પ કે મહાનિદ્રા બધું જ હેતુપૂર્ણ છે. કેટલુંક આપણને ગમે છે, કેટલુંક નથી ગમતું કેટલાકથી આપણે રાજી થઈએ છીએ, કેટલાકથી અકળાઈએ છીએ એ આપણો જીવનધર્મ થયો 'આપણે અંશમાત્ર છીએ. અંશની લાગણીથી સંપૂર્ણની રચના કે યોજના ન મપાય, ન તપાસાય, ન મૂલવાય. ભૂખ વગર જેમ ખોરાક ન પચે, જિજ્ઞાસા વગર જેમ નિરીક્ષણ ન થાય, આનંદ જાગૃતિ વગર ઉન્નતિ ન સધાય તેમ નમ્રતા વગર, પોતાની અલ્પજ્ઞતાના ભાન વગર વિશ્વરહસ્યની ઝાખી ન થાય, એટલુ માનવ ક્યારે સમજશે?

જ્યાં જુઓ ત્યાં કેટલી સુંદરતા છે, કેટલી વ્યવસ્થા, કેટલી પરસ્પર અનુકૂળતા, કેટલી મિતવ્યયતા, કેટલું સામંજસ્ય!

ત્યારે શું નિસર્ગમાં ઉડાઉપણુ નથી? છે અને નથી. જો દરેક પ્રયોગમાં અમુક વૈશિષ્ટ્ય હોય અને દરેકનો અનુભવ લેતું ચૈતન્યનું કેન્દ્ર અથવા વ્યક્તિત્વ દરેક પ્રયોગમાં હોય, તો પછી ઉડાઉપણું ક્યાં રહ્યું? નિસર્ગમાં સમૃદ્ધિ

છે, ધીરજ છે અને બુદ્ધિની અનતતા છે જેટનું ખરી પડે છે, અકાળે વિનષ્ટ થાય છે, અધૂરુ રહી જાય છે, અથવા બીજાનો ભોગ થઈ પડે છે, તે બધુ શુ એળે ગયું? ના હરગિજ નહીં દરેક વસ્તુ જેમ સકારણ છે તેમ સપ્રયોજન પણ છે નિસર્ગમા વ્યર્થ કશું નથી

આપણી બુદ્ધિ અને તે મહાબુદ્ધિ વચ્ચે જાતિનું ઐકય છે પણ ઐશ્વર્યનું ઐકય નથી તેથી જ તે મહાબુદ્ધિનું આકલન કરવાને હામ ભીડી શકીએ છીએ અને છતા નમ્રતા દ્વારા જ તેમ કરવાની આશા રાખીએ

અને તે મહાબુદ્ધિ પણ શું પૂર્ણ વિકસિત થઈ છે? પૂર્ણ વ્યક્ત કે પ્રગટ થઈ છે? એનો નિત્ય વિકાસ થતો જ જાય છે એ વિકાસનો છેડો ક્યારે આવશે એ કોણ કહી શકે? એને છેડો પણ શા માટે હોય?

વ્યક્તિનું કે વિશ્વનુ જીવન પ્રવાહરૂપ હોય છે

આપણે માનીએ કે યૌવનમાં બાલ્યકાળ મટી જાય છે, અને વાર્ધક્યમા બાલ્ય અને યૌવનનો લોપ થઈ જાય છે, પણ તેમ નથી હોતું બધી અવસ્થાઓ —વિકાસના ક્રમ પ્રમાણે જેટલી અવસ્થાઓ દ્વારા આપણે પસાર થયા હોઈએ તે બધી અવસ્થાઓ—એકીસાથે જ આપણામા હોય છે કથાના અંત સુધી આવ્યા તો શું તેના આદિ મધ્ય નષ્ટ થયા? રાગ પૂરો થયો એટલે શું એના અસ્તાઈ અંતરા નાશ પામ્યા? તેમ હોત તો રાગનું જ્ઞાન જ આપણને ન થાત ભૂત પણ વર્તમાન છે નદી સમુદ્રને મળી તોય એનો ઉગમ અને એનો મધ્ય વહે જ છે ને? નિસર્ગની મહાબુદ્ધિ વ્યક્ત થતી જાય છે વિકસતી જાય છે તોય એનાં પ્રાથમિક સ્વરૂપોનો અવશેષ રહે જ છે હિંદુ ધર્મમા જેમ तानि धर्माणि प्रथमानि आसन-થી માંડીને અદ્યતન વિચાર અને આચાર સુધી બધાને જ સ્થાન છે બધાનો આદર છે તેમ નિસર્ગમા બધી સ્થિતિનો સમાસ છે ઠકઠકાણે સ્થૂલ રૂપમા, તો કોક ઠેકાણે સૂક્ષ્મરૂપમા

* * *

પુરુષસૂક્તમા કહ્યુ છે કે વિરાટ પુરુષને અસખ્ય માથા, અસખ્ય આખો અને અસંખ્ય પગ છે એ પરથી આપણે જાણવુ જોઈએ કે વિરાટ પુરુષને અસખ્ય મન અને અસખ્ય હૃદયો પણ છે, કેમ કે એ બધુ એકરૂપ છે આ અનંત મનોમા કોઈ પણ વિચાર સ્ફુર્યો, કલ્પના જાગી કે લાગણીની ઊર્મિ ઊઠી, કે એ કોઈ ને કોઈ રીતે મૂર્ત થવાની જ એટલા માટ જ તો મનોવ્યાપાર પર જબરદસ્ત કાબૂ રાખવો ઘટે છે

જેટલા માનસિક પાપો હુ કરુ છુ, તે બધા મારા આચરણમા ભલે ન ઊતરે પણ ક્યાક એ આચારમાં પરિણમે જ છે કોઈ પણ રીતે આપણા વિચારો આપણા મનોરથો અને કલ્પનાતરગો આપણે અલગ કે અલિપ્ત રાખી શકીએ એ આશા કે ઉમેદ વ્યર્થ છે

પાણીમાં પડેલું મીઠું જેમ બધે ફેલાય છે, આકાશમાં ઊઠેલી ઊર્મિ અનંત સુધી પહોંચી જાય છે, તેમ આપણી વાસનાઓ વિશ્વમાં ફેલાય છે અને વિશ્વને ઘડે છે અથવા નડે છે. એકલો આચાર પરનો કાબૂ બસ નથી, ચિચ્છક્તિ તો સંકલ્પમાં જ રહેલી છે. આખું વિશ્વ અને એમાંનો એકેએક રજ સંકલ્પપ્રભવ છે તેથી સંકલ્પશુદ્ધિ એ જ મહાસાધના છે.

૨૧-૪-'૨૭

## ૬

## વાસ્તવવાદ વિ૦ ધ્યેયવાદ

વાસ્તવવાદ અને ધ્યેયવાદનો ઝઘડો માત્ર સાહિત્યમાં જ નહીં પણ રાજનૈતિક ક્ષેત્રમાં પણ વધ્યો છે. જ્યાં બે ભિન્ન વસ્તુઓ એકત્ર થઈ ત્યાં પરસ્પર વિરોધ થવો જ જોઈએ એવું માની લેવું એ એક મોટો ભ્રમ છે. કુટુંબમાં સત્તા કોની હોય; પિતાની કે માતાની?—આવો પ્રશ્ન ઉઠાવી કુટુંબનો નાશ કરવો અશક્ય નથી.

વાસ્તવવાદ અને ધ્યેયવાદ વચ્ચે વિરોધ ક્યાં છે? જે લોકોને કંઈ પુરુષાર્થ જ કરવો નથી તેઓ વાસ્તવવાદને આધારે ધ્યેયવાદનો વિરોધ કરતા રહે છે. ત્યાગ, બલિદાન, આત્મસંયમ, નિર્ભયતા વગેરે ચારિત્ર્યની ઉજ્જ્વળ બાજુઓ નષ્ટ કરવા ધ્યેયવાદનો વિરોધ કરવો એ સહેલું છે.

જે લોકોને કેવળ કલાનો વિલાસ જ કરવો છે અને પોતાના જીવનમાં જરા પણ પરિવર્તન કર્યા વિના આદર્શની મોટી મોટી વાતો કરવી છે તેઓનો ધ્યેયવાદ નામનો જ હોય છે. પણ જે લોકોએ ન્યાયદાનમાં ભાગ લીધો છે, શિક્ષણના ક્ષેત્રમાં વરસો સુધી પોતાના જીવનનો સર્વોચ્ચ સમય ગુજાર્યો છે, જે લોકો વ્યાપારઉદ્યોગમાં સફળ થયા છે અને રાજનીતિમાં જે લોકોએ દેશને જાગ્રત કરી આઝાદીનો માર્ગ બતાવ્યો છે તે લોકોનો ધ્યેયવાદ તમારા વાસ્તવવાદને ઓળખી શકતો નથી એમ કઈ રીતે કહી શકો?

સાચી વાત એ છે કે વાસ્તવવાદના કાદવમાંથી જ જીવનકમળ જન્મે છે. પણ ધ્યેયરૂપી સૂર્યપ્રકાશ વડે જ, તેના આકર્ષણથી જ તે કમળ જીવનની સપાટીથી ઉપર આવી પોતાની કલ્યાણમય પ્રસન્નતા ખીલવી શકે છે. જો ગંદા પણ પુષ્ટિકારક કાદવથી કમળને અલગ કરવામાં આવે તો પાણીમાં તરવા છતાં તે સડી જશે. પણ જો સૂર્યપ્રકાશથી તેને બધી રીતે વંચિત રાખવામાં આવે તો કમળનું અસ્તિત્વ જ અસંભવિત થઈ પડશે. પછી તો તેના રંગ, રૂપ,

સુગંધ, તાજગી અને કોમળ પ્રસન્નતાનો પ્રશ્ન જ નહીં ઊભો થાય. વાસ્તવવાદનો સ્વીકાર જરૂરી છે, સાથે સાથે ધ્યેયવાદની પ્રેરણા પણ પ્રાણ સ્વરૂપ છે. જેઓને કીડા બની કાદવમાં જ રહેવું હોય તેઓ ભલે ત્યાં રહે. પણ ત્યાં પડયા પડયા ધ્યેયવાદની નિંદા કરી દેશની સ્વતંત્રતા અને ભાષાના ચૈતન્યનો દ્રોહ તો તેઓ હરગિજ ન કરે.

માર્ચ, ૧૯૩૯

## ૭

# બુદ્ધિ અને તેનો વિકાસ

[પ્રશ્નોત્તરી]

પ્રશ્ન—બુદ્ધિ શી વસ્તુ છે? માણસમાં તે જન્મથી જ ઓછીવત્તી હોય છે અથવા પ્રયત્નથી વધારી શકાય છે? જો પ્રયત્નથી વધારી શકાતી હોય તો બુદ્ધિ વધારવા માટે શા શા ઉપાય કરવા જોઈએ?

ઉત્તર—બુદ્ધિ શી વસ્તુ છે તે કહેવું મુશ્કેલ છે. પણ તેનો અનુભવ અને પરિચય દરેકને હોય જ છે.

સંભવ છે કે બુદ્ધિ એ વિશ્વવ્યવસ્થાનો મનુષ્યના અંતરમાં પડતો પડઘો છે. ઈશ્વરનો સ્વભાવ, સૃષ્ટિની રચના, બંને સાથે માણસનો સંબંધ છે. એ સંબંધ બુદ્ધિ દ્વારા વ્યક્ત થતો હશે.

માણસનો જન્મ એ કંઈ એના જીવનની શરૂઆત નથી. તે તો જીવન-પરંપરાનો એક વચલો ગાળો અથવા તબક્કો છે, બે મુકામ વચ્ચેની એક મજલ છે. પૂર્વકર્માનુસાર જ્યારે માણસ નવો જન્મ લે છે, ત્યારે પોતાની બુદ્ધિનું સાર-સર્વસ્વ એ સાથે લાવે છે. એટલે જન્મ વખતે જ બુદ્ધિધર્મમાં ભેદ હોય છે. બે માણસોમાં બુદ્ધિધર્મનો જે ભેદ જણાય છે તેમાં કેવળ પ્રમાણ અથવા પરિ-માણભેદ નથી હોતો, પણ પ્રકારભેદ પણ હોય છે. કેવળ degreeનો નહીં પણ kindનો પણ ભેદ દેખાય છે. શરીર, આહાર, સ્વભાવ, વાસના, સોબત વગેરે અસંખ્ય વસ્તુની બુદ્ધિ ઉપર અસર થાય છે.

ગીતાએ સાત્ત્વિક, રાજસિક અને તામસી એવો ત્રણ જાતનો બુદ્ધિનો ભેદ બતાવ્યો છે જ.

શરીર નીરોગી અને શુદ્ધ રાખવાથી, અપચો અને બદ્ધકોશ ટાળવાથી, બુદ્ધિનો નિરલસ વ્યવહાર કરવાથી, તેમ જ આત્મપરીક્ષણથી બુદ્ધિને શુદ્ધ અને તેજ કરવાથી બુદ્ધિશક્તિનો વિકાસ અવશ્ય થાય છે.

બુદ્ધિનો વિકાસ જ્ઞાનેન્દ્રિયથી થાય છે તે કરતાં કર્મેન્દ્રિયો દ્વારા વધારે થાય છે, એટલું જ નહીં પણ કર્મેન્દ્રિયોની કેળવણીથી બુદ્ધિનો અનિશ્ચય દૂર થઈ તે નિશ્ચયાત્મિકા થાય છે બુદ્ધિ કર્માનુસારિણી ।

શુદ્ધ હેતુપૂર્વક નિસ્પૃહ અને નિર્વિકારી જીવન ગાળવાથી બુદ્ધિ તેજ અને દૃઢ થાય છે હૃદયશુદ્ધિ થવાથી બુદ્ધિમા એકાગ્રતા પણ આવે છે અને એની વિકિરણ શક્તિ, Radiating શક્તિ પણ ખીલે છે

ઉપરાન્ત, ઈશ્વરકૃપાથી પણ બુદ્ધિ વધી શકે છે ગીતામા ભક્તની જે વ્યાખ્યા છે તે જ સ્થિતપ્રજ્ઞની પણ છે ભગવાન કહે છે 'સાચા ભક્તોને હું બુદ્ધિયોગ આપું છુ, જેથી તેઓ પરમ રહસ્ય પણ પામી શકે છે'

મારે અહીં સ્પષ્ટ કરવું જોઈએ કે કેવળ તર્કચાતુર્યને હુ બુદ્ધિ માનતો જ નથી કોક વાર તો તે બુદ્ધિનો એક વિકાર જ હોય છે

ઑક્ટોબર, ૧૯૩૯

## ૮

## ૐ—પ્રણવોપાસના

### [એક પ્રવચન]

ૐકાર એ આપણો સર્વશ્રેષ્ઠ એકાક્ષરી મન્ત્ર છે તેને પ્રણવ કહે છે તેનું દર્શન અને શ્રવણ ગભીર તેમ જ આહ્લાદક છે ઋષિઓએ આ પ્રણવનુ રહસ્ય બતાવવા એક આખું ઉપનિષદ વાપર્યું છે, છતા તેનુ સપૂર્ણ આકલન થતું નથી એ ૐનો અર્થ શો? ૐ એટલે સનાતન 'હા' સશય, અશ્રદ્ધા, નાસ્તિકતા બધાને એક સ્મિતથી જ દૂર કરનાર તે પ્રસન્ન હા છે ૐ કહે છે, બ્રહ્મ છે, આ દુનિયા છે, ભૂત, ભવિષ્ય વર્તમાન બધું જ છે તેમનો પરસ્પર સબંધ ગમે તેવો કલ્પો, બધું છે, અને તે એક જ છે, કશુ નથી એમ નથી જ્યા ૐ છે ત્યા અસત્યને, અભાવને કે સશયને સ્થાન જ નથી

એ જ સત્યનારાયણ છે એ જ આપણો પ્રિય સખા છે એના સહવાસમા આપણે બધે જ સુરક્ષિત છીએ જીવનમાં અનેક માર્ગો આપણને લલચાવે છે, દરેક પગનું શકાથી ભરેલું હોય છે, સર્વોચ્ચ આદર્શ કયો એની હમેશા મૂઝવણ રહે છે, ક્ષણે ક્ષણે ધર્મસંકટ આવે છે, પણ આ પ્રિયસખા ૐ અથવા શુદ્ધ સત્યનું *આલિંગન કરીને ચાલીએ એટલે ક્યારે મૂઝવણ રહેતી નથી સમાજસેવા કરવી* છે? હા, પણ તે સત્યનો હાથ છોડીને નહીં દાન પરોપકાર કરવા છે? તે પણ સત્યને વફાદાર રહીને જ શાસ્ત્રો રચવા છે? જ્યા સુધી સત્ય લઈ જાય ત્યાં સુધી જ બીજા બધાનો સહવાસ જોખમભરેલો હોઈ શકે, પણ બાળકને જેમ તેની પરમ આપ્ત, પરમ કલ્યાણકારી તેની માતા જ હોય છે તેમ માણસને આ સત્ય

પરમ ભાગ્ય છે બાકી બધી વસ્તુ બાહ્ય હોય છે મેળવવી કે કેળવવી પડે છે, પણ સત્ય તો આપણી ઉત્પત્તિની સાથે જ છે, આપણા પહેલાનું તે છે વહુ સાસરિયાના બધાં જ માણસોની શ્રદ્ધાભક્તિપૂર્વક સેવા કરે છે, પણ તેની નિષ્ઠા તો એક પતિને જ અર્પણ થએલી હોય છે તેમ ગમે તે ક્ષેત્રમા કામ કરતા હોઈએ, ગમે તે જોખમ ઉગવતા હોઈએ, ગમે તે સાધના કરતા હોઈએ, એ પ્રિયતમને, એ સનાતન સાચીને છોડીને નહીં એ છે માટે દુનિયા છે એ છે તે જ ઈશ્વર છે દૃષ્ટિ અતર્મુખ થશે ત્યારે ખાતરી થશે કે આત્મા એથી જુદો નથી સત્ય એટલે માત્ર વ્યવહારનુ પ્રામાણિકપણુ નથી સત્ય એટલે કઈ યથાર્થ કથન જ નથી સત્ય આપણી સાથે પ્રથમથી જ છે આપણી જેમ જેમ ઉન્નતિ થાય છે તેમ તેમ તે સત્યનું સૂક્ષ્મ અને સૂક્ષ્મતર દર્શન થતું જાય છે સ્થૂલ કે સૂક્ષ્મ સત્યના દર્શનથી વચિત કોઈ છે જ નહીં તેથી જ બધાને માટે આશા છે, અને બધાના જીવનમા જવાબદારી છે તેનું દર્શન એ જ જીવનનો સાર છે, બાકી બધું નિસ્સાર છે કેમ? ખાતરી નથી થતી કે બાકી બધુ નિસાર છે? ખરખર કહુ છુ બાકી બધુ જ નિસ્સાર છે આપણે તે હૃદયસ્વામીને દગો ન દઈએ તે આપણને કોઈ કાળે દગો દે જ નહીં. તે કલ્યાણકારી છે એ તેની સુદરતા છે, પણ એ કઈ તેની શિફારસ નથી સત્ય સત્ય છે એ જ એની શિફારસ દરક પ્રવૃત્તિનું અંતિમ ફળ, અતિમ સમાધાન એ સત્ય જ છે

એનો અનુભવ થયા પછી ॐ એ જ આપણુ મહાકાવ્ય થઈ જાય છે તેનુ રટણ એ જ આપણુ અખડ સમાધાન થઈ જાય છે

૧૯૨૪

## ૯

# સત્યનારાયણવ્રત

## ૧

### પ્રાસ્તાવિક

સ્વામી વિવેકાનદે પોતાના 'ઉદ્બોધન'મા કેટલીક સરસ વાર્તાઓ અને મજેદાર શબ્દચિત્રો આપેલા છે તેમા નીચેનું એક છે

"સનાતન હિન્દુ ધર્મનુ ગગનસ્પર્શી મદિર તે મદિરમા જવાના કૃમ્ન રસ્તાઓ પણ કેટલા! અને તે મદિરમા શું નથી? વદાતીઓના નિર્ગુણ બ્રહ્મથી લઈને બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, દુર્ગા, સૂર્યનારાયણ ચાદા મામા અને ઉદર ઉપર સવાર થએલા ગણેશથી લઈને તે ઠેઠ છઠ્ઠી શીતળા જેવા નાના મોટા દેવદેવીઓ સુધી બધુ છે અને વેદ, વદાત, દર્શન, પુરાણ તત્ર વગેરેમા એટલો તો માલ ભરેલો છે કે જેમાની એક જ વસ્તુથી પણ ભવબન્ધ તૂટી શકે અને એ મદિર આગળ લોકોની ભીડ પણ કેટલી! તેત્રીસ કરોડ લોકો તે મદિર તરફ દોરે છે

"અમારા મનમા પણ કુતૂહલ પેદા થવાથી અમે પગે ચાલ્યા. પરનુ જઈને જોઈએ છીએ તો આ શું? મંદિરની અંદર તો કોઈ જતું જ નથી બારણા ઉપર પચાસ માથાં, સો હાથ, બે પેટ અને પચાસ ટાટિવાવાળી એક મૂર્તિ ઊભી છે અને બધા લોકો એ મૂર્તિના•પગ આગળ આળોટે છે 'આ છે શું?' એમ એક જણને પૂછતા તેણે કહ્યુ, 'પેલા મંદિરની અદર જે દેવદેવીઓ દેખાય છે તેમને દૂરથી જ નમસ્કાર કરીએ અને તેમની ઉપર એક બે ફૂલ ફેંકી દઈએ એટલે તેમની ખૂબ પૂજા થઈ પણ અસલ પૂજા તો આ બારણા પરના દેવની જ કરવી જોઈએ અને આ જે વેદ, વેદાત, દર્શન, પુરાણ, શાસ્ત્ર બધું તમે જુઓ છો એનું પ્રસગોપાત્ત શ્રવણ કરો તો વાંધો નથી' પણ માનવો જોઈએ આનો જ હુકમ '

"અમે ફરી પૂછ્યુ, 'ત્યારે આ દેવાધિદેવનું નામ શું છે?'

"જવાબ મળ્યો 'લોકાચાર એટલે કે રૂઢિ'"

આ છટાદાર શબ્દચિત્રમાં સ્વામી વિવેકાનંદે હિંદુ ધર્મનું અમલી સ્વરૂપ બતાવેલુ છે આ સ્થિતિ હિંદુ ધર્મની જ છે એમ નથી આખી દુનિયામાં બધા ધર્મોની આ જ સ્થિતિ છે શાસ્ત્રની પ્રગતિ ભલે તર્ક પ્રમાણે ચાલે, પણ લોકરૂઢિ તો હૃદયનો પ્રવાહ જ્યા જાય તે દિશામાં જ વહે છે ખ્રિસ્તી ધર્મમા તેમ જ મુસલમાની ધર્મમાં કેટલાયે સસ્કારો અને રિવાજો તે તે ધર્મના સિદ્ધાતોથી જુદા જ છે હિંદુસ્તાનમાં દ્વિજ અને અદ્વિજ એવો સમાજનો મોટો ભેદ હોવાથી શાસ્ત્ર ધર્મ અને પ્રાકૃત ધર્મ એવા બે ચોખ્ખા ભેદ પડેલા આપણે જોઈએ છીએ દરેક વખતે ધર્મસુધારકોએ આ પ્રાકૃત ધર્મને સુધારી તેનો સસ્કૃત ધર્મ કરવાનો પ્રયત્ન કરેલો છે રૂઢ ધર્મ અને તેની રૂઢિઓ વખોડવામાં જ આપણે હમણા હમણા ઘણા વર્ષો ગાળ્યા, પણ રૂઢ ધર્મ પાછળ રાષ્ટ્રીય પ્રાણ હોય છે તે આપણા ધ્યાનમાં ન આવ્યું દેશની ખામી અને ખૂબી, દેશની શક્તિ અને અશક્તિ આ રૂઢ ધર્મને જ આભારી હોય છે કોઈ પણ દેશનો શાસ્ત્રધર્મ તે તે દેશનો કેવળ આદર્શ અથવા સર્વોચ્ચ મહત્ત્વાકાક્ષા બતાવે છે, પણ રૂઢ ધર્મ ઉપરથી જ દેશની યથાર્થ સ્થિતિ સમજી શકાય છે સમાજ જ્યારે વહેતા પાણીની માફક પુરુષાર્થી અને સ્વચ્છ હોય છે ત્યારે શાસ્ત્રધર્મ પથ્થર જેવો કઠણ બનેલો નથી હોતો અને રૂઢ ધર્મ પણ અપમાનિત નથી હોતો સમાજમાં ઉચ્ચવર્ગ અને આમવર્ગ જ્યારે અરસપરસ મળીને રહે છે ત્યારે શાસ્ત્રધર્મની ઉદાત્તતા રૂઢ ધર્મમાં ઝરી ઊતરે છે, અને જેમ કમળને કાદવમાંથી પોષણ મળે છે તેમ શાસ્ત્રધર્મને રૂઢ ધર્મમાંથી નિત્યનૂતન ભોજન મળે છે શાસ્ત્રધર્મનું તર્કશાસ્ત્ર બહુ તીક્ષ્ણ હોય છે, શાસ્ત્રધર્મનું માનસશાસ્ત્ર બહુ સૂક્ષ્મ હોય છે રૂઢ ધર્મ ભોળો હોય છે તે મનુષ્યસ્વભાવનું ઊંડુ પરીક્ષણ નથી ગે · ·ધર્મ બ [illegible]વની પેઠે [illegible] [illegible] જ્યારે [illegible] ધર્મ બહુચરાજીની

પેઠે કુકુટવાહન હોય છે શાસ્ત્રના હસને તત્ત્વ રૂપી મોતી મળે છે કે નહીં તે કહેવું મુશ્કેલ છે, પણ રૂઢિના કૂકડાને, તે બહુ ફરતો હોવાથી, સારાનરસા સંસ્કાર રૂપી દાણા તો ખૂબ મળે છે

હાલમા યુરોપમાં એન્થ્રોપોલૉજી અથવા માનવવંશશાસ્ત્ર તરફ સસ્કારી લોકોનું લક્ષ વધારે છે એની અસર અહીંયા પણ થઈ છે, અને અહીંયાંના વિદ્વાન લોકો શાસ્ત્રબાહ્ય એવા હિંદુ સસ્કારો અને રિવાજોનું અધ્યયન કરતા થયા છે બગાળમા રવીન્દ્રનાથ ઠાકુરે બાઉલ સપ્રદાયના સાહિત્ય તરફ લોકોની દૃષ્ટિ ખેંચી છે મૈસૂરમા મિથિક્લ સોનાયટીએ, મુબઈમા સર નારાયણ ચદાવરકરે લોકરૂઢિની દૃષ્ટિએ હિંદુ ધર્મનું રહસ્ય શોધી કાઢવાનો પ્રયાસ આદર્યો છે યુરોપમા માનવવશશાસ્ત્રીઓ મુખ્યત્વે આવા સાધનો નોધવાનું અને ભિન્ન ભિન્ન દેશોમા ચાલતી માન્યતાઓની સરખામણી કરવાનું કામ કરતા આવેલા છે

સસ્કારી સનાતન ધર્મનો રૂઢ ધર્મ પણ ભારે સંસ્કારી છે એનું અધ્યયન જુદી જ રીતે થવુ જોઈએ કિબહુના, હિંદુ સમાજના નેતાઓની દૃષ્ટિ પહેલેથી જ આ રૂઢ ધર્મ તરફ ગયેલી હોવાથી તેમણે રૂઢ ધર્મના સ્વતત્ર પ્રવાહને કોઈ પણ રીતે રોકયા વગર તેને સંસ્કારી બનાવવાનો શુભ પ્રયત્ન પહેલેથી આદર્યો છે રૂઢ ધર્મના બધા દેવદેવીઓને પચાયતનના અવતાર કરી નાખ્યા, તેમનામાથી પ્રમુખ દેવદેવીઓને રાષ્ટ્રીય તહેવારોમા સ્થાન આપી દીધુ, માસને બદલે અડદનો લોટ અથવા ભૂરુ કોળું મૂકી હિસક સસ્કારોને અહિસક બનાવી દીધા અને જન સમસ્તને ઉન્નતિને પંથે દોર્યો

રૂઢ ધર્મમાં બહુ શુદ્ધતા શોધવા જવુ એ જ ભાર ભૂલ છે લોકોનો સ્વભાવ જેવો છે તેવો જ લઈ તેમાં ઉન્નતિનું એકાદ બીજ વાવી દેવુ, લોકજીવનમા અહિસાની એકાદ કાવ્યમય છટા ઉમેરી દેવી એટલું જ કામ ત્યા થઈ શકે એ જ દૃષ્ટિથી હિંદુ શાસ્ત્રકારોએ રૂઢ ધર્મ પર કયા અને કેટલા સંસ્કારો ચડાવ્યા છે અને તેને લીધે આજનું હિંદુ જીવન કેવુ સસ્કારી ને કાવ્યમય થયું છે એ આપણે સસ્કૃતિની દૃષ્ટિએ તપાસવું જોઈએ આવું અધ્યયન ભગિની નિવેદિતાએ ઘણુ કર્યું છે ફીલ્ડિંગ હૉલે બ્રહ્મદેશ વિષે એ જ જાતના લખાણો લખેલા છે કિન્કેડ સાહેબે ઍન્ગ્લો ઇંડિયન પદ્ધતિથી આ દિશામા ઘણુ લખ્યુ છે પણ આપણે આટલાથી સતોષ ન જ માની શકીએ દરેક તહેવાર, રિવાજ અને સસ્કાર આપણે તપાસવો જોઈએ અને તેમા કયું રહસ્ય ગોઠવવાનો પ્રયત્ન છે તે શોધી કાઢવું જોઈએ રૂઢિમા દોષ જેવા એ કાંઈ અઘરુ નથી પરતુ સત્યની શુભ દૃષ્ટિ ગુણ વિવેચનથી સતોષ નથી માનતી પણ રહસ્ય જાણવા માગે છે આવી જ દૃષ્ટિએ આપણા દેશમા ચાલતા વ્રત અને ઉત્સવોનો અભ્યાસ કરવાનો અમારો વિચાર છે તેમાં ગુજરાત અને મહારાષ્ટ્રના લોકપ્રિય અને પ્રમાણમા અત્યત નવીન વ્રત સત્યનારાયણના વ્રતથી જ શરૂઆત કરીએ

## ૨

### ૧. વ્રતરહસ્ય

सत्या परता नाहीं धर्म ।
सत्य तेंचि परब्रह्म ॥
— મુક્તેશ્વર

સત્યનારાયણનું વ્રત આ પ્રાંતમાં તેમ જ મહારાષ્ટ્રમાં બહુ જ લોકપ્રિય છે ધર્મશાસ્ત્રોમાં આ વ્રતને સ્થાન નથી, પણ રૂઢ ધર્મમાં સત્યનારાયણવ્રતનું સ્થાન ઊંચું છે આ વ્રતથી ઇચ્છાકામના સિદ્ધ થાય છે એવી લોકોની માન્યતા છે આ વ્રતમાં સત્યનારાયણની પૂજા, કથાશ્રવણ અને પ્રસાદભક્ષણ એવા ત્રણ મધુર વિભાગ છે કદાચ આ જ કારણસર આ વ્રત પાછળ સત્યનો જે મહિમા રહેલો છે તે ઢંકાઈ ગયો છે તે તરફ લોકોનું ધ્યાન ખેંચવા માટે આ કૌસ્પ પ્રયત્ન છે

આ રહસ્ય વાંચતાં પહેલાં સત્યનારાયણની કથા જેમને યાદ ન હોય તેમણે તે જાણી લેવી અગત્યની છે

ધર્મ એ માનવીહૃદયની અત્યંત ઉચ્ચ એવી વૃત્તિ છે, અને તે મનુષ્યના આખા જીવનને વ્યાપીને રહેલી હોય છે આપણું જીવન જેમ ઉત્તમ, સામાન્ય અથવા હીન હોય છે, તેમ આપણે ધર્મને પણ તેવું જ સ્વરૂપ આપીએ છીએ બુદ્ધિપ્રધાન તાર્કિક લોકો ધર્મવૃત્તિને તત્ત્વજ્ઞાનનું દાર્શનિક રૂપ આપે છે, પ્રેમાળ નમ્ર લોકો ઉપાસનાનું રૂપ આપે છે, કર્મપ્રધાન ક્રિયારસિક લોકો પૂજાઅર્ચા વગેરે તાન્ત્રિક વિધિ દ્વારા ધર્મવૃત્તિનું પોષણ કરે છે, જ્યારે સામાન્ય અજ્ઞ જનસમુદાય કથાકીર્તન દ્વારા જ ધર્મના ઉચ્ચ સિદ્ધાંતોનું આકલન કરી શકે છે

ધર્માચરણના ફળની બાબતમાં પણ એ જ સિદ્ધાંત લાગુ પડે છે ધર્માચરણનું ફળ આન્તરિક, અન્તઃસ્થ અને ઉચ્ચ હોય છે એ વસ્તુ જેમના ધ્યાનમાં નથી આવી શકતી તેમના સંતોષની ખાતર પૌરાણિક કથા દ્વારા બાહ્ય ફળ બતાવવું પડે છે ધર્મતત્ત્વો ગમે તેટલાં ઉચ્ચ હોય, પણ જો તે સમાજમાં રૂઢ કરવા હોય તો તેમને સમાજની ભૂમિકા સુધી નીચે ઉતારવાં જ પડે છે ભગવાન તથાગતે ઉપદેશેલાં તત્ત્વો ઉચ્ચ, ઉદાત્ત અને નૈતિક હતાં, પણ જ્યારે તેમને દેવદેવતા, પૂજાઅર્ચા, મન્ત્રતન્ત્ર વગેરેનું તાંત્રિક સ્વરૂપ આપી મહાયાન પંથ અવતર્યો ત્યારે જ તે તત્ત્વો અથવા તેમનો અંશ અર્ધા એશિયા ખંડને ગળે ઊતર્યો સત્યનારાયણનું વ્રત એ એવી જ જાતનું એક તાજું ઉદાહરણ છે સત્યનારાયણનું વ્રત છેલ્લાં સો વર્ષની અંદર જ નિર્માણ થયું છે એમ એક પુરાણધર્માભિમાની શાસ્ત્રીએ જાહેર કર્યું હતું ગુજરાત મહારાષ્ટ્ર વચ્ચેના વેપારનું અને નાનકડા રાજ્યોનું સ્મરણ જ્યારે તાજું હતું ત્યારે આ વ્રત શરૂ થયું હશે પણ આ વ્રતનો વિસ્તાર અને તેની લોકપ્રિયતા જોતાં લોકહૃદયમાં વસતું ધર્મનું સ્વરૂપ આ વ્રતમાં સુંદર રીતે મળી આવે છે એમ કહેવામાં વાંધો નથી

દુનિયાનો ઘણોખરો વ્યવહાર અ૫પ્રાણ લોકોના હાથમાં હોય છે બહુજન સમાજની સત્ય પરની તાત્ત્વિક શ્રદ્ધા બહુ ઓછી હોય છે સંસારમાં ગમે તેવી હાનિ સહન કરવા જેટલું પૌરુષ સામાન્ય લોકોમા જોવામા નથી આવતું સત્યાસત્યના કંઈ પણ વિધિનિષેધ રાખ્યા વગર ક્ષણિક અને દૃશ્યમાન લાભને ખાતર લોકો વચનભંગ કરે છે, નિયમ તોડે છે, જૂઠાને સાચું કરી દેખાડે છે કામનાસિદ્ધિને અર્થે સત્ય સાથે માંડવાળ કરનાર આવા અજ્ઞ લોકોને સત્યની લગની કેવી રીતે લગાડવી અને સત્યસેવનથી જ આખરે સર્વ કામના સિદ્ધ થાય છે એવી શ્રદ્ધા અજ્ઞ લોકોના મનમા કેવી રીતે ઠસાવવી એ એક ભારે સનાતન પ્રશ્ન છે સાધુ સંતોએ, કાયદા ઘડનારાઓએ તેમ જ સમાજના નેતાઓએ અનેક રીતે પ્રયત્નો કરી જોયા છે સત્યનારાયણવ્રતપ્રવર્તકે આ પ્રશ્નનો ઉકેલ પોતાની શક્તિ અને મતિ અનુસાર સત્યનારાયણની પૂજા અને કથા દ્વારા લાવવાનો પ્રયત્ન કરેલો છે

(સત્યનારાયણની પૂજા લોકોમા ચાલતી કરવામા બે હેતુ સધાયેલા છે લોકો સત્યનું સેવન કરવુ એ એક ઉદ્દેશ, અને સત્યનો મહિમા સમાજમા નિરંતર ગવા રહે એ બીજો ઉદ્દેશ આ પૂજાને ઉત્સવનું નામ આપ્યુ નથી, વ્રત કહ્યુ છે, : પણ અહીં ધ્યાનમા લેવા યોગ્ય છે ઉત્સવમા આપણે કોઈ ભૂત વૃત્તાન્તનું અથ કોઈ ધાર્મિક તત્ત્વનું ઉત્સાહપૂર્વક સહર્ષ સ્મરણ કરીએ છીએ, જ્યારે વ્રતમાં આપ આપણું જીવન ઉચ્ચતર બનાવવા માટે કોઈ પણ દીક્ષા ગ્રહણ કરીએ છીએ,

સત્યનારાયણની કથા સાંભળવાથી અને સ્વાદિષ્ટ પ્રસાદભક્ષણ કરવાથી સત્ય નારાયણના ઉત્સવ થયો ગણાય, તેને કાંઈ વ્રત ગણી ન શકાય જેને સત્યનારાયણ નું વ્રત કરવું હોય તેણે પોતે સર્વ કાળે, સર્વ સ્થળે અને સર્વ પ્રસંગોમા સત્યન આચરણની, અને તક મળતાં સર્વ લોકોને સત્યનું મહત્ત્વ સમજાવી સત્યનું કીર્તન કરવાની દીક્ષા લીધી હોય તો જ તેને સત્યનારાયણનું વ્રત કર્યાનું પુણ્ય મળે, બાકી ન મળે )

દુનિયામા બધા લોકો સામર્થ્ય અને સંપત્તિ ઇચ્છે છે ધર્મ કહે છે, 'ભૂત દયા અને સત્યાચરણ મારફતે જ તમને સાચું સામર્થ્ય અને સંપત્તિ મળી શકશે આ જ સિદ્ધાંત પુરાણોએ એક સુંદર રૂપક દ્વારા આપણા મન પર ઠસાવેલ છે પુરાણો કહે છે, સામર્થ્ય અને સંપત્તિ એટલે કે શક્તિ અને લક્ષ્મી, અનુક્રમે કલ્યાણની ઇચ્છા અને સત્ય એટલે કે શિવ અને સત્યનારાયણને આધીન રહે છે કેમ કે શક્તિ એ શિવની પત્ની છે અને સત્યનારાયણની પત્ની લક્ષ્મી છે પતિની આરાધના તમે કરો એટલે પત્ની તમારા પર જરૂર અનુગ્રહ કરે આ રીતે ધન, ધાન્ય સંતતિ, સંપત્તિ વગેરે ઐહિક લક્ષ્મીની ઇચ્છા રાખનાર લોકોને સત્યનું એટલે કે સત્યનારાયણનું આરાધન કરવાનું આ વ્રતમા કહેલું છે

હિંદુ ધર્મમા અને હિંદુ નીતિશાસ્ત્રમા સત્યનો વ્યાપક અર્થ કરેલો છે શ્રીવેદવ્યાસે મહાભારતમાં સત્યના તેર પ્રકાર કલ્પેલા છે હિંદુ શાસ્ત્રો અને પુરાણો

ઉથલાવી જોઈએ તો છેક પરસ્પર ભિન્ન એવી ત્રણ વસ્તુઓનો સત્ય શબ્દમાં સમાવેશ થાય છે.

પહેલી વસ્તુ:— સત્ય એટલે યથાર્થ કથન. જે વાત જેવી હોય, જે સ્વરૂપમાં આપણે જાણતા હોઈએ, અથવા જે રૂપે બનેલી આપણે જોઈ હોય, જે સ્વરૂપમાં આપણે તેનું આકલન કર્યું હોય, તે તેવી જ રીતે યથાતથ કહેવી તેનું નામ સત્ય.

બીજી વસ્તુ:— સત્ય એટલે ઋતમ્, સૃષ્ટિનો નિયમ અથવા કોઈ પણ મહાકાર્યનું વિધાન. 'સત્યથી જ સૂર્ય ઊગે છે', 'સત્યથી જ વાયુ વાય છે', 'સત્યથી જ પૃથ્વી વિશ્વને (સર્વને) ધારણ કરે છે,' 'સત્યથી જ આ લોક ચાલે છે,' 'સત્ય એ જ યજ્ઞની પ્રતિષ્ઠા છે,' ઇત્યાદિ શાસ્ત્રવચનોમાં સત્ય એટલે અનુલ્લંઘનીય નિયમ, એવો અર્થ થાય છે.

ત્રીજી વસ્તુ:— સત્ય એટલે પ્રતિજ્ઞાપાલન. સત્ય એટલે એક વાર મોઢેથી નીકળેલો બોલ પાળવો જ જોઈએ એવી ટેક; એક વાર કાઢેલું વચન આપણે ગળી ન જઈએ એવી ટેક. આ સત્યને માટે જ કર્ણે તેનાં કુંડળો આપી દીધાં, આ સત્યને માટે જ રામ વનવાસે ગયા, આ સત્યને માટે જ હરિશ્ચંદ્રે રાજદાન દીધું. કિંબહુના, માતૃભક્ત પાંડવોએ માતાનું વચન સાચું પાડવા ખાતર એક દ્રૌપદી સાથે પાંચે ભાઈઓએ લગ્ન કરવાનું નિંદાપાત્ર ગણાતું કર્મ કર્યું.

(આજે આપણી સત્યની અને વફાદારીની કલ્પના વધારે વિશુદ્ધ થઈ છે. પોતાના દીકરાઓએ શું મેળવી આણ્યું છે એ જાણ્યા વગર પાંચે ભાઈ સરખું વહેંચી લો એવું માતાના મુખેથી નીકળેલું વચન સાચું પાડવા આજ જો પાંચ ભાઈઓ એક સ્ત્રી સાથે પરણવા જાય તો આપણે તેમને સત્યદ્રોહી મૂર્ખ ગણી કાઢીએ. સ્વપ્નામાં બ્રાહ્મણને આપેલું વચન સાચું પાડવા ખાતર પ્રજાની માલિકીનું આખું રાજ્ય પ્રજા ઉપર કાળો કેર વર્તાવનાર એક તામસી બ્રાહ્મણને ખરેખર આપી દેનાર રાજાને આપણે રાજધર્મભ્રષ્ટ, શ્રદ્ધાજડ, પામર કહીશું. અસ્તુ. અહીં તો આપણે જૂની કલ્પના પ્રમાણે સત્યનારાયણકથાનું રહસ્ય ઉકેલવા નીકળ્યા છીએ.)

જનસમુદાયમાં બે વૃત્તિઓ ખાસ કરીને જોરાવર હોય છે: લોભ અને ભય. આ બે વૃત્તિઓનો લાભ લઈ સત્યનારાયણકથાકારે સત્યનો મહિમા ગાયો છે. સત્યનું સેવન અને કીર્તન કરો, એટલે તમને સંતતિ, સંપત્તિ વગેરે બધાં વાનાં મળશે, સંકટો દૂર થશે અને મનકામના પરિપૂર્ણ થશે; આ થઈ લાલચ. સત્યને વીસરો, સત્યને છુપાવો કે તરત જ તમારાં બાળબચ્ચાં મરશે, ધનધાન્ય નાશ પામશે, જમાઈ ડૂબી મરશે; રાજા જે અન્યાયથી કોઈને કેદખાનામાં પૂરી દેશે, તો તેની સત્તા નાશ પામશે ને તેની ઉપર સર્વ પ્રકારના અનર્થો આવી પડશે; આ થયો ભય.

સત્યનું વ્રત બધાને માટે સરખું જ ફળદાયી છે. સત્યપાલન એ સાર્વત્રિક ધર્મ છે એમ બતાવવા સારુ આ કથામાં બ્રાહ્મણ, રાજા, વાણિયા,

ગોવાળિયા, અને કઠિયારાને આપેલા છે / અને ઉપર આપેલા સત્યના ત્રણે અર્થ સત્યવ્રતમા અભિપ્રેત છે એમ લાગે છે વાણિયો સાધુ અને તેનો જમાઈ કરેલી પ્રતિજ્ઞાઓ ભૂલી જાય છે તેથી તેમના ઉપર સત્યદેવનો કોપ થાય છે તેના પરિણામ તરીકે ચદ્રકેતુ રાજા પણ પરાઙ્મુખ થાય છે આ દુર્દૈવી લોકોની સ્ત્રીઓના હૃદયમા પ્રતિજ્ઞાપાલનની ધર્મબુદ્ધિ જાગ્રત થઈ એટલે તરત જ ચદ્રકેતુ રાજાના હૃદયમા પણ ન્યાયબુદ્ધિ જાગ્રત થાય છે સાધુ અને તેનો જમાઈ ચોરભયર્થ દડી માધુ આગળ જૂઠુ બોલે છે, માટે આપણા કથાકાર આ તેમના અસત્ય ભાષણને લીધે તેમના સર્વસ્વનો નાશ થયો એમ તેમનો અનુભવ આપી વિનાશના ભયદ્વારા તેમને સત્યનિષ્ઠ બનાવે છે કલાવતી પતિદર્શનના મોહને લીધે સત્યનારાયણવ્રતના નિયમ તોડે છે તુગધ્વજ રાજા પોતાના ઉચ્ચ વર્ણના ગર્વથી અને સત્તાના મદથી સત્યનો અનાદર કરે છે તેથી કલાવતીનો પતિ અને તુંગધ્વજ રાજાનું રાજ્ય નષ્ટ થઈ જાય છે, પણ તેમનો તે મોહ અને તે મદ નષ્ટ થતાવેંત તેમને તેમનુ સૌભાગ્ય ફરીથી પ્રાપ્ત થાય છે, એમ બનાવી કથા કાર લોકોને કહે છે ભાઈઓ, જે સાચુ હોય તે જ બોલો, પોતાનું વચન તોડો નહીં, તેમ જ સમાજના અથવા નિસર્ગના સર્વવ્યાપી' નિયમો તોડો નહીં, તેમનું ઉલ્લઘન કરો નહીં આ પ્રમાણે વર્તશો તો તમારુ ઐહિક અને પારલૌકિક કલ્યાણ જરૂર થશે, કેમ કે જે સત્યથી ચાલે છે તે

सर्वान् कामान् अवाप्नोति
प्रेत्य सायुज्यम् आप्नुयात्।

[ આ લોકકાવ્યની અદર સત્યને સર્વસગપરિત્યાગી દડીનું સ્વરૂપ આપેલું છે, એ પણ ધ્યાનમા લેવા લાયક છે સત્યને અનુસરીને ચાલવાથી બધી વાસનાઓનો ક્ષય થઈ મનુષ્યમા સંન્યસ્તવૃત્તિ હસી જાય છે, અને સત્યાચરણી મનુષ્યમા અત સ્થ વૃત્તિઓનું તેમ જ બાહ્ય સમાજનું નિયમન અથવા દડન કરવાની દડીશક્તિ આવી જાય છે, એમ કવિએ બહુ સુંદર રીતે સૂચવેલું છે સત્યનારાયણની પૂજામા સત્યનું સ્વરૂપ અને મહિમા બતાવનાર કેટલાક શ્લોકો અત્યત ઉદાત્ત છે, તે અહીં આપી શ્રીસત્યનારાયણની યથામતિ કરેલી આ ઉપાસના અહીંયા પૂ...

नारायणस् त्वमेवासि सर्वेषां च हृदि स्थित ।
प्रेरक प्रेर्यमाणाना त्वया प्रेरितमानस ।
त्वदाज्ञा शिरसा धृत्वा भजामि जनपावनम् ।।
नानोपासनमार्गाणा भावकृद् भावबोधक ।
त्वदधिष्ठानमात्रेण सैव सर्वार्थकारिणी ।
तामेव त्वा पुरस्कृत्य भजामि हितकाम्यया ।।
न मे त्वदन्यस त्रातास्ति त्वदन्य न हि दैवतम्
त्वदन्य न हि जानामि पालक पुण्यरूपकम् ।।

नमस्ते देवदेवेश नमस्ते धरणीधर।
त्वदन्य कोऽत्र पापेभ्यस् त्राताऽस्ते जगतीतले।।

वांछितार्थफलप्रद એવા આ શ્રીસત્યનારાયણવ્રતનું અને કથાનું આ રહસ્ય જે વાંચશે તેને જ શ્રીસત્યનારાયણનો કૃપાપ્રસાદ મળશે. તે સંસ્કૃત ભાષામાં લખેલું નથી અથવા આધુનિક છે એમ માની જો કોઈ એનો અનાદર કરશે તો તેનું સત્યનારાયણવ્રત નિષ્ફળ જશે. પણ જો કોઈ ધ્યાનમનનપૂર્વક આનું શ્રવણ કરી સત્યનારાયણનું વ્રત આચરશે તો તે

सर्वदुःखेभ्यो मुक्तो भवति मानव ।
सर्वपापविनिर्मुक्तो दुर्लभ मोक्षमाप्नुयात्।।
इह सद्य. फल भुक्त्वा परत्रे मोक्षमाप्नुयात्।
धनधान्यादिकः तस्य भवेत् सत्यप्रसादत ।।
दरिद्रो लभते वित्त, बद्धो मुच्येत बन्धनात्।
*भीतो भयात् प्रमुच्येत, सत्यमेव न संशयः।।*

કલિયુગમાં ગમે તે માણસ ગમે તેવી સારીનરસી કામનાઓ સિદ્ધ કરવા માટે સત્યનારાયણવ્રત કરવા લાગ્યો, એ જોઈ શ્રીમહાદેવે ફલપ્રાપ્તિના રસ્તામાં એક કીલક અને અર્ગલા નાખી દીધાં છે:

જે માણસ જિતેન્દ્રિય અને સત્યવાદી હશે તે જ તેનું ઉત્કીલન કરી આ વ્રતફલનું દ્વાર ઉઘાડી શકશે. इति शम्।

૧૦

## ગજેન્દ્રમોક્ષ

ઈશ્વર આપણો પરમ પિતા છે એમ તો સૌ કોઈ માને છે, પણ આપણે સૌ ભાઈભાઈ છીએ એ વાતનો વિશ્વાસ સૌને નથી હોતો. સર્વોદયમાં માનનાર સત્યાગ્રહી 'वसुधैव कुटुम्बकम्'ના નિયમનું પાલન કરનાર હોય છે, તેથી તેને કોઈ શત્રુ નથી હોતો. એનો અર્થ એ નથી કે કોઈ એની પ્રત્યે શત્રુતા નથી રાખતું. એના શત્રુ ઘણા હોઈ શકે છે. ધર્મ અનુસાર ચાલનાર દરેક માણસ અધર્મથી ચાલનાર માણસના માર્ગમાં વિઘ્નરૂપ થઈ પડતો જણાય છે. છતાં સત્યાગ્રહી પોતાના મનમાં કોઈને વિષે પ્રેમ સિવાય બીજો ભાવ નથી રાખતો. જ્યારે તે પોતાના ભાઈને કુવાસનાને વશ થયેલો જુએ છે ત્યારે તેનો પ્રેમથી વિરોધ જરૂર કરે છે. વખત આવ્યે પ્રેમ કઠોર થઈ શકે છે પ્રેમમાં દુર્બળતાની કે મોહની મૃદુતા નથી હોતી. પણ સત્યાગ્રહી વિરોધ કરતો છતાં પણ પોતાના ભાઈનું હિત જ ઇચ્છે છે, અને પોતાનો વિરોધ તો પોતે કષ્ટ સહન

સ્ત્રીને જ વ્યક્ત કરે છે પ્રેમમૂલક વિરોધ હમેશા સફળ જ થાય છે જરા વાર ભલે લાગે, પરન્તુ વિજય તો તેનો જ છે અને સાચું જોઈએ તો પ્રતિપક્ષનો પણ વિજય છે એ બિચારો જે કુવાસનાથી ઘેરાયેલો હતો તેમાંથી છૂટી ગયો —તેમાંથી પોતાના આત્માને ફરી પ્રાપ્ત કરી શક્યો આ પણ એક અસાધારણ જીત છે સત્યાગ્રહનું યુદ્ધ ધર્મયુદ્ધ હોય છે તેથી તેનું પરિણામ સફળ જ હોય જ્યારે બે માનવ પરસ્પર વિરોધી સ્વાર્થને વશ થઈને લડે છે ત્યારે એકની જીત અને બીજાની હાર થાય છે, ઈશ્વર તટસ્થ રહીને જુએ છે અને કર્મનો નિયમ નિવેડો આણે છે પણ જ્યારે એક પક્ષ સ્વાર્થને છોડી ધર્મનો આધાર લે છે ત્યારે પરમાત્મા પોતે તેનો પક્ષ કરે છે, કારણ પરમાત્મા હમેશાં સત્યનો પક્ષપાતી હોય છે અસલ વસ્તુ છે સ્વાર્થ છોડીને ધર્મનું પાલન કરવાની ધર્મનિષ્ઠ મનુષ્યની કસોટી પણ ઈશ્વર કઈ થોડી નથી કરતો ધર્મનિષ્ઠ તેમ જ તેનો વિરોધ કરનાર બંનેનું હિત કરવું એ ઈશ્વરની નીતિ છે, તેથી ધર્મસંગ્રામની અવધિ પણ બહુ લાંબી હોય છે ધર્મનિષ્ઠ પક્ષ નિષ્પાપ થઈ જાય ત્યારે જ તેને સફળતા મળે છે અને સફળતાનો મુખ્ય ભાગ તો એ છે કે વિરોધીઓનો વિરોધ શમી જઈને બંને ફરી પહેલાના જેવા એકપ્રાણ ભાઈ-ભાઈ બની જાય આ જ સિદ્ધાંત પુરાણોમા 'ગજેન્દ્રમોક્ષ'ની કથામા બતાવવામા આવ્યો છે

ઈન્દ્રના દરબારમા હાહા અને હૂહૂ નામના બે ગવૈયા ભાઈઓ હતા. તેમના હૃદયમા મત્સર પ્રવેશ નહોતો કર્યો ત્યાં સુધી તેઓ હળીમળીને રહેતા હતા પણ એમના દુર્ભાગ્યે એમના અંતરમા સ્પર્ધા વધી પડી બંનેના મનમા એવો ભાવ ઉત્પન્ન થયો કે 'હુ જ શ્રેષ્ઠ છુ, તેથી શ્રેષ્ઠ સ્થાન મને મળવુ જોઈએ ' ઈન્દ્રે તેમને સમજાવીને કહ્યુ, 'ઈશ્વરને ઘેર સૌ સરખા છે હુ તો તમારા બેમા કશો ભેદ જોઈ શકતો નથી ' છતા બેઉ ગવૈયાઓને સંતોષ ન થયો આખરે ઈન્દ્રે તેમને દેવલ ઋષિની પાસે મોકલી દીધા દેવલ મહાજ્ઞાની હતા, ત્રિકાળ-દર્શી હતા પણ પૂર્ણજ્ઞાની ઘણુખરુ મૌની જ હોય છે ઋષિનુ મૌન જોઈને ઈર્ષા અને મત્સરથી ભરેલા બંને ગવૈયાઓ કહેવા લાગ્યા, 'સાવ ગમાર છે કશું સમજતો નથી ' મુનિએ મૌન મૂકીને દયાભાવથી કહ્યુ, 'કેવા મૂરખ છો! સ્પર્ધા અને અસૂયાથી તમારા ભેજા સડી ગયા છે તમારા ભાગ્યમા શું ભર્યું છે તે તમે નથી જાણતા જાણતા હોત તો આવડો મત્સર ન સેવત પરમાત્માએ દરેક માણસનુ ભવિષ્ય તેનાથી છૂપુ રાખ્યુ છે, છતાં કર્મનો સિદ્ધાંત સમજાવવાને ખાતર જરા કઠોર થઈને હુ તમારુ ભવિષ્ય જેટલુ ભાળી શકુ છુ તેટલુ તમને સુણાવી દઉં છુ ભાઈઓ થઈને પણ તમે એકબીજાનો મત્સર કરો છો એનું પરિણામ એ આવવાનુ છે કે તમે સ્વર્ગમાથી નીચે પડશો અને ત્રિકૂટ પર્વતની પાસે પશુયોનિમા જન્મ લેશો એક થશે જંગલનો હાથી અને બીજો

થશે સરોવરમાં રહેનારો મગર. ત્યાં તમે તમારા વેરને પશુભાવે પોષશો; ભાઈ-ભાઈ મટીને શત્રુ બની જશો.'

બસ, બંનેનો મદ ઊતરી ગયો. બંનેને ક્ષણિક પશ્ચાત્તાપ થયો. બંને ઋષિને પગે પડયા અને આજીજી કરવા લાગ્યા કે 'આપ અમારા પર કંઈ દયા નહીં કરો?' ઋષિએ કહ્યું, 'કર્મનો નિયમ અટળ છે. એમાં કોઈની દયા કામ આવતી નથી. પણ સાથે સાથે કર્મનો નિયમ કલ્યાણમય પણ છે. તે જેટલો કઠોર તેટલો દયામય પણ છે. કર્મનું ફળ દંડરૂપ નથી હોતું. બગડેલાને સુધારવાનું બળ એનામાં છે. તમારા બેમાંથી એકના હૃદયમાં પશ્ચાત્તાપ જાગ્રત રહેશે અને તે ધર્મને માર્ગે ચાલશે. આફતની વેળાએ તેને ઈશ્વરનું સ્મરણ થશે. બીજાના હૃદયમાં મત્સરનો અગ્નિ ભડભડાટ બળી રહ્યો છે. તે નીચે ને નીચે જ પડતો જશે. છતાં એનો પણ ઉદ્ધાર થશે. પોતાના ભાઈનો વિરોધ કરતાં કરતાં તેના હૃદયમાં ભાઈની શ્રદ્ધાનો સંચાર થશે, તેનામાં પણ આસ્તિકતા આવી જશે અને આસ્તિકતાને બળે તેનો પણ ઉદ્ધાર થઈ જશે.'

ભવિષ્યનો આટલો પડદો ખોલીને મુનિરાજ પાછા મૌનમાં ડૂબી ગયા અને હાહા તથા હૂહૂ સ્વકર્મવશાત્ સ્વર્ગમાંથી નીચે પડી ગયા. એક થયો રાજાનો હાથી અને બીજો પાસેના સરોવરનો મોટો મગર. બંને પોતાના પૂર્વજન્મને ભૂલી ગયા, પોતાનું ભાંડુપણું વીસરી ગયા. મગર હાથીને ખાવા ઈચ્છતો હતો અને હાથી મગરથી ડરતો હતો. હાથી પોતાના પશુજીવન અનુસાર વિલાસમાં ચકચૂર થયો. શત્રુ ક્યાં છે અને શત્રુનું બળ ક્યાં રહેલું છે તે વાત વિલાસના નશામાં તે ભૂલી ગયો અને રૂપયૌવનવતી હાથણીઓની સાથે સરોવરમાં ઊતર્યો. ગ્રાહને તો જોઈતું મળી ગયું. તેણે ગજરાજનો પગ પકડી લીધો. ગજ છૂટી જવાને ચીસ પાડવા લાગ્યો. હાથણીઓ પણ લાચારીની ચીસો પાડવા લાગી. પણ પાણીમાં હાથીનું બળ કેટલું ચાલે? હાથી જમીન તરફ દોડવા લાગ્યો અને ગ્રાહ પાણી તરફ ખેંચવા લાગ્યો— गजो ह्याकर्षते तीरं ग्राहश्चाकर्षते जलम् । સદીઓ સુધી (दिव्यवर्षसहस्रम्) બેનું એ યુદ્ધ ચાલ્યું. અંતે અવ્યક્તમૂર્તિ ગ્રાહે એ વિશાળ ગજને પંકજવનમાં—કીચડમાં ખેંચી લીધો. હવે ગજને બચવાનો કોઈ આરો રહ્યો નહીં. હવે એક હૃદયસ્થ પરમાત્મા જ બચાવી શકે એમ છે એવું જ્ઞાન ગજને થયું. ગજરાજ ન તો શાસ્ત્ર ભણ્યો હતો કે ન તો વેદવિદ હતો. પણ ઉચ્ચ કુળમાં જન્મેલો હોવાથી તે નારાયણપરાયણ હતો. તેણે નારાયણનું ધ્યાન ધર્યું: કવિએ એને ગીર્વાણવાણીમાં ગોઠવી આપ્યું છે—

> अनाश्रयाय देवाय निःस्पृहाय नमो नमः।
> नमो जगत्प्रतिष्ठाय गोविन्दाय नमो नमः।
> विश्वेश्वराय देवाय शिवाय हरये नमः॥
> नारायणाय परलोकपरायणाय..

कालाय लोकैकनायाय।
हितात्मकाय आर्तिविनाशनाय नमस्करोमि।
अच्युत आत्मवन्त प्रभु प्रपद्ये।
सनातन लोकगुरु नमामि॥
शरण्यं शरणार्तानां प्रपद्ये भक्तवत्सलम्।
प्रपद्ये मुक्तसगाना यतीना परमा गतिम्॥
एकाय लोकनाथाय परतः परमात्मने।
नमः सहस्रशिरसे अनन्ताय नमो नमः॥

ધ્યાન પૂરું થતાં જ આત્મશક્તિનો આવિષ્કાર થયો; હૃદયમાં શ્રદ્ધાનું પૂર ચડ્યું.

तावद् भवति मे दु.ख चिन्तासंसारसागरे।
यावत्कमलपत्राक्ष न स्मरामि जनार्दनम्॥

ગજરાજ પાણીમાં પૂરેપૂરો ડૂબી ગયો હતો. શ્વાસ લેવાની સૂંઢનો અગ્રભાગ પાણી પર રહ્યો હતો. તેનાથી એક કમળ તોડી લઈને ગજેન્દ્રે ભક્તિભાવે ઈશ્વરને અર્પણ કર્યું. કમળ તો અનાસક્તિનું પ્રતીક છે. કીચડમાં તેનો જન્મ છે; પાણીમાં તેનો નિવાસ છે; છતાં તે શુદ્ધ અને પવિત્ર રહે છે. પાણીમાં રહીને પાણીથી અલિપ્ત રહે છે અને પ્રકાશમાન પ્રતાપશાળી સૂર્યનું ધ્યાન ધરે છે. કમળની વૃત્તિ ધારણ કરીને ગજરાજે કમળ અર્પણ કરી દીધું, એટલે ભગવાનને ધાવું પડ્યું. પરમાત્માએ બંનેને કીચડની બહાર ખેંચી લીધા.

પૃથ્વી પર આવતાં જ ગ્રાહની શક્તિ અને તેની દુર્બુદ્ધિ દૂર થઈ ગયાં. સ્વાર્થ છૂટી જવાથી તેને પણ પશ્ચાત્તાપ થયો. અપ્રમેય પરમાત્માએ બંનેનો ઉદ્ધાર કર્યો. ભગવદ્દર્શન થયા પછી કોની દુર્ગતિ થઈ શકે? બંનેનાં હૃદય પવિત્ર થઈ ગયાં. એક જ પરમપિતાના આપણે પુત્ર છીએ, ભાઈભાઈ છીએ; સમમાન છીએ; એક જ છીએ, એ વાતનું એમને ભાન થયું

दृढवद्धधर्ममूलो वेदस्कन्ध पुराणशास्त्राढ्य.।
क्रतुकुसुमो मोक्षफलो मधुसूदनपादपो जयति*॥

મહાભારતકાર લખે છે: ગજેન્દ્રમોક્ષની આ કથા સાંભળવાથી દુષ્ટ સ્વપ્નનો નાશ થાય છે. કેમ ન થાય? ઈશ્વર ભલા બૂરા બંનેનો કલ્યાણકર્તા છે. બંને પોતપોતાની રીતે તેની ચરણપૂજા કરે છે.

सुरासुरैरर्चितपादपद्म सनातन एकगुरु नमामि।

ચાર્લ્,•૯૨૦

---

* ધર્મ જેનું દૃઢ મૂળ છે, આધ્યાત્મિક જ્ઞાન જેનું થડ છે, પ્રાચીન ઇતિહાસ જેની શાખા છે, સ્વાર્થત્યાગપૂર્વકનો પુરુષાર્થ જેનું પુષ્પ છે અને મુક્તિ-સ્વતંત્રતા જેનું ફળ છે એવા પરમાત્મારૂપી કલ્પવૃક્ષનો સદા જય છે.

## ૧૧

# સ્વાદસંયમ

['સ્વાદેન્દ્રિયના સંયમ ઉપર આપણાં શાસ્ત્ર બહુ ભાર નથી મૂકતાં દેખાતાં,' એવા ગાંધીજીના એક વચનથી પ્રેરાઈને કાકાસાહેબે સ્વાદેન્દ્રિય સંયમ ઉપર કેટલાંક સુંદર શાસ્ત્રવચનો મોકલ્યાં છે તે મોકલતાં તેઓ લખે છે 'આજે જે શાસ્ત્રો વધારે રૂઢ છે તે વિષે બાપુજીની ટીકા સાચી છે મોટામાં મોટું પુણ્ય બ્રહ્મભોજનમાં છે એમ લોકોને સમજાવી રોજ મિષ્ટાન્ન ખાનારા બ્રાહ્મણો સ્વાદસંયમની વાતો ન કરે એ સ્વાભાવિક છે'

ગાંધીજીનું વચન બ્રહ્મચર્યને ઉદ્દેશીને હતું બ્રહ્મચર્યનો પાયો તો બાળપણમાં જ નંખાય, અને સ્વાદેન્દ્રિય સંયમનો ખ્યાલ કર્યા વિના તો પાયો કાચો જ રહે એવું ગાંધીજીનું કહેવું હતું જેટલો બ્રહ્મચર્યના ઉપર આપણે ભાર મૂકીએ છીએ તેટલો જ ભાર આરંભથી જ સ્વાદેન્દ્રિય સંયમ ઉપર મૂકવો જોઈએ એવું ગાંધીજીનું કહેવું હતું 'શેતાનને પેટમાંથી પ્રવેશ કરવું બહુ સહેલું પડે છે એ દ્વાર ખુલ્લું મૂક્યું કે બધાં પાપને માટે બધાં દ્વાર ખુલ્લાં મુકાયાં એમ સમજવું'—એવું ગાંધીજીનું એક વચન અહીં ટાંકવા જેવું છે

કાકાસાહેબ પણ આ ઉતારાઓને અંતે કબૂલ કરે છે કે બાળબ્રહ્મચારીઓને માટે સ્વાદેન્દ્રિય સંયમ વિષે ગાંધીજી મૂકે છે તેટલો ભાર શાસ્ત્રોમાં નથી મુકાયેલો પણ સ્વાદેન્દ્રિયને બહેકાવવાથી કેવી અનર્થપરંપરા થાય છે તે તો યતિને ઉદ્દેશીને કહેલું છતાં સૌએ હૃદયે ધરવા જેવું છે. એટલે કાકાસાહેબે મોકલેલા વચનો અહીં આપી દઈએ છીએ

કહેવાની જરૂર નથી કે જ્યાં અતિ-આહારને વર્જ્ય કહ્યો છે ત્યાં સ્વાદેન્દ્રિયસંયમની જ વાત કરી છે, કારણ અતિ આહારના મૂળમાં સ્વાદ જ છે મ૦ દે૦]

अनारोग्य अनायुष्य अस्वर्ग्य चातिभोजनम्
अपुण्य लोकविद्विष्ट तस्मात्तत्परिवर्जयेत् ।।
नोच्छिष्ट कस्यचिद दद्यात् नाद्याच्चैव तथातरा
न चैवात्यशन कुर्यात् ।।

— મનુસ્મૃતિ

અતિભોજન એ આરોગ્ય, આયુષ્ય અને સ્વર્ગ ત્રણેને અશક્ય કરનારું છે, અપુણ્ય છે, જગતમાં નિંદાયેલું છે, એટલે ત્યાજ્ય છે

કોઈને એઠું અજીઠું અન્ન આપવું નહીં, આડે વખતે ખાવું નહીં, તેમ જ અતિઆહાર કરવો નહીં

યમસ્મૃતિમાં નીચે પ્રમાણે વચનો છે

अन्नसगात् बल दर्पो विषयासक्तिरेव च ।
काम क्रोध तथा लोभ पतन नरके ध्रुवम् ।।

जितेन्द्रियो न स्याद् विजितान्येन्द्रियः पुमान्।
जयेद्रसन यावज्जित सर्वं जिते रसे॥

અન્નના આસક્તિથી બળ, દર્પ, વિષયાસક્તિ, કામ, ક્રોધ, અને અંતે અવશ્ય નરકપાત થાય છે. અન્ય ઇન્દ્રિય જીતેલો છતાં, જ્યાં સુધી રસ જીત્યો નથી ત્યાં સુધી તે જિતેન્દ્રિય નથી. જેણે રસ જીત્યો તેણે બધું જીત્યું.

મનુસ્મૃતિમાં બીજું પણ વચન છે:

एक काल चरेत् भैक्ष, न प्रसज्जेत विस्तरे।
भैक्षे प्रसक्तो हि यतिर् विषयेष्वपि सज्जति॥
अलाभे न विषादी स्याल्लाभे चैव न हर्षयेत्।
प्राणयात्रिकमात्र. स्यान् मात्रा सगाद्विनिर्गत॥

એક ટાણુ ભિક્ષા માગી લેવી, ઘણું મેળવવામાં પડવું નહીં. ભિક્ષા મેળવવામાં આસક્ત યતિ વિષયમા પણ પડે છે.

અલાભ થતાં વિષાદ ન કરવો, લાભ થતાં હર્ષ ન કરવો, ઘણા પ્રપંચનો પરિગ્રહ તજી કેવળ શરીરયાત્રા ચલાવવાનો જ પ્રપંચ રાખવો.

આગળ જતાં મનુસ્મૃતિ કહે છે:

अल्पान्नाभ्यवहारेण, रह स्थानासनेन च।
ह्रियमाणानि विषयैर् इन्द्रियाणि निवर्तयेत्॥
इन्द्रियाणा निरोधेन रागद्वेषक्षयेण च।
अहिंसया च भूताना अमृतत्वाय कल्पते॥

અલ્પાન્ન લઈને, એકાંત સ્થાન અને આસનથી, વિષયોથી ખેંચાતી ઇન્દ્રિયોને (વિષયમાંથી) વાળી લેવી

ઇન્દ્રિયોના નિરોધથી, રાગદ્વેષના ક્ષયથી, તેમ જ ભૂતો વિષે અહિંસા કેળવવાથી અમૃતત્વ મેળવાય છે

વળી વિષ્ણુસ્મૃતિ જુઓ.

ना स्वादयेद्रस तत्र जिह्वया धर्मवित् क्वचित्।
अनेन विधिना हुत्वा पञ्चप्राणाहुति पृथक्॥
शेष औषधवत्प्राश्य स्थित्यर्थं श्रुतिशासनात्।
मृष्टामृष्टे न कुर्वीत रागद्वेषौ च चेतसा॥
मिताशनो भवेन् नित्य भिक्षुर्मोक्षपरायण।
कामदर्पादयो दोषा न भवन्ति मिताशिन॥

ધર્મ જાણનારાએ (અન્ન લેતા) જિહ્વાથી રસનો સ્વાદ ન કરવો, આ વિધિથી પંચપ્રાણાહુતિ જુદી જુદી આપીને બાકીનું શ્રુતિના શાસન પ્રમાણે નિર્વાહાર્થે

કેવળ ઔષધવત્ ખાઈ લેવુ, તેમા કાચુ કે ચડેલુ, સ્વાદિષ્ટ કે સ્વાદ વિનાનુ છે એવો વિચાર ન કરવો, તેમ જ મનથી રાગદ્વેષ ન કરવો

મોક્ષપરાયણ એવા ભિક્ષુએ નિત્ય મિતાહારી રહેવુ મિતાહારી માણસ કામ, ક્રોધાદિ દોષોથી મુક્ત રહે છે

ખાવામા કયું અન્ન પસદ કરવું એ વિષે

हित मित सदाऽश्नीयाद् यत्सुखेनैवजीर्यते ।
धातु प्रकुप्यते येन तदन्न वर्जयेद् यति ।।

સદા પથ્ય અને મિત ખાવુ, સહેલાઈથી પચાવી શકાય એવુ જ ખાવુ જે અન્નથી ધાતુનો પ્રકોપ થાય તેવા અન્નનો યતિએ ત્યાગ કરવો

દત્તાત્રેય કહે છે

आत्मसमितम् आहार आहरेद् आत्मवान् यति ।
अत्यतक्षुधितस्यापि समाधिर् नैव जायते ।।

જિતાત્મા યતિએ આત્માને અનુકૂળ આહાર કરવો અત્યત ક્ષુધિત રહેનારને પણ સમાધિ સિદ્ધ નથી થતી

વ્યાસ કહે છે.

नाहार चितयेत्प्राज्ञ धर्ममेक तु चितयेत् ।

સમજુ માણસે આહારનો વિચાર ન કરતાં કેવળ ધર્મનો જ વિચાર કરવો

શ્રુતિવચન આ પ્રમાણે છે

औषधवत्प्राश्नीयात्प्राणसधारणार्थं यथा मेदोवृद्धिर्न जायते।

કેવળ પ્રાણને ટકાવી રાખવાને માટે ઔષધવત્ ખાવુ, એવી રીતે ખાવું કે જેથી મેદ એટલે કે ચરબીની વૃદ્ધિ ન થાય

પરાશરનો શ્લોક સ્પષ્ટ છે

अन्नदोषेण चित्तस्य कालुष्य सर्वदा भवेत् ।
कलुषीकृतचित्ताना धर्म सम्यङ् न भासते ।।

અન્નના દોષથી ચિત્ત સદા કલુષિત થાય છે, અને કલુષિત થયેલા ચિત્ત વાળાને ધર્મનું યોગ્ય ભાન થતું નથી

વાયુપુરાણમાં છે તાબૂલ વિષે

द्वावेतौ समवीर्यौ तु सुरा ताबूलमेव च
तस्मात सर्वप्रयत्नेन ताबूल वर्जयेद् यति ।।

સુરા અને તાંબૂલ બંને સરખા પ્રભાવવાળાં છે, માટે સુરાની જેમ તાબૂલનો પણ યતિએ સર્વ પ્રયત્ને ત્યાગ કરવો

મનુસ્મૃતિએ સરસ દલીલ કરી છે:

इन्द्रियाणा तु सर्वेषा यद्येकं क्षरतीन्द्रियम् ।
तेनास्य क्षरति प्रज्ञा दृतेः पात्रादिवोदकम् ॥

જેમ ચામડાના પાત્રમાં (પખાલમાં) એક પણ કાણું પડ્યું [illegible] પાણી ઝરી જાય છે, તેમ એક પણ ઇન્દ્રિય ખરી, કે માણસની આખી પ્રજ્ઞા ખરી જાય છે.

શંખસ્મૃતિમાં વાનપ્રસ્થ વિષે એટલે સુધી કહ્યું છે કે

नाग्निशुश्रूषया, क्षान्त्या, स्नानेन विविधेन च ।
वानप्रस्थो दिवं याति, याति भोजनवर्जनात् ॥

અગ્નિસેવાથી, ક્ષમાથી, વિવિધ તીર્થના સ્નાનથી પણ વાનપ્રસ્થ સ્વર્ગે જતો નથી; ભોજનત્યાગથી જ જાય છે.

વાનપ્રસ્થ તો ઘરડો માણસ હોય, એ વિષયોનો ત્યાગ કરે તે પહેલાં વિષયોએ જ એનો ત્યાગ કરેલો હોય છે. એક જાગ્રત રહે છે કેવળ રસેન્દ્રિય. તે તો ઝર્યા જ કરે છે. તેનો સંયમ સૌથી અગત્યનો છે એમ માનીને ઉપલો શ્લોક રચાયેલો હોવો જોઈએ.

મારે કબૂલ કરવું જોઈએ કે વિદ્યાર્થી બ્રહ્મચારી વિષે સ્મૃતિઓમાં ખાવાનો સંયમ કહ્યો જ નથી વધતું શરીર જેટલુ માગે તેટલુ તેને ખાવાનું આપવુ જ જોઈએ.—यथेच्छ ब्रह्मचारिणाम् ગૃહસ્થો કાંઈ મોક્ષમાર્ગી, અત્યંત સંયમી નથી હોતા. એટલે વાનપ્રસ્થ અને સંન્યાસી વિષે બોલતાં જ સ્વાદજયની વાતો આવે છે.

शैशवेऽभ्यस्तविद्यानां यौवने विषयैषिणाम् ।
वार्धक्ये मुनिवृत्तीनां योगेनान्ते तनुत्यजाम् ॥

(રઘુ રાજાઓનું વર્ણન કરતાં કવિ કહે છે તેઓ બાળપણમાં વિદ્યાભ્યાસ કરનારાઓ, યૌવનમાં વિષય સેવનારા, વૃદ્ધાવસ્થામાં મુનિવૃત્તિવાળા, અને અંતે યોગથી શરીર તજનારા હતા)

એ કાલિદાસની લીટીઓ પ્રમાણે જ સાધારણ રીતે આપણો સામાજિક આદર્શ રહેલો છે, છતાં મોક્ષ માટે કામ જીતવો અને કામ માટે રસ જીતવો જરૂરનો છે એ વાત આપણા શાસ્ત્રકારોએ ફરી ફરીને કહી છે.

વ્યાસ કહે છે.

काम एव मनुष्याणां निदानं ब्रह्मबोधने ।
तस्मात्कामं त्यजन्धीरो ज्ञानमाप्नोति मोक्षदम् ॥

કામ જ મનુષ્યને બ્રહ્મ જાણવામાં અંતરાય રૂપ છે. એટલે કામને તજીને જ ધીરપુરુષ મોક્ષ આપનારું જ્ઞાન મેળવી શકે છે.

કાગળ પૂરો કરતા શ્રી શકરાચાર્યનું આ સુદર વચન યાદ આવ્યુ

क्षुद्व्याधिश्च चिकित्स्यताम्
तदुदित भिक्षौषधं गृह्यताम्।
स्वाद्वन्नं न तु याच्यताम्
विधिवशात्प्राप्तेन सतुष्यताम्॥

(ક્ષુધાને એક વ્યાધિ (રોગ) ગણવી અને એને માટે બતાવેલું ઔષધ તે ભિક્ષાન્ન લેવુ પણ સ્વાદિષ્ટ અન્ન ન માગતા વિધિવશાત્ પ્રાપ્ત થયેલ અન્નથી સતોષ વાળવો)

# ૧૨

## સપ્તપદી

વૈવાહિક જીવનના બધા આદર્શો સપ્તપદીમા સપૂર્ણપણે વ્યક્ત થાય છે જીવનનો આદર્શ ઊંચો અને ઊંચો બનાવવાની મહેનત કરનાર લોકોએ સપ્તપદીના મન્ત્રમાથી અનેક સારા સારા અર્થ કાઢયા છે તે બધા સાચા છે, સ્વીકારવા જેવા છે, પણ તે બધાનો આધાર એ મંત્રોના સીધા શબ્દાર્થ ઉપર રચાયેલો છે

૧ ॐ ईश एकपदी भव सा मा अनुव्रता भव વૈવાહિક જીવન ચલાવવા માટે પતિપત્ની બન્નેમા ઉત્સાહ જોઈએ છે એકબીજાને પ્રેરણા આપતુ ચૈતન્ય જોઈએ છે સગાવહાલા, ઇષ્ટ મિત્ર, અતિથિ અભ્યાગત, વૃદ્ધો અને બાળકો, નોકરચાકર અને બીજાં આશ્રિતો બધાનો આધાર ગૃહસ્થાશ્રમ ઉપર છે માટે ઘરની સમૃદ્ધિ સદા વધારવા માટે પતિપત્નીએ હમેશ તૈયાર રહેવું જોઈએ એમા પણ કમાણી કરવાની જવાબદારી પતિની છે, એટલે સુખદુ ખમા પોતાનો ઉત્સાહ ટકાવવા માટે એ પોતાની પત્ની પાસેથી સહાયતા માગે છે પુરુષાર્થ કરવાની જવાબદારી મારી છે પણ તારી સહાયતા હમેશ જોઈએ છે જીવનયાત્રામા કાટા આવશે, કષ્ટો આવશે, માટે હુ આગળ ચાલીશ, તુ મારી પાછળ પાછળ આવજે હુ જે વ્રતો પાળીશ તે તું પણ પાળજે આપણો આદર્શ એક રહેશે તેથી જ આપણું જીવન એકરૂપ થશે એમ કહી પતિ સર્વવ્યાપી પરમાત્માને પ્રાર્થના કરે છે કે તે પતિ પત્ની બંનેને દોરે.

'ઇશ' એટલે પ્રેરણા. એને જોરે જ ઘરસસારનું ગા‌ડુ ચાલવાનું

૨ ॐ ऊर्जे द्विपदी भव ઊર્જ એટલે શક્તિ, શારીરિક સામર્થ્ય વિવાહ સબંધથી શારીરિક તેમ જ બીજી શક્તિઓ વધવી જોઈએ મોટા કુટુબનો ભાર

ઉપાડવા માટે બનેમા સર્વ પ્રકારની તાકાત આવશ્યક છે ગૃહસ્થાશ્રમમા પરસ્પર આકર્ષણ સાથે એકબીજાની શક્તિ વધારવાની પ્રવૃત્તિ પણ હોવી જોઈએ

૩. ॐ रायस्पोषाय त्रिपदी भव વિવાહનો ત્રીજો આદર્શ તે ધનધાન્યની સમૃદ્ધિ ગૃહસ્થાશ્રમ ઉપર બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સન્યાસ ત્રણે આશ્રમ અવલબે છે, એટલા માટે દરેક ગૃહસ્થીએ ધનધાન્યની સમૃદ્ધિ માટે પ્રયત્ન કરવો જ જોઈએ જેમ ધનધાન્યની આવશ્યકતા છે તે જ પ્રમાણે જ્ઞાન, કૌશલ્ય અને દરેક જાતના શુભ સસ્કારોની આવશ્યકતા પણ છે. એ બધા માટે કુટુબીઓએ હમેશા પ્રયત્નવાન રહેવુ જોઈએ

૪ ॐ मायोभव्याय चतुष्पदी भव જે લોકો માને છે કે વિવાહ એ કેવળ અન્યોન્ય સુખ માટે જ છે તેમણે જાણવુ જોઈએ કે પરસ્પર પ્રેમની ઊંડી લાગણી, બધી જાતનુ સામર્થ્ય, તેમ જ ધનધાન્ય અને જ્ઞાન કૌશલ્યની પ્રાપ્તિ એટલુ મેળવ્યા પછી જ અને આ ત્રણે વસ્તુની જોગવાઈ અને વૃદ્ધિ કર્યા પછી જ માણસ સુખની કામના કરી શકે અને તેને યોગ્ય પણ થઈ શકે છે માટે વિવાહના સ્થાન ઉદ્દેશમા સુખસમાધાનને મધ્યસ્થાને મૂક્યુ છે

જેમ ત્રિવિધ તૈયારી કર્યા પછી જ સુખ ભોગવવા માટે માણસ તૈયાર થઈ શકે છે, તેમ એ સુખમાથી ત્રણ જાતના ઇષ્ટ પરિણામ નીકળવા જોઈએ

૫ ॐ प्रजाभ्य पचपदी भव પ્રજા એટલે સતાન અને સમાજ એમના હિતને માટે ગૃહસ્થાશ્રમ હોવો જોઈએ વિવાહના સતાન સસ્કારી હોય, કેળવાયેલા હોય, તો જ માબાપોને ઇહલોકમા અને પરલોકમા, કૌટુબિક જીવનમા તેમ જ સનાતન સામાજિક જીવનમા સ્થિરતા પ્રાપ્ત થઈ શકે ઉપનિષદમા કહ્યુ છે કે જે સતાન સરસ કેળવાયેલા હોય તે જ માબાપોને અને બીજા પિતરોને ઉત્તમ લોક મેળવી આપે છે, એમને સદ્ગતિ અર્પે છે पुत्र अनुशिष्ट लोक्य आहु ।

આના પછીનો આદર્શ વૈવાહિક જીવન માટે અત્યત આવશ્યક છે એ આદર્શ સચવાય તો જ લગ્નજીવનની સફળતા સધાય અને એની સુવાસ આખર સુધી ટકે

૬ ॐ ऋतुभ्य षट्पदी भव વર્ષમા જેમ એક પછી એક એવી છ ઋતુઓ આવે છે અને આખી સૃષ્ટિ એ ઋતુ પરત્વે પોતાના જીવનમા ફેરફાર કરે છે, તેમ જ પતિપત્નીએ પણ જીવનની ઋતુઓ જેમ જેમ ફરે તેમ તેમ એકબીજાને નવી નવી રીતે અનુકૂળ થવુ જોઈએ વેપારવહેવારમા મૂળ કરારને જ વળગી રહેવાની વાત હોય છે જ્યારે આમા એકબીજાને અનુકૂળ થવાની વાત છે બાળપણના રમતિયાળપણામા એકબીજા સાથે જેમ બને ભળી જાય છે તેમ જ પ્રૌઢ થતાવેંત બને એકબીજાની પ્રૌઢ રસિકતાને અનુકૂળ થઈ જાય છે આના પછી જીવન સમૃદ્ધ થતા થતા એકમા જરા ગભીરતા આવવા લાગી કે તરત બીજાએ પણ એને અનુકૂળ પ્રસન્ન ગભીરતા કેળવવી જોઈએ મૂઝવણ વખતે

જે ધીરજ આપે, દુ ખ વખતે જે સાંત્વન આપે, પરાક્રમ કરવાના પ્રસગ આવે ત્યારે જે પ્રોત્સાહન આપે, વિજયમા મુદિતા વ્યક્ત કરે, અને ધર્માચરણમાં પૂર્ણ રીતે સાથ દે તે જ સહધર્મચારિણી છે અને જ્યારે જીવન પરિપક્વ થતા એક પક્ષ વિરક્તિ અનુભવે ત્યારે રામકૃષ્ણ પરમહંસને એમના પત્ની શારદામાતા અનુકૂળ થયા તેમ મોક્ષમાર્ગે પણ પત્ની સાધના-સહચરી થાય તો એ વિવાહનો પરિપૂર્ણ ઉત્કર્ષ થયો ગણાય

૭ ૐ સખા સપ્તપદી ભવ આખા જીવનમા જેને અનુસરણ જ કરવાનું છે, તે અનુયાયી કે ગુલામ તરીકે ગણાઈ જવાની બીક રહે છે તે દૂર કરવા માટે વિવાહનો સર્વશ્રેષ્ઠ અને ચરમ ઉદ્દેશ પરસ્પર સમાનતાવાળા સખ્યનો છે એ આમા સિદ્ધ કર્યું છે સખ્ય અથવા સમાનતા એ કોઈનો અધિકાર નથી જ્યાં ઐક્ય છે ત્યા સમાનતાની જિદ્દ હોઈ જ ન શકે સખ્યના મૂળમાં પરસ્પર આદર અને ભક્તિ હોવા જોઈએ પતિએ પત્ની સામે સ્વાભિમાન ન કેળવતા, વ્યવહારમા મુરબ્બીપણુ એની પાસે આવેનું હોય તોયે ભક્તની વૃત્તિ જ ધારણ કરવી જોઈએ આમ એકબીજાના ઉપાસક થવાથી જીવનમા અપરિમેય આનંદ તો પ્રાપ્ત થાય જ છે, પણ અખંડ સહવાસ હોવા છતા કોઈ પણ વખતે એ સંબધમાં વાસીપણુ આવતું નથી થાક કે કટાળો ચડતો નથી ઉષા રોજ રોજ આવતા છતાં જેમ પોતાની પ્રસન્નતા જાળવે છે તેમ વિવાહમાં પણ નવાં નવાં આકર્ષણો અને નવું નવુ સમાધાન અખંડ મળ્યા જ કરે છે આવી નિત્યનૂતનતા પ્રસન્નતા અને જીવતી શાતિ જે સંબંધમાંથી પ્રાપ્ત થાય છે તે સબધ જ સાચો વિવાહ છે એમાથી જ બધી જાતનાં કલ્યાણ સરે છે વિવાહસબધ આદિ, મધ્ય અને પરિણતિ ત્રણે સ્થિતિમાં સુખમય, શાતિમય અને કલ્યાણમય કરી શકાય છે

આવો આદર્શ સેવનારી પત્ની સેવા દ્વારા, નમ્રતા અને પ્રસન્નતા દ્વારા કેવળ પતિની જ નહીં પણ સાસુસસરાની, નણદ ભોજાઈની, બધાંની માનીની સમ્રાજ્ઞી, થઈ જાય છે અને એના વાતાવરણને લીધે મનુષ્ય અને દેવ બધા જ સંતુષ્ટ થાય છે

જુલાઈ, ૧૯૩૯

## ૧૩

# સૃષ્ટિની સંહારલીલાનો બોધ

राणा म्हे मारी रूगे सपनी
मैं हर म्हणा वहा जाता ?

—મીરાંબાઈ

યુરોપમાં સંહારલીલા વિશ્વનાશનો સંકલ્પ કરીને યુદ્ધની જ રાહ જોઈ રહી છે એબિસિનિયા, ચીન, સ્પેન વગેરેના અનુભવ તાજા છે જ. મનુષ્ય જ્યારે ઘાત કરવા તૈયાર થઈ જાય છે, ત્યારે પ્રત્યક્ષ હિંસાથી જેટલું નુકસાન થાય છે, તેના કરતાં હિંસાવૃત્તિ વધવાથી સદ્‌ગુણનાશના રૂપમાં જે નુકસાન થાય છે તે કેટલુંયે વધારે હોય છે તોપણ આ સૌ માનવી-આપત્તિઓ છે માણસ ચાહે તો એમાંથી બચી શકે છે શત્રુને શરણે જઈને, યુદ્ધમાંથી નાસી જઈને કે દેશાંતર જઈને માણસ પોતાને બચાવી શકે છે પણ આ રસ્તો કાયરોનો છે, વીરોને એ ગમતો નથી

વીરોને પણ માનવીસંહારથી બચવાનો ઉપાય મળી શકે છે શત્રુના કરતાં વધારે તૈયારી કરીને અને ઘણા બહાદુરોનું બલિદાન આપીને બાકીના લોકો બચી શકે છે સત્યાગ્રહ કરીને પણ મનુષ્ય યુદ્ધનો ઉપાય કરી શકે છે અને ઘણી પ્રાણહાનિ નિવારી શકે છે

પણ જ્યારે કુદરતનો કોપ થાય છે, હરિ રૂઠે છે, ત્યારે બચવાનો કોઈ ઉપાય રહેતો નથી ધરતીકંપ, રેલ, પૂર, કૉલેરા, પ્લેગ વગેરે રોગો અને દુકાળ વગેરે કુદરતી આપત્તિઓ જ્યારે આવી પડે છે, ત્યારે જે મનુષ્યસંહાર થાય છે તેનાથી કોણ કેવી રીતે બચી શકે? જે વીર છે તેઓ જ બચી શકશે એવું તો આપણે કહી ન શકીએ અને જેઓ કાયર છે તેઓ જ બચી શકશે એવો પણ કોઈ નિયમ નથી કુદરતી આફત વીરોને ખાઈ જશે અને સ્ત્રીઓ અને બાળકોને છોડી દેશે એવો નિયમ પણ ક્યાંય નથી પવિત્ર લોકો બચી જાય છે અને અપવિત્ર જ મૃત્યુને શરણે જાય છે એવું પણ ક્યાંય જણાતું નથી જ્યારે દ્વારકા સમુદ્રમાં ડૂબી જવાની હતી, ત્યારે ભગવાને પોતાના થોડા શ્રેષ્ઠ ભક્તોને દ્વારકા છોડી જવાનો આદેશ દઈને બચાવ્યા સજ્જનો પ્રત્યેનો ભગવાનનો આ પક્ષપાત આપણે યોગ્ય માનીએ કે ન માનીએ, પણ ભગવાને ફરી કદીયે એવો પક્ષપાત નથી કર્યો હવે તો જ્યારે જ્યારે આફત આવે છે ત્યારે ત્યારે તે કાંઈ પણ ભેદભાવ વિના પોતાનું અધકાર્ય કરી જ નાખે છે

હમણાં જ તુર્કોના અંગોરામાં ભયાનક—જેનાથી ભય પણ ભયભીત થઈ જાય—એવો કુદરતી કોપ થયો. મહાયુદ્ધ ભલે ગમે તેટલું ભયંકર હોય, એમાં

એક દિવસમાં, એક જ ક્ષણમાં ૪૫,૦૦૦ લોકોનો સંહાર સહેજે ન થાય* યુદ્ધમાં લોકો ઓછામાં ઓછું એકબીજા ઉપર ગુસ્સો થાય છે શૂરા લોકો બદલો લે છે, સંકટ ક્યાંથી આવ્યું તે જાણીને તેનો ઉપાય કર છે પ્રાચીન કાળનાં ધર્મયુદ્ધમાં સૂતેલા શત્રુને જગાડીને, એના હાથમાં શસ્ત્ર ન હોય તો એને શસ્ત્ર આપીને, એની પાસે રથ ન હોય તો પોતે રથમાંથી ઊતરીને, પહેલા સમાનતા લાવીને પછી ક્ષત્રિય લોકો યુદ્ધ કરતા હતા પણ કુદરતે ધર્મયુદ્ધનો એવો નિયમ કદી માન્યો નથી કે પાળ્યો નથી ધરતીકંપ કદીયે જોતો નથી કે દિવસ છે કે રાત, લોકો ઘરમાં છે કે બહાર ફરે છે એ તો એક ક્ષણમા મોટા મોટા, ઊંચા ઊંચા મહેલોને જમીનદોસ્ત કરે છે શહેરના નાનાં મોટા બધા મકાનોને એવી રીતે હલાવી નાખે છે કે જાણે એ સૌ ગંજીફાના મહેલ ન હોય!

ધરતીકંપથી કેટલીક વખત કેટલાય મકાન પોતાનું મોં ફેરવીને અવળી દિશામાં જુએ છે નદીનો પટ ઊંચો આવીને એ નદીને ક્યાની ક્યા ધકેલી દે છે ક્યારેક જ્યા જગલ હતું ત્યા એક તળાવ બની જાય છે અને જ્યાં તળાવ હતું ત્યાં હિમાલય જેવડો પર્વતરાજ ઊભો થઈ જાય છે કહેવાય છે કે એ જ રીતે પ્રાચીનકાળનો એક આખો ને આખો ખંડ આટલાન્ટિક મહાસાગરને તળિયે જઈને બેઠો છે ભૂમધ્ય સમુદ્ર વિષે પણ એવી જ વાત કહેવાય છે

પણ આ વખતે તુર્કી ઉપર જે આફત ગુજરી છે તે અજોડ છે અપૂર્વ ધરતીકંપ થઈને હજારો મકાનો બેસી ગયા, હજારો માણસો જમીનમા દટાઈ ગયા એટલામા પાણીએ વિચાર કર્યો કે 'હુ થોડુ જ કોઈથી ઊતરુ છું' હુ પણ ચમત્કાર બતાવું!' એટલે પાણીનું એવુ તો પૂર આવ્યુ કે રહ્યાસહ્યાં ઘાયલ માણસો અને ઢોર તણાઈ ગયા લોકો આ વખતે જીવ બચાવવાની ચિંતામા હતા ત્યા તો એક ગાંડા કૂતરાની ફોજ ઉત્પન્ન થઈ

પુરાણોમાં મહાન આપત્તિઓની યાદીમાં ઉંદર છે, તીડ છે અને ધાનના ખેતરોને વેરાન કરનાર સૂડા (પોપટો)નો પણ ઉલ્લેખ છે

अतिवृष्टि अनावृष्टि शलभा मूषका शुका ।
प्रत्यासन्नाश्च राजान षडेता ईतय स्मृता ॥

પાઠાંતરમા કહ્યુ છે

स्वचक्र परचक्र च सप्तैता ईतय स्मृता

સ્વચક્રનો અર્થ છે આતરિક બળવો, અને પરચક્ર એટલે વિદેશીઓનું આક્રમણ એવી ઈતિ અથવા રામબાનની સુ તાની આપત્તિમા પ્રભુએ હવે કૂતરાઓની એક વધુ આપત્તિ ઉમેરી છે!

---

* આ લખાયુ ત્યારે હિરોશીમા અને નાગાસાકી જેવા શહેરોનો ક્ષણમા નાશ કરનારા અણુબોમ્બની જાણ થઈ ન હતી।

ન ગોરાની ઉત્તરમા કાળો સમુદ્ર છે એમાં પણ એ ઘેલછા પહોંચી ગઈ એણે પણ જોર એવું તોફાન મચાવ્યું કે જીવન (પાણી) ઉપર વિહાર કરનાર અનેક નૌકાઓની એણે મૃત્યુને ભેટ કરી દીધી

હવે આ મહાન પ્રારનાશ માટે કોના ઉપર ક્રોધ કરીએ? એનો ઇલાજ પણ શું કરીએ? જે માનવી સંસ્કૃતિના આપણે આટલા અભિમાની બન્યા છીએ અને જેની રક્ષા માટે આપણે ધિર સારુ પ્રયત્ન કરીએ છીએ એની કુદરતની નજરમા કઈં જ કિંમત નથી મધમાખીઓનો મધપૂડો, ઊધઈના રાફડા, સમુદ્રમા થનારા પરવાળાના કીડાના ઝાડ અને માનવી મહાસામ્રાજ્યો આ સૌની કિંમત પ્રકૃતિની દૃષ્ટિએ એકસરખી છે

મધમાખીઓનો મધપૂડો જે સરળતાથી ગોવાળિયાનો છોકરા તોડી નાખે છે, તે જ સરળતાથી ઇતિહાસવિધાતા મોટા મોટાં સામ્રાજ્યોને એક ક્ષણમા માટીમાં મેળવી દે છે ઇતિહાસ કહે છે કે સમરકદ અને બુખારાના પ્રદેશમા આમુ'દર્યા અને સિરદર્યાના કિનારે ત્રણે ખંડોના વેપાર ચાલતો હતો અને એક મોટી આતરરાષ્ટ્રીય સસ્કૃતિનો ત્યા વિકાસ થયો હતો પણ જ્યા ભગવાને એક ફૂક મારી અને આંધી આવી કે રેતીની રેલ આવી અને સારી વસ્તી—આખી સસ્કૃતિ—એની તળે એક ક્ષણમાં દટાઈ ગઈ પૉમ્પી શહેર જ્વાળામુખીના અગ્નિમા જે રીતે ભૂંજાઈ ગયુ તે જ રીતે મધ્ય એશિયાનું એક સમૃદ્ધ શહેર રેતીના સમુદ્રને સૂકે તળિયે ડૂબી ગયું અને નદાને માટે નાશ પામ્યુ ત્યાનો જુલમી રાજા પણ મરી ગયો અને લોકહિતને માટે લડનાર લોકનેતાઓ પણ દટાઈ ગયા નારી અને અન્યાયી, પ્રામાણિક અને અપ્રામાણિક, સ્વપક્ષી અને પરપક્ષી સૌ ધરતીમા સમાઈ ગયા તમામ આનદ અને તમામ દુખ સદાચાર અને અનીતિ, જીવન અને કલહ—બધુંયે એકદમ શાંત થઈ ગયુ હજારો વર્ષોથી મનુષ્યજાતિએ જે પુરુષાર્થ કર્યો હતો તે આખો જોતજોતામા સ્મૃતિશેષ થઈ ગયો સ્મૃતિ પણ ક્યાંથી રહે? સ્મૃતિ રાખવા માટે પણ કોઈ જીવતો તો રહેવો જોઈએ ને? એ સંસ્કૃતિ રેતીના સમુદ્રમા ડૂબી જઈને વિસ્મૃતિની ખાઈમા અલોપ થઈ ગઈ

હજારો વર્ષ પછી ભગવાને ફરીથી ફૂક મારી અને આંધી ઊલટી વાવા લાગી રેતીના સાગરમા ઓટ આવી અને સર્વ પ્રકારના પ્રાચીન અવશેષ છતા થયા જે સસ્કૃતિની સ્મૃતિનો પણ નાશ થયો હતો તના ઘણા બચી ગયેલા અવશેષો હાથ આવ્યા

જે ધરતીકપ આગોરામા થયો તે જ જો ભૂમધ્ય સમુદ્રમા થાત તો કદાચ એ સાગરના તળિયેની ભૂમિ ઊંચી આવત, મુસોલિનીનું ઇટાલી, આતાતુર્કનું તુર્કસ્તાન, ફ્રાંસનું અલ્જીરિયા અને નેગસનું એબિસિનિયા એ સૌ પાણીમા દટાઈ જાત અને જ્યા આજે સહરાનુ રણ છે ત્યા ફરી એક મોટો સમુદ્ર ગર્જના કરતો થાત તો તો યુરોપના સવાલો જ એકદમ બદલાઈ જાત અને જો આખા

પેટ સારું ન હોય તો માથું દુખે છે, રાજકર્તાની દાનત બગડવાથી પ્રજાને દુખ વેઠવું પડે છે મરકીના એક દર્દીના સંપર્કમાં આવવાથી આખા શહેરને કે ગામ કે એવી કાંઈ બીમારીના ભોગ થવું પડે છે હાથે ચોરી કરી તો કોરડો પીઠ પર પડે છે, એટલા માટે કે હાથ અને પીઠ એક જ શરીરના અવયવ છે કુદરતની સજાઓ પણ જાણે સાત્વિક સંબંધનો પાઠ ભણાવવા માટે જ ગમે ત્યાં પ્રગટ થઈ શકે છે કુદરતની આ રચના આપણે પૂરેપૂરી સમજી શકતા નથી તોપણ નીતિના સાર્વભૌમ તત્ત્વોમાં આપણી શ્રદ્ધા હોય છે તેથી જે વાત આપણે અનુભવથી સિદ્ધ નથી કરી શકતા તેમ જ જેને વિરુદ્ધ તર્કથી કાપી પણ નાખી નથી શકતા તેને શ્રદ્ધાથી માની લઈએ છીએ ગાંધીજીએ જોઈ લીધું કે બિહારનો ધરતીકંપ એક અસાધારણ આફત છે એનો સંબંધ દેશના કોઈ સૈકડો વર્ષથી ચાલતા આવતા કોઈ જૂના અને અસાધારણ વ્યાપક પાપની સાથે હોઈ શકે છે એટલે જ એમણે પોતાની અમુક શ્રદ્ધા તે વખતે પ્રગટ કરી

અને આપણે જરા વિચારીએ કે અદૃષ્ટનો અર્થ શું થાય છે? અકસ્માતનો અર્થ શું થાય છે? દૈવ કોને કહે છે? જેનું કારણ તો છે પણ દેખાતું નથી તે છે અદૃષ્ટ જે ઘટનાનું 'કસ્માત્' અથવા કારણ આપણે નથી શોધી શકતા પણ જેનું કોઈક તો કારણ હોવું જ જોઈએ એવા બનાવને આપણે અકસ્માત્ કહીએ છીએ

આ બનાવનાં માનવી અને કુદરતી કારણનો હિસાબ કર્યા પછી પણ કેટલાંક કારણ રહી જાય છે 'અધિષ્ઠાન', 'કર્તા', 'નાના પ્રકારનાં કરણ' અને 'વિવિધ વ્યાપાર' આ ચારે પ્રકારના કારણોનો હિસાબ થયા પછી જે કારણ અવશેષ રહે છે તે દૈવ કહેવાય છે બાકીનાં ચાર કારણોમાં તો કાંઈ ને કાંઈ નૈતિક પ્રયોજન રહે જ છે, અને કેવળ 'અજ્ઞાન' કારણમાં જ 'નૈતિક હેતુનો અભાવ છે' એમ નિશ્ચિત કહેવું તે યુક્તિસંગત નથી પણ જો કોઈ કારણ વિષે આપણે આટલુંયે નિરાકરણ કરી શકીએ કે તે તદ્દન 'હેતુહીન' છે તો તે પૂર્ણતયા 'અજ્ઞાત' નથી રહેતું!

ખેર! બુદ્ધિમત્તા તો એમાં છે કે આપણે દરેક મહાન પ્રસંગમાંથી કાંઈ ને કાંઈ બોધ શીખી લઈએ, આંધળા અને બેખબર રહેવામાં જ બુદ્ધિની સફળતા ન માનીએ અહીં જ્યાર યુરોપનું મહાયુદ્ધ ચાલી રહ્યું છે, પચાસ પચાસ હજાર લોકો કુદરતી દુર્ઘટનાથી આમ જ મરી જાય છે, એ વાતમાં મનુષ્ય માટે કાંઈ બોધ જ નથી એવું માનવું તે તો કતલખાનાની પાસે મઝાથી ઘાસ ચરનારાં જાનવરોની સ્થિતિમાં રહેવા જેવું છે મનુષ્યે વિચાર કરીને કાંઈ નહીં તો પોતાના યુદ્ધજ્વરને હટાવવો જોઈએ

માર્ચ, ૧૯૪૦

## ૧૪

# સાર્વભૌમ જીવન-દર્શન*

દર્શનપરિષદના પ્રમુખપદે પોતાને જોઈને મને જેટલું આશ્ચર્ય થાય છે તેટલું તમને પણ કદાચ નહીં થતું હોય! કૉલેજ છોડયા પછી ન તો મેં એ વિષયનો વધારે અભ્યાસ કર્યો છે, ન મેં એ વિષે કઈ સાહિત્યરચના પણ કરી છે જીવન ના જુદા જુદાં અંગોનું મહત્ત્વ જે સમજે છે તેના અભ્યાસમા અને ચિંતનમા દર્શનશાસ્ત્ર પણ આવે જ. એ રીતે મારો પણ દર્શનવિદ્યા સાથે સંબધ રહ્યો છે પણ હુ અહીં મારી યોગ્યાયોગ્યતાની ચર્ચા કરવાની જરૂર જોતો નથી પ્રમુખ બે પ્રકારના હોય છે — કેટલાક અગ્રમાન્ય હોય છે તો કેટલાક ભીડભંજક હોય છે હુ માનું છુ કે અહીં હુ બીજા પ્રકારનો પ્રમુખ છુ અને તેથી પરિસ્થિતિપ્રાપ્ત કર્તવ્યને પોતાનો ધર્મ સમજીને તેની આગળ માથું નમાવવુ અને યથાશક્તિ તે પૂરૂ કરવુ એટલી જ હુ મારી ફરજ સમજુ છુ

હમણા હમણા મારો સંબંધ ત્રણ સાહિત્યપરિષદો સાથે જોડાયો છે — હિંદી, મરાઠી અને ગુજરાતી પ્રત્યેક મુખ્ય પરિષદ સાથે આવી વિભાગી પરિષદો પણ યોજવામા આવે છે આ પરિષદો માટે સામાન્ય લોકોનો કેટલો ઉત્સાહ હોય છે તે જોઈને મેં એ પરિષદોનું નામ અભાગી પરિષદો રાખ્યું છે કેટલેક સ્થળેથી તો આવી પરિષદો બધ કરવાની સૂચના પણ થઈ છે પણ હુ તે પસંદ નથી કરતો

આ બાબતમા મારો આદર્શ તો એ છે કે દરક વિભાગની પરિષદ ભરાયા પછી તેનો એક અલગ મંત્રી નીમવામા આવે હિંદી ભાષામા તે વિષયના સાહિત્યની આખા વર્ષ દરમિયાન કેવી અને કેટલી પ્રગતિ થઈ છે, એ વિષે શું શું લખાયુ છે, તેમ જ તે વિષય ઉપર બીજા પ્રાંતોમા કે પરદેશમા કેવી મૌલિક કૃતિઓ પ્રગટ થઈ છે, તેની એક વિગતવાર યાદી તે તૈયાર કરે અને બીજા વર્ષની પરિષદ આગળ રજૂ કર

વિજ્ઞાન, દર્શન, ઈતિહાસ, સાહિત્ય, સમાજશાસ્ત્ર, નૃવંશશાસ્ત્ર (Anthropology), રાજનીતિ વગેરે વિષયોમા જેમને રસ છે તેવા જૂના અને નવા સાહિત્યસેવકોનુ જુદુ જુદુ સગઠન કરવા માટે જુદી જુદી પરિષદોના એવા કેટલાક ખાસ સભ્યો બનાવવામા આવે કે જેમની પાસેથી કશી ફી ન લેતાં તેમને સભ્ય બનાવવા માટે કોઈ ગણ્યમાન્ય વ્યક્તિની તેમને માટેની ભલામણ જ

---

* સપ્ટેમ્બર ૧૯૩૮મા સિમલામા મળેલા હિંદી સાહિત્ય સમેલનના દર્શન વિભાગના પ્રમુખપદેથી આપેલા હિન્દી વ્યાખ્યાનનો અનુવાદ

પૂની નવાય મંત્રી આવા નમ્યો નાથે સંબંધ બાંધે અને જે તે તેમની પાસેથી કંઈ લખાવી શકે તો તે લખાવી સમેલનપત્રિકામાં પ્રસિદ્ધ કરે

આ બધા વિભાગોના મંત્રીઓનું મંડળ સમેલનપત્રિકાનું તંત્રીમંડળ બને

આ રીતે જે નામ કરવામાં આવે તો રાષ્ટ્રભાષા હિંદીના બધા અંગોની ઉન્નતિ થશે, પરીક્ષાવિભાગનું નામ પણ પરિપુષ્ટ બનશે અને 'પ્રચારને અધિક મહત્ત્વ આપવું કે સાહિત્યને?' એવા આત્મઘાતી પ્રશ્નો આપોઆપ શાંત થઈ જશે જે વિભાગ મંદ ગતિથી ચાલતો હોય તેને વિશેષ ઉત્તેજન આપી આગળ વધારવો જોઈએ

જ્યારે સમેલન આ રીતે હિંદી સાહિત્યના અંગપ્રત્યંગનું રક્ષણ કરશે ત્યારે તે 'હિન્દી ઑર્ગેનાઈઝર' અથવા એન્જિનિયર બની જશે (ઑર્ગેનાઈઝરને આપણે હિંદી કે ગુજરાતીમાં શું કહીશું? વ્યાસ કે પૂષા?)

૨

મારા આદર્શને અનુસરીને જો આ પરિષદ ભરાઈ હોત તો ભીડ ટાળવાની દૃષ્ટિએ પણ હું આ સ્થાનનો કદી સ્વીકાર ન કરત પરંતુ આપણા સમેલનની તો હજી આરંભિક દશા જ છે, એટલે મારા થોડા વિચારો અને સૂચનાઓ હિંદી જનતા આગળ રજૂ કરવાનો મને જે અવસર મળ્યો છે તેનો લાભ લેવાના વિચારથી જ હું આ સ્થાને ઊભા રહેવાની ધૃષ્ટતા કરું છું

દર્શનશાસ્ત્રનો ઊંડો અભ્યાસ ન કરવાને કારણ જ કદાચ મારી દર્શન વિશેની કલ્પના કંઈ જુદી થઈ ગઈ છે વિદ્વાન દાર્શનિકો તેનો કેટલો સ્વીકાર કરશે તે હું જાણતો નથી પણ એ વિષે જો થોડી ચર્ચા પણ થશે તો તેથી મને સંતોષ થશે અને મારા એ વિશેના જ્ઞાનમાં કંઈક સુધારો અથવા વધારો થાય એવો પણ સંભવ છે

દર્શન શબ્દ આવ્યો કયાંથી? એને ઠેકાણે તત્ત્વજ્ઞાનશાસ્ત્ર અથવા તત્ત્વ વિજ્ઞાન કેમ ન કહ્યું? કહે છે કે आत्मा वा अरे द्रष्टव्य श्रोतव्य मन्तव्य निदिध्यासितव्य ।

આ ઉપનિષદના વચનમાં આત્મજ્ઞાનની જે સાધના બતાવવામાં આવી છે તેના આરંભિક વિભાગને (દ્રષ્ટવ્ય વિભાગને) જ દર્શન કહેવામાં આવે છે

આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે જે તત્ત્વચિંતન કરવામાં આવે છે તેને જ દર્શન કહેવામાં આવે છે તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે જે શાસ્ત્રવિચાર થાય છે તે જ દર્શન છે નૈયાયિકોના મત પ્રમાણે બાર તત્ત્વો અથવા પ્રમેય છે જેનું તાત્ત્વિક જ્ઞાન હોવું જરૂરનું ગણાય છે તે જ્ઞાન ઉન્નતિકારક અને બધી ગ્રંથિઓનું છેદન કરનારું હોય છે આપણે એ બાર તત્ત્વોને જ દર્શનશાસ્ત્રના મુખ્ય વિષય ગણીએ —આત્મા, શરીર, ઇન્દ્રિય, અર્થ, બુદ્ધિ, મન, પ્રવૃત્તિ, દોષ, પ્રેત્યભાવ, ફલ,

દુ ખ અને અપવર્ગ એમાંનો દ્રવ્ય ગુણ કર્મરૂપી 'અર્થ' તો બાહ્યસૃષ્ટિ સાથે સંબંધ ધરાવે છે બાકીના શરીરથી તે આત્મા અને અપવર્ગ સુધીના બધાં મનુષ્યજીવન સાથે સબધ રાખે છે

જૂના જમાનામા દર્શનના આસ્તિક અને નાસ્તિક એવા મુખ્ય બે ભાગ કરવામા આવ્યા હતા આ ભેદ જરા સમજી લેવો જોઈએ આજે તો જેઓ ઈશ્વર અને ધર્મ ઉપર (અને કદાચ રૂઢિ પર) શ્રદ્ધા રાખે છે અથવા શ્રદ્ધા હોવાનું બતાવે છે તેઓ આસ્તિક કહેવાય છે અને જેઓ ઈશ્વર અને ધર્મ પ્રત્યે અવિશ્વાસ પ્રગટ કરે છે તેઓ નાસ્તિક કહેવાય છે અસલનો એનો અર્થ એવો નહોતો વેદ અને વૈદિક શાસ્ત્રો પર વિશ્વાસ ન હોવો એ જ નાસ્તિકતાનુ લક્ષણ ગણાતું જે કોઈ માણસ ઈશ્વરમા તો વિશ્વાસ રાખે પણ વેદોને ન માને તો તેને નાસ્તિક જ કહેવામા આવતો પણ જેનો વેદોમાં વિશ્વાસ છે તે ઈશ્વરના અસ્તિત્વનો ઇનકાર કરે તોપણ તેને શુદ્ધ આસ્તિક ગણવામા આવતો હતો. नास्तिको वेदनिन्दक । જો કોઈ વેદોની બધી આજ્ઞાઓ ઉત્તમ અને ગ્રાહ્ય હોવાનુ સ્વીકારે પણ તેનુ અપૌરુષેયત્વ ન સ્વીકારે તો તેને પણ નાસ્તિકની જ ઉપાધિ મળતી

આસ્તિક નાસ્તિકની વ્યાખ્યાઓ હમેશ એકસરખી નહોતી, ન હોય પર લોકમાં જેનો વિશ્વાસ હોય તે આસ્તિક અને જેનો ન હોય તે નાસ્તિક, એવી પણ એક વ્યાખ્યા જૂના જમાનાથી ચાલતી આવી છે મારા વિચાર પ્રમાણે આ વ્યાખ્યામા ઘણુ તથ્ય છે પરલોકની રૂઢ કલ્પનાનો ત્યાગ કરી તેની આપણે તર્કશુદ્ધ અને યુક્તિમાન્ય વ્યાખ્યા કરીએ તો આત્માના અમરત્વનો જે સ્વીકાર કરે છે તેને મરણોત્તર જીવન, સામ્પરાય અથવા પરલોકનો પણ સ્વીકાર કરવો પડે છે પરતુ આ વિષે આપણે આગળ વિચાર કરીશું

મારી દૃષ્ટિએ તો જેનો આત્મામા વિશ્વાસ છે તે આસ્તિક જ છે અને જે જડવાદી હોઈ આત્માને માનતો નથી તે જ નાસ્તિક છે

પહેલા તો આપણે શાસ્ત્ર પ્રામાણ્યવાળી વ્યાખ્યાનો વિચાર કરીશુ હુ શાસ્ત્ર પ્રામાણ્ય અને ગ્રથપ્રામાણ્યમાં ભેદ પાડુ છુ રૂઢ અર્થમાં આજે જેને 'ગ્રથપ્રામાણ્ય કહેવામા આવે છે તેનો તો સાચા દાર્શનિકોમાંથી કોઈક જ સ્વીકાર કરશે જેટલાયે ગ્રથો છે, તે બધા મનુષ્યના બનાવેલા છે જેના કર્તાને આપણે નથી જાણતા તેને આપણે 'એનોનિમસ' અથવા અપૌરુષેય કહીએ, પણ ગ્રંથમાત્ર મનુષ્યકૃત છે એમાં કશી શંકા ન હોઈ શકે આવા ગ્રથોમા જે ઉચ્ચ કોટિના પુરુષોએ રચેલા ગ્રંથો છે તેમા ઈશ્વરપ્રણીત તત્ત્વજ્ઞાન જરૂર ભરેલું હોઈ શકે પણ ઈશ્વરે આપેલું જ્ઞાન મનુષ્યે ગ્રહણ કર્યું ત્યારથી જ તેમા દોષ, અજ્ઞાન અને અપૂર્ણતા ભળી ગયા વરસાદનાં શુદ્ધ જલકણો હવામા આવતાં જ તેમાં હવાના રજકણો ભળી જાય છે અને તે જમીન પર પડે છે ત્યારે તો જમીનના ગુણધર્મો

પણ તેમાં પ્રવેશે છે પછી એ પાણીને આપણે પુરેપૂરુ શુદ્ધ નહીં કહી શકીએ એવી રીતે ઈશ્વરદત્ત જ્ઞાન પણ જ્યારે મનુષ્યની વાણીમાં આવ્યુ ત્યારે તે મનુષ્યની બુદ્ધિ અને શ્રદ્ધા સાથે સંબંધ રાખતુ થયું તેમાં અપૂર્ણતા આવી જ ગઈ ઈશ્વરપ્રણીત વેદોને અને શાસ્ત્રોને પણ મનુષ્ય પોતાની ધીરે ધીરે વિકાસ પામતી શ્રદ્ધા-બુદ્ધિ દ્વારા જ ગ્રહણ કરી શકે ના? માટે દર્શનશાસ્ત્રના અભ્યાસમાં ગ્રથનું પ્રામાણ્ય ઝાઝી મદદ કરી શકતુ નથી

પ્રસ્થાનત્રયીના આદર્શમાં તો ઉપનિષદ, બ્રહ્મસૂત્ર અને ગીતાને જ વેદાન્ત દર્શન માટે પ્રમાણ માનવામા આવ્યા છે એનો એવો અર્થ કરુ છુ કે ઉપનિષદના ઋષિઓના ધર્માનુભવ જ આપણે પ્રમાણ માનીએ છીએ તેઓ પોતાનો અનુભવ સીધી સાદી આર્ય ભાષામાં કહી દે છે અને કોઈ કોઈ વખતે તો તેઓ એમ પણ કહે છે કે જે કઈ અનુભવથી અમે કહ્યુ તે જ અમુક વૈદિક ઋચામાં પણ કહેવામા આવ્યું છે— तच्च एतद् ऋचा अभ्युक्तम्

ઉપનિષદોમા જે કહેવામાં આવ્યું છે તે અનુભવસિદ્ધ છે, અને તેથી તે પ્રમાણ છે ઉપનિષદોનો અર્થ ભગવાન બાદરાયણે બરાબર સમજી લીધો હતો ઉપનિષદોનુ તત્ત્વજ્ઞાન તેમણે બ્રહ્મસૂત્રમા શાસ્ત્રીય રીતે સંચિત કર્યું માટે તેને પણ આપણે પ્રમાણ માનીએ છીએ અને એ જ ઉપનિષદોના દોહન રૂપે અને બ્રહ્મ સૂત્રોએ નિશ્ચિત કરેલા નિર્ણયને આધારે શ્રીકૃષ્ણ જેવા જગદ્ગુરુએ ગીતા દ્વારા જે જીવનકલા અથવા યોગશાસ્ત્રની રચના કરી તેને પણ પ્રમાણ માનવામા આવે છે આ રહેતે અનુકૂળ જે જ્ઞાન આપવામા આવશે તે અનુભવમૂલક જ્ઞાન હશે, માટે એવી મર્યાદા બાંધવામા આવી કે જે પ્રસ્થાનત્રયીનો સમન્વય કરશે તે જ આચાર્ય થઈ શકશે આચાર્ય કેવળ બુદ્ધિશાળી હોય એટલુ જ પૂરું ન હતુ

आचिनोति हि शास्त्रार्थं। आचारे स्थापयत्युत।
स्वयमाचरेत यस्तु। स आचार्य प्रचक्षते॥

એનો અર્થ એ કે ધર્માનુભવી લોકોના વચનોને જે બાદરાયણ અને શ્રીકૃષ્ણ જેવા સર્વમાન્ય આચાર્યોના કથનાનુસાર સમજે છે અને એ સિદ્ધાંતો પ્રમાણે લોકસમાજનો જીવનક્રમ ઘડી આપે છે અને પોતે પણ તેને અનુસરે છે એવો તત્ત્વજ્ઞ, ધર્મકાર સમાજશાસ્ત્રી લોકગુરુ જ આચાર્યપદ પ્રાપ્ત કરી શકે

ગ્રથ કદી આગળ ન વધી શકે શાસ્ત્ર તો સદા પ્રગતિશીલ હોય છે મનુષ્યની બુદ્ધિ, અનુભવ, કલ્પના, તુલના અને શ્રદ્ધાના વિકાસની સાથે સાથે શાસ્ત્રનો પણ દિનપ્રતિદિન વિકાસ થતો જાય છે મનુષ્યની આ બધી શક્તિઓ ઈશ્વરદત્ત હોય છે અને તેથી દરેક શાસ્ત્ર મનુષ્યકૃત હોવા છતા પણ ઈશ્વરપ્રણીત કહી શકાય આ સિદ્ધાંત પ્રમાણે જો જોવામા આવે તો જે સાહિત્ય અથવા ધર્મગ્રથ વિભૂતિમત્, શ્રીમત્ અને ઊર્જિત દેખાય તેને ઈશ્વરસભૂત જ સમજવુ

ને પણ કોઈ વિશેષ ગ્રંથ ઈશ્વરના ખાસ નિઃશ્વાસરૂપે છે એટલે તે નિર્ભ્રાંત હોઈ શકે આ ભૂમિકાનો હુ, સનાતની હોવા છતાં પણ સ્વીકાર કરી શકુ નથી જેટલા ધર્મગ્રંથો અને શાસ્ત્રગ્રથો છે તેમના પ્રતિ મને ઘણુ માન સમભાવથી જ હુ તેમને જોઉં છુ તેમાંથી હુ જે કઈ ગ્રહણ કરી શકુ, શીખી તે કૃતજ્ઞતાપૂર્વક લઈ લઉં છુ અને જે નથી સમજાતું તે વિષે મારો નિર્ણય મુલતવી રાખું છુ, અર્થાત્ ન તો હુ તેનો સ્વીકાર કરુ છુ, ન વિરોધ હુ તો માનું છુ કે પ્રત્યેક દાર્શનિકની આ જ દૃષ્ટિ અને ભૂમિકા હોઈ શકે છે

પરમાત્મા પર વિશ્વાસ રાખવો કે ન રાખવો એ પ્રત્યેકની પોતાની નિષ્ઠા, ા અને અભિરુચિ પર આધાર રાખે છે પરમાત્માને કેવળ 'માનવાથી' ન કોઈ ય સાત્ત્વિકતા પ્રગટ થાય છે અને એને ન માનવામા કોઈ ખાસ બહાદુરી કોઈ હૃદિસસ્ફુરત્ આત્મતત્ત્વને માને છે અને પૂરેપૂરો યત્ન કરવા છતા આત્મતત્ત્વ પર વિશ્વાસ નથી કરી શકતો તેવા જિજ્ઞાસુને હુ તો નાસ્તિક નહીં જે આત્મતત્ત્વનો ઓછો યા વત્તો, સ્પષ્ટ યા અસ્પષ્ટ અનુભવ દરેકને છે, તેનો જે ઇનકાર કરે છે તેને હુ નાસ્તિક અવશ્ય કહીશ તેવા મનુષ્યની ષ્ઠા, તેની શ્રદ્ધા અને તેની જીવન પ્રત્યેની દૃષ્ટિ જ અલગ હોય છે મારી વ્યાખ્યા ણે જૈનોને નાસ્તિક નહીં કહી શકાય પોતાને અનાત્મવાદી કહેવડાવનાર દ્ધોને પણ હુ તો નાસ્તિક નથી ગણતો હુ તો એમ માનુ છુ કે તેઓ જ્યારે ત્માનો ઇનકાર કરે છે ત્યારે તેઓ કેવળ અહ પ્રત્યયનો જ ઇનકાર કરે છે તેમની યની ઉપાસના સાચે જ અચિન્ત્ય, અતર્ક્ય અને અવ્યાખ્યેય આત્મતત્ત્વની જ સના છે મારી આ ભૂમિકા ભદન્ત આનદ કૌશલ્યાયનને માન્ય નથી, પણ હજી તેને છોડી શકયો નથી

આત્મા અને પરલોકનો જેવો સબધ હુ માનુ છુ તેવો સબધ જોતા જે ુષ્ય પરલોકમાં નથી માનતો તે નાસ્તિક જ છે 'अय लोक , नास्ति पर ।' મ જે માને છે અને સામ્પરાય વિષે 'લાઈફ આફ્ટર ડેથ' વિષે, મૃત્યુ પછીના સ્તિત્વ વિષે, જેને શ્રદ્ધા નથી તે નાસ્તિક છે મૃત્યુનો અતરાય હોવા છતાં ક જાતનું અખડ, અનુસ્યૂત, ધારાવાહિક જીવન ચાલે છે એ વાત પર જેને શ્વાસ નથી તે ધર્માધર્મવિવેક ન જ કરી શકે તેના આચારમા અને જીવનમા દાચાર સહેલાઈથી પ્રવેશ કરી શકે છે, કારણ કે તેની નાસ્તિકતા તેને બધી તના મોહથી ઘેરી લે છે અને તેની બુદ્ધિ ક્ષીણ થઈ શકે છે

પ્રજ્ઞા અને આસ્તિકતાનો સબધ જુદો ન પાડી શકાય એવો છે

प्रज्ञानाशात्मको मोह तथा धर्मार्थनाशक ।
तस्मान्नास्तिक्ता चैव दुराचारश्च जायते ।।

મનુષ્યના મૃત્યુ પછી જે કઈ અવશેષ રહે છે, પછી તે જીવ હોય, સસ્કાર-જ હોય, વાસનાગ્રથિ કે કર્મસમુચ્ચય હોય—જે કઈ પણ હોય તે નવો દેહ

ધારણ કરીને પોતાનું કર્તૃત્વ, જ્ઞાતૃત્વ અને ભોક્તૃત્વ વધારવા માટે આ દુનિયામાં ફરી આવે છે, એવી આપણી સર્વમાન્ય અને રૂઢ કલ્પના છે એને જ આપણે પુનર્જન્મ કહીએ છીએ અને આપણો એવો વિશ્વાસ છે કે આ પુનર્જન્મની પરંપરા અપવર્ગ અથવા મોક્ષ સુધી એમની એમ ચાલ્યા કરે છે આ કલ્પના અશાસ્ત્રીય કે અવૈજ્ઞાનિક નથી બુદ્ધિથી પણ તે સમજી શકાય તેવી છે પણ તેનો કોઈ અનુભવ કરાવી શકે એમ નથી એટલે એને એક 'હાયપોથેસિસ' – વાદ અથવા અભ્યુપગમ જ કહેવો જોઈએ.

મનુષ્ય તેના મૃત્યુ પછી તેની સંતતિમાં જીવે છે અને પોતાના કાર્યનો વિસ્તાર કરે છે એને પણ તેનો એક જાતનો સાંપરાય કહી શકાય જેવી રીતે વૃક્ષ પોતાના બીજ દ્વારા પોતાની સંતતિપરંપરા કાયમ રાખે છે અને પોતાની જાતિને નિત્યજીવી બનાવે છે, તેમ જ મનુષ્ય પણ પોતાની સંતતિ દ્વારા અજરામર થઈને પોતાના સાંપરાયને સિદ્ધ કરે છે

આપણી જિજ્ઞાસાનો વિષય એ નથી કે શરીર છૂટયા પછી તેના શ્વાસોચ્છ્વાસનું શુ થાય છે "શરીર નિશ્ચેષ્ટ થયા પછી તેમાંની પ્રાણશક્તિ ક્યાં જાય છે?" એ વિજ્ઞાનનો વિષય ભલે રહ્યો દર્શને શોધવાનો વિષય એ નથી તેના શરીરનુ શું થાય છે અથવા તેનુ આપણે શું કરીએ છીએ તે તો આપણે બધા જ જાણીએ છીએ "वायु अनिलम्, भस्मान्तम् शरीरम्" એટલું તો સ્પષ્ટ જ છે એ સિવાય જે કંઈ સ્વભાવ, અધ્યાત્મ અથવા પર્સનૅલિટી બાકી રહે છે તેનું શું થાય છે, એ જ મુખ્ય પ્રશ્ન છે મનુષ્યે પોતાના સમસ્ત જીવનમા જે કંઈ સંસ્કાર મેળવ્યા હોય, જે જે ધર્મોનું અનુશીલન કર્યું હોય, તેમના સમૂહ અથવા ગ્રંથિનું શું થાય છે એ જ મુખ્ય વિષય છે આત્મા વિભુ છે તેના આવવા જવાનો, થવા ન થવાનો પ્રશ્ન જ નથી. પરમાત્મા પણ—જો તે હોય તો—વિભુ છે તેને વિષે પ્રશ્ન જ શું હોઈ શકે? પણ જે વ્યક્તિત્વ (પર્સનૅલિટી) રહ્યુ, અને જે બધા સંસ્કારસમૂહનો આધાર છે, મૃત્યુ પછી તેનું શું થાય છે એ જ માણસજાત માટે મહત્ત્વનો પ્રશ્ન છે

મનુષ્ય જો એમ સમજી જાય કે તેના વ્યક્તિત્વનું કેન્દ્ર તેનું શરીર ભલે રહ્યુ, પણ તે શરીરથી મર્યાદિત તો નથી જ, તેનો મોટો ભાગ તો તેના સાથીઓ, તેનો સમાજ, તેની પરિસ્થિતિ અને જે જે તત્ત્વો સાથે તેનો સંબંધ છે તેમાં હોય છે, તો તે એ પણ સમજતો થશે કે મૃત્યુથી તેનો ઘણો જ અ૫ અંશ નષ્ટ થાય છે શરીર છૂટતા તેનું કર્મસ્વાતન્ત્ર્ય નષ્ટ થતું હશે, કદાચ સૂક્ષ્મ બનવાને કારણે તે વધતું પણ હોય, પરંતુ મૃત્યુથી એના વ્યક્તિત્વનો નાશ તો નથી જ થતો

રાજાનું રાજત્વ તેનું રાજ્ય, તેનો પ્રજાસમૂહ અને રાજ્યના કાયદા કાનૂનો અને એનું તંત્ર એટલા સુધી વિસ્તૃત હોય છે એટલું જ નહીં પણ સંધિ વિગ્રહ દ્વારા જે પડોશી રાજ્યો સાથે તે સબંધમા આવે છે તેમાં પણ તેનું રાજત્વ વ્યક્ત થાય જ છે આ રાજત્વને એક પ્રકારનો પ્રવાહ જ ગણવો જોઈએ એનો ઉદ્‌ગમ

અનાદિ કાળથી આમાંના કેટલા લોકો જન્મ્યા અને તે કોણ જાણે કયા અસ્મિતાના રૂપમાં—પુરુષાર્થના રૂપમાં વિલીન થયેલા છે' રાજાના મૃત્યુથી રાજત્વનો નાશ નથી થતો તેને માત્ર નવું રૂપ બદલવું પડે છે અને તેથી જ યુરોપમાં રાજાના મરણ પ્રસંગે લોકો કહે છે "The king is dead, long live the king"

પ્રત્યેક વ્યક્તિના વ્યક્તિત્વની સાચી સ્થિતિ આવી જ છે આપણે આપણા શરીરમાં જીવીએ છીએ તેના કરતાં કંઈ વિશેષ આપણા સ્વજનોમાં, સમાજમાં, કાર્યોમાં, સંસ્કારોમાં, વાસનાઓમાં, સાથીઓમાં, વિરોધીઓમાં, આપણી સંતતિમાં અને પરંપરાથી સનાતન અને અનન્ત કાળમાં રહીએ છીએ છેવટ જ્યારે આપણે કૃતાર્થ થઈને અનન્તમાં વિલીન થઈએ છીએ સ્મૃતિશેષ બનીએ છીએ, ત્યાર જ આપણે નિર્વાણ અથવા મોક્ષ મેળવીએ છીએ પ્રત્યેક મનુષ્યના જીવનની સમૃદ્ધિ કે સંતતિ એક સરખી નથી હોતી કેટલાયે લોકો પોતાના અદમ્ય સંકલ્પને લીધે પોતાના જીવનનો વિસ્તાર કલ્પનાતીત વધારી મૂકે છે જો એક કલ્પના એક કલ્પ સુધી વિકાસ પામતી રહે તો તેમાં કશું આશ્ચર્ય નથી પરન્તુ કૃતાર્થ થતાં જ્ઞાનમાં તેની પરિસમાપ્તિ થતાં, તેને મોક્ષ મળવો જ જોઈએ

મારી દૃષ્ટિએ સામ્પરાયનો આ જ સાચો અર્થ છે મનુષ્યનું શારીરિક, માનસિક અને સંકલ્પાત્મક કાર્ય જ તેના વ્યક્તિત્વનું સાચું રહસ્ય છે 'યથાકર્મ યથાશ્રુતમ્' એનો પ્રવાહ ચાલતો રહે છે જ્યારે જારત્કારવ આર્તભાગે યાજ્ઞવલ્ક્યને પૂછ્યું કે શરીર, આત્મા આદિ બધાં તત્ત્વો જ્યારે વિલય પામે છે ત્યારે પુરુષનું શું થાય છે? ત્યારે યાજ્ઞવલ્ક્યે એને એક બાજુ પર લઈ જઈને જે ગૂઢ રહસ્ય બતાવ્યું તેમાં પણ આ જ કર્મતત્ત્વનો ઉલ્લેખ હતો એવો રહસ્યભેદ ઉપનિષદકાળના ઋષિએ નોંધ્યો છે

જેને આ સામ્પરાય વિષે વિશ્વાસ છે તે જ મારા મત પ્રમાણે જ્ઞાનપૂર્વક ત્રિકાલાબાધિત રહી શકે છે તેની દૃષ્ટિ પણ વ્યાપક અને દીર્ઘ બને છે તેની સત્તા સાર્વભૌમ હોય છે તે જ અજરામર હોય છે આ સૃષ્ટિમાં જે વિરાટ તત્ત્વ બધે વ્યાપક છે (અનુસ્યૂત છે) તે જ આત્મા છે તેથી જુદો કોઈ પદાર્થ આત્મા નથી બધી સંખ્યાઓમાં જેમ એકનો ગુણક સદા હોય જ છે તેમ આત્માનું પણ બધે અને બધામાં અસ્તિત્વ છે તેના અભાવની કલ્પના પણ ન કરી શકાય એની આસપાસ જ આપણું વ્યક્તિત્વ અને આપણું જગત પ્રગટ થાય છે અને આપણે આપણા વ્યક્તિત્વનો અનુભવ કરી શકીએ છીએ

જેઓ આત્માને નથી માનતા તેમને પણ આત્મા છોડી તો નથી જ દેતો એટલે તેમનું પણ અશ્રેય થવાનું નથી જેમનો આત્મામાં વિશ્વાસ નથી તેઓ તો આત્માની એક વિશિષ્ટ વ્યાખ્યા કરીને જ તેનો ઇનકાર કરે છે તેમને કદાચ એ ખ્યાલ નહીં હોય કે તેમના એ ઇનકારથી જ તેઓ આત્માનો સ્વીકાર કરે છે પછી ભલે તેઓ એ ન સમજે

અને આપણે કોઈને મનાવવાના પ્રયત્ન પણ શા માટ કરીએ? ઈશ્વર અને આત્માના ખંડન—ત્રાતા—બનવાની નકામી કોશિશ શા માટે કરીએ? શું ચૈતન્યનું જ્ઞાન અને ભાન વાચન આપે અ રથી એની મેજે ઉત્પન્ન નથી થતું? આ આત્મા જ બધું ગ્રહણ કરે છે, મેળવે છે, બધાંનો ઉપભોગ કર છે અને અખંડ, અનન્ત રૂપે નિરન્તર રહે છે માટે જ તે આત્મા છે શ્રી શંકરાચાર્યે આત્માની વ્યુત્પત્તિ આપ્, આ દ, આ+અદ્, ધાતુઓથી કરી છે આપ્ એટલે પ્રાપ્ત કરવું, આદા એટલે ગ્રહણ કરવું, આ+અદ્=ઉપભોગ કરવા, આ+અત્=નિરન્તર ચાલ્યા કરવુ

આત્માના સાક્ષાત્કારમા સુખ છે કે નહીં એ કહેવું કઠણ છે પણ આત્માની પ્રાપ્તિમાં આપણને આપણા પોતાનું કેન્દ્ર મળી જાય છે તે પછી જ બધું વિશ્વ યથાસ્થિત પ્રતીત થવા લાગે છે આપણા જીવનના બધાં મૂલ્યો (Values) યથાર્થ બને છે એવા મૂલ્યપરિવર્તનમાં જ જીવનનું પરિવર્તન રહેલું છે—જીવન-સિદ્ધિ રહેલી છે એ પછી કોઈ ગ્રંથિ નથી રહેતી, કશી શંકા નથી રહેતી આત્મસાક્ષાત્કાર એ જ એક અદ્ભુત સામર્થ્ય છે, પરમ શાંતિ છે એ પ્રાપ્ત થયા પછી એનો કદી લોપ નથી થતો અને તેથી જ બીજી બધી વસ્તુઓનો ત્યાગ કરીને આત્મપ્રાપ્તિ માટે અખંડ અને અથાક પ્રયત્ન કરવો જોઈએ तमवैकम् जानीथ आत्मानम् अन्या वाचो विमुञ्चथ अमृतस्यैष सेतुः ॥

એ આત્માને જ અંતરાત્મા કહે છે, પરમાત્મા કહે છે, પરબ્રહ્મ કહે છે, આત્મારામ કહે છે અને પુરુષોત્તમ પણ કહે છે, મનુષ્યમાત્રના હૃદયમા તેનો નિવાસ હોઈને તેને નારાયણ પણ કહે છે વર્તમાન, ભૂત, ભવિષ્યના નર નારીસમૂહને નાર અથવા Humanity કહે છે એ નાર જ જેનું અયન છે, પ્રતિષ્ઠાનું સ્થાન છે તે જ નારાયણ God of Humanity છે મનુષ્યજીવનના સર્વોત્કૃષ્ટ સામાજિક આદર્શના વિચારથી તેને પુરુષોત્તમ કહેવામા આવે છે અને તેના વ્યાપકપણાને લીધે તેને નારાયણ કહે છે આખા સમાજ સાથે, સમષ્ટિ સાથે, આપણા 'નાર' સાથે એકરૂપ થતા આપણુ મર્યાદિત વ્યક્તિત્વ નષ્ટ થઈ જાય છે આપણી 'પર્સનૅલિટી' ઓગળી જાય છે અને નારાયણ સાથેનું સાયુજ્ય આપણે મેળવીએ છીએ એ જ બધી વ્યક્તિઓનું ચિર સામ્પરાય છે જે એને માનતા નથી તેમના જીવનમાં ભવ્યતા, દૃઢતા અને પૂર્ણતા આવી શકતી નથી સર્વવ્યાપી વૈષ્ણવી શક્તિથી તે વંચિત રહે છે મારા આગળના વિવેચનની દૃષ્ટિએ આસ્તિક નાસ્તિકનો આ ભેદ સ્પષ્ટ કરવાનું જરૂરી હતું કારણ કે મારે આગળ ઉપર એ સિદ્ધ કરવું છે કે 'જેવું આપણુ દર્શન હશે તેવો જ આપણો ધર્મ હશે, અને આપણુ સમાજશાસ્ત્ર પણ તેને અનુકૂળ જ રહેવાનું'

હુ તો માનું છુ કે આપણે અત્યાર સુધી આપણાં દર્શનોનો પૂરો લાભ નથી લીધો પ્રત્યેક દર્શન જીવનની એક પૃથક્ દૃષ્ટિ (View of life) છે' અને

જેવી દૃષ્ટિ તેવો જ જીવનક્રમ (scheme of life) પણ હોવો જોઈએ આપણું સામાજિક બાંધારણ (social structure) પણ તેને અનુકૂળ જ બાંધવું પડશે

મેં ઉપર જણાવ્યું છે તેમ ઉપનિષદોમાં આત્મવીર ઋષિઓની તાત્વિક શોધો અને ધર્માનુભવ છે મનુષ્યે વિચાર્યું કે બધા અનુભવો તો એકરૂપ હોવા જ જોઈએ—પછી ભલે તે ગમે તે શબ્દોમાં વ્યક્ત કેમ ન થયા હોય—તેમનું સ્ટેટમેંટ (અભિવ્યક્તિ) ગમે તેટલું ભિન્ન કેમ ન હોય આ એક જ વિચારે ભગવાન બાદરાયણે ઉપનિષદોના આધારે બ્રહ્મસૂત્રોમાં એક સળંગ તત્ત્વવિદ્યા ગૂંથી

હવે પ્રત્યેક અનુભવનું વિજ્ઞાન કે શાસ્ત્ર—science બનવું જોઈએ અને પ્રત્યેક શાસ્ત્રની સાથે તેની જીવનપ્રેરક અને જીવનવ્યાપી કળા art of life પણ હોવી જોઈએ ઉપનિષદોમાં જે અનુભવ અને વિચાર જોવામાં આવે છે તેનું જ બ્રહ્મસૂત્રે વિજ્ઞાનશાસ્ત્ર બનાવ્યું અને એ બંનેને આધારે ભગવાન શ્રીકૃષ્ણે એક સર્વાંગ-પરિપૂર્ણ જીવનકળા અર્થાત્ યોગશાસ્ત્ર અદ્ભુત રૂપે રચીને આપણને આપ્યું એને આપણે ભગવદ્ગીતા કહીએ છીએ

પણ જો આપણા સમાજવ્યવસ્થાપકોએ પોતપોતાનાં દર્શન સાથે એને અનુકૂળ એવી સ્મૃતિ પણ આપી હોત તો આપણું વ્યક્તિગત જીવન તથા સામાજિક જીવન કૃતાર્થ થાત

આપણા પ્રત્યેક દર્શનની સાથે તેની પોતાની કંઈ ને કંઈ સાધના પણ હોય છે જ પરંતુ પ્રત્યેક દર્શનની સાથે, તેના આધાર પર જેનો વિકાસ કરવામાં આવ્યો હોય એવી, તર્કશુદ્ધ અને ધ્યેયસિદ્ધિ માટે શક્તિશાળી સમાજવ્યવસ્થા અથવા સ્મૃતિ આપણી પાસે નથી

જૈનોની અર્હન્નીતિ મેં જોઈ છે તેમાં મને જૈનદર્શનનો તર્કશુદ્ધ વિનિયોગ ક્યાંયે દેખાયો નથી દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત આદિ ભિન્ન ભિન્ન દૃષ્ટિવાળા વેદાન્તીઓએ પોતપોતાની સ્વતંત્ર સ્મૃતિઓ નિર્માણ કરવાનો ક્યાય પ્રયત્ન કર્યો જણાતો નથી જે અદ્વૈતવાદી છે તે સમાજમાં ઉચ્ચનીચભાવ શી રીતે સહન કરી શકે? જે અદ્વૈતવાદી હોય તે વર્ણવ્યવસ્થા સ્વીકારી શકે કે નહીં? એવા પ્રશ્નો ન કોઈએ કર્યા ને ન કોઈએ તેના જવાબ આપ્યા અદ્વૈતની સાથે અધિકારભેદનો સિદ્ધાંત બંધબેસતો આવે છે કે નહીં એનો પણ કોઈએ નિર્ણય કર્યો નથી પરિણામે આપણી દર્શનચર્ચા કદી પણ જીવનચર્ચા થઈ શકી નહીં, અને આપણી સ્મૃતિઓ પણ દર્શનશુદ્ધ ન બની

પ્રાચીન કાળમાં પ્રસ્થાનત્રયીની જે એકવાક્યતા કરી દેખાડે તેને જ દર્શનાચાર્ય ગણવામાં આવતા આ આદર્શ અવશ્ય સાચો હતો પણ હવે તો આપણે તેને જ આચાર્ય કહીશું જે આપણા બધાં દર્શનોનો મહત્ સમન્વય કરી, એ સમન્વિત દર્શનોને અનુસરીને એક શ્રેણીબદ્ધ સાધનાક્રમ તૈયાર કરે અને તે સાથે એક

સાર્વભૌમ સ્મૃતિનું પણ સૂચન કરે આવી વ્યક્તિને આપણે દર્શનાચાર્ય ન કહેતા જીવનાચાર્ય કહીશું

બીજી દૃષ્ટિએ વિચારીશું તો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થની જે વ્યવસ્થા બતાવે, એ ચારેનું તારતમ્ય અને અધિકાર નક્કી કરી જીવનસમન્વયનો માર્ગ બતાવે તે જ જીવનાચાર્ય બને આપણી દર્શનવિદ્યા અને જીવનકળા એમા જ સાર્થક થશે આત્મવિદ્યાને, બ્રહ્મવિદ્યાને, અનુસરતું યોગશાસ્ત્ર, જીવનસાધના અને સામાજિક સ્મૃતિ મળવાથી વ્યક્તિગત તેમ જ સામાજિક મનુષ્યજીવન સુસસ્કારી અને સશાસ્ત્ર બનશે

આપણા તત્ત્વજ્ઞાને સમાજને કદાચ માયારૂપ માન્યો હશે પરતુ સમાજ અને જાતિ તત્ત્વરૂપે તો એક જ છે જો જાતિ નિત્ય છે તો વ્યવહારદૃષ્ટિએ સમાજ પણ નિત્ય છે તેને પણ તત્ત્વજ્ઞાનનું પ્રમેય બનાવવું પડશે તેની ઉપેક્ષા કરવી એ તદ્દન આત્મઘાતી ગણાવુ જોઈએ

જ્યારે માર્ક્સે પોતાનું સામ્યવાદી સમાજશાસ્ત્ર દુનિયાને આપ્યુ ત્યારે તેને સપૂર્ણ બનાવવા માટે તેનો પાયો કયા દર્શન ઉપર આધાર રાખે છે તે પણ તેણે બતાવ્યુ જો તે આત્માનો સ્વીકાર કરી શકયો હોત તો તે વર્ગવિગ્રહ ઉપર આટલો બધો ભાર ન જ મૂકી શકત તેનુ દર્શન સાચું હોય કે ખોટુ, તેણે દર્શનશાસ્ત્રને તાત્ત્વિક ચર્ચાની મરુભૂમિમાથી બહાર કાઢી તેને સામાજિક જીવનનો આધાર બનાવવાનો જે માર્ગ બતાવ્યો છે તે એની મોટામાં મોટી સેવા છે ગાધીજીએ સત્ય અથવા આત્માને પોતાની જીવનવ્યવસ્થાનુ કેન્દ્ર માની લીધુ અને તે સિદ્ધાતને પરિણામે અહિસાને જીવનસાધના તરીકે સ્વીકારી, આથી તેમના જીવનદર્શનમા સર્વસદ્ભાવ, સર્વસમન્વય, અને સર્વોદયની જ વાત આવી શકે સર્વત્ર વિવિધતા હોવા છતા પણ તેમા એકતા કમ સ્થાપી શકાય તે બતાવવુ એ તેમનુ જ કામ

હવે આપણે આપણા દર્શનશાસ્ત્રને પણ સામાજિક રૂપ આપવું પડશે કોઈ પણ વિચારવ્યવસ્થા અને તત્ત્વજ્ઞાન જો સાર્વભૌમ હોવાને કારણે વ્યક્તિગત તેમ જ સામાજિક જીવનના બધા અગપ્રત્યંગો પર અને તેની દરક બાજુ પર પ્રકાશ પાડી શકે છે, બધાની સતોષકારક ઉપપત્તિ અને સમન્વય કર છે અને રાજનીતિ, ધર્મનીતિ અને અર્થનીતિને શાસ્ત્રશુદ્ધ બનાવે છે, તે જ ખરુ દર્શન છે

આ દૃષ્ટિએ વિચારીએ તો વ્યક્તિવાદ પણ એક દર્શન જ છે એનાથી ઊલટો સમાજવાદ પણ એક બીજુ દર્શન છે સામ્યવાદ કે સમષ્ટિવાદ તેનું જ એક બદલાયેલું સ્વરૂપ છે

સત્ય, અહિસા, શરીરશ્રમ અને સ્વદેશી વગેરેના આધાર પર જે સત્યાગ્રહી વ્યવસ્થા ગાધીજીએ દુનિયા સમક્ષ રજૂ કરી છે તે પણ એક સાર્વભૌમ દર્શન જ છે એને આપણે સત્યાગ્રહદર્શન કહી શકીએ એને સર્વોદયદર્શન પણ કહી

શકાય સામ્યવાદમા તથા એમા જે કઈ સામ્ય અથવા ભેદ જોવામા આવે છે તે સ્પષ્ટ કરવા સારુ ગાંધીવાદને આપણે ગીતાની પરિભાષામા સામ્યયોગનુ નામ આપી શકીએ આ દર્શનમા વ્યક્તિવાદ અને સમાજવાદનો આતરિક વિરોધ નષ્ટ પામીને બનેનો સુભગ સમન્વય થાય છે

'જીવનના બધા પ્રશ્નોનો ઉકેલ કેવળ બળથી જ થઈ શકે છે, બળપ્રયોગ અને બળસગઠન એ જ જીવનની ચાવી છે' એવું માનનારા બળદર્શનના અનુયાયીઓ છે

જીવનની બધી પ્રવૃત્તિઓ ધન વડે જ ચાલે છે ધન જ જીવનક્રમનુ છેવટનુ નિર્ણાયક તત્ત્વ છે એવુ માનનારા ધનજય લોકોનુ ધનદર્શન ચાર્વાકદર્શનથી કઈ ઓછુ લોકપ્રિય નથી

આજે તો કળા પણ એક સ્વતત્ર જીવનદર્શન તરીકે પોતાને રજૂ કરે છે પણ આપણે તેની અહીં ચર્ચા નહીં કરીએ

હવે તો કેળવણીનુ દર્શન પણ પોતે એક સાર્વભૌમ દર્શન હોવાનો અનુભવ કરવા લાગ્યુ છે શિક્ષણે હવે સામાજિક અને આધ્યાત્મિક જીવનની બધી ગૂચો ઉકેલવાનો દાવો કરવા માડયો છે કેળવણીનુ શાસ્ત્ર કહે છે કે બળ દ્વારા અથવા શાસનતંત્ર દ્વારા કે પ્રાચીન ગૂઢ ધર્મોની ઉપાસના દ્વારા જે આજ સુધી સિદ્ધ ન થઈ શક્યુ તે કેળવણી દ્વારા સપૂર્ણપણે સિદ્ધ થશે કેળવણીમા નિરીક્ષણ, પરીક્ષણ, પ્રયોગ તથા સાધના વડે જ્ઞાન, કૌશલ અને બલ પ્રાપ્ત થાય છે શિક્ષણશાસ્ત્રનો આધાર તેની બોધશક્તિ, ધીરજ, સેવા, બલિદાન અને ઈશ્વરપ્રણિધાન ઉપર હોય છે કેળવણીને અગેનુ શાસ્ત્ર તાત્ત્વિક રીતે રાજ્યશાસનનુ વિરોધી છે કેળવણીના શાસન વડે જે આદર્શ અરાજક વ્યવસ્થા (Ideal state of Anarchy) સ્થપાશે તે જ મનુષ્યજીવનની પ્રતિષ્ઠાને અનુકૂળ અને મનુષ્યોને યોગ્ય એવી સમાજવ્યવસ્થાને માટે સપૂર્ણ હશે જે સર્વ કાયદા કરવાથી, ધર્મશાસ્ત્રની આજ્ઞાથી, કળાના અનુનયથી કે બળપ્રયોગના ડરથી નથી થતું તે શિક્ષણ દ્વારા સપૂર્ણ સિદ્ધ થાય છે દુનિયામા એવું કોઈ કાર્ય નથી જે કેળવણીના પ્રયોગ માટે દુ:સાધ્ય હોય કેળવણીને આપણે સત્યાગ્રહનુ પૂર્ણ દર્શન કહી શકીએ છીએ કારણ કે કેળવણી દ્વારા આખા સમાજની સેવા કરનાર સેવક સત્ય, અહિંસા અને આત્મબલિદાનથી જ પોતાનુ કાર્ય સિદ્ધ કરે છે

પોતાની શક્તિનું પૂરપૂરુ ભાન થતા કેળવણી, (જેને હુ વિનયા કહુ છુ) કહેશે કે 'સત્તાની હુ દાસી નથી, કાયદાની કિંકરી નથી, વિજ્ઞાનની સખી નથી, કળાની પ્રતિહારી નથી, અર્થશાસ્ત્રની ગુલામ નથી હુ તો ધર્મનું પુનરાગમન છુ મનુષ્યના હૃદય, બુદ્ધિ અને બીજી બધી ઇંદ્રિયોની સ્વામિની છુ માનસશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર મારા બે પગ છે, હુન્નર અને કળા મારા હાથ છે, વિજ્ઞાન મારુ મસ્તિષ્ક છે, નિરીક્ષણ અને તર્ક મારી આખો છે, ઇતિહાસ અને ગાથાઓ મારા કાન છે, સ્વાતન્ત્ર્ય મારો શ્વાસ છે, ઉત્સાહ અને ઉદ્યોગ મારા ફેફસા છે, ધીરજ

મારુ ધન છે, શ્રદ્ધા મારુ ચૈતન્ય છે, સર્વોદય મારો પ્રસાદ છે એવી હુ જગદબા છુ—જગદ્ધાત્રી છુ મારી ઉપાસના કરનારને કોઈનું મો જોવુ નથી પડતું તેની બધી ઈચ્છાઓ મારા વડે જ તૃપ્ત થશે ભવિષ્યની હુ સમ્રાજ્ઞી છુ મારા વડે જ મનુષ્ય પરિપૂર્ણ અને કૃતાર્થ બનશે'

દર્શનશાસ્ત્ર એક સાર્વભૌમ વિદ્યા છે કેવળ તત્ત્વચર્ચા પૂરતી તેને આપણે મર્યાદિત ન કરી મૂકીએ જીવન પર તેનો પૂરપૂરો પ્રભાવ પડવો જોઈએ અને એ દર્શનની સિદ્ધિ માટે આપણે તત્ત્વજ્ઞાનાર્થદર્શનનું રૂપ જ બદલી નાખવુ જોઈએ, એટલુ જ મારુ અહીં કહેવુ છે

હુ મારા વિચારોનો જરાય વિસ્તાર નથી કરી શક્યો તેમનું સમર્થન કરવાનો પણ મને અવકાશ નથી મળ્યો એ તરફ માત્ર આગળી ચીંધીને જ મારે સતોષ માનવો પડ્યો છે હુ લાચાર હતો સેવાનો આદેશ માથે ચઢાવીને અહીં આવ્યો જે વિચારોથી પ્રેરાઈને હુ તત્ત્વજ્ઞાનની શોધ કરુ છુ તે વિચારોને આપની આગળ રજૂ કરીને સતોષ માન્યો છે

सत्य पर धीमहि ।

## ૧૫

## ઈશ્વરની કૃપા

[એક પ્રવચન]

दीननदु खहरन देव सतनहितकारी।

ઈશ્વરના નામો અનત છે, પણ ઈશ્વરને પોતાને તેમાથી જો કોઈ સૌથી વધારે પસદ હોય તો તે 'દીનનદુખહર' એ જ નામ હશે, 'સતનહિતકારી' એ જ હશે દીન જનોનું દુખ દૂર કરવું એમા જ પરમાત્માનો આનદ રહેલો છે પોતાના બાળકોની સેવામા આખો વખત ગાળવો, પોતાને ભૂલી જવુ એમા જ જેમ માતાનો આનદ રહ્યો છે તેમ સંતોના હિતમા સદાને માટ પરોવાઈ રહેવુ એમા પરમાત્માની પ્રસન્નતા છે

પરમાત્માનો આ સ્વભાવ કોણે જોઈ લીધો? એક આંધળા સાધુએ દુનિયા તરફ જે આધળો હોય તે જ આવી દિવ્ય વસ્તુ જોઈ શકે ને! દુન્યવી દૃષ્ટિ ખોયા વગર આવી દિવ્ય દૃષ્ટિ આવે નહીં વ્યવહારની દૃષ્ટિ ખોયા વગર પારમાર્થિક દૃષ્ટિ ખીલે નહીં દહાડે એક સૂર્ય ઊગે છે તેને આધાર આપણો બધો વ્યવહાર ચાલે છે, પણ તે જ કારણે અસખ્ય તારાઓ અને નક્ષત્રો આપણે માટે અલોપ થઈ જાય છે, વ્યવહારનો એ સૂરજ આથમે ત્યાર જ અનેક તારાઓ,

અનેક સૂરજો દેખાવા લાગે છે—ત્યારે સૃષ્ટિના અનંત વિસ્તારનું કંઈક ભાન થાય છે અને તેના રહસ્યનું કંઈક જ્ઞાન થાય છે.

વ્યવહાર કહે છે, 'સ્વાર્થ અને તે સાધવા માટે ચલાવેલો કલહ, એમાં જ જીવનની સફળતા છે. જેણે સ્વાર્થ અને કલહ છોડયા તે ડૂબી જ ગયો, તે રસાતાળ ગયો જ સમજવો.' અનુભવનો પ્રકાશ પણ સાક્ષી પૂરે છે, 'હા, એમ'જ છે. હમેશાં એમ જ થતું આવેલું જોવામાં આવ્યું છે. આ સફળ વ્યવહાર અને તેના ઠોસ અનુભવ વિષે જે આંધળો થઈ ગયો છે તે જ કહી શકે કે 'ઈશ્વર પરોપકારી સંતોનો પક્ષપાતી છે, દીન જનો જ એને વહાલા છે. ઈશ્વરની કૃપા તેમને માટે જ અવતરેલી છે.'

પણ એ ઈશ્વરી કૃપા કોઈને મફત મળતી નથી. ઈશ્વર કંઈ ગરીબોને ખેરાત કરનાર દાનશૂર શેઠ નથી. યાચકની ભીડ ભાંગીને તેને ભિખારી બનાવવો, તેના આત્મામાં ગ્લાનિ આણવી એ ઈશ્વરની રીત નથી. ઈશ્વર તો કર્માધ્યક્ષ છે. થોડું પણ સત્કર્મ હોય તો જ તે ફળ આપે. તપશ્ચર્યાની કંઈક કસોટી કર્યા વગર તે પલળતો જ નથી. ભીડને પ્રસંગે પણ તે ભાજીનું પાંદડું માગવા જ ઊભો રહે છે. અને કર્મનો નિયમ એવો છે કે થોડુંક પણ શુભ કર્મ કર્યું હોય તો તેનું પરિણામ વિશાળ આવે છે. એમાં આશ્ચર્ય જેવું કશું 'નથી.

આપણે હમેશાં પાપને માનતા આવ્યા છીએ, પાપનો વિસ્તાર જ જોતાં શીખ્યા છીએ, પણ સાચું જોતાં પાપ અસત્યરૂપ—માયારૂપ—છે એની શક્તિ કેવડી? પુણ્ય જ બળવાન છે. પુણ્ય જ વીર્યવાન છે. પ્રકાશનું એક કિરણ જેમ ઘન અંધકારને વીંધી નાખે છે તેમ પુણ્ય—શુભ કર્મ—કર્મરાશિને વીંધીને સાત્ત્વિકતાનો ઉદય કરાવે છે.

એ જ વાત કવિએ ગાઈ છે કે ઈશ્વર સંતનહિતકારી છે, દીનનદુ:ખહરન છે. જે દુનિયાની દૃષ્ટિએ આંધળો હોય તે જ એ સમજી શકે, જે આવો આંધળો હોય તે જ દુનિયાને દોરી શકે.

ફેબ્રુઆરી, ૧૯૨૬

૧૬

# ઈશ્વરની આસ્તિકતા

ઈશ્વરના અસ્તિત્વ વિષે લોકોએ ઘણુ લખ્યુ છે અને દરેક લખનાર માને છે કે પોતે ઈશ્વરનુ અસ્તિત્વ પૂરેપૂરુ સિદ્ધ કર્યુ છે પણ ઈશ્વરના પોતાના આસ્તિકય વિષે કોઈએ વિચાર જ કર્યો નથી આસ્તિક અથવા નાસ્તિક એ વિશેષણો માણસને જ લગાડવામાં આવે છે જે ઈશ્વર ઉપર વિશ્વાસ રાખે તે આસ્તિક, અને ઈશ્વરના અસ્તિત્વ વિષે જેને વિશ્વાસ બેસતો નથી, તે નાસ્તિક એવો સામાન્ય લોકોનો અર્થ છે આવી હાલતમાં ઈશ્વર આસ્તિક છે એ વાકય રચના જ લોકોને મૂંઝવણમાં નાખે એવી છે, છતાં ઈશ્વરનુ આસ્તિકય એ એક સાચી વસ્તુ છે અને એમાં જ માણસને મોટામા મોટ્ આશ્વાસન મળે એમ છે ભક્તોએ આજ સુધી ઈશ્વરને બાદશાહ જેવો માન્યો છે, એને સર્વસમર્થ તરીકે વર્ણવ્યો છે કર્તુમ્, અકર્તુમ્ અને અન્યથાકર્તુમ્ શક્તિ તો એની જ છે, એ જે ક્ષણે જેમ ધારે તેમ થઈ જ જાય છે એની ઇચ્છાને રોકનાર કશુ જ નથી એમ ભક્તો બહુ ઉત્સાહપૂર્વક કહે છે

તેઓ ભૂલી જાય છે કે ઈશ્વર સર્વસમર્થ હોવા છતા પોતાનુ સામર્થ્ય વાપરવા માગતો નથી એ ઇચ્છે છે કે માણસ પોતાનું સામર્થ્ય પોતાની મેળે કેળવે, વીટો (veto) અને સર્ટિફિકેશન (certification)ની સત્તા પોતાના હાથમા હોવા છતા એ ન વાપરવી એમાં જ ઈશ્વરનો આનદ છે એ સર્વસમર્થ છે, છતા સર્વસહ રહેવામા જ એ પોતાના ઐશ્વર્યનો અનુભવ કરે છે એ બધુ સહન કરે છે અને ધીરજપૂર્વક અનંતકાળ સુધી રાહ જુએ છે અનંતવીર્ય હોવા છતા, બ કે અનંતવીર્ય હોવાને કારણે જ એ અનત ધીરજ ધારણ કર છે અને માણસને બધી રીતે સ્વતન્ત્ર રાખી એની સગવડે એને પોતાની પાસે આવવા દે છે

વેપારીઓ કોઈ સજ્જનને કરજ આપ્યા પછી ધીરજ ખૂટે એટલે કહે છે, કે "રકમ જોખમમાં નથી, પણ મુદત જોખમમાં છે અને મૂડી કરતાં અમારે મન મુદત વધારે મહત્ત્વની છે પૈસા જો વખતસર ન મળે, તો એ ગયા જેવા જ છે" ઈશ્વરને ત્યા મુદતનો સવાલ જ નથી હોતો એના ચોપડામા હિસાબ અનંતકાળનો જ હોય છે અને કોઈ પણ માણસ વિષ પોતાની મૂ ી જોખમમા નથી એ એનો દૃઢ વિશ્વાસ હોય છે

માણસ પોતાના પર વિશ્વાસ રાખે એના કરતા ઈશ્વરનો માણસ ઉપરનો વિશ્વાસ વધી જાય છે

આ વસ્તુ સમજવા માટે મનુષ્યજીવનની વિચિત્રતા સમજી લેવી જોઈએ.

માનવ એટલે દેહધારી આત્મા. એક બાજુ વિષયો તરફ દોડનારું શરીર, અને બીજી બાજુ ઈશ્વર તરફ અખંડ ખેંચાણ ચલાવનાર આત્મા એ બેનો મેળો કરનાર તે મનુષ્યજીવન. એ જીવનમાં શરીર અને આત્મા વચ્ચે, વાસના અને ભક્તિ વચ્ચે, પ્રવૃત્તિ અને નિવૃત્તિ વચ્ચે સનાતન ગજગ્રાહ ચાલે જ છે અને એ ગજગ્રાહમાં દુર્બળ માનવ ઘણી વાર હારીને નાસીપાસ થાય છે. ત્યારે એને થાય છે કે "આપણે માટે ઉન્નતિનો માર્ગ છે જ નહીં. આપણે કોઈ કાળે ચડી શકવાના જ નથી. પ્રયત્ન કર્યે લાભ શો?"

આમ જ્યારે માનવ પોતાના પરનો વિશ્વાસ ખોઈ બેસે છે, એની શ્રદ્ધાનું દેવાળું નીકળે છે, ત્યારે પણ ભગવાન એને અપનાવે છે. એને વિષે નિરાશ થતો નથી. એની આત્મશક્તિ ઉપર વિશ્વાસ રાખે છે અને કહે છે, "હું હજી વાટ જોઈશ. હજી આ માણસને ઉપરતિ થશે અને એ ખાડામાંથી નીકળી આવી ટેકરીઓ ચડવા માંડશે. હું વાટ જોઈશ. એના અનેક ભવ સુધી વાટ જોઈશ. એ આજે મને ભૂલી ગયો છે, પણ એને મારું સ્મરણ થયા વિના રહેવાનું નથી. અત્યારે જે રસ્તે જાય છે એમાં એને મજા પડે છે, પણ એની એ મજા ટકવાની નથી. એ ત્યાં કંટાળશે, અને અંતે મારી પાસે આવશે જ. એ ભ્રમમાં સૂતો છે, પણ હું તો જાગું છું. હમણાં એના મનમાં મારે વિષે ભક્તિ નથી. પણ હું એને ચાહું છું. મારા મનમાં એને વિષે ભક્તિ છે (હા ઈશ્વરની એ ભક્તિ જ કહેવાય). એનામાં પોતા વિષે જે વિશ્વાસ નથી, તે મારામાં એને વિષે છે. એની હૃદયશક્તિ, એની આ મહાશક્તિ ઉપર મારો જે વિશ્વાસ છે એ જ એને અંતે તારશે. પોતાની દરેક વાસના અને દરેક કૃતિદ્વારા એ મને આજે ભલે પરાસ્ત કરતો હોય, પણ હું નિરાશ થવાનો નથી. અંતે એ મારો જ છે. એ કોઈ પણ કાળે મારાથી દૂર જવાનો જ નથી અને હું એને ખોવાનો નથી."

ઈશ્વરનું આ વલણ — ઈશ્વરની આ નિષ્ઠા એ જ ભગવાનની આસ્તિકતા છે. ઈશ્વર આસ્તિક છે તેથી જ દુનિયા ટકી છે અને દુનિયા આગળ સાધનક્રમ મોજૂદ છે. આસ્તિકતા એ જ ઈશ્વર છે.

જાન્યુઆરી ૧૯૪૧

# ૧૭

# નાસ્તિકતા

માણસને અમુક વસ્તુ પર શ્રદ્ધા ન બેસે તો બિચારો શું કરે? શ્રદ્ધા ન હોય છતાં છે એમ કેમ કહે? તેમ કરું એ અસત્ય ઉપરાન્ત બીજો દંભ ન ગણાય?

'જે વસ્તુ પર તમારી શ્રદ્ધા બેસે છે એ વસ્તુ મારા અંતરને મુદ્દલ સ્પર્શ નથી કરતી એથી હું રાજી નથી મને એ વાતનું દુઃખ છે તમારું સમાધાન મને મળ્યું હોત તો હું રાજી થાત મારી મૂંઝવણ સમજી તમે મારી દયા ખાઓ મારામાં શ્રદ્ધાનો ઉદય થાઓ એવી તમે પ્રાર્થના કરો મારા પર ચિડાઓ શા માટે?

'તમે તો માનો છો ને કે મારામાં પણ અમર આત્મા છે ત્યારે મારે વિષે તમે નિરાશ કેમ થઈ શકો? આત્મા હોય તો એનો ઉદય થવો જ જોઈએ મારામાં અજ્ઞાન હોય તો એક કાળે એ દૂર થવું જ જોઈએ

'જ્ઞાનની શક્તિમાં તમે માનો છો ને? સર્વોપરિ જ્ઞાન મારા અજ્ઞાનનો જો નાશ કરી ન શકે તો જ્ઞાનનો એ પરાભવ જ થયો ગણાય ને? જો તમે મારી નાસ્તિકતા પર ચિડાઓ, મારો દ્વેષ કરો, અને મને ત્યાજ્ય ગણો તો તો સનાતન આત્મા અને પરમમંગલ જ્ઞાન વિષે તમે નિરાશ જ થઈ ગયાઓ પછી તમે શી રીતે આસ્તિક ગણાઓ? તમે પણ નાસ્તિક જ થયા ને!'

નાસ્તિકતા અને આસ્તિકતા એ શબ્દો આપણે હાલતા ચાલતા, વિચાર કર્યા વગર વાપરીએ છીએ ખરું જોતા એટલા તે સહેલા નથી છું એમ જે માને છે તે આસ્તિક, અને નથી આમ માનનારા તે નાસ્તિક, એ આ બે શબ્દોનો મૂળ અર્થ છે દુનિયામાં ઘણી વસ્તુઓ છે, અને એથીયે ઘણી નથી ભૂતો નથી એમ હું માનતો હોઉં તો ભૂતો વિષે હું નાસ્તિક છું હિંસાથી મનુષ્યજાતિનું કલ્યાણ કોઈ પણ રીતે થવાનું નથી એવો મારો દૃઢ વિશ્વાસ હોય તો હિંસા વિષે હું નાસ્તિક છું સરકારી કેળવણીથી જ્ઞાનભાર ગમે તેટલો વધતો હોય તોયે ચારિત્ર્યશક્તિ અથવા દેશદાઝ દૃઢ કરવામાં એની જરાય મદદ નથી થતી, ઉલટી એ કેળવણી વિઘ્નરૂપ જ થાય છે, એવો મારો પાકો અભિપ્રાય હોય તો સરકારી કેળવણી વિષે હું નાસ્તિક છું મારાથી જેમના અભિપ્રાય જુદા છે તેઓ જરૂર કહી શકે કે મારા વિચારમાં દોષ છે, વિકૃતિ છે એમની આસ્તિકતા વિષે મારો પણ અભિપ્રાય એવો જ હોઈ શકે, હોવો જોઈએ

આસ્તિકતા અને નાસ્તિકતા એ બંને શબ્દોનો આવો વ્યાપક અર્થ કર્યા પછી નાસ્તિક કહેવાથી ગાળ દીધા જેવું થતું નથી, અને આસ્તિક કહેવાથી વખાણ થતાં નથી બંને શબ્દો તટસ્થ છે

પણ ભાષામા નાસ્તિક શબ્દનો અર્થ આટલો વ્યાપક નથી જૂના લોકોએ વેદને ન માનનાર તે નાસ્તિક એવો અર્થ કર્યો હતો नास्तिको वेदनिंदक । મ્લેચ્છ, કાફિર હીધન વગેરે શબ્દો જેવી જ નાસ્તિકની કિંમત હતી નાસ્તિકનો વધારે શાસ્ત્રશુદ્ધ અને વ્યાપક અર્થ 'પરલોક વિષે અશ્રદ્ધા રાખનાર' એવો છે

न सापराय प्रतिभाति बाल प्रमाद्यन्तम् वित्तमोहेन मूढम्।
'अय लोको, नास्ति पर' इति मानी पुन पुनर्वशमापद्यते मे ।।

સાપરાય એટલે કે પરલોક નથી, પરમમગલ તત્ત્વ નથી, ઇંદ્રિયાતીત વસ્તુને જાણવાનું સાધન નથી, ભોગૈશ્વર્યથી પર એવુ સતોષ મેળવવાનુ અન્ય તત્ત્વ નથી, એમ જે માને છે તે નાસ્તિક છે

સામાન્ય વ્યવહારમાં ઈશ્વર નથી એમ છડેચોક કહેવાની જે હિંમત કરે છે અને જે સમાજમાન્ય રૂઢિઓ હિંમતપૂર્વક તોડે છે તેને જ નાસ્તિક કહેવામાં આવે છે આ વ્યાખ્યામાં જેઓ નથી આવતા તે બધા આસ્તિક કહેવાય છે આ માન્યતા પ્રમાણે જેટલા આસ્તિક ગણાય છે તે બધા જો સાચા જ આસ્તિક હોત તો આજે સત્યયુગ છે એમ કહેવામા જરાયે અતિશયોક્તિ ન થાત સમર્થ રામદાસ સ્વામીએ એક ઠેકાણે કહ્યુ છે તેમ

देवा वेगळें काही नाही। ऐसेंचि बोल्ती सर्वही।
परतु त्याची निष्ठा काही। तैसीच नसे।

કેટલાક લોકો માટે આજે ધર્મનિષ્ઠા અને ઈશ્વરનિષ્ઠા એ રાજનિષ્ઠા જેટલી જ ઔપચારિક થઈ ગઈ છે ઈશ્વર નથી એમ કહીને સમાજમા બદનામ થવું અને પોતાના ચિત્તને અસ્વસ્થ કરી મૂકવું એના કરતાં ઈશ્વર છે એમ માનીને જ ચાલો ને! એમાં આપણુ શું બગડે છે? એ વૃત્તિ જ જ્યાં ત્યા દેખાય છે ઈશ્વર છે એમ માને તો માણસના જીવનમા અમુક ફેરફાર તો દેખાવા જ જોઈએ અમુક ગામમા પ્લેગ છે, અમુક ઓરડીમાં સાપ છે, બેંકમાં મારા આટલા રૂપિયા છે, અથવા કોરટમા ન્યાયાધીશ બેઠો છે એવી માન્યતા સાથે જ તે તે ઠેકાણે આપણા આચરણમા જેવો ફરક પડે છે, તેવો જ ફરક જો ઈશ્વર છે એમ માનવાથી આ પૃથ્વી પરના નિવાસ દરમિયાન આપણા જીવનમા પડે તો તે શ્રદ્ધા, નિષ્ઠા અથવા આસ્તિકતા સાચી

ઘણી વાર ઈશ્વર નથી એમ કહેનાર પ્રામાણિક અને નમ્ર નાસ્તિકમાં સામાન્ય આસ્તિકો કરતાં વધારે નિષ્ઠા હોય છે આવો હડહડતો પણ શુદ્ધ નાસ્તિક જ્યારે કહે છે કે ઈશ્વર નથી, ત્યારે એનો અર્થ એટલો જ હોય છે કે 'ઈશ્વરની મેં શોધ કરી છે, એનુ સ્વરૂપ અકળ છે, એની માયા અગાધ છે, એનું આકલન કરવાને માનવી શક્તિ અસમર્થ છે, એને વિષે હુ તો કશું કહી શકતો નથી' ઈશ્વરની ખોજમા રહી આટલો અનુભવ જે મેળવી શકશે તેને આસ્તિક કહેતા શો બાધ? यस्यामत तस्य मतम् ।

પણ ઈશ્વર છે કે નહીં, તેનુ સ્વરૂપ કેવું છે એની દાર્શનિક ચર્ચામા ઊતરવાની જરૂર જ શી છે? હૃદયમાં અખડ સ્ફુરતા આત્મતત્ત્વ ઉપર જેનો વિશ્વાસ છે તે આસ્તિક છે દરેકના હૃદયમાં આત્મારામનો વાસ છે, દરેકના હૃદયમા આછીવત્તી સજ્જનતા રહેલી જ છે, પાપીમા પાપી માણસ પણ ઊંડે ઊંડે પુણ્યને અને પવિત્રતાને જ ઝખે છે એવી શ્રદ્ધા તે આસ્તિકતા દુનિયા ગમે તેટલી પીડાની હોય, ડગલે ને પગલે સાધુઓ પરાસ્ત થતા હોય, દુર્જનો ઉન્મત્ત થઈને અધિકાર ભોગવતા હોય, તોયે અન્તે ધર્મનો જ વિજય છે, એકે એક હૃદયમા સજ્જનતાનો જ ઉદય થવાનો છે, એવી જે શ્રદ્ધા તે આસ્તિકતા પાવિત્ર્યને પસદ કરવું, નિખાલસતાની કદર કરવી, અને સદાચારથી પ્રાપ્ત થતી સ્થિતિમા સતોષ માનવો એ દરેક હૃદયનો ધર્મ જ છે અને એ ધર્મનું ગમે તેટલા કાળ સુધી ગ્રહણ થયુ હોય તોયે એ ખગ્રાસ તો નથી જ થવાનું, અને એ ધર્મનો સપૂર્ણ અસ્ત પણ કોઈ કાળે નથી થવાનો, એવો જ 'દૃઢ ભરોસો' તેનુ નામ આસ્તિકતા. માના હાથમા બાળક જેમ પોતાને સુરક્ષિત માને છે તેમ સત્યના ખોળામા આપણે હમેશ સુરક્ષિત છીએ એવી શ્રદ્ધા તે આસ્તિકતા અને સત્યનો દ્રોહ કોઈનાથી થઈ શકવાનો જ નથી, સત્ય અપગ નથી, દુર્બળ નથી, તેનો સદા વિજય જ છે, સત્ય કોઈને હાથે રક્ષણની અપેક્ષા કરતું નથી, પોતાના અમોઘ સામર્થ્યને કારણે સત્ય પાસે અખૂટ ધીરજ છે, એ ધીરજમા જ એનો વિજય છે, એવી સત્ય વિષેની દૃઢ ભક્તિ એ પરમ આસ્તિકતા છે

ઘેટાંબકરાને મારી ખાનાર વાઘમા પણ ભૂતદયા સુપ્ત રીતે વસે જ છે એવી શ્રદ્ધા તે આસ્તિકતા ક્ષણિક કે સહસ્ર યુગ પર્યંત ટકનારા સ્વાર્થને વશ થનાર માનવજાતિમા પણ મુખ્ય પ્રેરક તત્ત્વ પ્રેમ જ છે અને અતે એનુ જ સામ્રાજ્ય જગતમા ચોમેર સ્થપાવાનુ છે, એવી સૂક્ષ્મ રીતે તગતગતી, કડવામા કડવા અનુભવની પરપરા પછી પણ હોલવાઈ ન જતી અદભુત શ્રદ્ધા એ જ મુખ્ય આસ્તિકતા છે એ હોય તો પછી સગુણ કે નિર્ગુણ ઈશ્વરને માનો અથવા ન માનો ઈશ્વરની વિભૂતિ એક માનો કે અનેક માનો, શાસ્ત્રોની મૂર્તિપૂજા કરો કે એને બાળી નાખો એનુ ઝાઝુ મહત્ત્વ નથી

સાચુ જોતા આસ્તિકતા અને નાસ્તિકતા એવો ભેદ કરવો જ વ્યર્થ છે દરેક હૃદયમા આસ્તિકતા તો રહેલી છે જ એ કેટલે દરજ્જે સુપ્ત છે અને કેટલે દરજ્જે જાગતી છે, વ્યાપક છે, જાગ્રત છે, એ જ મહત્ત્વનો સવાલ છે શિક્ષક જ્યારે કોઈ વિદ્યાર્થીને કહે છે કે તને આ વસ્તુ કદી આવડવાની નથી ત્યારે શિક્ષક નાસ્તિક બન્યો બીક, લાલચ કે બાહ્ય રસ ચખાડ્યા વગર છોકરાઓ નરી જ્ઞાનપિપાસાથી ધરાર ભણવાના નથી એમ શિક્ષકો અથવા માબાપો માને તોપણ તેઓ નાસ્તિક જ છે પોતાના સિપાઈઓના વખાણ ન કરીએ છાતીએ ચોડવા માટે એમને રગબેરગી પટીઓ ન આપીએ તો તેમનામા શૌર્ય પ્રગટવાનુ નથી

એમ માનનાર સેનાપતિ નાસ્તિક છે સેનાપતિ લડે છે એ વડો સેનાપતિ થવા ખાતર, પણ સૈનિક લડે છે તે દેશ ખાતર, સ્વધર્મના પાલન ખાતર, એ સેનાપતિના ધ્યાનમાં નથી આવતું બહારનો દભ અને આચારનો આડબર બતાવ્યા વગર પોતાની ધાર્મિકતાનો ચેપ લોકોને લાગવાનો નથી એમ માનનારે ધર્મોપદેશક ધર્મ પર જીવનારો છતા નાસ્તિક જ છે અમુક લોકોમા ક્ષાત્રતેજ કોઈ કાળે આવવાનું નથી, અમુક પ્રજા કે વર્ગ હમેશાં ગુલામીમા જ રહેવાને સરજાયેલા છે, એવો મૂઢગ્રાહ પણ નાસ્તિકતાનું જ એક રૂપ છે

અરે, માયાવી નાસ્તિકતા કેટલાંયે રૂપો ગ્રહણ કરે છે! માદો માણસ અપથ્યને ઓળખતો છતાં તે સેવીને આટલાથી કશું બગડવાનું નથી એમ જ્યારે મનને મનાવે છે ત્યારે એ નાસ્તિકતા જ કેળવે છે છાનું કરેલું પાપ પોતાને કે બીજાને નડવાનું નથી એમ માનનાર પ્રતિષ્ઠિત માણસ નાસ્તિકતાને સેવે છે સદ્‌ગુણ અને લાયકાતને કોઈ પુરસ્કર્તા ન મળે તો તે એળે જવાના છે એમ માનનાર કૃપણ પણ નાસ્તિકતાને જ વરેલો છે અને આજે આખી દુનિયામા સર્વત્ર ફેલાયેલી નાસ્તિકતા તો 'ધૂર્તતા, લુચ્ચાઈ, કપટ, અને ધૃષ્ટતાનો જ વિજય છે' એમ માનવાની વૃત્તિ છે દુનિયાની રાંક અને સહનશીલ પ્રજાઓ અનતકાળ લગી અન્યાય સહન કર્યા જ કરશે, કોઈ કાળે સામી થવાની જ નથી, ઈશ્વરના અવતાર થઈ ગયા તે ગયા, ઈશ્વર હવે મરી ગયો નહીં તો કુભકર્ણની નિદ્રામા તો પડ્યો જ છે, હવે એનાથી ડરવાનું કારણ નથી, એવી જે વ્યવહારુ માન્યતા સત્તાધારીઓમા ઘર કરી બેઠી છે એ પણ નાસ્તિકતાનો તાજો અવતાર જ છે સત્યયુગ એની મેળે ઊગવાનો છે, એને માટ આપણે કશો પ્રયત્ન કરવાની કશી જરૂર નથી, એવી આશા બાધવી એ પણ જુદી જાતની છતા નાસ્તિકતા જ છે એ ભૂલવું ન જોઈએ

આવી સૂક્ષ્મ એટલે શુદ્ધ દૃષ્ટિએ જોતાં, મનુષ્યહૃદયમાં નાસ્તિકતા કેટલી વ્યાપેલી છે એનો કઈક ખ્યાલ આવશે પણ એ સપૂર્ણ ખ્યાલ આવ્યા પછી પણ બ્રિટિશ સામ્રાજ્ય કરતાંયે મોટી એ નાસ્તિકતાનો આખર અંત આવવાનો છે એવી ખાતરી જો આપણામા ન હોય તો આસ્તિકતાની ફોજના સિપાઈ આપણે ન થઈ શકીએ નાસ્તિકતા એ બળતણના ઢગલા જેવી છે અને આસ્તિકતા તો દેવતાની ચિનગારી સમાન છે બળતણ ભીનું છે ત્યાં સુધી એ ટકવાનું માણસજાતની બેદરકારી એ નાસ્તિકતાની ભીનાશ છે એ ગઈ એટલે હોળી સળગવાની જ એક લાકડું બળે તે બીજાને બાળે છે, અને એમ પોતામાથી જ અગ્નિને ખાદ્ય પૂરુ પાડી પોતાને ભસ્મસાત્ કરે છે

શ્રદ્ધા અને ધીરજ એ અગ્નિને અપાતું ઘી છે

૨૩-૧૦-'૨૭

## ૧૮

# આત્માની કલ્પના

આત્માની કલ્પના કરવી એ બહુ મુશ્કેલ કામ છે કહ્યું છે કે યોગયુક્ત પરિવ્રાટ અને રણમાં સામેથી ઘવાયેલા વીર બંને સૂર્યમંડળ ભેદીને જાય છે, એટલે ક્યાં જતા હશે? એમને તો આત્માનું જ દર્શન થતું હશે દરેક વીરકર્મ આત્માનું કંઈક દર્શન—કંઈક ઝાંખી—મળવાથી જ શક્ય બને છે કેમ કે એ આત્માની જ શક્તિ છે વહાલામાં વહાલું જીવન વેડફી નાખવાની શક્તિ આત્મામાંથી જ ઉદ્ભવી શકે છે સર્વસ્વના ત્યાગ કેવળ નિરાશાથી થઈ જ ન શકે અથવા નિરાશાથી થયા હોય અને છતા સાચો ત્યાગ હોય તો એ વિફળ નથી જવાનો દરેક વાક્ય પછી જેમ પૂર્ણવિરામ આવે છે તેમ દરેક સત્કૃતિને પરિણામે આત્માનું દર્શન થાય જ છે ભોજન પછીની તૃપ્તિ એ જો આનંદકર હોય તો સત્કાર્ય પછીની શાંતિ આત્મદર્શનકર હોય જ

એક વાર લાગ્યું કે સદ્ભાવ એટલે જ આત્મા, તટસ્થતા એટલે જ આત્મા, પરમ શ્રદ્ધા એટલે જ આત્મા છતા દરેક માણસમાં સદ્ભાવ નથી હોતો, પણ આત્મા તો સર્વવ્યાપી છે, સર્વાન્તર્યામી છે સદ્ભાવને જ આત્મા કેમ કહેવાય? આત્મા સર્વવ્યાપી છે, પણ સર્વત્ર સરખો પ્રગટ થયો નથી આ દરેક ઠેકાણે છે એ વિષે શંકા નથી જેને આપણે સદ્ભાવશૂન્ય ગણીએ છીએ દુર્જનતામા જ જે આનંદ માને છે એવો માણસ પણ દુર્જનતાનો પૂજક નથી હોતો એ દુર્જનતાનો દાસ હોય છે, દોસ્ત હોય છે આપણે સમભાવપૂર્વક તપાસીએ તો દુર્જન માણસ પાસે પણ દુર્જનતાની મર્યાદા હોય છે આથી વધાર ન જ જવું એવું કંઈક ધોરણ એની પાસે હોય જ છે હુ છુ એના કરતા વધાર દુર્જન નથી એનો આનદ અથવા સમાધાન દરકના હૃદયમા વસે છે જો વસ્તુસ્થિતિના ક્ષેત્ર કરતાં શક્યતાનું ક્ષેત્ર અમર્યાદ મોટુ હોય તો દરક માણસ આત્માથી જ ગણાય અને પછી સદ્ભાવ એ જ આત્મા એમ સ્પષ્ટ કહી શકાય

માત્ર સદ્ભાવનુ વ્યાપક સ્વરૂપ જાણવુ જોઈએ

૧૯૩૧

## ૧૯

# આપણા ઈશ્વરનું સ્વરૂપ

"સૈકાઓ થયાં ઈશ્વર આપણને નડયો છે, હવે એને પેન્શન આપીએ તો કેવું? વિજ્ઞાન અને ઈતિહાસની મદદથી આપણે આપણુ જીવન હવે સારી રીતે ખીલવી શકીશું માણસજાતના બાલ્યકાળમા ઈશ્વરરૂપી ચાલણગાડીની આવશ્યકતા હતી ઈશ્વરે એ રીતે માણસજાતની ઘણી સેવા કરી છે એ સેવા માટે આપણે હમેશને માટે તેના કૃતજ્ઞ રહીએ પણ હવે આપણે આપણો વ્યવહાર આપણે પોતાના જ હાથમાં લઈએ એ સારુ

"ઈશ્વરની બાબતમાં બીજી એક મુશ્કેલી છે ઈશ્વર સ્વતન્ત્ર નથી શાસ્ત્રકારો, ધર્મગુરુઓ, ઉપદેશકો અને દરક જાતનુ જૂદાણુ ચલવનાર લોકો ઈશ્વર પર પોતાનો કબજો કરી બેઠા છે એટરે ઈશ્વરનો ઉપયોગ આમપ્રજાને માટે ન થતા, પ્રાચીન કાળને નભાવવામા જેમનો સ્વાર્થ છે એમને માટે જ મોટે ભાગે થાય છે જેમ ગુલાબ સાથે એના કાંટા આવ્યા વગર રહેતા નથી, જેમ જામફળ માથી એના બિયા છૂટા પાડવા મુશ્કેલ છે, તેમ ઈશ્વર સાથે તેને નામે રચાયેલા શાસ્ત્રો, તેને નામે ચરી ખાનારા બાવાઓ અને ફકીરો, તેનો ઈજારો લઈ બેઠેલા પડિતો, મુનિઓ, પાદરીઓ અને મુલ્લાઓ, તેના કેફથી જડ થયેલા સન્યાસીઓ અને ભગતડાઓ, અને તેની મૂડી હોઈયા કરનાર મંદિરો અને મઠો, બધા આવી જાય છે તક્ષકને હોમવો હોય તો જેમ ઈંદ્રને પણ એની સાથે હોમવો જ જોઈએ, તેમ માનવજાતિમા અજ્ઞાન, વહેમ, સકુચિતતા, અશુદ્ધિ અને ઝઘડા ચલાવનાર એ બધું ચડાળચક્ર હાકી કાઢવા માટે ઈશ્વરને પણ હોમવો પડે તો જરૂર હોમી દેવો જોઈએ

"ઈશ્વર છે કે નહીં એ તાત્ત્વિક ચર્ચામા પણ અમે પડવા માગતા નથી ધર્મશાસ્ત્રની ચર્ચા જેટલો જ એ રુક્ષ વિષય છે ઈશ્વર ઉપયોગી પ્રાણી છે કે નહીં એનો જ અમે વિચાર કરવાના અમારી ખાતરી થઈ છે કે ઈશ્વરનો હવે ઉપયોગ રહ્યો નથી અને તેથી ઈશ્વરને હવે અમારા જીવનમા સ્થાન આપવા અમે તૈયાર નથી જૂના જમાનાના એક નાસ્તિકે ભલે કહ્યુ કે 'ઈશ્વર ન હોય તોયે સમાજ ચલાવવા ખાતર આપણે કાલ્પનિક ઈશ્વરની યોજના કરવી જોઈએ એ સસ્તામાં સસ્તો પોલીસ છે એટલે સત્યની દૃષ્ટિએ ઈશ્વર નથી એમ સિદ્ધ થાય તોયે ઉપયોગની દૃષ્ટિએ આપણે ઈશ્વર ઊભો કરવો જોઈએ ' આજે તો અમને બરાબર એથી ઊલટુ લાગે છે કે ઈશ્વર છે કે નહીં એ સવાલ તો કોરે જ મૂકીએ, પણ એ છે એમ સિદ્ધ થાય તોયે આપણે એનો ઈનકાર કરવામાં જ સાર

હૃદયમાં વસે છે ને આપણા જીવનને દોરે છે તે જ છે. અનાદિકાળથી માણસજાત આદર્શોને સેવતી આવી છે. એ આદર્શો ભિન્ન હોવા છતાં એકરૂપ છે એવો અનુભવ થાય છે. જ્યાં ભેદ દેખાય, જ્યાં વિરોધ દેખાય ત્યાં શુદ્ધીકરણની ક્રિયા એકદમ પ્રવેશ કરે છે અને પછી સમન્વયવૃત્તિ એ આદર્શો વચ્ચે મેળ બેસાડી આપે છે. એ આદર્શો, એ શુદ્ધીકરણની ક્રિયા, અને એ બધાનો મેળ—એ બધું એકરૂપ જ છે એવો અનુભવ થાય છે. આ આખું વિશ્વ, અથવા બીજા શબ્દોમાં કહીએ તો આપણું તમામ મનુષ્યજીવન, કોઈ સત્ય ઉપર રચાયેલું છે એવી આપણને અખંડ પ્રતીતિ હોય છે. કોઈ પણ ફિલસૂફી વસ્તુતઃ એ પ્રતીતિનો ઇન્કાર નથી કરી શકી; પછી તાર્કિક ભાષા ગમે તે કહે. એ પરમ સત્ય પર, એ અમર અખંડ સનાતન સત્ય પર રચાયેલું જે કંઈ છે તે શુદ્ધ જ હોવું જોઈએ, એના સ્વભાવમાં મેળ જ હોવો જોઈએ, એનામાં અનંત વિવિધતા હોઈ જડતા એનામાં સંભવે જ નહીં, એમ આપણને લાગ્યા કરે છે.

આ જે આપણી અમર લાગણી છે, એમાં જ આપણને ઈશ્વરી તત્ત્વ જડવાનું છે માણસે ઈશ્વર જોડી કાઢ્યો છે કે ઈશ્વરે માણસને જોડી કાઢ્યો છે, એ સવાલનો અર્થ જ નથી. કેમ કે એ બન્નેમાં ભેદ જ નથી. માણસમાં ઈશ્વર છે અને ઈશ્વરમાં જ માણસ છે. પછી કોણ કોની કૃતિ ગણાય? આપણે તો ઈશ્વરનું સ્વરૂપ જાણવાને નીકળ્યા છીએ, અને એની ઉપયોગિતા આપણે માટે સિદ્ધ કરવા માગીએ છીએ. જો જીવન સત્ય હોય તો ઈશ્વર સત્ય છે. જો જીવનમાં કંઈ રહસ્ય હોય તો ઈશ્વર પરમ મંગલ છે. જો જીવનમાં તૃપ્તિ અને અતૃપ્તિ બંને તત્ત્વો રહેલાં હોય તો આદર્શની હસ્તી છે. આદર્શો એ વાસ્તવિક ચીજ છે. મનુષ્યજીવનનો પરમ ઉત્કર્ષ, સર્વ આદર્શોની કૃતાર્થતા, સર્વ જાતના વિરહનો અંત, સર્વ અશાંતિની શાંતિ, સર્વ મુસાફરીનો મુકામ, અને છતાં સર્વ આકાંક્ષાઓની ચિરંતન અતૃપ્તિ તે જ ઈશ્વર છે. જો ઈશ્વર બધી રીતે પ્રાપ્ત થયો હોય તો તે ઈશ્વર રહે નહીં. એટલે જ ઈશ્વરનું સાચું નામ અનંત છે.

એવા ઈશ્વરનો ઇનકાર કરવો એ પોતાના જીવનનો ઇનકાર કરવા સમાન છે; એકેએક ઉચ્ચતાનો, ઉદાત્તતાનો, ઇનકાર કરવા સમાન છે. અને તમામ પ્રામાણિક ઇનકાર પાછળ જે સત્યની શોધ રહેલી છે, જે પ્રામાણિકપણું રહેલું છે, જે ઉત્કટતા અને એકાગ્રતા રહેલી છે, તેનો પણ ઇન્કાર કરવા સમાન છે.

એ ઈશ્વરને જેમ પોતાનું નામ નથી, આપણે એને નામ આપ્યું છે, તેમ રૂપ પણ નથી, આપણે એને જે રૂપ આપીએ તે ધારણ કરવાનું સામર્થ્ય એનામાં છે. દેહમાત્રમાં જેમ ફેરબદલ થયા જ કરે છે તેમ એ ઈશ્વરના રૂપમાં અખંડ ફેરફાર થવો જ જોઈએ. જેમ બાળક સૂર્યકિરણ મૂઠીમાં પકડવાનો પ્રયત્ન કરે છે છતાં સૂર્યકિરણ મૂઠીની અંદર કેદ થતું નથી, તેમ માણસ ઈશ્વરને પોતાની સગવડ ખાતર પોતાના સ્વભાવને લીધે એકરૂપમાં બાંધવાનો પ્રયત્ન કરે છે ત્યારે ઈશ્વર એ રૂપમાં

બંધાઈ જવાની, રૂંધાઈ જવાની ના જ પાડે છે જ્યાં સુધી એને બાંધવાનો આપણે પ્રયત્ન ન કરીએ ત્યાં સુધી તે આપણો જ છે, અને ત્યાં સુધી જ આપણો છે

ત્યારે શુ માણસના આદર્શ એ જ ઈશ્વર?

આદર્શ એ ઈશ્વર એમ કહેવા જતા ઈશ્વર બહુ સહેલો અને સોંઘો થઈ જાય છે ઈશ્વર એથી મોટો છે ઈશ્વર એ જ માણસનો આદર્શ છે એ વાત સાચી છે અને આદર્શ વિષેની કલ્પના શુદ્ધ અને વ્યાપક કરીએ તો આદર્શ એ જ ઈશ્વર છે એ પણ ખરુ છે પણ પરમ આદર્શ મનુષ્ય કૃત ન હોય, એ સ્વયમ્ભૂ હોય. એ માણસનો આદર્શ ખરો, પણ એને લીધે માણસ એ માણસ છે નહીં કે માણસને લીધે આદર્શ જન્મ્યો છે આદર્શને લીધે મનુષ્યજીવન સત્ત્વપૂર્ણ થાય છે પણ આદર્શનુ સંપૂર્ણ આકલન માણસને ન જ થઈ શકે જેનું સંપૂર્ણ આકલન થયુ તે આદર્શ મટયો કેમ કે એ સાન્ત થયો આદર્શ તો અનન્ત જ હોય

૨-૮-'૬૧

## ૨૦

## प्रभु जागत है तू सोवत है

આત્માને લિંગ નથી, જાતિ નથી જોઈએ તો આપણે એને નરજાતિ કહી શકીએ અને મરજીમા આવે તો નારીજાતિ પણ કહી શકીએ બને જાતિમાં એ તો સરખો જ છે સંસ્કૃતમા કે આપણી ભાષામા આત્મા નરજાતિ મનાય છે જ્યારે ગ્રીક ભાષામા તેમ જ અરબી ફારસીમા અને ઉર્દૂમા પણ એ નારીજાતિ મનાયો છે

વૈષ્ણવોના ભક્તિ સંપ્રદાયમા પરમાત્મા એટલે શ્રીકૃષ્ણ અને જીવાત્મા એટલે ગોપી એમ કલ્પીને ભક્તિનું સ્વરૂપ અને એની ઉત્કટતા સ્પષ્ટ કરવામા આવે છે એમ જોવામાં આવ્યુ છે કે, અત્યંત પ્રેમ, એકાગ્ર નિષ્ઠા અને સંપૂર્ણ આત્મસમર્પણ, આ ગુણો સ્ત્રીજાતિમા વિશેષ રૂપે વ્યક્ત થતા હોવાથી, જીવાત્માનુ પરમાત્મા તરફનુ ખેંચાણ ગોપીની કૃષ્ણભક્તિના રૂપક દ્વારા જ બરાબર વ્યક્ત થઈ શકે છે

હવે જેમ પુરુષ સ્ત્રીની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરતો રહે છે, તે જ પ્રમાણે પરમાત્મા પણ જીવાત્માને પોતાની પાસે ખેંચી લઈ, એનો ઉદ્ધાર કરવા માટે પોતા તરફથી અખંડ પ્રયાસ ચલાવ્યે જ રાખે છે જો કાઈ પણ અંતરાય હોય તો તે જીવાત્માની ઉત્કટતાનો અભાવ, ગફલત અથવા બેખબરીનો જ હોય છે, અને પ્રેમી પરમાત્મા જીવાત્માની સ્વતંત્રતા સાચવવા એટલો બધો ઇંતેજાર હોય છે કે, પોતાની અલૌકિક આતુરતા પણ કોરે મૂકી જીવાત્માના હૈયામા મુમુક્ષા જાગ્રત થાય ત્યાં સુધી ધીરજપૂર્વક રાહ જોતા રહેવાનું જ એ પસદ કરે છે

પોતાની તાલાવેલીની એની પાસે એટલી કિંમત નથી હોતી, જેટલી જીવાત્માની આઝાદીની એને હોય છે

ઘણી વાર એવી શંકા ઊઠે છે કે, ઈશ્વરપ્રાપ્તિ માટેની જીવાત્માની તાલાવેલી વધારે હોય છે કે જીવાત્માને પોતાની પાસે ખેંચી લેવાની ભગવાનની સાધના વધારે હોય છે?

અહીં કોઈ મનમાં એવી શંકા ન આણે કે પૂર્ણપુરુષ, નિસ્પૃહ અને નિત્યતૃપ્ત પરમાત્મા પોતે જ સાધના કરનાર સાધક શી રીતે બની શકે પરમ કારુણિક અને સર્વસહ પરમાત્મા સાધક જ છે અને એની સાધના અનંત રીતે અખંડ ચાલતી જ હોય છે એ જો સાધક ન હોત તો માણસને સાધના કયાંથી સૂઝત, અને એ ચલાવવાની શક્તિ પણ કયાંથી મળત? વિચાર કરતાં ખાતરી થઈ જાય છે કે, જેમ બાળકની માતૃભક્તિ કરતાં માતાનો અપત્યપ્રેમ વધારે ઊંડો હોય છે, અથવા શિષ્યની ગુરુભક્તિ કરતા ગુરુનું શિષ્યવાત્સલ્ય વધારે ઉત્કટ અને વધારે સમજણું હોય છે, તે જ પ્રમાણે માણસની દર્શનલાલસા કરતા ઈશ્વરની ભક્તનિષ્ઠા વધારે હોવી જ જોઈએ અસંખ્ય વાર, અનેક જન્મ માણસે ઈશ્વરવિમુખ કર્મો કરવામાં ગાળ્યા હોય, તોયે ઈશ્વરની ધીરજ કોઈ કાળે ખૂટી જ નથી

જ્યારે જીવાત્મા ઘોર નિદ્રામાં પડેલો હોય છે, ત્યારે ઈશ્વરના સાન્નિધ્યનું ભાન એને કયાંથી જ હોય? પણ જ્યારે એ ઘોર નિદ્રા ઓસરી જાય છે અને પ્રભાતની મીઠી ગુલાબી અને પાતળી ઊંઘ હોય છે, ત્યારે એને ઈશ્વરના અસ્તિત્વની અને એની પ્રેમળ સાધનાની અસ્પષ્ટ ઝાંખી અવારનવાર થવા લાગે છે કવિવર રવિબાબુએ નીચેના ભજનમા એ સ્થિતિ વર્ણવી છે

ગોપી પોતાને જ ઉદ્દેશીને કહે છે

"જ્યારે એ તારી પાસે આવીને બેઠો, ત્યારે તું જાગી નહીં હે હતભાગિની, તને કેવી ઊંઘ આવી હતી? શાંત અને સ્તબ્ધ રાત્રિની વેળાએ તે આવ્યો, એના હાથમા વીણા હતી, એનું સંગીત સાભળીને હુ જાગી નહીં, પણ મારુ સ્વપ્ન માત્ર એના ગંભીર રાગથી તરબોળ થઈ ગયું અને મારુ સ્વપ્ન અસાધારણ સુખમય બન્યુ

"જાગીને જોઉ છુ તો પોતાની સુગંધથી પાગલ બનાવનાર દક્ષિણનો મલયાનિલ અંધારાના પોલાણને ભરી કાઢી સૂસવે છે

"શું મારુ દુર્દૈવ કે મારી બધી રાત્રિઓ આમ જ એળે જાય છે! તે પાસે હોવા છતા પાસે નથી હોતો! એનું સંગીત સંભળાય છે, એની સુગંધ માથુ ભરી દે છે, અને છતા એની માળાનો સ્પર્શ માત્ર મારા હૃદયને મળતો નથી શું કરુ? કેવી કાળનિદ્રા મને ઘેરી મૂકે છે!"

જે લોકોને ઈશ્વરના અસ્તિત્વનું ભાન જ નથી અને જેઓ કેવળ એક નિરપવાદ રિવાજ તરીકે જ ઈશ્વર ઉપર વિશ્વાસ રાખે છે અને ઈશ્વર વિષે

બોલે છે, તેઓ આ ખાનનું રહસ્ય નહીં અપનાવી શકે માણસ જ્યારે બધી રીતે હારી જાય છે, ત્યારે જ વખતે એને એકાદ ક્ષણને માટે ઈશ્વરનું નામ સ્મરણ થઈ જાય નહીં તો રોજ ઈશ્વરની નિયમિતપણે પૂજા કરતા છતાં અને સવારસાંજ ઈશ્વરનું નામ જગાવતા અને ગાજવતા છતાં એવા લોકોના જીવનમાં ઈશ્વર પ્રવેશ જો નથી હોતો આવી ઘોર નિદ્રામાં ઈશ્વરના સાન્નિધ્યની અસંખ્ય નિશાનીઓ મળતી હોય તોયે એ એને શા કામની? આગળ જતાં જ્યારે માણસ અંતર્મુખ થાય છે અને એના જીવનમાં ઈશ્વરના સહેજસાજ પ્રવેશ થાય છે, ત્યારે જ નાવો જાગે શરૂ થાય છે ઈશ્વરના મૂર્તિમાં જે માણસના જીવનમાં જરા નરખા પાસ પહાડી ગયા, તો તે ત્યાં પોતાનું ઘર કરી વાર રહે જ નહીં સાવનાને અભાવે ભલેને માણસ ભમે તેની નજરમાં રહે, ઈશ્વરના સાન્નિધ્યની નિશાનીઓ એની નજર પડવાની જ, ઈશ્વરી કૃપાનો અનુભવ એને વખતોવખત થવાનો જ પછી તો આપણે જેટલા બધા નાધનાદુર્ગ કેમ છીએ એવી ચીડ ચઢીને માણસ પોતાની નિર્ભર્ત્સના કરવા લાગે છે અને પછી એ આત્મનિંદા જ એક જાતની સાધના બની, માણસ પાસેથી પ્રગતિ કરાવે છે

જડજીવનને જો રાત્રિની ઉપમા આપાય તો ઉપર વર્ણવેલી પાતળી સાકર ઊંઘના વખતને બ્રાહ્મમુહૂર્ત જ કહેવું જોઈએ

હવે તો ઊંઘનું જોર ઓછું થયું છે, હવે થોડા જ વખતમાં જાગશે અને જાગૃતિનું સુખ મળશે એ વિષે મનમાં શંકા આણવાનું કારણ નથી

૨૦–૧૦–'૪૦

# ૨૧

# જીવનનું શાસ્ત્ર

કોણ જાણે શાથી આજનો જમાનો ધર્મથી ગભરાયલો ફરે છે ધર્મને નામે ટંટો લડતા છે ધર્મને નામે એક વર્ગ બીજા વર્ગ પર જોહુકમી ચલાવી છે ધર્મને નામે જ્ઞાનનો દીપ હોલવી નાખી અજ્ઞાન અને વહેમોનો અંધકાર આજાણ્યે તેમ જ જાણ્યે ખૂબ ફેલાવવામાં આવ્યો છે ધર્મને નામે કોઈ કોઈ વાર જીવન નાર શૂન્ય અને ખારું બનાવવામાં આવ્યું છે ધર્મને નામે માણસની પ્રગતિ સફળતાપૂર્વક અટકાવવામાં આવી છે શાસ્ત્રધર્મે અને રૂઢિધર્મે કાવતરું કરી હૃદયધર્મ પ્રેમધર્મ માણસાઈનો ધર્મ અને વિશ્વમાનવનો ધર્મ એ બધા જ ઉચ્ચ ધર્મોનો ઘણી વાર ઉચ્છેદ કર્યો છે એ સાચું છે પણ આ બધો ઉત્પાત કરનાર 'ધર્મ' એ ખરેખર ધર્મ નથી પણ માણસની સંકુચિતતા માણસનું ઝનૂન અને માણસનું અજ્ઞાન ધર્મને નામે અધર્મ ફેલાવે છે ધર્મ એટલી જલદ અને તેજસ્વી વસ્તુ છે કે એની

શક્તિ જોઈ એની ઓથે પોતાનું કામ કઢાવવા દરેક ક્ષુદ્ર વૃત્તિ મથે એમાં આશ્ચર્ય નથી માનવદ્રોહી વૃત્તિઓ ધર્મનો આશ્રય લે છે એટલા ખાતર એ આશ્રય તોડાવી પેલી બધી અશુભ વૃત્તિઓ નષ્ટ થવાની છે અથવા ભૂખે મરવાની છે એમ માનવાનું કશું કારણ નથી માત્ર આપણે ધર્મ જેવી કલ્યાણમય વસ્તુને ખોઈ બેસવાના ઈશ્વર, આત્મા, પરલોક, પુનર્જન્મ વગેરે પદાર્થો વિષે આજે આપણે એકમત થઈ શકતા નથી એ કારણે એ બધાનો સમાવેશ કરનાર ધર્મ એ વસ્તુ જ ત્યાજ્ય છે એમ ઘણા લોકોને થઈ જાય છે

ધર્મની બાબતમા ઉપર જે અનર્થ પરપરા અથવા સદિગ્ધતા બતાવવામા આવી છે એ બધા દોષો વિજ્ઞાનશાસ્ત્રને પણ બરાબર લાગુ પડે છે પણ તેટલા ખાતર કોઈએ વિજ્ઞાનનો ત્યાગ કર્યો નથી જેમ જેમ દોષો જણાય તેમ તેમ વિજ્ઞાનને સુધારી લેવા તરફ જ ડાહ્યા લોકોની પ્રવૃત્તિ રહેલી છે વિજ્ઞાનનો બચાવ કરનારા કહે છે, વિજ્ઞાન કોઈ ગ્રહને વળગી રહેતું નથી એ તો અનુભવે સિદ્ધ થયેલી વસ્તુને જ ગ્રહણ કરનાર સત્યનિષ્ઠ, સત્યપરાયણ શાસ્ત્ર છે

ખરા ધર્મનું પણ એમ જ છે આજ સુધી થઈ ગયેલા વિજ્ઞાનશાસ્ત્રીઓના ગ્રથ ઉપર વિજ્ઞાનનો જેટલો આધાર, એથી સાચા ધર્મનો ધર્મશાસ્ત્ર પર જરાયે વધારે આધાર નથી એ પણ અનુભવે સિદ્ધ થયેલી વસ્તુને વળગનાર સત્યપરાયણ, સત્યનિષ્ઠ શાસ્ત્ર જ છે ભેદ જ જેવો હોય તો ધર્મશાસ્ત્રની સત્યનિષ્ઠા ભૌતિક શાસ્ત્રો કરતા કઈક ચડે છે એમ કહી શકાય

જૂના વખતમા રાજાને નામે ઘણાં યુદ્ધો થયા છે રાજાની વિલાસવાસના તૃપ્ત કરવા માટે મોટા ભોગ સૈન્યો કોઈની રાજ્યકન્યા લૂટવા નીકળ્યા છે અને ખુવાર થયાં છે રાજાઓ અને રાજ્યવશો સર્વકાળે પ્રજાને આશીર્વાદરૂપ જ નીવડ્યા એમ કોઈ કહી ન શકે પણ એટલા માટે રાજ્યતત્ર જ ન હોવું જોઈએ, સમાજ વ્યવસ્થાનો જ નાશ કરવો જોઈએ એમ કોઈ કહેતું નથી, પણ શાસન સસ્થાની ઉત્તરોત્તર સુધારણા થતી જાય છે અને એને ઉચ્ચ ભૂમિકા પર પહોચાડવામા આવે છે, તેવું જ ધર્મનું પણ થવું જોઈએ

આત્મા, ઈશ્વર, પરલોક અને પુનર્જન્મ એ બધા પદાર્થો ધર્મની મૂડી છે તે વાત ભલે સાચી હોય, પણ એને જ આધળા થઈને વળગી રહેવાનું ધર્મ કહેતો નથી ધર્મ એટલે જીવનવ્યવસ્થા પ્રજાનું ધારણ જેથી થઈ શકે, પ્રજા પરસ્પર સહકાર કરી પોતાનો ઉત્કર્ષ સાધી શકે તે ધર્મ, એમ જ હમેશા ડાહ્યા લોકો કહેતા આવ્યા છે જે કોઈ વ્યવસ્થાથી, વિચારપદ્ધતિથી અને આચારવ્યવહારથી પ્રજાનું બધી રીતે ઉત્તમ કલ્યાણ થઈ શકતુ હોય તેને ધર્મ કહેવામા આવે છે ધર્મ એટલે જીવનમીમાસા, જીવનવ્યવસ્થા, જીવનદૃષ્ટિ જેમ વૃક્ષમાં જીવનરસ રહે છે અને વૃક્ષને ટકાવે છે, ફૂનાશ કરે છે, તેમ મનુષ્યસમાજને ટકાવનાર અને ઉન્નતિને પથે લઈ જનાર જે કોઈ તત્ત્વ હોય, જે કોઈ સંજીવનીરૂપ જીવનરસ હોય તે

ધર્મ આ હેતુ અથવા પ્રયોજનથી વિરુદ્ધ એવુ જે કઈ સિદ્ધ થાય તે ધર્મ નથી. ધર્મને નામે એ ચાલતુ હોય તોયે એને ધર્મમાથી હાકી કાઢવું જોઈએ 'प्रभवार्थाय भूताना धर्मप्रवचन कृतम् ।' તમામ પ્રાણીઓના વિકાસને અર્થે, ઉદયને અર્થે, પ્રગતિને અર્થે ધર્મની હસ્તી છે 'धारणाद् धर्मम् इत्याहुर् धर्मो धार्यते प्रजा ।' એ જ ધર્મનું ખરુ સ્વરૂપ છે ધર્મ એટલે જ સંસ્કૃતિ ધર્મ એટલે જ વ્યાપક સમાજશાસ્ત્ર

માણસમાં બધી સર્વોચ્ચ વૃત્તિ જ્યાથી આવે છે ત્યાથી જ ધર્મ પણ આવેલો છે ધર્મ એ મનુષ્યમાત્રના સ્વભાવમા રહેલી વસ્તુ છે ધર્મનો વિરોધ કરી એને દેખીતુ જે કઈ સ્થાપવા માટે માણસ પ્રયત્ન કરે છે એમા પણ ધર્મના જ તત્ત્વો રહેલા હોય છે ધર્મથી માણસ શી રીતે છટકી શકે?

એટલુ ખરુ છે કે ધર્મને નામે બોલનારા બધા જ લોકો પાસે ધર્મનો આવો વિશાળ અને વિશુદ્ધ અર્થ નથી હોતો ધર્મને નામે આજે અસખ્ય બળો સમાજમા કામ કરે છે, તેમાથી ઘણાખરાનો નાશ કરવો એ શુદ્ધ ધાર્મિકોનું અને પ્રામાણિક ધર્મવિરોધીઓનું સમાન કાર્ય છે તેથી પ્રથમ એટલુ થવું જોઈએ કે ધાર્મિકોએ 'નાસ્તિક' શબ્દથી ભડકી જવાનુ છોડી દેવું જોઈએ, અને ધર્મવિરોધકોએ પણ જેટલા ધર્મના હિમાયતીઓ છે તે બધા જ વહેમી છે, સ્વાતત્ર્ય અને પ્રગતિના વિરોધી છે પ્રજાકલ્યાણના શત્રુ છે એ જાતનો વહેમ છોડી દવો જોઈએ

આજની સમાજવ્યવસ્થામા જેટલા ધર્તિનો ચાલે છે અને આજના સમાજ શાસ્ત્રમા જેટલો ગોટાળો છે તેટલો જ ધર્મની બાબતમા પણ દેખાઈ આવે છે તેથી આપણુ બધાનું મુખ્ય કાર્ય એ બને વસ્તુને શુદ્ધ કરી એનો વધારમા વધારે ઉપયોગ કરવાનું છે અને કોઈ પણ વસ્તુ શુદ્ધ કરવાની હોય તો એનો ઉપયોગ કરી જોવો એ જ એનો ખરો પ્રારભ છે

સમાજ એટલે શુ, સમાજની વ્યવસ્થા કઈ જાતની હોવી જોઈએ, એ વ્યવસ્થા કયા તત્ત્વોને આધારે થાય, કયા તત્ત્વોના હાથમા એ રહે, એ બધુ દરેક જમાનાએ સ્વતત્ર રીતે વિચારવુ ઘટે છે પણ એ બધુ નક્કી કરતા પહેલા જીવન શુ છે, એનો ઉદ્દેશ શો માણસજાતને કયા જવુ છે, શું મેળવવું છે એ નક્કી થવું જોઈએ કેટલાક કહે છે, એ બધું નક્કી કર્યા વગર પણ આપણે જીવી શકીએ છીએ જીવવુ અને ગાવુ એટલો જ આપણો જીવનલેખ છે પશુઓ એ જ રીતે આજ સુધી ચાલતા આવ્યા છે પણ પશુઓનો માર્ગ અને માણસનો માર્ગ એક જ નથી પશુઓ પોતાની મજે બગડતા નથી ને સુધરતાયે નથી માણસમા બને શક્તિ છે અને જો વિચારને અતે, શોધને અતે એમ નક્કી થઈ જાય કે જીવવું ને ગાવુ એ જ માણસજાતનો પણ આદર્શ છે, તો તો એ જ આપણો પુરુષાર્થ એને આધારે જે જીવનક્રમ નક્કી થાય તે જ આપણો ધર્મ વ્યક્તિ, કુટુબ અને સમાજ એ બધાનો વિચાર કરી જે કઈ પુરુષાર્થ આપણે નક્કી કર્યો હોય તે સિદ્ધ

કરવા માટેનો ઉપાય તે જ ધર્મ જે દુનિયામાં આપણે આવ્યા છીએ તે દુનિયાને નમ્રપણે ઓળખી લઈ તેમાં આપણું સ્થાન શું અંતિમ પ્રાપ્તવ્ય શું ના નક્કી કરી આપે અને ત્યાં સુધી પહોંચવાનો માર્ગ બતાવે તે ધર્મ

ધર્મની આ કલ્પના પ્રમાણે અનેક ધર્મોનો વિચાર કરવાનો રહેશે મા. માર્ક્સે પણ એક ધર્મ બતાવ્યો છે લેનિને એ જ ધર્મનું રૂપાંતર કરી આપ્યું છે ગાંધીજી એથી સાવ જુદો જ ધર્મ બતાવે છે બેના આદર્શમાં ઘણું સામ્ય છે, પણ સાધનમાં ભારે તફાવત છે જર્મન ફિલસૂફ નિત્શએ પણ એક ધર્મ જ વિસ્તારી બતાવ્યો એ બધા ધર્મો તપાસી મનુષ્યજાતિને માટે ક્યો ધર્મ બધી રીતે પોષક છે, ક્યો ધર્મ મનુષ્યજીવનમાં ઊતરી શકે અને બધાનું કલ્યાણ સાધી શકે એ માણસે પ્રથમ જોવું જોઈએ અમારે ધર્મ જ જોઈતો નથી, એમ કહીને પણ ધર્મમાંથી છટકી શકાતું નથી એ પણ એક જાતનો ધર્મ જ થઈ જાય છે અને અધીરી અકળામણથી એ ભૂમિકા ગ્રહણ કરી હોવાથી એ ધર્મ અધૂરો, કાચો, અગવડ ભરેલો અને મૂળ ઉદ્દેશને હણનારો થઈ પડે એ બીક રહે છે ધર્મ એ જીવનનું સંપૂર્ણ શાસ્ત્ર હોવાથી એનો ઊંડો વિચાર થવા જોઈએ

૩૦–૬–'૩૩

## ૨૨
## ધર્માચાર્ય કે સાહિત્યાચાર્ય*

આજનો મારો વિષય પસંદ કરતાં મન સાથે મારે કેટલીક ગડમથલ કરવી પડી પ્રથમ મારો વિચાર હતો કે ભારતની અનેક ભાષાઓ, બોલીઓ, અને તેમનો પરસ્પર સંબંધ એ જ વિષય આજે લવો રાષ્ટ્રભાષા હિંદીના પ્રચારાર્થે હિંદુસ્તાનના ભિન્ન ભિન્ન પ્રાંતોમાં ફરતાં ભાષાના સવાલનું જે દર્શન થયું, અને એની પાછળ રહેલા પ્રાંતાભિમાન, ભાષાભિમાન, લોકશિક્ષણ અને રાજવહીવટ પરત્વે ઉત્પન્ન થતા અનેક પ્રશ્નોના જે ઉકેલો સૂઝ્યા તેનું ટૂંકામાં વિવેચન કરવાનો મારો વિચાર હતો આપણા સાહિત્યકારોએ, પ્રચારકોએ અને લોકસેવકોએ આ સવાલનો ઊંડો અભ્યાસ કરી રાજકર્તાઓને યોગ્ય દિશા સૂચવવી જોઈએ, કેમ કે નજીકના ભવિષ્યમાં આ વિષય સૌથી વધારે અગત્યનો થવાનો છે

પણ મને થયું કે આ વિષય સાહિત્યનો છે તે કરતાં રાષ્ટ્રકારણનો અને રાષ્ટ્રસંગઠનનો વધારે છે, એટલે સાહિત્ય સાથે સીધો સંબંધ ધરાવતો બીજો કોઈ વિષય લેવો જોઈએ તેમાંય હમણાં કેટલાક વિચારો મનમાં ભીડ કરતા હતા તેમને એક વાર સદ્ગતિ આપવી જ જોઈએ એવી લાગણી થવાથી આજનો આ વિષય મેં લીધો છે

*તા ૧૭–૩–'૩૮ના રોજ વડોદરામાં આપેલું વ્યાખ્યાન

કેવા કેવા વર્ગો અથવા લોકો જનસમુદાય ઉપર અસર પાડે છે, પ્રભુત્વ ભોગવે છે, એનો વિચાર કરતાં પ્રથમ નજર આગળ આવ્યા ધર્માચાર્યો; અને એમની પાછળ પાછળ પ્રથમ કંઈક સંકોચથી, ત્યાર પછી થોડા આત્મવિશ્વાસથી, અને પાછળથી ધૃષ્ટતાથી આવતા દેખાયા સાહિત્યાચાર્યો. એટલે સામાજિક જીવનમાં તેમ જ રાષ્ટ્રજીવનમાં એ બંને કોટિના લોકોનું સ્થાન કેવું છે એ જરા તપાસી લેવાનું મન થયું. ધર્મધુરંધર અને સાહિત્યધુરંધર બંનેને આપણે આજકાલ આચાર્ય કહીએ છીએ, પણ બંને સાથે આચાર્ય શબ્દ એક જ અર્થમાં નથી વપરાતો. ધર્માચાર્યો પોતાના જ્ઞાન અને પ્રતિષ્ઠાથી તેમ જ તેઓ વિશિષ્ટ જીવન ગાળતા હોવાથી તે દ્વારા સમાજ ઉપર અધિકાર ભોગવે છે; જ્યારે સાહિત્યાચાર્યો પોતાની વિદ્વત્તાથી અને પ્રતિભાથી મુખ્યત્વે શબ્દસૃષ્ટિ ઉપર અધિકાર ભોગવે છે. બંને અધિકારી તો ખરા જ, પણ દરેકનું ક્ષેત્ર જુદું. દરેક ધર્માચાર્ય બનતા સુધી શાસ્ત્રની મર્યાદાને અને પ્રાચીન પરંપરાને જાળવવાનો આગ્રહી હોય છે, જ્યારે સાહિત્યાચાર્ય શબ્દતત્ત્વ ઓળખતો હોવાથી અભિરુચિની અને ઔચિત્યની સૂક્ષ્મતા જાળવવાનો આગ્રહી જણાય છે. રસસૃષ્ટિનો એ બ્રહ્મા પૂર્વપરંપરાને ઓળખતો છતો સ્વાતંત્ર્યનો જ ઉપાસક હોય છે.

આચાર્ય શબ્દની જૂની વ્યાખ્યા જોતાં એ શબ્દ એક વખતે ઉમદા ને વ્યાપક અર્થમાં વપરાતો હતો.

आचिनोति हि शास्त्रार्थं, आचारे स्थापयत्युत ।
स्वयमाचरते यस्तु, तमाचार्यं प्रचक्षते ।।

તમામ શાસ્ત્રોનો અભ્યાસ કરી, એમાંથી શાસ્ત્રકારોનો હેતુ તારવી, એ શાસ્ત્રની દૃષ્ટિ જે લોકાચારમાં સ્થાપી આપે છે અને એ પ્રમાણે ચાલવાથી શાસ્ત્રશુદ્ધ જીવન કૃતાર્થ કેમ થાય છે એ બતાવવા પોતે તે પ્રમાણે જીવી એનો દાખલો બેસારે છે તે આચાર્ય. કેટલો ભવ્ય છે એ આદર્શ! ઈતિહાસ દ્વારા દેશ પરદેશના ભૂતકાળની પરંપરાઓનો ક્રમ જે જાણે છે, વર્તમાનકાળની લોકસ્થિતિની વિવિધતાથી જે વાકેફ હોય છે, ભવિષ્યકાળમાં સમાજ કેવું વલણ લેવાનો છે એની પણ જેને ચોક્કસ ઝાંખી હોય છે એવો ત્રિકાળદર્શી પુરુષ મનુષ્યજીવન ઉપર અસર પાડવાનો જ. આમ રાષ્ટ્રજીવન ઉપર જે અસર કરે છે તે આચાર્ય; પોતાના જીવન-ચિંતન દ્વારા અને પોતાના અધ્યયન-વિવેચન દ્વારા લોકજીવન ઉપર જે બેવડી અસર પાડે છે તે આચાર્ય કહેવાય છે.

સમસ્ત પ્રજાના ધારણ, ભરણ, પોષણ, રક્ષણ ને વિકાસને માટે જે જવાબ-દાર છે એવા ધર્મતત્ત્વની સત્તા વાપરીને પ્રજાજીવનનું જે નિયંત્રણ કરે છે તે ધર્માચાર્ય. એવા ધર્માચાર્યોએ મોટા મોટા સમ્રાટો કરતાંય વધારે સત્તા ભોગવી છે. તેનું કારણ એ કે તેઓ ઊંડા સમાજશાસ્ત્રજ્ઞો હતા. તેઓ લોકમાનસ જાણે અને લોકહિત શામાં છે એ પણ જાણે. પરિણામે તેઓ લોકહૃદયના સ્વયંસમ્રાટ બની ગયા હતા.

પ્રાચીન કાળમા એવા લોકોએ મનુષ્યજાતિના ઘડતરમા મોટામાં મોટો ફાળો આપ્યો પણ એવા સ્વયભૂ ધર્મ પુરુષોની પરપરા અને ગાદી સ્થાપવાનો પ્રયત્ન મિથ્યા હોય છે દરેક સારી વસ્તુનું જેમ અસફળ અનુકરણ થાય છે, તેમ ધર્માચાર્યનું પણ અનુકરણ થવા લાગ્યું અમુક માણસ મૂળ ધર્માચાર્યનો દીકરો છે, કુટુબી છે કે શિષ્ય છે એટલા માટે જ એ એની ગાદીએ આવે તો તે બાહ્યાચારનું અનુકરણ કરી શકે અને સમાજનું બાહ્ય નિયમન પણ કરી શકે, પણ એમાથી જીવનનો કે ચૈતન્યનો વિકાસ ન જ થઈ શકે જો બાહ્ય નિયમનથી સમાજનો ઉદ્ધાર થઈ શકત તો રાજસત્તાએ તે કયારનોય કર્યો હોત રાજસત્તા પોતાની મર્યાદા જાણે છે, અને અમુક હદ સુધી લોકસેવા કરીને અટકી જાય છે પરપરાને આધારે બનેલા ધર્માચાર્યો એથી વધારેની આશા રાખી દભ સેવે છે અને નિષ્ફળતાને નોતરી લે છે

આ ધર્માચાર્યો જેવા જ સમર્થ પણ વધારે દીર્ઘદર્શી અને નમ્ર એવા લોકો, તે સતો સતોએ સમાજનિયત્રણનો આગ્રહ છોડી દીધો તેમણે પોતાને જ નિયત્રિત કરવામા પોતાની બધી શક્તિ વાપરી, અને વાણી દ્વારા અને પોતાના આચરણ દ્વારા જેટલો વિચારપ્રચાર અને ધર્મપ્રચાર થઈ શકયો તેટલો કરીને સતોષ માન્યો ધર્માચાર્યો સ્વભાવે જ કર્મકાડી હોય છે, કેમ કે એમને બાહ્ય નિયત્રણ સાથે વધારે સબધ હોય છે સતો કર્મકાડને ગૌણ કરી કર્મયોગ, સદાચાર અને ભક્તિમાર્ગને જ આગળ કરે છે તેથી તેઓ વધારે ફાવી જાય છે

ધર્માચાર્યોએ અને સતોએ લોકો પર અસર કરવા માટે પોતાના જીવનની મદદમા સાહિત્યની સેવા લીધી ધર્માચાર્યોએ શાસ્ત્રો, ભાષ્યો અને ટીકાઓ લખ્યા અને સતોએ સ્તોત્રો ને કવનો રચ્યા સાહિત્યની જીવન પર થતી આ અસર જોઈ કેટલાક સાહિત્યકુશળ લોકો સંતોનુ અનુકરણ કરવા લાગ્યા પોતાની ભાષાશક્તિ વાપરી સંતવાણીનું તેઓએ આબાદ અનુકરણ શરૂ કર્યું એટલે ભોળા સમાજે માન્યુ કે તેઓ પણ સતો જ છે વાણીનુ અનુકરણ થઈ શકે છે, પણ રહેણીનું, ઉદાત્ત જીવનનું અનુકરણ શી રીતે થઈ શકે? એટલે એવા સાહિત્યાચાર્યોએ પોતાનું સંતપદ ટકાવવા માટે દભ શરૂ કર્યો અને કહેવા લાગ્યા કે 'અમે તો સાક્ષાત્કારી પુરુષ છીએ, અમે બધનથી પર છીએ અમારા ઉપદેશ પ્રમાણે તમે ચાલો અમારુ આચરણ તમારા અનુસરણ માટ નથી न देवचरितं चरेत અમે ગમે તેમ વર્તીએ તોયે શુદ્ધ છીએ અમે કહીએ તેમ ચાલો અમે વર્તીએ તેમ નહીં વર્તતા ' લોકો પણ માનવા લાગ્યા મુक्तास्ते न विचारणीयचरिता । પણ આવો દભ કેટલે સુધી ચાલે?

પ્રચારના સાધનો બે જીવન ને કવન, આચાર ને વિચાર, ચારિત્ર્ય ને સાહિત્ય. તેમાનું બીજુ સાધન કઈ ઓછુ અસરકારક ન હતું કવન, વિચાર અને સાહિત્યની મદદથી જ ધર્મનો બહોળો પ્રચાર થયા છે પ્રસિદ્ધ ધર્માચાર્યો અને સતો સાહિત્યશક્તિવાળા હતા તેમણે નહીં તો તેમના શિષ્યોએ તેજસ્વી સાહિત્ય

પેદા કર્યું છે જ અપૌરુષેય ગણાતા કુરાનની લોકોત્તરતા સિદ્ધ કરવા માટે એવી પણ એક દલીલ વપરાઈ છે કે તેની એક પણ આયતને તોલે આવે એવી એક તો કાવ્યકૃતિ બનાવી આપો! ઉપનિષદો, બાઇબલ, બુદ્ધના ધર્મસંવાદો, જૈન ધાર્મિક સાહિત્યના અંગો, મતવાલી એ બધું ઉત્તમ સાહિત્ય જ છે

સાહિત્યશક્તિને જોરે કરાતું સંતોનું છીછરું અનુકરણ જ્યારે વધી પડ્યું ત્યારે લોકો એનાથી અકળાયા સાહિત્યશક્તિ અને સંતપણું નોખા નોખાં છે, એમ લોકો જોવા લાગ્યા છતાં સાહિત્યનું આકર્ષણ વધવાથી સામાન્ય લોકો ભાષા આગળ જીવનને ગૌણ ગણવા લાગ્યા એટલે કેટલાક સાહિત્યાચાર્યો હિંમતપૂર્વક આગળ આવી કહેવા લાગ્યા કે 'અમે તો કેવળ સાહિત્યના ઉપાસક છીએ ઉચ્ચ જીવનનો દાવો અમે કરતા જ નથી અમે કેવળ વિચાર ને કલ્પનાના પ્રચારક છીએ એથી વધારેની જવાબદારી અમારે માથે અમે લીધી જ નથી અમે તદ્દન સામાન્ય કોટિના માણસ છીએ સ્વાન્તઃસુખાય લખીએ છીએ તમને એમા મજા પડી હોય તો ભલે એ આનંદ લેજો '

એટલે દરજ્જે આવા વચનથી આવા સાહિત્યકારોએ દંભ દૂર કર્યો અને જીવનમાં સ્વચ્છતા આણી તટલે દરજ્જે તેમણે સમાજની સેવા જ કરી

પણ કોઈ પણ નિર્લજ્જ નફટ માણસ પણ દંભ દૂર કર્યાનો દાવો કરી શકે છે વાસ્તવવાદને નામે છીછરા જીવનના પ્રચારક થવું સહેલું છે એમા ભારે પુરુષાર્થની જરૂર નથી સાહિત્યની સજાવટથી ભોગપ્રધાન જીવનને સહજે રૂપાળું બનાવી શકાય એટલે એવું સાહિત્ય લોકપ્રિય થતા વાર લાગવાની નથી

ધર્માચાર્યની સંસ્થા તો ધીરે ધીરે અપ્રતિષ્ઠિત થઈ ગઈ સંતોનું જીવન એકાંતી, અભાવાત્મક અને અકલક્ષી જણાવા લાગ્યું એટલે સાહિત્યાચાર્ય વધારે આગળ આવ્યા સાહિત્ય ઉપરથી સાહિત્યસર્જકની યોગ્યતા માપવાની વૃત્તિ લોકોમા રહેલી છે જ, એટલે સાહિત્યાચાર્યોને બહુ ફાવતુ આવ્યુ

સાહિત્યનો પ્રભાવ જેમ વધ્યો તેમ કળાનુ તત્ત્વ વિશેષ ખીલ્યુ અને સાહિત્ય દ્વારા કેવું પૌષ્ટિક હિતકર કે ને રોચક ભોજન પીરસાય છે એનો વિચાર કરવા કરતા કેવા રૂપાળા વાસણમા આ પીરસાય એ તરફ વધાર ધ્યાન આપવા માંડયુ કળા રહેલી છે એમાના significant formમા, ચમત્કૃતિજનક શબ્દરચના કે આકારમાં કળા રહેલી છે, એમા જ એની પ્રધાનતા છે એમ કળાકારો કહેવા લાગ્યા પરિણામે સાહિત્યાચાર્યો સમાજને કેવી પ્રેરણા આપે છે એ જાણે ગૌણ વસ્તુ બની ગઈ ખરુ જોતા કળાનો મર્મ એના ટાગણગોગણુમાં છે, selectionમા છે, ખરી કળા ચમત્કારી નિરીક્ષણ અને ચમત્કારી વિવરણમા છે Power of perception અને power of expression એમા જ કળાતત્ત્વ રહેલું છે બન્નેમા હસ જેવી વૈજ્ઞ્ય શક્તિ જ મુખ્ય છે

હવે આ વૈદગ્ધ્યશક્તિ, selectionની દૃષ્ટિ અથવા રુગ્ણવૃત્તિ કેવળ મુખ પરાયણ પણ હોઈ શકે છે, અને હિતપરાયણ પણ હોઈ શકે છે સાહિત્યાચાર્યોએ પોતાની એ શક્તિ પોતાના તેમ જ જગતના હિતને અર્થે વાપરવી જોઈએ પણ બધા જ સાહિત્યાચાર્યો તેમ નથી કરતા જેમ ધર્માચાર્યો જીવનદુર્બળ થઈ ગયા તેમ સાહિત્યાચાર્યો પણ જીવનશિથિલ થવા લાગ્યા એટલે લોકગુરુ થવાની પોતાની યોગ્યતા ખોઈ તેઓ નટ, વિટ અને ગાયક જેવા કેવળ લોકરંજક થઈ પડ્યા

ધર્માચાર્યોએ અને સાહિત્યાચાર્યોએ આમ મોટી મોટી આશા બતાવી, અસાધારણ અધિકાર ભોગવી જ્યારે અન્તે નિરાશા કરી ત્યારે લોકો ફરી તપાસવા લાગ્યા કે ધર્મ એટલે શુ, સાહિત્ય એટલે શુ?

તમામ જીવસૃષ્ટિનું—મનુષ્યજીવનનું તેમ જ મનુષ્યેતર જગતનું ભલુ કેમ થાય, બધાનો વિકાસ કેમ સધાય એનો વિચાર કરનાર, અને એ પ્રમાણે જીવનને દોરનાર તત્ત્વ તે ધર્મ यस्यात् धारणसंयुक्त स धर्म इति निश्चय એમ મહાભારત રે કહ્યુ એ જ વિચાર ટૂકાવીને ફરીથી એણે કહ્યુ, *यत् स्यात अहिंसासयुक्त स धर्म इति निश्चय* એકબીજાનો નાશ કરવા પ્રવૃત્ત થઈએ તો કશું રહે જ નહીં બાહ્ય જગતનો તો નાશ થશે જ પણ એની સાથે પોતાના હૃદયનો પણ નાશ થશે એટલા જ માટે અહિંસાને ધર્મનો પાયો ગણ્યો છે ધર્મનુ એ વિધાન જીવન માટે છે, જીવનના વિકાસ માટે છે

ધર્મમાં ઘણી વસ્તુઓ અતીન્દ્રિય, અલૌકિક હોય છે માટે ધર્મની પ્રેરણા તથાગતો પાસેથી જ, અવતારી પુરુષો પાસેથી જ મળી શકે છે એમ મનાતુ હતું હવે ધર્મમા અતીન્દ્રિય અને અલૌકિક ગૂઢ એવુ થોડુ કશુક તો રહેવાનુ જ છતા જીવનનો જેમ જેમ ઊંડો અભ્યાસ અને સાક્ષાત્કાર થતો જાય છે તેમ તેમ ધર્મનુ સ્વરૂપ પણ બુદ્ધિગ્રાહ્ય અને નિશ્ચિત થતુ જાય છે

આહારશાસ્ત્ર અને વિહારશાસ્ત્ર, શૌચાચારનુ શાસ્ત્ર અને લોકાચારનુ શાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને વ્યવહારશાસ્ત્ર, રાજશાસ્ત્ર અને વિનયશાસન (કેળવણી), જીવનસાધના ને કલોપાસના, વિજ્ઞાન ને અધ્યાત્મ એ બધુ મળીને ધર્મનુ કલેવર થાય છે એ જ જીવનશાસ્ત્ર છે એવા જીવનશાસ્ત્રમાં પારગત જીવનાચાર્યો હવે આપણને જોઈએ છે

કેટલાક સાહિત્યાચાર્યો કહે છે કે 'રાજકારણ સાથે અમારે કશો સબધ નથી, અમે તો સાહિત્યના વિરલ વાતાવરણમા વિચરીએ છીએ ' કેટલાક પામર ધર્માચાર્યો પણ એટલી જ બીકણ વૃત્તિથી કહે છે કે 'રાજકારણ સાથે અમારે શી લેવાદેવા? અમે તો પારલૌકિક કલ્યાણનો વિચાર કરનારા રહ્યા, આ નશ્વર અને માયારૂપ જીવનમાથી મુક્ત કેમ થવુ એનો જ રસ્તો બતાવનાર રહ્યા ' બને જોખમમાથી ભાગનાર લોકો છે જોખમથી જેઓ ભાગે છે તેમનામાં હૈવત કેટલું રહેવાનું?

તેમની પ્રવૃત્તિમા કેટલું જીવન વ્યક્ત થવાનું?

જીવનાચાર્ય સમસ્ત જીવનનો વિચાર કરે છે તે જીવનવીર હોય છે, અને જો એને સાચા ધર્મની પ્રાપ્તિ થઈ જાય તેમ જ જો એનામા સાચી સાહિત્યશક્તિ પ્રકટ થાય તો એ જીવનવીર, જીવનસમ્રાટ થઈ જવાનો જીવનાચાર્ય થવાથી જે સાહિત્યાચાર્ય થયા એવા એક લોકોત્તર પુરુષ આપણી વચ્ચે વિચરે છે તે છે રવીન્દ્રનાથ ટાકુર જીવનાચાર્ય થવાથી જેઓ ધર્મસંસ્થાપક થયા છે એવા પણ એક અલૌકિક પુરુષ આપણી વચ્ચે વિચરે છે અને તે છે મહાત્મા ગાધી બંનેની વિભૂતિઓ ભિન્ન છે છતા લોકોત્તર છે

જીવનશાસ્ત્ર હજી પૂર્ણપણે ઘડાયુ નથી તેથી હજીયે નવા નવા પ્રયોગોને અવકાશ છે જીવનશાસ્ત્ર કોઈ કાળે સપૂર્ણ થવાનુ નથી એટલે એમા પ્રયોગવીરતાને અનત કાળ સુધી અવકાશ રહેવાનો સાહિત્ય પરિષદો દ્વારા ભાષા ખીલવી શકાય, સાહિત્યનુ તત્ત્વ વિશુદ્ધ કરી શકાય, પણ જીવનશાસ્ત્રીઓ નિર્માણ ન જ થઈ શકે ધર્મ પરિષદો દ્વારા ધર્મસસ્કરણ થઈ શકે પણ જીવનાચાર્યો ન જ પેદા થાય અશોકે ધર્મપરિષદો ગોઠવી અકબરે પણ એ જાતનો પ્રયત્ન કર્યો આજે દેશ દેશાતરની પ્રજાઓ પણ સર્વધર્મપરિષદો બોલાવે છે પણ જ્યાર જીવનાચાર્યો એ કામ હાથમા લેશે ત્યારે આવી પરિષદોની પ્રવૃત્તિઓ વિના જ સર્વધર્મસમન્વય સિદ્ધ થશે, અને લોકોમા સર્વધર્મસમભાવ કેળવાશે, અને પછી સાહિત્ય પણ પોતે શુદ્ધ થઈ મનુષ્યહૃદયને સમૃદ્ધ કરશે

## ૨૩
## કાળનો મહિમા

"બધું કાળમાહાત્મ્યથી એની મેળે યથાકાળે થશે, તમે શા માટે ઉતાવળ કરો છો? અને રૂઢિને વળગી રહેનાર પ્રજાનો શા માટે બુદ્ધિભેદ કરો છો?" એમ કેટલાક લોકો સુધારકો આગળ દલીલ કર છે "કાળ જબરદસ્ત છે, દુનિયામા જે ફેરફાર જોઈએ છે, તે કાળ પોતાની મળે કરાવે છે એના પર બધું છોડી દો નાહક ઉતાવળે સુધારા કરવાના ફાંફા મારો મા અસ્પૃશ્યતા આજે જે રૂપમા છે તે રૂપમા તે ટકવાની નથી એ આમ પણ જાણીએ છીએ આજે જેવી છે તેવી સોબસો વર્ષ પહેલા હતી એમ પણ આમ કહી ન શકીએ, એ બધુ કાળબળે બદલાવાનું જ કાળને પોતાની ગતિએ ચાલવા દો નાહક સમાજને છેડીને આ ભાઈ ગયેલા સમાજના વધુ કટકા શા માટે કરો છો? અને નવા નવા ઝઘડા શા માટે વહોરી લો છો?" આ જાતની દલીલ આજકાલ કેટલાયે લોકો કરે છે આ દલીલમાં વજૂદ નથી, એ સહેજ વિચાર કરવાથી પણ સમજાશે

પણ આ દલીલ પાછળ સનાતન હિંદુ ધર્મની અમુક પિછાણ રહેલી છે સનાતન હિંદુ ધર્મે કાળમાહાત્મ્ય ઓળખ્યું છે જેમ કાળ બદલાય તેમ પોતાનું કલેવર બદલવું જોઈએ એ જીવનધર્મ છે એ પ્રમાણે નહીં ચાલીએ તો કાળના ભોગ થઈ પડીએ છીએ એ જાણવાથી જ સનાતન હિંદુ ધર્મ નિત્ય નૂતન અને ચિરંજીવી થયો છે સનાતન ધર્મ જાણે છે કે, 'ઉતાવળે આંબા પાકે નહીં' સનાતન ધર્મ એ પણ જાણે છે કે 'જે થોભી ગયા તે ગુજરી ગયા સમજવા' સાઇકલ ચાલતી હોય ત્યા સુધી જ ટકી રહી શકે છે ગતિ અટકી કે તે પડી ગઈ પ્રત્યક્ષ દેવોના રાજા ઇન્દ્રે કહ્યું જ છે કે જે બેસી રહે છે, એનું નસીબ બેસી રહે છે, જે ઊઠયો તેનું નસીબ પણ ઊભું થયું જ, જે સૂઈ રહ્યો, એનું નસીબ પણ સૂઈ રહ્યું જે ચાલવા માંડે એનું નસીબ પણ ચાલે છે માટે ચાલો, ચાલો, ચાલવા માંડો જે ચાલે તે જ પહોંચે આપણા ઋષિમુનિઓએ જીવનને યાત્રા કહી છે કેમ કે જીવનમા જવાપણું, ચાલવાપણું જ હોય છે સનાતન હિંદુ ધર્મ ગંગા નદીની પેઠે અખંડ વહેતો આવ્યો છે એટલા માટે જ એ તાજો, વેગવાન અને ચિરંતન રહ્યો છે સનાતન હિંદુ ધર્મ વેદને પ્રમાણ માને છે, આધારરૂપ માને છે, પણ વેદ પાસે જ અટકી નથી રહેતો વેદની જ નવી આવૃત્તિ જે સ્મૃતિ, અથવા ધર્મશાસ્ત્ર તેને પણ તે સ્વીકારે છે ત્યા પણ એ થોભે નહીં ઇતિહાસપુરાણોને પાચમા વદ તરીકે સ્વીકારી એમને પણ ધર્મની નવી પ્રેરણા આપવાનું કામ સોંપ્યું પુરાણો પછી તન્ત્રો આવ્યા, એમને પણ હિંદુ ધર્મમા સ્થાન છે જ આ બધા ફેરફારમાં ઘણા સારા ફેરફારો હતા, તો કેટલાક ભારે ખરાબ ફેરફારો થયા દરેક જમાનાની મૂંઝવણ સરખી હોતી નથી બુદ્ધિ સરખી હોતી નથી અને ઇલાજો પણ સરખા હોતા નથી કોઈક કોઈક વાર અમુક રોગ મટાડવા માટે જે દવા કરીએ, તે દવા જ મૂળ રોગ કરતા ભૂંડી નીવડે છે અને પછી તો તે દવાની દવા કરતા જ દમ નીકળી જાય છે તન્ત્રના માર્ગમા એટલો તો સડો પેઠો કે ધર્મ અને સદાચાર પોતે જ એની ગટરમા ગૂંગળાઈ જશે કે કેમ? એવી જબરદસ્ત બીક પેદા થઈ એ બધો સડો ધોઈ કાઢવાનું કામ ધર્મસુધારક સંતોએ કર્યું વૈષ્ણવ ધર્મની આખી પ્રવૃત્તિ, જૂનો સડો ધોઈ કાઢી, ધર્મને ભક્તિના ઉજ્જ્વળ આસન ઉપર બેસાડવા માટે હતી તેથી જ સંતવાણી પણ સનાતન હિંદુ ધર્મમા આધારરૂપ ગણાવા લાગી જે કોઈને ધર્માનુભવ થયો છે, તે સંત હિંદુ ધર્મ માટે પ્રમાણ છે અને અનુભવમાત્ર ગમે તે કાળે અને ગમે તે સ્થળે સરખો જ હોવો જોઈએ માટે કોઈ નવો માણસ અનુભવની વાત લઈને આવે ત્યારે સનાતનીઓ જૂના અનુભવ સાથે એને સરખાવી જુએ છે દરેક જમાનાની ભાષા જુદી, વિચારપદ્ધતિ જુદી, કોઈનો અનુભવ કાચો હોય, કોઈનો અધૂરો હોય—એકાંગી હોય કોઈને પોતાનો અનુભવ બરાબર શબ્દોમા મૂકતા આવડે નહીં અને કેટલાક તો સાંભળનારની શક્તિ જોઈને જ બોલનારા

હોય છે આ કારણે જ અનુભવ અનુભવ વચ્ચે ફેર જણાય છે એ ફેર જાણવા તરફ઼ાવત ગુરૂનું અનુભવનું ન ખાપણું બતાવવાની અશક્યતા રૂ આપવાની જવાબદારી ધર્મગ્રંથોની છે

જેમ સૃષ્ટિમાં વિજ્ઞાનનું તત્ત્વ વધુ લાગુ પડે છે તેમ ધર્મના આકાશમાં પણ વિમાન જેવી વસ્તુ છે જ ઈશ્વર આપણને, માણસને જ્ઞાન આપે છે તે ક્રમ ક્રમે જ આપે છે માણસને મુનિ મળે છે, તે પણ ક્રમે ક્રમે જ મળે છે આ જે ક્રમનું મહત્ત્વ તત્ત્વ છે એનું જ કાળમાહાત્મ્ય છે

જેઓ એમ કહે છે કે ઈશ્વરે આમારા બાપદાદાને બધું જ્ઞાન આપી રાખ્યું હતું, માટે બાપદાદા કરતા આપણાથી આગળ વધાય જ નહીં તેઓ સનાતનની તો નથી જ ખરા સનાતનની હોય છે તે ગતિમાન ધર્મપ્રવાહમાં માને છે ઈશ્વર એક વખતે ઋષિમુનિઓને અને પેગંબરોને પ્રેરણા આપી અને ઈશ્વર સૂઈ ગયો, એમ માનવાની તેઓ ના પાડે છે ઈશ્વર બધાના હૃદયને સ્થાને પ્રતિષ્ઠિત છે એનો અવાજ સાંભળવા જેટલી અંતઃકરણની શુદ્ધિ કરી હોય તો એ અવાજ જણે તેને સમજાય એવો છે એમ સનાતન ધર્મ માને છે અને તેથી જ ધર્મશાસ્ત્રના અક્ષરાર્થને ન વળગી રહેનાર પુરુષોને નાસ્તિક કે ભ્રષ્ટ કહી શૂળીએ ચઢાવવાની, બાળી નાખવાની કે સંગસાર કરવાની એટલે પથરા મારીને ઠાર કરવાની ભૂલ સનાતન ધર્મે કરી નથી સનાતન ધર્મમાં કાળમાહાત્મ્યને અગત્યનું સ્થાન છે કાળમાહાત્મ્ય એ સનાતન ધર્મની ખાસિયત જ છે

*

એટલે જેઓ કાળમાહાત્મ્ય ઉપર નિર્ભર રહેવાનું સૂચવે છે તેઓ સનાતન ધર્મની નાડ સમજીને સનાતન વૃત્તિથી જ બોલે છે પણ કાળમાહાત્મ્ય ઉપરનો વિશ્વાસ બે પ્રકારનો હોય છે એક આસ્તિક, બીજો નાસ્તિક એકનો વિશ્વાસ આત્મા ઉપર છે બીજાનો જડતા ઉપર માણસ જો કશો પુરુષાર્થ કરે નહીં અને કેવળ કાળના પ્રવાહમાં તણાતો જાય અને કહે કે હું કાલોપાસક છું કાળને વફાદાર છું તો તે નાસ્તિક છે તે જડતાનો ઉપાસક છે તે મરણધર્મી છે લાકડાનો જે ટુકડો પાણીમાં તણાતો જાય છે એ પ્રવાહધર્મી છે જીવનધર્મી નથી નદીના પ્રવાહમાં બે પથરા પડ્યા હોય એમાં જો એ સપડાય તો તે લાકડાનો કકડો ત્યાં ને ત્યાં જ પડ્યો રહે અને સડ્યા કરે સડવામાં એને વાંધો નથી પણ પોતાની મેળે એ આગળ વધે નહીં કોઈને એની દયા આવી અને પાણીમાં તરતા તરતા એની પાસે જઈ એને લાત મારી કે ધક્કો માર્યો તો તે આગળ વધવાનો અને વાચા હોય તો કહેવાનો કે જુઓ કાળનું માહાત્મ્ય કે હું કેવી પ્રગતિ કરું છું કોઈ લોભી માણસ એ જ પ્રવાહમાં તરતો હોય અને એને પોતાની શક્તિનો સંગ્રહ કરવો હોય તો એ લાકડાના કકડાને જોઈને રાજી થવાનો એ તે પાટિયા ઉપર સવાર થશે અને

પોતાની ત્રગવડ પ્રમાણે એને પ્રગતિને પથે લઈ જશે એમા સર્વાંગ થનારની જ પ્રગતિ ગણાય મરચું પાણિયું પ્રવાહના ઉગમ પાસે પડયુ તોય શું, અધવચ પડયુ તોય શું, અને નદીના મુખ આગળ ભરતીઓટના ધક્કા ખાતું ઝ્રજેત થતું રહ્યુ તોય શું? એને માટે પ્રગતિ છે જ નહીં મડદાને પ્રગતિ શાની? એ તો પોતે કહોવાઈ જાય અને ઝેર બનીને બીજાને મારે અથવા ખાતર બની બીજાને પોષે એ જ એની ભવિતવ્યતા

પુરુષાર્થહીન સમાજ, મરેલો સમાજ, પરતત્ર થયેલો સમાજ ઉપર બતાવેલા લાકડાના પાટિયાની પેઠે કાલમાહાત્મ્ય ગાવે છે આ જડધર્મી હોઈ નાસ્તિક છે, એનું જીવન વ્યર્થ છે એને જોઈને ઈશ્વર પણ રુએ

કાળમાહાત્મ્ય વિષેનો પુરુષાર્થી આસ્તિક વિશ્વાસ આથી જુદો હોય છે એ ઈશ્વરને ઓળખે છે ઈશ્વર મગળમય છે ઈશ્વરની સૃષ્ટિ સહેતુક છે એ સૃષ્ટિનો ક્રમ ચૈતન્ય અને વિકાસને માટે છે એમ સમજી કાળપ્રવાહનો ઉપયોગ એ ચૈતન્યના વિકાસને અર્થે કરે છે

નદીના પ્રવાહમા પડનાર બાહોશ તારો જાણે છે કે પોતે સીધો સામે કાઠે પહોચવાનો નથી પાણીનો પ્રવાહ એને નીચે લઈ જવાનો છે સામે કાઠે પહોચતા, વાતને એને એમદ કોસ બે કોશ પ્રવાહમા ઘસડાવું પણ પડે પણ એનો કૃતસકલ્પ છે કે હુ ભલે નીચે પણ સામે કાઠે પહોચવાનો જ છુ એ કાંઈ લાકડાનું પાટિયુ કે શબ નથી કે પ્રવાહધર્મમા પોતાના ચૈતન્યધર્મને અખત્યાર ન કરે રસ્તામા પથરા આવે તો એ ચૂકવશે ભૂલેચૂકે આ બાજુને કાઠે જ પહોચી જાય તો ફરી પાણીમા ઝપલાવશે નીચે વધાર ઘસડાવુ ન પડે એટલા માટે પોતાની શક્તિ કઈક અંશે પ્રવાહની સામે પણ વાપરશે, અને મોટે ભાગે ત સામા કાઠા તરફ જવામાં જ વાપરે, અને અતે સામા કાઠા ઉપર પહોચે ત્યારે જ આરામ લેશે પ્રવાહમા છીએ ત્યા સુધી આરામ લેવાય નહીં થાક ખવાય નહીં એમને એમ ચાલવામા જ થાક મળે છે, એનો લાભ લઈને આગળ જ વધાશે એક વાર સામો કાઠો ગાઠવો પછી જોઈએ એટલો આરામ લઈ ઉપલાણે ચાલી શકાય અને મોક્ષમદિર પહોચી શકાય બાહોશ તારાની કાળોપાસના જુદી, એની ધીરજ જુદી, અને શબની કાળોપાસના કે ધીરજ જુદી

પ્રાચીનકાળથી બધાય ધર્મસુધારકો કાળમાહાત્મ્યને ઓળખતા આવ્યા છે અને તેઓ ધર્મને નવા સસ્કારો આપતા ગયા છે તેઓ કાળનો લાભ લે છે કાળને શરણ નથી જતા

પાશ્ચાત્ય દેશોમા કાળપુરુષની કલ્પના બહુ સુંદર રીતે કરવામા આવી છે કાળપુરુષ એક યુવાન છે એ આખા શરીર ચરબી કે માખણથી તરબોળ છે અને અખડ દોડયા જ કરે છે કોઈ એને પકડી શકતું નથી પોતાની ચોટલી કોઈ પકડે નહીં એટલા માટે એણે માથાનુ બરાબર મુડન કર્યું છે ફક્ત ઈશ્વરની આજ્ઞાએ એણે કપાળ ઉપર જુલફુ રાખ્યુ છે કાળને પકડવો હોય તો તે પાસે આવે એ

પહેલા જ હાથ લંબાવીને એ જુવઈ ગયું તો કાળ હાથમાં આવ્યો એક ક્ષણ ચૂકય કે એ હાથમાંથી છટક્યો જ એના વાળ પાછળ હોતા નથી કે પકડી શકો

કાળનું આ સ્વરૂપ જે ઓળખે છે તે જ કાળમાહાત્મ્ય જાણે છે, કાળને પોતાનો કરે છે, અને નાગ પાનેથી બધા વરદાનો મેળવે છે

અંગ્રેજ સરકારે આગગાડી કરી એમાં બ્રાહ્મણ સાથે ઢેઢને બેસવાની છૂટ આપી બ્રાહ્મણને રેલનો લાભ લેવાનો લોભ છૂટે નહીં ઢેઢને દૂર બેસવાનું કહેતા તે માને નહીં, એટલે લાચારીથી એણે આભડછેટ છોડી દીધી સમનમીને પણ સાથે બેસી ગયો, ઘેર જઈ નાહવા જેટલો પુરુષાર્થ નથી બીજા વર્ગે એમ નીમ ઓઢી છે એના લાભ લેવા લલચાયો અને કહેવા લાગ્યો કે કલિકાળ આવ્યો છે, ધર્મનું પાલન મુશ્કેલ થયું છે વ્યાસ મુનિએ કહ્યું જ હતું કે કલિકાળમાં મ્લેચ્છ જોરાવર થશે એ ત્રિકાળજ્ઞ મુનિનું વચન અન્યથા કેમ થાય? આ ક્રમે આ કાળમાહાત્મ્યે હિંદુ બ્રાહ્મણે થોડી અસ્પૃશ્યતા છોડી, ઢીલો થયો એવી આપણી અત્યાર સુધીની પ્રગતિ છે આમાં હિંદુ ધર્મનો વિજય ક્યાં થયો એ સમજાતું નથી કળિકાના એ ભાગ, જમાનાનું બળ વાદે એ જ જો સનાતન હિંદુ ધર્મ હોય તો વાત જુદી આમાં ખરું જોતાં શરમભરેલી નાસ્તિકતા જ છે સરકારી અમલદારના અન્યાય આગળ નમવું પડે ત્યારે 'રાજા એ વિષ્ણુનો અવતાર છે' એવી દલીલ આગળ કરવી, કોઈ ધનવાન કે દ્રોહી રાજા સ્વેચ્છાચારથી સમાજને બગાડે ત્યારે 'समरथको नहीं दोष गुंसाई' એવું વચન ટાંક્યું અને ધર્માભિમાની લોકોના દોષો ઢાંકવા માટે કહેવું કે ધર્મના વિજયને અર્થે અધર્મ કરવો પડે તો તેમાં દોષ નથી, એ બધા નાસ્તિકતાનાં જ લક્ષણો છે આ રીતે લાચારીથી ફેરફાર કરવા પડે, સ્વાર્થને લીધે, બીકને લીધે, ખોટા અભિમાનને લીધે, પરિવર્તનો ક્યાં હોય તો તેનું શ્રેય ધર્મને અપાય નહીં, તેને કાળમાહાત્મ્ય તરીકે વર્ણવાય નહીં મનુષ્ય સમાજ એ કંઈ જડ પંચભૂત નથી એ કંઈ વનસ્પતિસૃષ્ટિ નથી, એ કંઈ પશુયોનિ નથી કે એની મેળે કુદરતને બળે લાચારીથી આપોઆપ જે ફેરફાર થાય તેથી સંતોષ માની શકાય મનુષ્યજાતિને ઈશ્વરે સ્થળ અને કાળ બંનેમાં દૂર સુધી જોવાની દૃષ્ટિ આપી છે પશુપક્ષીઓને, તિર્યગ્યોનિને કુદરતે દિક્‌દૃષ્ટિ આપી છે, કાળદૃષ્ટિ ઝાઝી આપી નથી કાળદૃષ્ટિ માણસને જ છે અને તેથી માણસને કાળને વશ ન રાખતા કાળનો સહકારી, કાળનો સાથી બનાવ્યો છે માણસ કાળની અવગણના ન જ કરી શકે એ જેટલું ખરું છે એટલું એ પણ ખરું છે કે શબની પેઠે એ કાળને આધીન પણ ન રહે. માટે કાળગ્રસ્ત કે કાળગ્રસ્ત ન થતાં કાળજ્ઞ થવું, કાળસહાય થવું અને અંતે કાળકૃત થવું એ ભાગ્ય માણસને માટે નિર્માયું છે મનુષ્યમહિમા કાળમહિમાથી ગ્રસ્ત નથી મનુષ્યમહિમાનો અધિકાર કાળમહિમા કરતા વધારે છે

સમસ્ત મનુષ્યજાતિના ચૈતન્યરૂપ નારાયણે—સમસ્ત મનુષ્યજાતિના ચરમ આદર્શરૂપ ભગવાન પુરુષોત્તમે—પોતે જ્યારે કહ્યું કે હું કાળ છું ત્યારે એ કાળ

જુદો, અને નામર્દ માણસને ઢોરની પેઠે ઘસડીને લઈ જનાર જબરદસ્ત કાળ એ જુદો એક કાળ ઉપર વિજય મેળવવાનો હોય છે જ્યારે બીજા કાળની ઉપાસના કરવાની હોય છે

૧૬–૭ '૩૩

## ૨૪
## તત્ત્વ અને વ્યવહાર

"તમે તો આદર્શલોકના રહેનારા રહ્યા વ્યવહારમા આવા આદર્શો ચાલે નહીં સંજોગોને કબૂલ રાખે ને વ્યવહારને સાચવે તો જ આ દુનિયામાં માણસ નભી શકે" આવુ કહેનારાઓ ડગલે ને પગલે મળે છે આ 'વ્યવહાર,' આ 'સંજોગો' શી વસ્તુ છે એ આપણે હમેશાં જોવું જોઈએ

વ્યવહાર એક સત્ય વસ્તુ છે, પણ તે કંઈ હમેશાં સારી જ વસ્તુ નથી હોતી! મંદવાડમાં નુકસાનકારક વસ્તુ પણ ખાવાનુ મન થાય છે આ વાસના સત્ય તો છે જ, પણ તેને વશ થવામા શ્રેય નથી અને પુરુષાર્થ પણ નથી

ઘણી વાર તત્ત્વ એ ઉપર લઈ જનાર વસ્તુ હોય છે, જ્યારે વ્યવહાર એ નીચે લઈ જનાર વસ્તુ નીવડે છે બે વચ્ચે સનાતન સગ્રામ ચાલતો આવ્યો છે બે વચ્ચે સમાધાન અથવા માંડવાળ કરવાના અનેક પ્રયત્નો દુનિયામા થતા આવ્યા છે પણ વ્યવહાર અતિ દુરાગ્રહી છે સમાધાનની શરતો તત્ત્વપક્ષ કબૂલ રાખે, પણ વ્યવહારપક્ષ મળતી જાય તેમ તેમ વધારે રાહતો માગ્યે જ જાય છે, અને અતે તત્ત્વનું ખૂન કરીને જ જંપે છે માટે તત્ત્વપક્ષે હમેશા સતર્ક અને જાગ્રત રહેવુ જોઈએ અને વ્યવહાર સાથે કોઈ કાળે કાયમની સમાધાની ન જ કરવી જોઈએ

તત્ત્વ અને વ્યવહાર વચ્ચેના આ સનાતન યુદ્ધમા આપણે કયો પક્ષ સ્વીકારવો? કયા પક્ષ તરફ સહાનુભૂતિ ધરાવવી? કયા વાવટા નીચે ભરતી થવું?—એ જીવનનો મોટામા મોટો સવાલ છે જિંદગીમાં વ્યવહારપક્ષનુ અસ્તિત્વ કબૂલ રાખ્યે જ છૂટકો પણ વ્યવહારપક્ષ છે એટલું કબૂલ રાખવું જુદુ અને તેના હિમાયતી બનવુ જુદુ વ્યવહારપક્ષ શરૂઆતમાં હમેશાં સૌમ્ય, મમજુ અને સુંદર સ્વભાવ વાળો ભાસે છે, અને તેથી જ આપણે તેને વશ થઈએ છીએ પણ એક વાર વ્યવહારપક્ષ તરફ મત આપ્યો, હાથ ઊંચો કર્યો કે તેનુ સામ્રાજ્ય આપણા માથા ઉપર થયુ જ સમજવુ અને શરૂ થયા પછી તો વ્યવહારની જોહુકમી જોશભેર વધતી જ ચાલવાની

વ્યવહાર એટલો ચતુર છે કે તત્ત્વનું ખૂન કર્યા પછી પણ તે તેનું મડદુ સાચવી રાખે છે કે જેથી તત્ત્વપક્ષના લોકો ભ્રમમા રહે કે તત્ત્વ હજી જીવતું

છે વ્યવહાર હમેશા કહે છે, "નામનો રાજા ગમે તે હો, મને તેની દરકાર નથી સત્તા માની પોતાની ચાલે એટલે બસ "

આજે આપણા સમાજમાં તત્ત્વવાદી કેટલા છે અને વ્યવહારવાદી કેટલા છે? તત્ત્વનિષ્ઠ લોકોની સંખ્યા જ્યારે રાષ્ટ્રમાં વધે છે ત્યારે દેશ ચડે છે વ્યવહારવાદીઓએ કોઈ કાળે કોઈ સમાજનો કે રાષ્ટ્રનો ઉદ્ધાર કર્યો નથી

૩-૮-'૨૨

## ૨૫

## અંધભક્તિ

રાજકીય, સામાજિક અથવા ધાર્મિક ચર્ચા જ્યારે ચાલે છે ત્યારે સામા પક્ષના ગમે તે માણસને આપવાજોગ એક ગાળ ભાષામાં બહુ બંધબેસતી છે એક માણસ બીજાને ટેકો આપે અથવા અમુક રૂઢિને વળગી રહે એટલે પછી તેના વર્તન પાછળ ભલે ગમે તેટલું ચિંતન રહેલું હોય, ગમે તેટલી સ્વતંત્ર દલીલો રહેલી હોય તોપણ તેને અંધભક્ત કહેવામાં કશો વાંધો આવતો નથી જેટલા અનુયાયી તેટલા બધાય અંધ, જેટલા ધર્મયુક્ત તેટલા બધાય અંધ, અને શાસ્ત્રને માનનારાઓને તો વળી અંધનાયે અંધ માનવામાં આવે છે આ શબ્દ સુધારાવાળાઓએ ભાષામાં દાખલ કર્યો, છતાં પુરાણમતાભિમાનીઓ પણ એનો ઓછો ઉપયોગ નથી કરતા તર્ક વાપરે તે નાસ્તિક, અને ભાવનાને પ્રધાન ગણે તે જડ! ટીકા કરવાની આવી સહેલી યુક્તિ શોધાયા પછી આપણું જાહેર જીવન સડે તો તેમાં શી નવાઈ? સામસામા 'તું આંધળો' 'તું આંધળો' કરીને આજ સુધી આપણે શું મેળવ્યું? સ્વાર્થ, દ્રોહ અથવા મત્સરને લીધે દેશમાં મચેલા કુસંપમાં અંધપણાનો આરોપ રખે પોતાને વળગે એવી બીકનો એક વધારો જ થયલો છે અને સમાજનો જાણે એક નિયમ જ બની ગયો છે કે नासौ मुनियस्य मतं न भिन्नम् । જે પોતાનો જુદો મત હાંકે નહીં તે ડાહ્યો ન જ કહેવાય!

ત્યારે શું દુનિયામાં અંધભક્તિ અથવા અંધઅનુયાયિત્વ જેવી વસ્તુ છે જ નહીં? ના, એમ નથી આપણા દેશમાં અથવા કોઈ પણ દેશમાં સર્વત્ર અંધભક્તિ તો એટલી બધી છે કે જ્યાં અંધભક્તિ નથી ત્યાં પણ લોકોને અંધભક્તિનો આભાસ થાય છે! છાપવાની કળા નીકળી તે દિવસથી લેખકોનો અને વિચારકોનો દુનિયામાં રાફડો ફાટ્યો છે, પણ તેમના વિચારોને આપણે સૂક્ષ્મ રીતે તપાસીશું તો એક જમાનામાં બહુ બહુ તો બે ત્રણ જ નવી કલ્પનાઓ ઉદ્‌ભવેલી માલૂમ પડશે બાકી સામાન્ય લોકો તો જૂની કલ્પના લઈને અથવા તો બીજાની કલ્પના

લઈને પોતે એને જે રીતે સમજ્યા હોય તે રીતે મૂકી દે છે માણસ જો પોતાનુ મન નિર્મળ કરીને પોતાના વિચારો અને પોતાના મતો તપાસશે, તેમનુ મૂળ શોધવા નીકળશે તો તેમા તેનો 'પોતાનો' હિસ્સો કેટલો ઓછો છે તે જોઈને તેને શરમાવુ જ પડશે

જે વસ્તુ—પછી તે બીજા પાસેથી સાભળેલી હો અથવા અનેક લોકોના મતનો એકત્ર વિચાર કરીને તારવેલી હો—પોતાને ગળે ઊતરી છે તેને પોતાની કહેવામાં કશો બાધ નથી યુક્લિડે પોતાના સિદ્ધાન્તો હજારો વર્ષ પહેલા સિદ્ધ કરી બતાવ્યા છે, છતાં દરેક જુવાન વિદ્યાર્થી જ્યોતાની મેળે તે સિદ્ધાન્તોની શુદ્ધતા સ્વીકારે છે ત્યારે તેને કોઈ યુક્લિડનો અંધ અનુયાયી કહેતું નથી, જેમ તેમ કરીને મૅટ્રિકમા પાસ થવા ખાતર યુક્લિડનાં પ્રમાણો વગરસમજ્યે જ ગોખી કાઢનાર વેદિયાને ફાવે તો અંધ અનુયાયી ભલે ગણો

શાસ્ત્રમા અમુક વચન છે તેથી તે માનવું જ જોઈએ એમ કહેનાર અંધ અનુયાયી છે શંકરાચાર્યના મોઢી અમુક સિદ્ધાન્ત નીકળ્યો છે માટે તેની મીમાસા ન જ થઈ શકે એવું માનનાર અંધ અનુયાયી છે શાસ્ત્રની ચર્ચા જ ન થઈ શકે એમ પ્રતિપાદન કરનાર અંધ અનુયાયી છે રાજાની ગાદી ઉપર કોઈ ચડી બેઠો એટલે તેનામાં બધું રાજત્વ આવી ગયું એમ માનનાર અંધ અનુયાયી છે સરકારે કાયદો પસાર કર્યો એટલે તે ન્યાય્ય હોવો જ જોઈએ એમ માનનાર અંધ અનુયાયી છે ગોરી ચામડીવાળાઓએ વચન આપ્યુ એટલે તે પળાશે જ એમ માનનાર અંધ અનુયાયી છે સરકારી રિપોર્ટમાં છપાયેલી હકીકતમા ભૂલ ન સંભવે એમ માને તે અંધ અનુયાયી છે સ્મૃતિઓમાં જે જે લખેલુ છે તે તે બધુ ત્રિકાળને માટે છે એવી દલીલ કરનાર પણ અંધ અનુયાયી છે ગોખલેએ કહ્યુ, તિલકે કહ્યુ, શંકરાચાર્યે કહ્યુ અથવા ગાંધીએ કહ્યુ એટલા જ માટે તે માની લેનાર પણ અંધ અનુયાયી જ છે આદ્યશંકરાચાર્યે કોઈ દિવસ કહ્યુ ન હતું કે હુ કહું છુ માટે જ મારુ માની લો નહીં તો પોતાની પ્રસ્થાનત્રયીમાં દરેક વાક્યની અદર તેમણે દલીલ ન કરી હોત 'અગ્નિ શીતળ છે એમ સો શ્રુતિઓ કહે તોપણ આપણે તે કેમ માનીએ?' એમ પોતે શંકરાચાર્યે જ ચોખ્ખુ કહ્યુ છે

('જિજ્ઞાસા નાસ્તિ નાસ્તિક્યમ્' એમ મત્સ્યપુરાણ કહે છે) તિલક અને ગાંધીજીનું પણ હમેશાંનું કહેવું એ જ છે કે અમારા વિચારોના દાસ નહીં બનતા, અમે જે કહીએ છીએ તેનો પૂર્ણ વિચાર કરી જો તમારે ગળે ઊતરે તો જ તે સ્વીકારજો. દેશ, કાળ અને વર્તમાનનો વિચાર કરી જે સિદ્ધાન્ત ગળે ઊતરે તે જ અમલમાં મૂકજો તમારા વિચાર અને તમારા આચાર વચ્ચે ભેદ ન હોવો જોઈએ એમ નહીં કરો તો તમારામાં કાયરતા આવી જશે, તમે કૃપણ બની જશો, અધર્મી બની જશો

શ્રેષ્ઠ પુરુષ, જ્ઞાની પુરુષ અથવા તપસ્વી પુરુષ જે કહે છે તે સહેજમાં ઉડાવી દેવા જેવું નથી હોતું એમ માનવું તેનું નામ શ્રદ્ધા સત્યવાદી વક્તાના

પોતાના અનુભવ તરીકે જે કહે છે તેનો આદરપૂર્વક વિચાર કરવો એનું નામ શ્રદ્ધા મનસ્થિતિ જ્યારે વિકાર અને મોહથી મુક્ત હોય એવે સમયે અંતરનો શુદ્ધ અવાજ જે કહે તેને અનુસરવાની વૃત્તિ તેનું નામ શ્રદ્ધા સાચને આંચ નથી, શુદ્ધ પ્રેમ અને શુદ્ધ કરુણાથી કોઈનું કદાપિ નુકસાન થતું નથી, ઈશ્વર કોઈ કાળે કોઈનો ત્યાગ કરતો નથી, એવી એવી મનુષ્યહૃદયની જે વિશ્વજનીન અને સાર્વભૌમ ભાવનાઓ છે તેની દૃઢ પ્રતીતિ એનું નામ શ્રદ્ધા

આપ્તધર્માચાર્યોની વાણીને આગળ પાછળનો વિચાર કર્યા વગર વ્યાકરણના હાથમા સોંપી દેવાની વૃત્તિ તે અંધશ્રદ્ધા. રૂઢિને યુક્તિની કે નીતિની કસોટીલગાડવાની ના પાડવી એનું નામ અંધશ્રદ્ધા દેશસેવાનો માર્ગ નીતિયુક્ત હોવા છતા તે રાજમાન્ય છે કે નહીં એના વિચારમાં અટવાવુ એનુ નામ અંધશ્રદ્ધા જે અત્યાર સુધીમા થયુ નથી તે હવે પછી કોઈ દિવસ થવાનું નથી એવી મનની જોડે ગાંઠ વાળી બેસવુ એ અંધશ્રદ્ધા આપણે કશું ન કરીએ, સ્વાર્થત્યાગ કે પુરુષાર્થનું નામ સરખુ ન કાઢીએ તોપણ સ્વરાજ્યસૂર્ય એની મેળે ઊગશે એમ માની બેસવુ એ અંધશ્રદ્ધા બજારમા, મોટરમા, હોટેલોમા કે સરકારી નિશાળોમા અન્ત્યજોને અડકવામા વાંધો નહીં, પણ રાષ્ટ્રીય શાળાઓમા અન્ત્યજો જોડે ભણવામા માત્ર સનાતન ધર્મનું સનાતનત્વ મટી તે ડૂબી જાય છે એમ માનવું એ પણ અંધશ્રદ્ધા પોતાના છાપાઓમા ચાકૂતીઓ અને અનંગવિલાસની જાહેરખબરો છપાતી હોય છતા પોતે લખેલા સંયમ અને બ્રહ્મચર્યના લેખોની સમાજ ઉપર અસર થશે એમ માનવું એ અંધશ્રદ્ધા દહાડે દહાડે દેશનો આર્થિક સ્રાવ વધતો જતો હોવા છતા દેશ આબાદ અને સમૃદ્ધ થતો જાય છે એમ માનવું એ અંધશ્રદ્ધા અને ગોરાઓ દહાડે દહાડે વધારે ને વધારે ઉદ્ધત થતા જાય છે એવો અનુભવ પળે પળે થતો હોવા છતા ધારાસભામા બેસીને દેશહિત કરી શકાય, સ્વરાજ્ય પણ મળી શકે એમ માનવું એ પણ અંધશ્રદ્ધા જ છે

આવી આવી અંધશ્રદ્ધામાથી ઊગરી જવું એ દરેક માણસની સૌથી પહેલી ફરજ છે સમાજના નેતાઓ, મુત્સદ્દી લોકો અને ધર્મગુરુઓએ આવી અંધશ્રદ્ધામાથી ઊગરી જવાની વિશેષ જરૂર છે, કેમ કે તેઓ અંધ રહે તો સમાજની દશા અન્વેનૈવ નીયમાના યથાન્ધા જેવી થવાની ઇતિહાસ અને તર્ક એ શાસ્ત્રોની બે આંખો છે એના વગર એકલા પઢીને જે કોઈ ધર્મોપદેશક બની જાય તો તે અંધ કહેવાય અને એવાની પાસે ધર્મનિર્ણય માટે જવું એ દૃષ્ટિની શોધે નીકળતા અંધાપો સ્વીકારી લેવા સમાન છે

૧૯૨૧

# ૨૬

## વહેમ અને શ્રદ્ધા

'કાળી ચૌદશની રાત્રે — બરાબર મધરાતે જે નાક કાપ્યુ હોય તો બીજે દિવસે સવારે સોનાનું નાક ઊગે છે' એમ લોકવાર્તા કહે છે 'જે કોઈ મનુષ્ય કલ્યાણ કારી છે તેની દુર્ગતિ થતી નથી' એમ ભગવદ્ગીતામાં કહ્યુ છે સામાન્ય માણસનો આ બંને વચનો પર સરખો જ અવિશ્વાસ હોય છે, કેમ કે બંને વચનોનો પ્રત્યક્ષ અનુભવ કોઈને નથી બચાવમા ભોળો માણસ કહેશે કે 'નાક ન ઊગે તો વાક આપણો જ્યોતિષ પ્રમાણે કાળી ચૌદશ નક્કી કરવામાં ભૂલ થઈ હશે, અથવા બરાબર મધરાતની ક્ષણ હાથ નહીં આવી હોય, તેથી સોનાનું નાક ન ઊગ્યું પૂર્વજોનાં વચનો ખોટાં પડે જ નહીં આપણી જ કઈક ભૂલ હોવી જોઈએ ' શ્રદ્ધાળુ માણસ કહેશે, 'કલ્યાણકારી ધર્મરાજ પર ભલે આફત આવી પડી એ સાચી આફત જ ન હતી બાહ્ય લાભાલાભની કિંમત શી? સાક્ષાત્ ભગવાનનો સહવાસ અખંડ મળ્યો એના કરતા જુદી સદ્ગતિ વળી કઈ હશે? કષ્ટ વેઠવાં પડે એને તો કાયરો જ વિપત્તિ ગણે કલ્યાણકારીની દુર્ગતિ થવાની જ નથી એ ભગવાનની ખોળાધરી છે '

પ્રાકૃત માણસ આ બંને બચાવથી અસંતુષ્ટ રહે છે એની દૃષ્ટિએ બંને વચનો પરનો વિશ્વાસ આંધળાપણાની સરખી જ નિશાની છે દંભનું પડ કાઢી નાખીએ, ઔપચારિક ધર્મનિષ્ઠા દૂર કરીએ તો આવા પ્રાકૃત લોકોની સંખ્યા જ આજના જગતમા વધારે દેખાશે

છતાં ઉપર કહેલા બે વચનો અને તે ઉપરની શ્રદ્ધા ૨ સરખા જ ગણી શકાય? પહેલુ વચન ભૌતિક જગત વિષે ખોટો નિયમ બાંધે છે, જ્યારે બીજુ વચન એક આધ્યાત્મિક સિદ્ધાન્તનું પ્રતિપાદન કરે છે પહેલા વિધાનની સત્યતા તપાસવા માટે જે જાતની કસોટી જોઈએ છે તે જાતની કસોટી બીજુ વિધાન માગતું નથી માણસને નવું નાક જોઈએ જ શા માટે? એ સોનાનુ હોવાની શી જરૂર? કાળી ચૌદશ સાથે એને શી લેવાદેવા? મધરાતમાં એવી તે કવી જાદુઈ અસર છે? જ્યોતિષ પ્રમાણે કાળી ચૌદશ નક્કી કરવી, અને મધરાતની ક્ષણ બરાબર સાચવવી, એ વસ્તુઓ અઘરી ભલે હોય, પણ અશકય તો નથી જ પ્રત્યક્ષ અનુભવ વગર આવી વસ્તુ સાચી મનાય જ નહીં અને આવો વિચિત્ર અનુભવ કરાવતા પહેલાં એ વચનમા કશો બુદ્ધિપ્રયોગ કે વજૂદ છે કે નહીં એ જ પ્રથમ તપાસવું જોઈએ આવું વચન સાંભળ્યુ કે તરત તેનો પ્રયોગ કરી જોયો એવો બેવકૂફ સાચી સૃષ્ટિમાં તો કોઈ મળે નહીં

બીજું વચન આધ્યાત્મિક છે સામો માણસ ઉપકાર કરે કે ન કરે, અથવા અપકાર કરે, તોયે એનો કશો વિચાર કર્યા વગર બધા જ પ્રત્યે જેઓ સજ્જન તાથી વર્તે છે એવા કલ્યાણકારી આર્ય પુરુષોને આતરિક સમાધાન મળે છે એ તો પ્રત્યક્ષ અનુભવની વાત છે બાહ્ય આપત્તિઓ એના પર ગમે તેટલી આવી પડે, પોતાના હૃદયની મહત્તા જ એને અખૂટ આનંદ આપે છે તેથી એ અસ્વસ્થ નથી થતો સમાજ પણ જાણે છે કે આપત્તિમા પણ આવો માણસ દીપી ઊઠે છે એના ચારિત્રની અસર વધુ ને વધુ થતી જાય છે એની બુદ્ધિ પ્રસન્ન રહે છે અને તેથી એની દુર્ગતિ થતી નથી આવો પ્રત્યક્ષ અનુભવ ધારો કે ન થયો તોયે શું? દુરાચરણ ક્યા આર્ય હૃદયને પસદ પડે? ગમે તે પ્રલોભનમા પણ પોતે દુરાચરણ તરફ વળ્યો નહીં એ સમાધાન જ એને ભાગે શાંતિ આપનારુ હોય છે બદલો લેવા ખાતર પણ જ્યારે માણસ કઈ હીન કૃત્ય કરે છે ત્યારે તેની આત્મ પ્રતિષ્ઠા હણાય છે. સમાજ એને ભલે વખાણે, એ સામાજિક પ્રતિષ્ઠાની કિંમત હૃદયની નાપસદગી આગળ કશી જ નથી આત્મપ્રતિષ્ઠા ખોઈને માણસ સામાજિક પ્રતિષ્ઠા મેળવે ત્યા એ એને સદતી જ નથી માણસ ભલે ગમે તેટલા આવેશથી પોતાનો બચાવ કરે, પણ એને પોતાને જ એ બધુ પોચુ પોલુ લાગે છે તેથી જ કલ્યાણકારીની દુર્ગતિ નથી થતી. એ વસ્તુ સ્વયસિદ્ધ છે એમ હૃદય કબૂલ કરે છે એ વચનનો ભાવાર્થ હૃદયધર્મ સાથે એટલો બધો સમરસ છે કે હૃદય એ વચનને દર વખતે અનુભવની કસોટી પર પણ ચડાવવા માગતુ નથી

ધાર્મિક શ્રદ્ધાએ નોધેલા વચનો અને વહેમના વચનો વચ્ચે જમીન આસ માનનું અતર હોય છે આજનો પ્રાકૃત જમાનો કેટલીક વેળા ધાર્મિક શ્રદ્ધા સાથે ધર્મને નામે ચાલતા તમામ વહેમોને ટકાવવા માગે છે અને એના માઠા ફળ અનુભવીને અ-શ્રદ્ધાતા, લોચકને સામો હીચકો આપી વહેમો સાથે ધાર્મિક શ્રદ્ધાને પણ ઉડાવી દેવા માગે છે

હાથની કોણી વતી બે વેંત જમીન ખોદવાથી પાતાળ દેખાય છે એ વચનની, અને આદર્શ બ્રહ્મચારી સપૂર્ણ નીરોગી અને પ્રસન્નપ્રજ્ઞ હોય છે એ વચનની પ્રાકૃત લોકો સરખી જ કદર કરે છે, તેથી કાઈ એ બે વચનો સરખી કોટિના થઈ શકતા નથી કાયિક સાથે માનસિક બ્રહ્મચર્યનો અનુભવ કરનાર લોકો આજે એટલા ઓછા છે કે બ્રહ્મચર્ય વિષેનુ વિધાન ઘણા લોકોને અતિશયોક્તિભર્યું જણાય તો એમા નવાઈ નથી પણ જે લોકોએ એ દિશામા કઈક સગીન અને લાબો અનુભવ કર્યો છે તેઓ પોતાના અનુભવ પરથી અનુમાન બાધી એ વચનને સપૂર્ણપણે સ્વીકારવા તૈયાર હોય છે તેઓ કહેશે કે ઘર્ષણ વિનાનું યત્ર તૈયાર કરવુ જેમ મુશ્કેલ છે, પણ જેમા ઘર્ષણ ઓછામા ઓછુ હોય એવા નવા નવા યત્રો વધુ ને વધુ સફળતાપૂર્વક તૈયાર કરી શકાય છે, તેમ સપૂર્ણ બ્રહ્મચર્યની કોટિએ પહોચેલો દેહધારી મળી આવવો દુર્લભ હોય તોયે તેથી એને વિષે કહેવાયેલા વચનને આચ આવે એમ નથી

નહિ તેમાં અનંતકોટિ જીવોના નિવાસનો જેમ નિશ્ચય જ્ઞાન થાય છે, તેમ સકળ કોટિ જીવોના આધ્યાત્મિક સિદ્ધાંતો પણ જ્ઞાન છે જ છે.

વહેમ અને શાસ્ત્ર વચ્ચેનો ભેદ અને વિવેક ધ્યાનમાં લઈ આપણે ધર્મ-સંશોધનમાં પ્રવૃત્ત થવું જોઈએ. મંદ અગ્નિ ઉપર જેમ રાખ વળે છે અને જો અગ્નિને ધીમે ધીમે ગૂંગળાવી નાખે છે, તેમ ધર્મમાં દાખલ થયેલા અસંખ્ય વહેમો ધર્મને ગૂંગળાવી નાખે છે. વહેમો અજ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે. જ્ઞાન વિનાની, સત્ય વિનાની પ્રખર નિષ્ઠા તેને આધારે જ ટકે છે. વહેમ એ શુદ્ધ નાસ્તિકતા જ છે. બેદરકાર વૈદ જેમ ગમે તેવી દવા ગમે તે દરદીને બેવકૂફી કે બેદરકારીથી આપે છે તેમ જેમને સત્યની, સાચી ધાર્મિકતાની પડી નથી હોતી એવા મૂઢ લોકો જ વહેમોને ચાલવા આપે છે, અને ભાગ્ય આત્મવાતનથી હાનિ મેળવવા મથનાર દુર્બળ હૃદયો એવા વહેમોને વશ છે. જેને સાજા થવું છે તે જેમ પોતાની તબિયત સાથે દવાની પણ પૂરેપૂરી ચિકિત્સા કરે છે, તેમ જેને ધાર્મિકતા કેળવવી છે, સત્યરૂપી આરોગ્ય મેળવવું છે તે દરેક માન્ય એકેએક માન્યતાને બુદ્ધિ અને અનુભવની કસોટી પર કસ્યા વગર નહીં રહે.

ધર્મ વિષે આપણો સમાજ એટલો બધો બેદરકાર થયો છે કે લોકોને સનાતન સત્યો મેળવવાની પડી નથી, અને સમાજની જ્ઞાનશક્તિ અને પ્રાણશક્તિને કોતરી ખાનાર અસંખ્ય વહેમો કાઢવાની પણ પડી નથી હોતી. સમાજમાં અને ખાસ કરીને નિષ્પાપ અને મહેનતુ ગ્રામવર્ગમાં જે અકર્મણ્યતા, નિરાશા અને ઘટપટ આવી ગયાં છે તેનું કારણ જેટલે અંશે ભૂખમરો છે તેટલે જ અંશે અજ્ઞાન અને વહેમો છે. એ દૂર કરીને ધર્મતત્ત્વ જ્યાં સુધી નથી મૂક્યું ત્યાં સુધી સમાજનું સંજીવન થવાનું નથી. ભૂખમરો ટાળીશું તો જ લોકો આપણા શબ્દો સાંભળવા તૈયાર થશે. પણ જ્યારે તેમ સાંભળવા તૈયાર થાય ત્યારે વહેમોનો નાશ કરનારી અને શક્તિ નિપજાવનારી વેદવાણી એમને સંભળાવવાને સંભળાવનાર તૈયાર રહેવું જોઈએ. આપણો આંધળાને દોરી ન શકે.

૨૪-૭-૨૭

## ૨૭

# ધર્મસંકટમાં શું કરવું?

આપણી આગળ ધર્મસંકટના અનેક પ્રસંગો ઉભા થાય છે, ત્યારે શું કરવું એ સૂઝતું નથી બહુ વિચાર કરતાં હું એક નિર્ણય પર આવ્યો છું

માણસ જ્યાં સુધી નીચલી ભૂમિકા ઉપર છે ત્યાં સુધી બે માર્ગમાંનો એક જ માર્ગ વિહિત હોય છે, પણ માણસ જેમ જેમ ઉપર ચડતો જાય છે તેમ તેમ કર્મની બાહ્ય સૂક્ષ્માસૂક્ષ્મતા (યોગ્યાયોગ્યતા) બહુ મહત્ત્વની નથી રહેતી અનેક માર્ગો સરખા જ યોગ્ય હોય છે તે વખતે કઈ વૃત્તિથી પ્રેરાઈને અમુક માર્ગ પસંદ કરીએ છીએ એના પર બધો આધાર હોય છે કેમ કે આવે પ્રસંગે પ્રેરક વૃત્તિ જ કર્મનું સાર હોય છે માણસની જીવનમાં કર્મનું પરિણામ સારું શું અને નરસું શું?

આ સ્થળે હિમાલયના એક સંન્યાસીનું વચન યાદ આવે છે, 'सत कर छाजे' સંત કરે તે સારું નીતિની મીમાંસા આથી વધારે ઊંડાણમાં જઈ ન શકે

ઉચ્ચ કલા, ઉચ્ચ રસિકતા, અને ઉચ્ચ નીતિમત્તા કળાધર, રસિક અને સંતથી જુદી પાડી જ ન શકાય જો કળારસિક ઉપર આપણી શ્રદ્ધા હોય એટલે કે જે કળા વિશે આપણી શ્રદ્ધા મેળવવા પૂરતી તપસ્યા કરી હોય તે જ્યારે કહે છે કે 'આ ચિત્ર સુંદર છે' ત્યારે તરત જ શ્રદ્ધા પ્રયત્ન કે વિલંબ વગર આપણે તે ચિત્રમાં સુંદરતા નિહાળી શકીએ છીએ સ્વાદમાં ઇષ્ટ શું અને અનિષ્ટ શું — એટલે કે પોતાને શું 'ગમાવવું' અને શું 'ન ગમાવવું' એ આપણે કુદરત પાસેથી જેટલું શીખીએ છીએ તેટલું જ મા પાસેથી પણ શીખીએ છીએ

[મને યાદ છે હું નાનો હતો અમે રામદુર્ગમાં રહેતા મારી માએ ગુલાબનું એક નરમ સુગંધી ફૂલ મને સૂંઘવાને આપ્યું મને તેની વાસ ગમી નહીં! માએ મને ઠપકો આપ્યો અને કહ્યું, 'આની સુગંધ અનુભવી શકતો નથી? કેવો 'વનમાણસ'!' બસ તે જ ક્ષણે હું ગુલાબને હૃદયથી સુગંધી માનતો થઈ ગયો, મને ગુલાબમાં અપૂર્વ આનંદ આવવા લાગ્યો આશા રાખું છું કે તમે મને દુનિયાથી અજાયબ (Freak) નહીં ગણી કાઢો ]

સંતો — જીવતા સંતો આપણને જે માર્ગ બતાવે તે જ યોગ્ય માર્ગ આપણામાં જેટલે દરજ્જે સંતપણું આવ્યું હોય તેટલે દરજ્જે આપણી સ્ફૂર્તિ એ જ ધર્માદેશ આ માન્યતામાં અરાજકતા નથી, અનવસ્થા નથી બાહ્ય બંધન નથી એટલે વ્યવસ્થા નથી એમ નથી જીવનમાં બધે ક્યાં બાહ્ય નિયમન હોય છે?

જીવનની વ્યાખ્યા અશક્ય છે જીવનને નિયમબદ્ધ કરવું અશક્ય છે જીવન સ્વતંત્ર (સ્વયંબદ્ધ) છે તેમ નીતિધર્મ પણ સ્વતંત્ર છે નીતિને માણસથી જુદી ન જ પડાય. 'Morality is subjective' એ વિધાનનો આ નવો અર્થ છે

ત્યારે શું સામાજિક નીતિ જેવી કોઈ વસ્તુ છે જ નહીં? એવું નથી સમાજ એ એક આંશિક રચના છે જેટલે દરજ્જે એની અંદર આત્માએ પ્રવેશ કર્યો તેટલે દરજ્જે તેની પોતાની નીતિ છે જ પણ વ્યક્તિગત નીતિ, સંતાની નીતિ અને સજ્જન સમાજની નીતિ પરસ્પર વિરોધી નથી હોતી, એક જ હોય છે

આ નીતિમીમાંસા પાશ્ચાત્યોએ ખીલવેલી નીતિમીમાંસા જેવી લાગે છે, પણ તત્ત્વત તેનાથી તદ્દન ભિન્ન છે

પાશ્ચાત્ય નીતિ પાછળ દ્વૈત છે *द्वितीयाद्वै भीतिर्भवति* એ તેમનું સૂત્ર છે અદ્વૈતમાં નીતિને સ્થાન નથી 'Morality is the law of conduct towards others' એ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની વ્યાખ્યા છે આપણે કહીએ, 'Morality is the law of self-realisation આ વ્યાખ્યા ધ્યાનમાં રાખીએ અને આત્માનુભૂતિનું સ્વરૂપ સમજીએ એટલે ધર્મસંકટ કોઈ કાળે આવે નહીં

सतां हि सन्देहपदेषु वस्तुषु ।
प्रमाणमन्तःकरणप्रवृत्तयः ॥

૩૦–૧૨–'૨૦

# ૨૮
# મંગલ મંદિર ખોલો!

જીવન અને મરણ વિરાટ જીવનનાં જ બે પાસા છે, પરમાત્માની બે વિભૂતિઓ છે એમાં જીવન એ માનવની કઠોર કસોટી છે મરણ એ તે ક્ષમાવાન અને પરમ કારુણિકની દયા છે મૃત્યુ સમયે માણસને જે જે વેદના થાય છે તે મૃત્યુને લીધે નહીં મૃત્યુમાં તો ઊંઘ જેટલી જ મીઠાશ છે જે વેદના થાય છે તે જીવનને લીધે થાય છે જીવન પોતાનો કબજો છોડવા માગતું નથી, અને એ લોભની તાણાતાણીમા વેદના પેદા થાય છે મૃત્યુ પાસે ધીરજ છે, એ જીવનને પોતાનાથી બનતુ કરવા દે છે જ્યારે જીવન હારે છે અને પોતાનો આગ્રહ છોડે છે, ત્યારે મરણ પોતાની પાંખો ફેલાવીને પ્રાણીને પોતાની છત્રછાયા તળે લે છે

માણસ જીવનને સુખસ્વરૂપ માને છે, અને મરણને મહાસંકટરૂપે જુએ છે, પણ કુદરતમા જેમ દિવસ પછી રાત્રિને સ્થાન છે, એની ઉપયોગિતા અને સૌંદર્ય છે એટલુ જ નહીં પણ વૈભવ પણ છે, એ જ રીતે મરણમા પણ ઉપયોગિતા, સૌંદર્ય અને વૈભવ છે ઉપયોગિતા કદાચ આપણે તરત ન સમજી શકતા હોઈએ, પણ મરણની ભવ્યતા અને એની ઉપકારક સુંદરતા તો સહેજે ધ્યાનમા આવવી જોઈએ આકળો માણસ એ કળી શકતો નથી એ કંઈ મરણનો વાંક નથી

થાકેલો મજૂર વિશ્રામ માટે નાચીકૂદીને લોથપોથ થયેલું બાળક નિંદની સોડમાં ભરાઈ જાય, પાકું ફળ જમીનમાં વેરાઈને નવી યાત્રા શરૂ કરવા માટે વૃક્ષમાતાનો સંબંધ છોડી દે, એ પ્રમાણે જ માણસે જીવન પૂરું કરી અનારંભ આવે એનો સ્વાગત કરતાં શીખવું જોઈએ, અને નવી તક મેળવવાના પરવાનારૂપે મરણને વધાવી લેવું જોઈએ

જે માણસ પાસે પ્રસન્નતા હોય તો એને જીવતાં પણ આવડે, તેમ જ શાંતિ અને શોભા સાથે જીવન પૂરું પણ કરતાં આવડે, અને જેમ બહાદુરીને પરિણામે માણસને બહુમાનનો ઈલકાબ કે ચંદ્રક મળે છે, એવી જ રીતે જીવનને અન્તે મરણની કૃતાર્થતા મેળવવા એ તૈયાર રહે

'મંગલ મંદિર ખોલો' આ શ્રી નરસિંહરાવ દિવેટિયાનું સુંદર ભજન મૃત્યુને ઉદ્દેશીને લખેલું છે, એ ન જાણવાથી કેટલાક ગાયકો મંગલ અને મંદિર શબ્દને લીધે વિવાહ જેવા મંગલ ગણાતા પ્રસંગે ગાય છે વિવાહને મંગલ અને મૃત્યુને અશુભ કે અમંગલ માનનારા સમાજને માટે આ પસંદગીમાં ઔચિત્યનો ભંગ છે એ દેખીતી વાત છે

જે લોકો માને છે કે જીવ જીવ વચ્ચે ખરું આકર્ષણ આત્મૌપમ્યનું આત્મૈક્યનું જ હોવું જોઈએ એ આકર્ષણ આધ્યાત્મિક હોઈ તેમાં વિકારી કે પાર્થિવ તત્ત્વને અવકાશ જ નથી, તેઓ વિવાહને એક લાચારીનું પગલું ગણે છે ઇન્દ્રિયોએ પોતાનું જોર બતાવ્યું, વાસના પ્રબળ નીવડી એટલે એને ધર્મમાર્ગે વાળવા ખાતર વિવા

અમરલોકનો અધિકાર પ્રાપ્ત થાય જે બાકી બધા જે કોચવાતે મને મરણને ત્યા આવે છે, તેમને પામર જાણી મરણ ફરી ફરી જીવનક્ષેત્રમાં પાછા કાઢે છે—ધકેલી દે છે

જે મરણને ઓળખે છે અને જિગરથી એને ચાહે છે, એને જ જીવવાનો સાચો રસ્તો અને સાચો આનદ જડે છે

૧૫-૭-'૩૯

## ૨૯

## મીચ કે મીત ?*

(આપણે ઇચ્છીએ તે પહેલાં જ મરણ આવે છે તેથી લોકો મરણનો શોક કરે છે) વાસ્તવિક રીતે જોતાં તો મરણ એ ઈશ્વરે આપણને આપેલું ઉત્તમ વરદાન છે મરણ ન હોત તો આપણી શી દશા થાત? અનતકાળ સુધી જીવ્યા જ કરવું? જીવ્યા જ કરવું? એમા માણસ હેરાન ન થઈ જાય? કોક ઠેકાણે તો એનો અંત આવવો જોઈએ પેલી લોકવાર્તામાં લાંબી વાર્તાના રસિયા રાજાએ કદી પૂરી ન થાય એવી વાર્તા માગી લીધી ચતુર વાર્તાકારે પહાડ જેવડા ધાન્યના કોઠારમા એક ઝીણુ કાણુ રહી ગયું હતું તેમાથી અનાજ લૂટવા તીડનું ટોળુ આવ્યાની વાત શરૂ કરી અને ચલાવ્યુ 'પછી એક તીડ આવ્યો અને એક દાણો લઈ ગયો, ત્યાર પછી બીજો તીડ આવ્યો, કાણામા ઘૂસી એ પણ એક દાણો લઈ ગયો' પછી નવો તીડ આવ્યો, તે પણ એક દાણો લઈ ગયો આમ તીડ આવતા જાય અને દાણા લેતા જાય રાજાએ છ મહિના સુધી સાંભળ્યુ અને અકળાઈને પૂછ્યું કે હજી તીડ કેટલા બાકી રહ્યા? વેર વાળવા બેઠેલો વાર્તાકાર કહે, મણમા પહેલી પૂણી પણ પૂરી નથી થઈ, કોઠારમાંથી એક વેંત જેટલી જ જગ્યા ખાલી થઈ છે, હજી તો પહાડ ભર્યા છે રાજાએ ફરી ધીરજ કેળવી બીજા છ મહિના સાંભળી લીધુ પછી તો ચક્કર આવવા લાગ્યા તીડ અને દાણા, તીડ અને દાણા રાતે સૂઈ જાય તોય સ્વપ્નામાં તીડ અને દાણા અતે કરાર પ્રમાણે આખું રાજ્ય વાર્તાકારને આપી દઈ એણે વાર્તા સાંભળવાની જવાબદારીમાથી છુટ્ટી મેળવી લીધી! વાર્તા બંધ થઈ તોય મગજમા તીડ અને દાણાના ભણકારા લાંબા વખત સુધી ચાલતા જ હતા જો અનંતકાળ સુધી જીવવાનું માથે આવી પડે તો આપણે પણ પેલા રાજાની પેઠે સર્વસ્વ અર્પણ કરી મોત માગી લઈ છૂટ મેળવી લેત

બીજી બાજુ તપાસતા અનંતકાળ માટે થોભી જ જવું, એક વાર મરી ગયા તે કાયમને માટે મરી જ ગયા, ફરી કોઈ કાળે જીવવાપણુ હોય જ નહીં, એ

---

* હિંદીમાં મીચ=મૃત્યુ અને મીત=મિત્ર

જનના મોખથી પણ ઓછી આકરામણ ન હોય  કાળાપાણીએ ગયેલો કેદી પચ્ચીસ વર્ષે પાછો આવી શકે છે મોક્ષે જવાને માટે એટલીયે રાહત નહીં એ વળી કેવી સજા! કયા પાપ માટે માણસ આવી સજા વહોરી લે! એવી દલીલ કરી કેટલાક કહે છે, મોક્ષ જો અમુક મુદત માટે જ હોય તો એ સમજાય એવી વસ્તુ છે હજાર વર્ષ, અરે! લાખ વર્ષ, ગમે તે મુદત નાખો પણ એને અંતે પાછા આ વહાલા મૃત્યુલોકમા આવવાની કાઈક તો ગોઠવણ રાખો  વેદાંતી લોકો શરીર છૂટયા પછીનુ પુનર્જીવન કેટલુ નક્કર છે, કેટલુ નર્યતન્ત્રસ્વતંત્ર છે, એનાં સુંદર વર્ણનો આપશે, પણ એ સ્થિતિની તો કલ્પના જ કરવી રહી

જેઓ પુનર્જન્મમા ખરેખર માને છે, તેમને માટે તો મરણ અને ઊંઘ વચ્ચે તત્ત્વત. કશો ભેદ નથી  કોઈ થાકેલો માણસ સૂવા માગતો હોય તો આપણે બળજબરી કરી નથી મૂકતા, એને સૂવાની તૈયારી કરી આપીએ છીએ, એની ઊંઘમાં ખલેલ ન પહોંચે એવી સગવડ કરી આપીએ છીએ  મરણોત્તર જીવન વિષે જો એટલી જ ખાતરી હોત, તો મરવા પહેલાની સ્થિતિથી અકળાયા વગર એના છુટકારાની બધી તૈયારી આપણે એને કરી આપત  થાકયા છતા જેઓ કામ કરે છે એવા મિત્રોને જેમ આપણે સૂવાનો આગ્રહ કરીએ છીએ તેમ જ મરવાના હકદાર લોકોને આપણે વધુ જીવવાની તકલીફ ન લેવાની ભલામણ કરત  મરણની બીક અને જીવવાની હોશ એ ખરુ જોતા મરણોત્તર સ્થિતિ વિષેના આપણા અજ્ઞાનને લીધે છે  પુનર્જીવન વિષેની આપણી શ્રદ્ધાની એ કસોટી છે

એક જણે લખ્યુ છે, મરવામાં જે એક લહેજત છે એનો જો માણસને પ્રથમથી સ્વાદ મળે તો લોકો ઊઠીઊઠીને મરવા દોડે  ખરેખર મરવામા દુખ નથી જેને મરણનુ દુ:ખ ગણીએ છીએ એ ખરુ જોતા કષ્ટ સાથે જીવવાનુ દુ ખ છે એ જ્યારે અસહ્ય થઈ જાય છે ત્યારે મિત્રની પેઠે મરણ આવીને છુટકારો કરે છે દુ ખ જીવનનું હોય છે, મરણનુ નહીં

અને જીવન તો વાપરવા માટે છે  સત્કાર્ય મહત્કાર્યમા જીવન જો ન વપરાય તો એ જીવવામા સ્વાદ શો? અણસમજુ પ્રાણીઓને બુદ્ધિપુરસ્સર જીવતા આવડતુ નથી એટલે કુદરતે એમને જીવવાની હાંશ આપેલી છે  એ જિજીવિષા કેળવવી નથી પડતી પ્રાણીમાત્રમા એ હોય જ છે  પ્રાણીમાત્રનો શિકાર કરવાને ટેવાયેલું મરણ આપણી પાછળ દોડતુ આવે અને આપણે શિકારી કૂતરાથી બીધેલા હરણ કે સસલાની પેઠે એની આગળ જીવ લઈને દોડયા કરીએ એ માણસની પ્રતિષ્ઠાને શી રીતે છાજે? મરણ આવે કે એને માટે આપણી પાસે સ્વાગતમાળા તૈયાર હોવી જ જોઈએ જીવનનું કર્તવ્ય સમજનાર માણસ માટે જ મનુ ભગવાને કહ્યુ છે

नाभिनन्देत मरण नाभिनन्देत जीवितम् ।
कालमेव प्रतीक्षेत, निर्देश भृतको यथा ।।

૩-૧-૩૨

# મૃત્યુનું તર્પણ—૧

'મરણ ઇષ્ટ છે કે અનિષ્ટ?'

વિચાર કરવા થોભ્યા વગર બધા જ કહેશે કે મરણ બિલકુલ અનિષ્ટ છે પરંતુ શું આ જવાબ સાચો છે? માણસને પોતાનું તથા પોતાનાનું મરણ ભલે અનિષ્ટ લાગતું હોય પણ તેને ત્રાહિતોનાં મરણ વખતે ખાસ દિલગીરી થતી હોય તેમ દેખાતું નથી

અને વ્યાપક દૃષ્ટિએ જોઈએ તો માણસ આહાર માટે, શિકાર માટે કે મનોવિનોદ માટે જેટલા પશુપક્ષીઓ મારે છે તેટલાંનું મરણ તો તેને મન ઇષ્ટ જ હોય છે જ્યારે આપણે કોઈ સડી ગયેલી વસ્તુને તડકે સુકાવા મૂકીએ છીએ ત્યારે તેમાં થયેલા જીવોનું તો આપણે મરણ જ ઇચ્છીએ છીએ જ્યારે આપણે પીવા માટે પાણી ઉકાળીએ છીએ ત્યારે પણ આપણે તેમાં રહેલાં અસંખ્ય જંતુઓ તો મરી જાય એમ જ ઇચ્છીએ છીએ દાક્તરો જ્યારે જંતુનાશક (ઍન્ટિસેપ્ટિક) દવાઓનો ઉપયોગ કરે છે ત્યારે તે પાંચદસ કે સોપચાસ નહીં પણ કરોડો જંતુઓનો સંહાર જ ઇચ્છે છે

આ દૃષ્ટિએ જોઈએ તો આપણે ડગલે ને પગલે મરણ જ ખોળતા હોઈએ છીએ, મરણની મદદ લઈએ છીએ અને તેને માટેનો બધો મસાલો તૈયાર કરી રાખીએ છીએ

હવે આપણે માણસ-માણસ વચ્ચેના વ્યવહારનો વિચાર કરીએ યુરોપના મહાયુદ્ધમાં આજે શું ચાલી રહ્યું છે? જર્મન લોકો લંડનવાસીઓનો સંહાર કરવા માગે છે અને બ્રિટિશ બૉમ્બ જર્મનોનું સત્યાનાશ વાળવામાં જ આનંદ માને છે તો પછી કોણ કહી શકે કે બધા લોકો માણસનું મરણ અનિષ્ટ જ માને છે? જ્યારે કોઈ ન્યાયાધીશ કોઈ ખૂની માણસને ફાંસીની સજા કરવા વિચારે છે ત્યારે તે ખૂની માણસ તથા તે ન્યાયાધીશ—બન્ને—મૃત્યુના જ પ્રેમી હોય છે ખૂની માણસે પોતાના દુશ્મનનું મરણ ઇચ્છ્યું તેથી ન્યાયાધીશે, સમાજના પ્રતિનિધિ બનીને, ખૂનીનું મરણ ઇષ્ટ માન્યું એકનું કાર્ય સમાજદ્રોહ ગણાયું અને બીજાનું સમાજસેવા. આટલો ફેર હોવા છતાં બન્ને મૃત્યુના જ ઉપાસક સાબિત થયા તેમાં જરા પણ શંકા નથી

*

અને શું માણસ પોતાનું મૃત્યુ હમેશાં અનિષ્ટ જ સમજે છે? નિરાશ બનીને આત્મહત્યા કરવા તૈયાર થયેલા દુર્દૈવી માણસ પાસે જઈને પૂછો કે તે પોતાનું મૃત્યુ અનિષ્ટ માને છે કે ઇષ્ટ? અને જેમની ભોગેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયો નકામી

થઈ ગઈ છે, પણ જેમને સમાજ તથા પ્રાણ રજા આપતા નથી તેવાં ઘરડાંબુઢ્ઢાઓને પૂછશો તો તેઓ પણ કહેશે કે અમે તો રાતદિવસ પરમેશ્વરની એ જ પ્રાર્થના કરીએ છીએ કે તે હવે અમને મોતનો આરામ આપે અને પ્રેમી જીવ પણ કેટલીય વખત ઇચ્છે છે કે પોતાના પ્રિયતમની અંતિમ પીડા દૂર થવાનો, મૃત્યુ એ જ એક માત્ર ઉપાય હોય તો તે નિષ્ઠાવાન મિત્ર(મૃત્યુ)ને મોકલવામા ભગવાન એક ક્ષણનો પણ વિલંબ ન કરે

(મહાદજી શિંદેના એક સરદારને દુશ્મનોએ તોપની સામે ખડો કરીને ઉડાવી દીધો તે છિન્નભિન્ન સ્થિતિમાં કિલ્લાની દીવાલની નીચે પડચો, પણ તેનો પ્રાણ નીકળતો ન હતો. અસહ્ય પીડાથી હેરાન થતો તે ઇચ્છતો હતો કે રસ્તે જતા કોઈ દયાળુ મુસાફરની મદદથી પોતે મૃત્યુનો સાક્ષાત્કાર કરી લે આવો એક પથિક મિત્ર મળી જતાં તેણે તેની પાસે સ્વાભિમાનપૂર્વક મરણ દાનની યાચના કરી. કાયર બનીને જીવનદાન માગનાર ઘણા હોય છે, પણ હેરાન થવાથી મરણ દાનની યાચના કરનારા આવા લોકો પણ કોઈ કોઈ વખત નીકળે છે!

અને અમેરિકાની એક વ્યક્તિએ, જેને ન હતા હાથ કે ન હતા પગ, જે ન તો બોલી શકતી હતી કે ન સાંભળી શકતી હતી અને જન્માંધ તો હતી જ એવી પોતાની દીકરીનું લગભગ ત્રીસ વર્ષ સુધી પ્રેમથી પાલન કર્યા પછી પોતાની પાછળ એ હેરાન થશે એ બીકથી ખૂન કર્યાનો કિસ્સો તો દુનિયામા મશહૂર બન્યો છે આખી દુનિયામાં એ કન્યાને પોતાના પિતા સિવાય બીજુ કોઈ અગત્યી ન હતુ. જ્યારે પિતા ઘરડા થયા ત્યારે તેને લાગ્યું કે, 'હવે મારી દીકરીને સાચવનારુ કોઈ જ નથી હુ આને કોને સોંપુ? આ અસહાય દીકરીને કોણ સભાળશે? એને નથી કોઈ સગુ કે નથી કોઈ મિત્ર ' ખૂબ વિચાર કરતા તેને લાગ્યુ કે એક એવો પરમ મિત્ર છે કે જે કોઈનું ખંડન કરતો નથી, કોઈને પાછુ મોકલી દેતો નથી તેને ઘેર સૌને આમંત્રણ છે, સૌનુ સ્વાગત છે, સૌને માટે સ્થાન છે પિતાએ નિશ્ચય કર્યો કે મારી દીકરીને તે ઉદારહૃદય નિષ્ઠાવાન મિત્રના હાથમા સોંપી દઉં જે પ્રેમથી તેણે પોતાની દીકરીને ત્રીસ વર્ષ સુધી પાળીપોષી તે જ પ્રેમથી એણે પોતાના હાથે તેને મૃત્યુના હાથમા સોંપી દીધી રાજરક્ષકોએ પિતા ઉપર ખૂનનો આરોપ ચડાવ્યો પિતાને પેલા પરમમિત્ર સાથે કયા અણબનાવ હતો કે તેનાથી દૂર રહેવા માટે પોતે અસત્યનો આશ્રય લે? પોતે આખો કિસ્સો જણાવી દીધો ન્યાયનિષ્ઠુર ન્યાયાધીશોએ પણ તેને નિર્દોષ ઠરાવીને અને તેના ગુનાને ક્ષમ્ય બાબત ગણીને તેને છોડી દીધો')

•

અને દુનિયામા મરણ ન હોય તો નવા નવા પ્રાણીઓ જન્મ પણ ન લેત. જન્મ અને મરણ એ એક જ સિક્કાની બે બાજુઓ છે મરણ છે એટલે જ દુનિયામા જમાઉધાર પાસાં મળી રહે છે મરણ પ્રત્યે કોઈ અણગમો ન સેવે,

મરણ સામે કોઈ ફરિયાદ ન કરે તે સૌનો મિત્ર છે, તે સર્વસમર્થ છે, તેણે કોઈને કદી પણ નિરાશ કર્યા નથી

*

નવાઈની વાત એ છે કે પોતે મરણશીલ છે એમ દરેક જાણતું હોવા છતાં કોઈ મરણને ઓળખતું જ નથી સામાન્ય લોકો મરણથી એટલા બધા ડર છે કે મરણ એ ખરેખર શી ચીજ છે તેનો કોઈ પૂરતો વિચાર જ કરતું નથી મૃત્યુ વખતે શરીરમાં અસહ્ય વેદના થાય છે તે કારણે લોકો મરણ પ્રત્યે અણગમો સેવતા હોય છે આપણને થયેલો રોગ મટાડવાને આપણી પાસે આવેલા ડૉક્ટરને દુષ્ટ ગણવો એ જો ન્યાયી ગણાય તો જ, કોઈ માણસને રોગ, ઘા, નિરાશા કે એવો કોઈ આઘાત અસહ્ય બને છે ત્યારે તેની પીડા દૂર કરવાને મૃત્યુ આવે છે તેને દોષિત ગણવું એ ન્યાયી ગણાય ચિંતાને કારણે, અપમાનને કારણે, નૈતિક અધ પતનને કારણે અથવા કોઈ રોગને કારણે જ્યારે કોઈ માણસ લગભગ આખી રાત પોતાની પથારીમા આળોટયા કરે છે અને આખરે દયાળુ નિદ્રા આવીને તેને આરામ આપે છે ત્યારે કાઈ એમ નથી કહેતું કે નિદ્રા જ એની દુશ્મન છે એક અગ્રેજ કવિએ તો પોતાના નિદ્રાસ્તોત્રમા નિદ્રાને 'મનુષ્યની દયાળુ આયા કે ધાત્રી' (Kind nurse of men) કહી છે મરણને જો ઈન્સાફ આપવો હોય તો તેને મનુષ્યનો પરમસખા કહેવો જોઈએ મોટા મોટા ધન્વતરિઓ તથા માનસશાસ્ત્રજ્ઞો જે શાંતિ અને સાંત્વના માણસને આપી શકતા નથી તે આ પરમસખા નિશ્ચિત અને સ્થાયી રૂપે બક્ષે છે

લોકો કહે છે, 'આ રીતે મરણનું કાવ્યમય વર્ણન કરવાથી તે ઓછુ પ્રિય બની શકવાનુ હતું?' જવાબમા એટલું જ કહી શકાય કે મરણ એટલું અનિવાર્ય અને નિશ્ચિત છે કે તેની ભિફારસ કરીને તેનો સ્વીકાર કરાવવાની જરૂર જ નથી અમારે તો ફક્ત દુખ દુખ વચ્ચેનો મોટો તફાવત બતાવવો છે જીવનથી છૂટા પડવાનું આવે તે વખતે માણસને જે દુખ થાય છે તે દુખ જુદુ છે અને મૃત્યુ થતાં પહેલા જે શારીરિક વેદના થાય છે, તેનું દુખ જુદુ છે બન્ને માટે મરણને માથે જવાબ આપવાપણુ ન હોવું જોઈએ મરણ તો પોતાનું સેવાકાર્ય કરી દે છે અને મનુષ્યને દુખમુક્ત કરે છે, એટલું જ અમારે બતાવવાનું છે

*

ગીતામાં કહ્યુ છે કે વપરાતાં કપડાં જૂના થતાં જેમ આપણે નવા કપડા લઈએ છીએ તેમ એક દેહ જીર્ણ થવાથી તેને છોડીને મનુષ્ય બીજો દેહ ધારણ કરે છે, એમાં વળી દુખ શાને?

અમે માનીએ છીએ કે આ આશ્વાસન સૌને માફક નહીં આવે જેની બધી શારીરિક તથા માનસિક શક્તિઓ ઉત્કૃષ્ટ હાલતમાં હોય એવો કોઈ નવજવાન માર્યો જાય છે અથવા કોઈ દુર્ઘટનાથી મરણ પામે છે ત્યારે ફેંકી દેવાયેલું વસ્ત્ર પુરાણુ હતું એવું આશ્વાસન આપણે શી રીતે લઈ શકીએ? અભિમન્યુ જ્યારે કોઠા

યુદ્ધમા માર્યો ગયો ત્યારે અર્જુન એમ માની શકત ખરો કે તેના દીકરાનું શરીર જીર્ણશીર્ણ થઈ ગયું હતું તેથી તેણે પોતાનું શરીર છોડી દીધું, જ્યારે પોતાનું શરીર એટલું જીર્ણ થયેલું ન હોવાથી હજી સુધી પોતાનો દેહ પડ્યો નથી!

વસ્ત્ર વિના કોઈ પણ જીવાત્મા રહી જ શકતો નથી એવો વિશ્વાસ ઉત્પન્ન થાય તેમા જ ખરુ આશ્વાસન મળી શકે ફેંકી દેવાયેલું વસ્ત્ર જીર્ણ હોય કે નવું ને ફેંકી દેવાતા બીજુ વસ્ત્ર (દેહ) મળનાર છે જ, પ્રાણીમાત્રને માટે દેહ એ નિશ્ચિત વસ્તુ છે એવો વિશ્વાસ એ જ આશ્વાસન બની શકે

*

હવે આપણે બીજી દૃષ્ટિએ વિચાર કરીએ

આપણી મોક્ષની કલ્પના શી છે? આપણે ઇચ્છીએ છીએ કે એક વખત શરીર છૂટી જાય પછી ફરી વાર શરીર ધારણ કરવાનું જ ન આવે કબીરે સાચું કહ્યુ છે કે માણનને મરતા પણ આવડવું જોઈએ મરવાનું જ છે તો એવી રીતે મરીએ કે ફરી જીવવાનું જ માથે ન આવે જેમને મૃત્યુની બીક છે તે જ જીવન માગે છે જેમણે દૈહિક જીવનનું, દેહધારી અવસ્થાનું સ્વરૂપ પૂરેપૂરુ જાણી લીધુ છે તે તો જીવનથી ડરે, મૃત્યુથી નહીં તેવા લોકો કહે છે, 'ગયા મરીએ તો ફરી જન્મ લેવો પડે. દુનિયામા કોઈ ચીજ ખરાબ હોય તો તે દેહધારી જીવન છે' બૌદ્ધ લોકો જીવનના બંધનમાથી મુક્ત થઈને નિર્વાણની શાતિમા પ્રવેશ કરવા ઇચ્છા રાખે છે

પરિણામે 'જીવન શું છે?' એવો સવાલ આપણી સામે ઊભો થાય છે

'જીવન એ સાધના છે કે અંતિમ સત્ય?'

જ્યા સુધી આપણે જીવનને ઓળખીએ નહીં ત્યાં સુધી આપણે મૃત્યુને પણ ઓળખી શકવાના નથી નાનપણથી જ આપણે માનવા લાગીએ છીએ કે જીવન અને મરણ પરસ્પર વ્યાવર્તક છે, પરસ્પર વિરોધી છે 'પ્રકાશ જાય કે તરત જ અધારુ થાય એ જ રીતે મરણ આવે એટલે જીવન સમાપ્ત થયુ,' (આ ઉપમા જાણીજોઈને અહીં ઊલટા રૂપમા મૂકી છે એ સૂલટા રૂપમા મૂકી જ ન શકાય 'જ્યા અંધારુ નથી ત્યા પ્રકાશ છે, અથવા જ્યા મરણ નથી ત્યાં જીવન છે,' એમ આપણે કેવી રીતે કહી શકીએ?) ખરી રીતે વિચારીએ તો મરણની જીવન ઉપર કશી જ અસર દેખાતી નથી આંખોને મન આંખના પલકારાની જેટલી કિંમત છે તેટલી જ કિંમત જીવનને માટે મરણની છે મરણ એ વિશાળ જીવનમા નથી કશી મુશ્કેલી ઊભી કરતું કે નથી તેમાં ઉમેરો કે ઘટાડો કરી શકતું જીવન એ તો હમેશા ચાલુ જ છે અનેક મૃત્યુ આવે તોપણ જીવનનો પ્રવાહ બહુ અંકી નાટકની જેમ ચાલુ જ છે આવારનવાર મૃત્યુનો પડદો પડતો રહે છે તે ઇષ્ટ જ છે, નહીં તો નાટક બોજારૂપ બની અકળાવે

*

મરણ નિશ્ચિત છે એમા તો કાંઈ શક નથી જ. પણ, 'મરણની ઉપયોગિતા શી? જો તે ઉપયોગી હોય તો ઋતુચક્રની જેમ તેનું આગમન નિશ્ચિત સમયે કેમ નથી થતું?'

(ગણિતમા સ્લેટ બદલવાની જે ઉપયોગિતા છે તે જ પ્રકારની ઉપયોગિતા મરણની છે ગણિતનો દાખલો કરતા કરતાં જ્યારે એક સ્લેટ ભરાઈ જાય છે, ત્યારે આગળને માટે જેટલા આકડા કામના હોય તેટલા નવી સ્લેટ ઉપર લખી લેવામા આવે છે અને પછી મૂળ સ્લેટ પરનું બધુ લખાણ ભૂસી નાખવામા આવે છે જો આપણે આમ ન કરીએ તો તે સ્લેટ ફરીથી કામમા ન લેવાય અને ગણિત પણ આગળ ન ચાલે એક જીવનમા આપણે જે કમાયા હોઈએ તે બધો સગ્રહ ત્યાં ને ત્યા જ છોડવો પડે છે, પરનુ આપણને જે કાંઈ આતરિક લાભ થાય છે તે લઈને આપણે આગળ ચાલીએ છીએ 'પરસ્મૈપદી' લાભ આ જીવન માટે છે, 'આત્મનેપદી' લાભ જન્મજન્માતર સુધી ઉપયોગી છે 'પરસ્મૈપદી' લાભોનો બોજો વધતો જ જાય તો માણસને જોતજોતામા ઘડપણ આવી જાય અને નવા નવા અનુભવો મેળવવાની તેની શક્તિ નાશ પામે આ ભારે દુખમાંથી મુક્ત થવાનો એકમાત્ર ઉપાય મરણ છે )

*

જીવન અને મરણનો વિચાર કરતા કરતા આપણે પુનર્જન્મ સુધી આવી પહોચ્યા લોકો સામાન્ય રીતે એમ માને છે કે જેવી રીતે પાણી, દૂધ, ચોખા વગેરે પદાર્થ એક વાસણમાંથી બીજા વાસણમા આપણે ભરીએ છીએ તેવી રીતે જીવાત્મા એક શરીર છોડીને બીજા શરીરમાં પ્રવેશે છે કેટલાક લોકો એમ પણ માને છે કે આ જીવાત્મા નિત્ય છે, અનન્ત છે બીજા કહે છે કે જીવાત્માઓ તો આત્મસાગરનાં માત્ર મોજા છે એક ઘડામા સમાયેલા 'ઘટાકાશ'નું જેટલું સ્વતંત્ર અસ્તિત્વ છે તેટલુ જ સ્વતંત્ર અસ્તિત્વ જીવાત્માનું છે આકાશ બધે ઠેકાણે એકરૂપ જ છે ઘટાકાશનું વ્યક્તિત્વ, આકાશનુ ન હતું પણ, ઘડાના આકારથી થોડા સમય પૂરતું ઉત્પન્ન થયેલું હતું

બૌદ્ધ લોકો આવા આકાશને શૂન્ય કહે છે અને ઘડાને સસ્કાર-સમુચ્ચય કહે છે પરિણામે તેઓ આત્માનો સ્વીકાર કરતા નથી વેદાન્તી પણ આત્માના જીવત્વને માયારૂપ માને છે જે આત્મા સર્વગત હોય તે, શૂન્ય હોય કે બ્રહ્મ, વ્યક્તિત્વની દૃષ્ટિએ એક જ છે અને જ્યારે જીવાત્મા માયારૂપ જ છે ત્યાર મરણની તેના ઉપર કશી અસર હોવાનું કારણ જ નથી

*

મરણ થતાં આ વ્યક્તિત્વ કયાં ચાલ્યુ જાય છે? તે પિતૃલોકમાં જાય છે, ઇંદ્રલોકમા જાય છે કે ચંદ્રલોકમાં જાય છે એમ કહેવુ એ તો બચ્ચાને પટાવવા જેવું છે અને જ્યારે માલૂમ પડે છે કે આ તો એક કલ્પના જ છે ત્યારે તે

કલ્પના છોડી દેવાને બદલે તેને રૂપક બનાવીને આપણે તેમાથી કોઈ ને કોઈ દાર્શનિક કે આધ્યાત્મિક અર્થ કાઢવાની પ્રવૃત્તિ કરીએ છીએ શુદ્ધબુદ્ધિ તો કહે છે કે જેવી રીતે મીઠાનો કે સાકરનો ગાંગડો પાણીમાં પડતાં ઓગળી જાય છે તેવી જ રીતે મનુષ્યનું વ્યક્તિત્વ તેની આસપાસ સંકળાયેલા સામાજિક જીવનમાં વિલીન થઈ જાય છે માણસે જે કાંઈ ભલું કે બૂરુ કર્યું હશે તે, તેના શારીરિક, માનસિક કે આધ્યાત્મિક ર્ગો જ, તેનો આત્મા હતો તેની સમાજ ઉપર જે કાંઈ અસર થઈ હશે તે જ તેનું મરણોત્તર જીવન મરણ પહેલા માણસ મુખ્યત્વે પોતાના શરીરમાં રહીને પોતાના વ્યક્તિત્વને સમાજમા અથવા વિશ્વમાં ચાહે તેટલું વધારી શકે છે મરણ પછી તેનું શારીરિક કેન્દ્ર નષ્ટ થાય છે, પરન્તુ જ્યા સુધી તેને તેના વ્યક્તિત્વની સ્મૃતિ રહે છે ત્યા સુધી તેનું જીવન ચાલુ રહે છે તેના જે સારાનરસા કર્મની સમાજ ઉપર અસર રહે છે તે તેનું મરણોત્તર જીવન છે

ઠંડીના દિવસોમા ઓરડી બધ કરી તેમાં આપણે એક સગડી મૂકીએ છીએ એટલે ઓરડાની હવામાં જે ગરમી આવે છે તેના કરતાં સગડીની ગરમી વધારે હોય છે તે જ તેનું વ્યક્તિત્વ છે જ્યારે સગડીના કોલસા ખલાસ થઈ જાય છે ત્યારે તેની પૂરેપૂરી ગરમી ઓરડાને મળી રહે છે આમ થતાં બન્નેની ગરમી સરખી બની—જે ગરમી સગડીના કોલસામા હતી તે આખા ઓરડામાં પ્રસરી ગઈ સગડીની ઉષ્ણતાએ ઓરડાના જેટલું વ્યાપક સ્વરૂપ ધારણ કર્યું અને પોતે મોક્ષ પ્રાપ્ત કર્યો સગડીના કોલસા મરી ગયા, પણ તેમાંની ગરમી ઓરડાની ગરમીના રૂપમા જીવતી રહી છે એ જ સગડીના દેવતાનુ મરણોત્તર જીવન છે

આપણે ઓરડાના બારીબારણા ખોલી નાખીએ એટલે અદરની ગરમી બહારની હવામા ભળી જાય છે એ ગરમી ગમે તેટલી થોડી હોય તોપણ તેનો લાભ આખા વાતાવરણને મળે જ છે

મનુષ્યના મરણ બાદ, તેનો જીવાત્મા કહો કે સસ્કાર-સમુચ્ચય કહો, તેનું વ્યક્તિત્વ વાતાવરણમા અથવા તો પરિસ્થિતિમાં વિલીન થઈ જાય છે અને આખરે તે જ આખા સમાજમા સસ્કૃતિના રૂપમા રહી જાય છે સંસ્કૃતિ તમામ સંબદ્ધ વ્યક્તિઓનું મરણોત્તર જીવન છે, તેથી સંસ્કૃતિને સમાજનો આત્મા કહી શકાય અસંખ્ય જીવાત્માઓ એકઠા થાય એટલે આપણને સામાજિક વિરાટાત્મા મળે છે વ્યક્તિની કીર્તિ એ જીવાત્માની છાયા છે સમાજની પ્રતિષ્ઠા અને તેની શક્તિ એ સામાજિક આત્માનું વ્યક્ત સ્વરૂપ છે

આ સામાજિક આત્માની સેવા આપણે જીવન મારફતે જ કરી શકીએ મરણ એ તો જીવનનું એક આવશ્યક પાસું છે, તેથી મોકો આવ્યે આપણને જે મરતા ન આવડે તો આપણુ જીવન ક્ષીણ અને વ્યર્થ બની જાય મરણમા દર વખતે જીવનદ્રોહ નથી હોતો, કેટલીયે વાર મરણમાં જીવનની પરિપૂર્તિ અને સાર્થકતા જ હોય છે

જે લોકો પૂર્વજન્મમાં માને છે તેમણે તો કબૂલ કરવું જ પડશે કે, જન્મ લેવાની ઇચ્છા વિના જીવાત્મા દેહને ધારણ કરી જ શકતો નથી.

ધોરા તત્ત્વજ્ઞાની કવિ એમ પણ કહે છે કે, આ દુનિયામાં નવા જીવને લાવવાના સંકલ્પ સાથે જ માણસ જન્મ તેમ જ મૃત્યુ બન્નેને એક સાથે આમંત્રણ આપે છે માતપિતાના વિકારને લીધે જ જે શરીર પેદા થયું છે તે પૂરેપૂરુ નિર્વિકારી ન જ બની શકે, પરંતુ કોઈ પણ સાધનાના બળથી શરીર તેમ જ મન નિર્વિકારી બની જાય તો તે અમર પણ બને.

પોતાને માટે મરણની તૈયારી કરીને જ બે વ્યક્તિઓ નવા જીવનને જન્મ આપી શકે છે, અથવા ખરુ તો એ છે કે, બે વ્યક્તિઓનો સંકલ્પ એક બનીને, મોટા પ્રમાણમા સ્વેચ્છાથી, તેઓ નવો જન્મ ધારણ કરે છે

માણસ પોતાની ઇચ્છા, પોતાની વાસના કે પોતાના સકલ્પને કારણે જ નવો જન્મ લે છે એ વાત માની હોય, તો જ્યા સુધી આ જિજીવિષા (જીવવાની ઇચ્છા) ખતમ થઈ નથી ત્યાં સુધી માત્ર આત્મહત્યા કરવાથી અથવા તો અનશન કરવાથી માણસ જીવનથી નિવૃત્ત બનતો નથી

'છિન્નોઽપિ રોહતિ તરુ ' એ ન્યાયે તેને ફરીથી જન્મ લેવો પડશે વળી આત્મહત્યા કરવામાં ચિત્તવૃત્તિમા જે વિકૃતિ પેદા થાય છે તેનો તેણે હિસાબ ચૂકવવો પડશે કેવળ આત્મહત્યા કરવાથી જીવનનો સંકલ્પ નાશ પામતો નથી બૌદ્ધ અને વેદાન્તી લોકો આથીયે આગળ જઈને કહે છે કે મરવાનો સંકલ્પ પણ એક સકલ્પ હોવાને કારણે બધન પેદા કરે છે અને આપણે ફરીથી જન્મ લેવાને માટે બંધાઈએ છીએ જન્મ અને મૃત્યુ એ બન્ને એક જ સિક્કાની બે બાજુઓ છે એ વાત જેઓ સમજી ગયા છે તેઓ આત્મહત્યા કરીને બચી જવાની ખોટી આશા સેવતા નથી વાસનાક્ષય તથા સમ્યક્‌દૃષ્ટિ દ્વારા જ જીવવાનો સંકલ્પ અને ઇચ્છા એ બન્નેનો નાશ થાય છે (મરવાની ઇચ્છાને બૌદ્ધ લોકો 'વિભવ તૃષ્ણા' કહે છે અને તેમાં તૃષ્ણાના બધા દોષો બતાવે છે) તત્ત્વજ્ઞ પુરુષ સારી રીતે જાણે છે કે આ શરીર, એક રીતે જોઈએ તો, આત્માનું કારાગૃહ છે અને તે જ શરીર જાગ્રત તેમ જ પ્રયત્નશીલ વ્યક્તિને માટે કારાગૃહમાથી મુક્ત થવાનું સાધન પણ છે આત્મહત્યા કરીને આપણે માનીએ છીએ કે આપણે કારાગૃહનો નાશ કર્યો, પરતુ ખરી રીતે તો આપણે મુક્તિ પામવાના સારામા સારા સાધનનો જ નાશ કરીએ છીએ દવાની શીશી ફોડી નાખવાથી આપણે ઓછા રોગમુક્ત બની શકીએ છીએ?

જીવવાનો કે મરવાનો ઉપદેશ તત્ત્વજ્ઞ નહીં કરે જ્યાં સુધી આ શરીર મુક્તિ માટેનું સાધન થઈ શકે તેમ છે ત્યા સુધી અનિવાર્ય હિસા સહન કરીને પણ તેને જિવાડવુ જોઈએ જ્યારે આપણને માલૂમ પડે કે આત્માને પોતાના વિકાસમા શરીર અંતરાયરૂપ બને છે ત્યારે આપણે તેને છોડવું જોઈએ, કારણ કે એવી સ્થિતિમાં જાગ્રત આત્મા પોતે જ શરીરનો ખ્યાલ કર્યા સિવાય પોતાની સાધના ચલાવે છે

( ઉપનિષદોમાં અન્નની નિરુક્તિ (સમજૂતી) બે રીતે આપી છે. (૧) 'માણસ દ્વારા જે ખવાય છે' (अद्) અથવા (૨) 'જે માણસને ખાય છે' તે અન્ન છે. આહાર જ્યાં સુધી સાધનરૂપ છે ત્યાં સુધી તે શરીરને પોષણ આપે છે. જ્યારે આહાર શારીરિક, માનસિક અને આધ્યાત્મિક પુષ્ટિની સાધના છોડીને કેવળ ઇંદ્રિય-તૃપ્તિ અને વિલાસનું સાધન બની જાય છે ત્યારે તે પોતાને ખાનારને જ ખાઈ જાય છે. 'अद्यते, अत्ति वा इति अन्नम्'—'જે ખવાય છે અથવા જે ખાય છે તે અન્ન છે.' )

વેદાન્તના ઉપદેશક હમેશાં એક ઉદાહરણ આપે છે કે, 'જો પગમાં કાંટો પેસી જાય તો બીજો કાંટો હાથમાં લઈને પગમાંનો કાંટો કાઢવો જોઈએ; અને તેમાં સફળતા મળ્યા પછી બન્ને કાંટા ફેંકી દેવા જોઈએ. જો હાથમાંનો કાંટો પહેલો ફેંકી દેવામાં આવે તો પગમાં પેઠેલો કાંટો નીકળશે નહીં.'

જ્યાં સુધી જીવવાનો (કે મરવાનો) સંકલ્પ છે ત્યાં સુધી આપણને આત્મહત્યા કરવાનો જરા પણ અધિકાર નથી.

બંગાળમાં એક જગાએ પાણી ખરાબ હોવાને કારણે રોગચાળો ફેલાયો હતો. ત્યાં લોકોની સેવા કરવા માટે સંન્યાસીઓનો એક જથ્થો જઈ પહોંચ્યો. તેમણે ખૂબ બહાદુરીથી લોકોની સેવા કરી, પણ સેવા દરમ્યાન તેઓ પેલા ખરાબ તળાવનું પાણી પીતા હતા. પોતાના માટે તેમણે પાણીનો સ્વતંત્ર બંદોબસ્ત કર્યો હતો. જો તેઓ એવો વિચાર કરત કે, 'જ્યાં હજારો માણસોને નિર્દોષ અને શુદ્ધ પાણી મળી શકતું નથી ત્યાં આપણને આપણે માટે અલગ વ્યવસ્થા કરવાનો શો અધિકાર છે? જે પાણી આમના હજારો અને લાખો લોકો પીએ છે તે જ પાણી આપણે કેમ ન પીએ?' તો પોતાના મનમાં પૂરેપૂરી સહાનુભૂતિ હોવા છતાં તેઓ લોકોની સેવા ન કરી શકત; તે તેઓ પોતે જ બીમારીના ભોગ અને બીજાઓની સેવા લેનારા બની જાત.

અને જો એ સંન્યાસીઓ સેવાભાવ ભૂલી જઈને પોતાનો જાન બચાવવાને માટે બીમારીના સ્થાનથી ગાઉ દૂર ભાગત તો જીવતા રહેતા છતાં પણ તેમનું જીવન નિષ્ફળ બનત. જ્યાં સુધી જીવીને સેવા કરી શકાય છે ત્યાં સુધી જીવવાનો પ્રયત્ન કરવો અને જ્યાં બલિદાનથી જ સેવા થઈ શકે છે ત્યાં જીવવાનો મોહ છોડી દઈને શરીરનો ખ્યાલ કર્યા સિવાય સાધના કરવી એમાં જ જીવનસાફલ્ય છે.

જે કોઈ પણ પરિસ્થિતિમાં જીવવા જ ઇચ્છે છે તેની શરીરનિષ્ઠા ખુલ્લી જ છે. પણ જે શરીરથી ગભરાઈને અથવા મરવા ખાતર જ મરવા ઇચ્છે છે તેનામાં પણ વિકૃત સ્વરૂપની શરીરનિષ્ઠા છે, એ આપણે સમજવું જોઈએ. જીવન એ આનંદમય પણ નથી અને એકલું ભારરૂપ પણ નથી; જીવન એ તો એક સાધના છે, એટલું દર્શન જેને થયું તે જ સાચો દર્શનશાસ્ત્રી છે. જે મરણથી ડરે છે અથવા

જેને મરણ જ જોઈએ છે, તે બન્ને જીવનનું રહસ્ય જાણતા નથી. જેવી રીતે ઉન્મેષ અને નિમેષ એ બન્ને ક્રિયાઓ એકઠી થઈને જ જેવાની એક ક્રિયા પૂરી થાય છે તેવી રીતે જન્મ તેમ જ મૃત્યુ એ બન્નેનો વ્યાપક જીવનમાં અંતર્ભાવ થાય છે.

એપ્રિલ, ૧૯૪૧

# ૩૨

## મૃત્યુનું તર્પણ–૩

### હત્યાગ્રહ તથા સત્યાગ્રહની દૃષ્ટિએ

'મૃત્યુનું તર્પણ' એ મથાળાના બે લેખ વાંચીને એક મિત્રે વિનોદમાં પૂછ્યું "કાકાસાહેબ, તમે આમ મૃત્યુની પાછળ કેમ પડ્યા છો?"

મેં એટલા જ વિનોદથી જવાબ આપ્યો, "કારણ કે મારી અજાણમાં તે મારી પાછળ ન પડે! પણ તમે તો મારા કરતાં પણ મૃત્યુના મોટા ખેરખા લાગો છો. મૃત્યુ તો એકલે હાથે આખી દુનિયાની પાછળ પડ્યું છે. અને મારા જેવું એક જ માણસ મૃત્યુની પાછળ પડ્યું એટલામાં તો તેની દયા ખાઈને મારી સામે ફરિયાદ કરવા આવ્યા!"

આ તો માત્ર વિનોદની જ વાત થઈ પરંતુ સાચી વાત એ છે કે, માણસ મૃત્યુથી એટલો બધો ડરતો હોય છે કે એનું ચિંતન તો શું તેનું નામ પણ તેનાથી સહન થઈ શકતું નથી. માણસની એવી ઇચ્છા રહે છે કે પોતાના માથા ઉપરનું દેવું, પોતે કરેલાં પાપ અને પોતાનું મૃત્યુ—એ ત્રણેનું બને ત્યાં સુધી સ્મરણ પણ ન થાઓ પરંતુ, ખરી રીતે તો આ ત્રણેનું વિચારયુક્ત સ્મરણ રહે તેમાં જ જીવનની સફળતા છે મૃત્યુ કે જે નિશ્ચિત છે તેને આપણે ન ઓળખીએ તો આપણે પોતાની જાતને શિક્ષિત અથવા બુદ્ધિમાન કેવી રીતે કહી શકવાના? )

જે વ્યક્તિ મૃત્યુનું અખંડ સ્મરણ રાખીને જ જીવે છે તે પોતાના જીવનનો દુરુપયોગ નહીં કરે, પરંતુ જે મૃત્યુનું સ્વરૂપ જ નથી સમજતો અને માત્ર આંધળો ડર જ મનમાં સેવે છે તેનું જીવન તો એક અખંડ અને સતત મરણ જ બની રહે છે આત્મા શું છે, પરમાત્મા શું છે, જીવન શું છે, ધર્મ શું છે, સમાજ શું છે, નાગરિકોનું કર્તવ્ય શું છે— એ બધા સવાલો મનુષ્યજીવનમાં જેટલા મહત્ત્વના છે તેટલો જ મહત્ત્વનો સવાલ છે મરણ શું છે? અને તેના પ્રત્યે આપણી વૃત્તિ કેવી રહેવી જોઈએ?

આ તો રોજની વાત થઈ, પરંતુ આજકાલ તો મૃત્યુની મોસમ છે પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા, કૉલેરા, દુકાળ વગેરે જ્યારે વ્યાપે છે ત્યારે મૃત્યુની હમલ ચાલતી હોય છે પરંતુ એ સમયે એટલું તો સારું છે કે બધાં જ મનુષ્ય પ્રાણી મૃત્યુથી

બનવાનો પ્રયત્ન કરે છે પણ એથી ઊલટુ આજના આ ત્રિખંડવ્યાપી યુદ્ધમાં તો માણસે જ સંહારલીલા ચલાવી છે માણસે એવો તો સંહાર માંડયો છે કે પ્રલય કાળનું તાડવનૃત્ય ચલાવનાર સાક્ષાત્ ભગવાન શિવજી પણ તેની પાસે પાઠ લેવા લલચાય!

અને જો મૃત્યુની શક્તિ વિશે આટલો અંધ વિશ્વાસ માણસમાં ન હોત તો માણસ, માણસોને મારવા માટે, સ્થળે સ્થળેથી આટલો મસાલો એકઠો ન કરત જે દિવસે માણસનો મૃત્યુની શક્તિ પરથી વિશ્વાસ ઊઠી જશે તે દિવસે મનુષ્યજાતિનો જીવનક્રમ જ બદલાઈ જશે યુદ્ધમાં મૃત્યુનો જે સાક્ષાત્કાર કરવામા આવે છે તેનાં બે પાસા છે — એક છે મારવું, અને બીજુ છે મરવું જે દિવસે આપણે મરવાના ગુણદોષ સારી રીતે સમજી જઈશું તે દિવસે આપણે નિર્ભય વીર બનીશુ — સાચા ક્ષત્રિય બનીશું અને જે દિવસે આપણે મારવાના ગુણદોષ સમજી જઈશું તે દિવસે આપણે હત્યા કરવાનું છોડી દઈશું અને સાચા સત્યાગ્રહી બનીશું

મનુષ્યજીવનમા જ્યાં સુધી એક તરફ લોભ, મોહ અને અહંકાર તથા ઈર્ષા, અસૂયા વગેરે દુર્ગુણો છે ત્યાં સુધી બીજી બાજુ માણસને માટે ચિંતાનો અને સાધનાનો મુખ્ય વિષય છે, અન્યાયનો પ્રતિકાર અને આ પ્રતિકાર આખરી સ્વરૂપમાં બે જ રીતે થઈ શકે છે — હત્યાગ્રહથી અને સત્યાગ્રહથી હત્યાગ્રહમાં મારવાની તત્પરતા અને મરવાની તૈયારી કેળવવી પડે છે જ્યારે સત્યાગ્રહમાં માત્ર મરવાની બન્નેનો સબંધ મૃત્યુની સાથે આવે જ છે, તેથી આજના જમાનામા હિંસાવાદીઓને તેમ જ અહિંસાવાદીઓને મૃત્યુનું તર્પણ કરવુ જ પડવાનુ, એટલે કે, મૃત્યુનું સ્વરૂપ યથાર્થ રીતે સમજી લઈને મૃત્યુથી આપણે કેવી રીતે લાભ ઉઠાવીએ અને મૃત્યુનો દુરુપયોગ કેવી રીતે અટકાવીએ, એ વિચારવું પડશે જીવવુ અને મરવું એ જીવનનાં બે પાસા હોવાથી એ બન્નેને એક સાથે ઓળખી લેવા એ જીવનસિદ્ધિને માટે ખૂબ આવશ્યક છે

*

એક વખતે એક ફ્રેંચ વિદ્વાન સાથે જીવન વિષે ચર્ચા છેડી હતી તેમણે કહ્યુ, Living is killing 'કોઈને મારીએ નહીં તો આપણે જીવી ન શકીએ' એમણે ભારે વકતૃત્વથી બતાવ્યું કે આપણે શ્વાસ લઈએ છીએ એમા પણ હત્યા કરવી પડે છે ખાઈએ છીએ એમા પણ હત્યા છે — પછી તે ભલે વનસ્પતિની હોય કે પશુ પક્ષી માછલા વગેરેની તેમણે એ પણ બતાવ્યું કે સમાજનો એક વર્ગ બીજા વર્ગને નિચોવીને જ જીવી શકે છે એ પણ હિંસા જ છે દરેક ક્ષેત્રમા પોતાના સિદ્ધાંત કેવી રીતે લાગુ પડે છે એ બતાવીને અંતમા ખૂબ જોસથી તે બોલ્યા, *Therefore I say, Living is killing*

આ સિદ્ધાંતનો કેવળ પ્રતિવાદ થઈ શકે એમ ન હતુ મેં તેમની વાતનો સ્વીકાર કરીને કહ્યુ, No doubt, 'Living is killing' is the supreme

*fact* of life; and you have proved it (જીવ ] એનો નાશ મારવું થાય છે એમાં તો શક નથી જ જીવનનું એ સાચું સ્વરૂપ છે અને આપે તે સિદ્ધ કર્યું છે) But that does not mean that it is the *law* of life (પરંતુ જીવનનું સ્વરૂપ એ કાંઈ જીવનનો ધર્મ નથી) જીવનનો ધર્મ આપે મારી પાસેથી સમજવો પડશે Killing the least is living the best (ઓછામાં ઓછું મારવું — ઓછામાં ઓછી હિંસા કરવી એ જ જીવનની કૃતાર્થતા છે — એ જ જીવનધર્મ છે) Ahimsa is the fulfilment of life It is the fruition of life.

મૃત્યુ સિવાય જીવન કૃતાર્થ નથી થઈ શકતું એ વાત સાચી છે પરંતુ તેને માટે તો વિચારપૂર્વક, સમય આવ્યે, પોતાના પ્રાણ અર્પણ કરવા પડે છે બીજાઓને મારવાથી જીવનસિદ્ધિ પ્રાપ્ત થતી નથી યોગ્ય પ્રમાણમાં, યોગ્ય રીતે, યોગ્ય પ્રસંગે, પોતાનું બલિદાન આપવું — અંશત કે પૂર્ણત મૃત્યુનો સ્વીકાર કરવો — એમાં જ જીવનની સાચી સફળતા છે મારવાથી, હિંસા કરવાથી જીવનની જટિલતા વધે છે, જીવનની ગાંઠો વધારે અટપટી બને છે જે હત્યા કરે છે અને જેની હત્યા થાય છે એ બન્ને જીવનદર્શનથી દૂર ને દૂર જાય છે પરંતુ જીવન અને મૃત્યુનું રહસ્ય સમજી જે લોકો અહિંસાવૃત્તિ ધારણ કરીને મૃત્યુનો પૂરો લાભ ઉઠાવી જાણે છે તે જ સાચા જીવનસ્વામી બને છે જે માત્ર જીવતો જ રહે છે અને જીવતા રહેવા માટે જ ઓછી વત્તી ભલાઈ-બૂરાઈ કરવા પ્રેરાય છે તે જીવનસ્વામી બની શકતો નથી જીવનસ્વામી તો એ જ છે કે જે પોતાના જીવનને કુશળ ખેડૂતની જેમ મૃત્યુની મદદથી વિશ્વવ્યાપારના ક્ષેત્રમાં વાવી શકે

એટલા માટે, જે વખતે જગતે એક બાજુ હત્યાની વિફળતાનો અનુભવ મેળવવા માટે મનુષ્યજાતિએ સૌથી મોટી, વિરાટ અને ભીષણ પ્રયોગશાળા ખોલી છે, અને બીજી બાજુ સત્યાગ્રહનું દૈવી તત્ત્વ દુનિયામાં ચલાવનાર એક પ્રયોગવીર આપણી વચ્ચે છે તે વખતે હિંસા અને અહિંસાની ચર્ચા કરતા પહેલાં, આપણે સમજી લઈએ કે, મૃત્યુ શી ચીજ છે

વિચાર કરીને, ધ્યાન ચિંતન કરીને જ્યાં જરૂર પડશે ઈષ્ટ પ્રયોગ કરીને આપણે મૃત્યુના સ્વરૂપને ઓળખીએ મૃત્યુ આ દુનિયામાં શા માટ મોકલાયું છે, મૃત્યુનું જીવનકાર્ય શું છે — એ બધું આપણે સારી રીતે સમજી લઈએ

ઑક્ટોબર, ૧૯૪૧

૩૩

## મરણોત્તર જીવનની સ્પષ્ટ કલ્પના

સ્વર્ગનરકનાં ઇતિહાસભૂગોળ પુરાણમાં બહુ વાંચવાને મળે છે જેમ હિંદુસ્તાનની પેલી પાર તિબેટ છે, દક્ષિણમાં લંકા છે, સાત સમુદ્રોની પાર અંગ્રેજોના શ્વેતદ્વીપ છે, તે જ પ્રમાણે વાદળાની પેલી પાર આકાશમાં સ્વર્ગભૂમિ એટલે કોઈ દેશ હશે અને ત્યા દેવો રહેતા હશે એવો ખ્યાલ પુરાણોનાં એ વર્ણનો પરથી ઊપજે છે પૃથ્વી પરના દેશો તેના પૃષ્ઠ પર પાસે પાસે આવેલા છે સ્વર્ગના ઇન્દ્રલોક, ચન્દ્રલોક, ગોલોક, વિષ્ણુલોક વગેરે વહાણોમાના ડેક, તૂનક કે કેબિનો પ્રમાણે કે રેલવેના ઇન્ટરક્લાસના ડબ્બામાંનાં પાટિયાં પ્રમાણે કે મુંબઈની ચાલોમાંના મજલાઓ પ્રમાણે ઉપરનીચે હશે એટલો જ ફેર

નાગલોકનું એથી જરા જુદુ ને વિચિત્ર છે પાણીમાં બૂડીને નાગલોકમાં જઈ શકાય છે એ શી રીતે બનતું હશે તે ધ્યાનમા આવતું નથી. અને નરક પૃથ્વીની નીચે તો ખરૂ પણ કર્યા હશે ને ત્યાં કેમ જવાતું હશે એનો તો ખ્યાલ જ આવતો નથી પૃથ્વી ગોળ છે એ નક્કી થયા પછી અમેરિકા પાતાળની ભૂમિ છે એમ આપણે કહેવા લાગ્યા તો પછી યમલોકની સ્થાપના ક્યાં કરવી?

આ સર્વ લોક કાલ્પનિક છે એવું ફરી ફરી સિદ્ધ કરવા બેસવાના દિવસો હવે રહ્યા નથી એ બધી દુનિયાઓ વિચારવાન લોકોના મનમાથી ક્યારની ઊઠી ગઈ છે પરતુ મરણોત્તર જીવન કેવુ હશે એનો ખુલાસો મન રોજ રોજ માગે છે. ‘સામાન્ય વિલાસી લોકોને ઇહલોકમાં જે સુખોપભોગ જોઈએ છે તેમની જ સુધા રેલી આવૃત્તિ તે જ આપણા પુરાણોનું સ્વર્ગ એમ કહેવામા કશો વાધો નથી. માણમની કલ્પના પણ બિચારી જઈ જઈને કેટલેક પહોચવાની હતી? જે જોયુ હોય, અનુભવ્યુ હોય તે જ વસ્તુઓના ભિન્ન ભિન્ન અવયવો એકઠા કરવાથી સ્વર્ગાદિ લોકનું કોચવું તૈયાર થાય છે પૃથ્વી પર મનુષ્ય જાતજાતનાં મધુર પીણા—શરબતો અને આસવો—પીએ છે, સ્વર્ગમાં એ સર્વના પ્રતિનિધિ તરીકે માધુર્યની પરિસીમા જેવું અમૃત કલ્પ્યુ પૃથ્વી પર વિલાસી લોકો સર્વને ભોગ્ય એવી વારાંગનાઓનુ સેવન કરે છે, સ્વર્ગમા તેમને સ્થાને અપ્સરાઓની યોજના થઈ પૃથ્વી પર વિષયસેવન કરનાર માનવોને વ્યાધિ, જરા અને મરણ ભોગવવા પડે છે સ્વર્ગ એ કાવ્યપ્રદેશના જેવુ કાલ્પનિક હોવાથી ત્યા એ ત્રણે ઉપાધિ નથી એમ સ્વર્ગવિધાતા કલ્પકોએ નક્કી કર્યું સ્વર્ગમાં વ્યાધિ નથી તેમ જ આધિ એટલે માનસિક ચિન્તાઓ પણ નથી એવું પૌરાણિક ભૂગોળશાસ્ત્રવેત્તાઓ કહે છે પરતુ ત્યાનો ઇતિહાસ એથી વિરુદ્ધ પુરાવો આપે છે સ્વર્ગનો રાજા ઇન્દ્ર ભોગક્ષીણ નૃપાળોની જેમ હમેશ બી બીને જીવે છે કોઈએ પણ તપશ્ચર્યા આદરી કે તેનુ સિંહાસન ડોલવા

માંડે છે. કોઈ બળવાન બંદો જાગ્યો કે તેની આગળ તું જ ઇન્દ્ર થા એવી એની ઑફર ખરી જ. અને અંદરખાનેથી પોતાના સુકુમાર પ્રહરણો (અપ્સરાઓ) મોકલવા પણ પાછો એ તૈયાર જ છે. રોજના નવા નવા દાવ ચલાવીને તેને પોતાનું સ્થાન સંભાળવું પડે છે. આથી જુદો આધિ વળી કેવોક રહેતો હશે?

ને બાકીના દેવો પણ કંઈકે નિશ્ચિન્ત રહે છે? ના તેઓ અમૃત પીએ છે ને અપ્સરાઓના નાચ જુએ છે. ગાવુંબજાવવું ને સર્વ ઇન્દ્રિયોને તૃપ્ત રાખવી એ સ્વર્ગમાં અખંડ ચાલે છે પરંતુ આવા ગળપણથી ભાગી જતું મોઢું પાછું સ્વાદવાળું કરવાને જ જાણે ત્યાં તીખા તીખા સૂંઠના લાડુ પણ રાખ્યા છે દેવોમાં સરખો દરજ્જો નથી. દરેક જણને પોતપોતાના પુણ્યના પ્રમાણમાં 'એ', 'બી' કે 'સી' ક્લાસ મળવાનો અને સ્વર્ગ નામની હોટલમાં જેનો જેટલો પુણ્યરાશ જમા તેટલા પ્રમાણમાં તેને સુખ ભોગવવા મળવાનું બૅંકમાંની સિલક ખલાસ થઈ કે સ્વર્ગના માલિકો પ્રાણીને નીચે ધકેલી દેવાના જ. દેવોને માટે દરરોજ એ જ મોટી ચિન્તા. પોતાનાથી જેનું આસન હેઠે તેના તરફ તુચ્છતાથી જોવું, અને ઉપરવાળાની અદેખાઈ કરવી. આવી મત્સરપોષક તીખી તમતમતી વ્યવસ્થા સ્વર્ગમાં ન હોત તો સ્વર્ગનું અખંડ સુખમય જીવન છેક જ કંટાળાજનક થયું હોત!

રાજદરબારી વિલાસો પરથી માણસને સ્વર્ગની કલ્પના સૂઝી, તેવી નરકની કલ્પના સૂઝી કારાવાસની યાતનાઓના અનુભવ પરથી. અહીં પણ પ્રત્યક્ષ અનુભવની બહાર કલ્પના બહુ પહોંચી શકી નથી. પીડા આપવાને અથવા વેર વાળવાને જે જે ઉપાયો આ લોકમાં લેવાય છે તેનું જ નરકમાં સુધારાવધારા સાથે આરોપણ થયું છે. અહીંના સુખોપભોગમાં જેમ રોગ, જરા અને મરણ એ એક મોટી મુશ્કેલી છે તે જ પ્રમાણે યાતના કરવાની હોંશ પૂરી કરવામાં પણ એક મુશ્કેલી છે. મારનાર માણસને ક્યારે થાક લાગશે કે તેને ક્યારે દયા ઊપજશે એ કહી શકાતું નથી, આ એક મોટી અડચણ તો ખરી જ. પરંતુ એ બાબતમાં મન અને શરીર રીઢાં થઈ શકે છે. પરંતુ મારહાણ અને હાડછેદના અતિરેકથી જેને પીડા દેવાની છે તે બેશુદ્ધ થઈને પડે અથવા મરીયે જાય તેનો ઇલાજ શો? બન્ને રીતે તે આપણી પહોંચ બહાર જવાનો, તેનો ઉપાય નથી. પરંતુ નરકમાં એવી મુશ્કેલી નથી. ત્યાંના યમદૂતો ધાવાદારી હોવાથી તેમને થાક, કંટાળો કે દયા આવી શકતાં જ નથી. અને ત્યાંની યાતનાઓ ગમે તેટલી ભયંકર હોય તોપણ માણસ બેશુદ્ધ થઈને પડતો નથી કે પૂરો પણ થતો નથી. મરીને જ નરકે જવાય છે એટલે ત્યાં યાતનાથી ફરી મરવાપણું ક્યાંથી હોય?

સ્વર્ગનરકની લોકરૂઢ કલ્પના આમ માણસના અનુભવ પરથી જ ઊભી કરેલી છે એટલું સમજાયા પછી તેની ઝાઝી કિંમત રહેતી નથી. પરંતુ મનુષ્યજીવનથી ચડતું જીવન હોવું જોઈએ, તેમ જ મનુષ્યજીવનથી હીન, અર્થશૂન્ય અને વિશેષ સતાપ આપનારું જીવન પણ હશે જ એવું મનનું વલણ કાયમ રહે છે

એટલે મરણોત્તર જીવન, પારલૌકિક જીવન, સ્વર્ગલોક, મૃત્યુ વગેરે વસ્તુઓ શી છે, એ પોતાના મનસાથે ફરી એક વાર વિચારવાની ઇચ્છા મનુષ્યજાતને વારવાર થાય છે એક દેહ છોડયા પછી તત્કાળ અથવા કાળાન્તરે, આ જ પૃથ્વી પર કે અન્યત્ર, મનુષ્ય કોટિમા કે અન્ય કોટિમા જન્મ લઈ જીવ નવો દેહ ધારણ કરે છે અને નવો અનુભવ મેળવવાનું શરૂ કરે છે આ સર્વસામાન્ય લોકકલ્પના સાથે કોઈ પણ જાતની તકરારમા ઉતર્યા વગર આપણે જુદી જ રીતે એ બાબતનો વિચાર કરીશું

કોઈ પણ માણસ પોતાના પૂર્વજોનું શ્રાદ્ધ કરે છે ત્યારે કોનું શ્રાદ્ધ કરે છે, શાનુ શ્રાદ્ધ કરે છે? આત્માનુ? ના આત્મા સર્વવ્યાપી એટલે વિભુ છે તેને મરણ નથી, સ્થાનાન્તર કે લોકાન્તર નથી એટલે આત્માના શ્રાદ્ધનો તો સવાલ જ રહેતો નથી દેહનુ કરે છે? ના દેહનુ પણ નહીં દેહની તો રાખ કે માટી થઈ જાય છે કદાચ દેહ ઈતર પ્રાણીઓનો આહાર બની તેમની સાથે એકરૂપ પણ થઈ ગયો હોય. મૃત દેહને ખાનારાં કોલાં, વરુ કે ગીધડાંનું આપણે શ્રાદ્ધ કરતા નથી અથવા તો દેહ મા કીડા પડી તેનો જ એક મોટો દેશ વસ્યો હશે, તેમની તૃપ્તિ સારુ પણ કઈ આપણે પાણી રેડતા નથી કે પિંડ મૂકતા નથી

બાકી રહ્યો મરનારની વાસનાઓનો સમુચ્ચય અથવા પાછળ રહેલા લોકોના મનમા રહેલો તેને વિષેની ભાવનાઓનો સમુચ્ચય આ બે વાસનાત્મક અને ભાવનાત્મક દેહ દ્વારા મનુષ્ય મરણ પછી શેષ રહે છે એ બેમાથી એકનુ કે બને દેહોનું શ્રાદ્ધ સંભવે ખરુ

મરણ પામેલો પૂર્વજ મહા શૂર, ક્રૂર, ખાઉધરો કે આળસુ હોય તો તેનો વાસનાસમુચ્ચય કે લિંગદેહ વાઘના કે વરુના શરીરમા જન્મ ધારણ કરશે એવી લોકકલ્પના છે જો તે એકલપેટો હશે તો વાઘની યોનિ પામવાનો સમાનશીલોનો સઘ કરવાની વૃત્તિવાળો હશે તો વરુની યોનિ તેને માટે વધારે અનુકૂળ થવાની શ્રાદ્ધ કઈ આ વાઘ વરુનું નથી થતું નહીં તો તેમને નામે ખીરલાડુ અર્પણ કરવાને કોઈ વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણને આપણે બોલાવીએ તો તેને જ આપણા પૂર્વજો ખીરલાડુને બદલે પરાદ કરી હોઈયા કરી બેસે એવો ખેલ બની જાય અને શ્રાદ્ધમા એક કાળે પશુહત્યા થતી તેને બદલે બ્રહ્મહત્યા થઈ જાય

[માનવપિતા મનુ ભગવાને કહ્યુ છે કે मा स भक्षयिताऽमुत्र यस्य मास इहाद्म्यहम इति मासस्य मासत्वम् । 'જેનું માસ હુ અહીં ખાઉં છુ તે (स) મને (मा) પરલોકમા ખાશે, તેથી માસને માંસ કહે છે' એ ન્યાયે શ્રાદ્ધનો વિચાર કરીએ તો દુનિયામા બધે શ્રાદ્ધ જ ચાલી રહ્યુ છે એમ કહેવું જોઈએ ]

પૂર્વજો પૈકી ગમે તે પોતાના કર્મ, વાસના અને સસ્કારને અનુરૂપ ગમે તે યોનિમા ગયો હોય અને ત્યાં જૂની વાસનાઓની તૃપ્તિ કરતા નવી વાસનાઓનું બધન રચતો હોય, આપણને તેની સાથે કઈ લેવાદેવા નથી આપણો પૂર્વજ પોતાનો દેહ છોડીને ગયા છતા આ લોકમાંથી તે સપૂર્ણ નાશ પામ્યો નથી તેણે કરેલાં

નાશવંત કર્મો, તેમણે પ્રેરેલી નાશવંત પ્રવૃત્તિઓ, અને તેણે માનવસ્વભાવના નિર્માણમાં કરેલો ઉમેરો એ બધું આ લોકમાં મોજૂદ રહે છે

તેની સાથે જેમનો સંબંધ હતો તે સગાંવહાલાં શત્રુમિત્ર વગેરે લોકોની સ્મૃતિમાં અને ભાવનામાં તે મનુષ્ય પહેલાંની જેમ જ જીવે છે એટલું જ નહીં પણ દિવસાનુદિવસ તેના અવશેષ રહેલા સ્મૃતિગત જીવનમાં ફેરફારો પણ થાય છે મરણ પછી તેની વસતિ એક જ દેહમાં ન રહેતાં સ્મૃતિરૂપે, કાર્યરૂપે અથવા પ્રેરણારૂપે તે જેટલા સમાજમાં વ્યાપેલો હશે તેટલા સમસ્ત સમાજમાં તેની વસતિ છે, અને એ જીવનને અનુલક્ષીને જ તેનું શ્રાદ્ધ સંભવી શકે શિવાજી મહારાજ જેવો પુણ્યશ્લોક રાજા મોક્ષ પામ્યો હોય કે આ દેશમાં અથવા બીજા દેશમાં તેણે સત્પુરુષનો જન્મ લીધો હોય એ તેની નવી યાત્રા—કેરિયર—નું આપણે શ્રાદ્ધ કરતા નથી પરંતુ આપણે આજે આપણા હૃદયમાં શિવાજી મહારાજ વસીને જીવે છે, અને ત્યાં મોટા થાય છે, વિભૂતિરૂપે વધે છે, તેમનું શ્રાદ્ધ કરીએ છીએ શ્રાદ્ધ મરેલા જીવોનું નથી થતું, પરંતુ દેહત્યાગ કર્યા પછી જે અંશ સમાજમાં જીવંત રહે છે, સમાજ દ્વારા પ્રવૃત્તિ સેવે છે, વિકાસ પામે છે અને પુરુષાર્થ કરે છે તેમનું જ થઈ શકે છે આ મરણોત્તર સામાજિક જીવન તે જ સાચું પારલૌકિક જીવન જીવતપણાના છ લક્ષણો શાસ્ત્રકારોએ ગણાવેલા છે अस्ति जायते वर्धते अपक्षीयते परिणमते म्रियते—તે બધાં આ જીવનને પણ લાગુ પડે છે તેથી એ જીવન કાલ્પનિક નથી પરંતુ વાસ્તવિક છે, વ્યાપક છે દીર્ઘજીવી છે, પરિણામકારી છે એ જ પારલૌકિક જીવન એ જીવન સુંદર, ઉન્નતિકર, શુભકર હશે તો તે જીવનું સ્વર્ગ છે એ જ જીવન જો સમાજનો અધઃપાત કરનારું હશે, આર્યત્વનો ધ્વંસ કરનારું હશે તો તે જ નરક આમ વિચાર કરતાં દરેક જીવનું સ્વર્ગ-નરક તેના મરણ પછી શરૂ થાય છે, પરંતુ તે જીવ તો આ લોકમાં જ ઓતપ્રોત રહેવાનો

મુસલમાન લોકો માને છે કે માણસ મરણ પામ્યા પછી બર્ઝક નામના એક સ્થાનમાં રહીને ક્યામતની—અંતિમ ન્યાયના દિવસની વાટ—જુએ છે બધાં પ્રાણીઓ મરે, અને અહીંનો બધો વિરાટ નાટક પૂરો થાય તે સિવાય અંતિમ નિવેડાને સારુ બધા હાજર રહી શકે નહીં ને હિસાબના ચોપડા પણ બંધ થઈ શકે નહીં હિસાબ પૂરો થાય, બધા લોકો (નટો) નાટકને અંતે ભેળા મળે છે તેમ એકઠા થાય, બધો ભેદ ઉઘાડો થાય તો જ બધાની સમક્ષ નિવેડો આપી શકાય નિવેડાની આખર જેમને ભાગે સ્વર્ગ (બહિસ્ત) આવે તે કાયમ સ્વર્ગમાં મોજ કરશે ને જેમને ભાગે નરક—જહન્નમ (દોજખ) આવશે તે અખંડ વેદનામાં ખદબદતા રહેશે આ નિર્ણય થાય ત્યાં સુધી બધા મરણ પામેલાઓએ બર્ઝકના વેઈટિંગ રૂમમાં બેસી રહેવાનું છે બર્ઝક કર્મભૂમિ ન હોય છતાં ત્યાં મનુષ્યની સ્થિતિમાં ફેરફાર તો થતો જ રહે છે કેમ કે તેમના પાપપુણ્યનો આંકડો બેંકમાંની અનામતની જેમ અથવા વપારમાં રોકેલી મૂડીની જેમ વધતો ઘટતો રહે છે

મેં જો મારા જીવતા એકાદ કૂવો બાંધ્યો હશે તો જેમ જેમ લોકો તે કૂવાનો ઉપયોગ કરતા જશે તેમ તેમ મારે નામે બર્ઝકમાં એનું પુણ્ય (સુવાબ) વધતું જશે મેં જો એકાદુ તદ્દન નવા જ પ્રકારનું સત્કાર્ય કર્યું હશે અને લોકો તેનું અનુકરણ કરતા થયા હશે તો સત્કૃત્યના નવીન ક્ષેત્રની શોધ કરનાર તરીકે પણ મારુ અનુકરણ કરનારના પુણ્યમાંથી કંઈક અંશ (રૉયલ્ટી) મને બર્ઝકમા મળતો રહે છે એબલ અને કેન એ ભાઈઓની વઢવાડમાથી મનુષ્યજાતિમાં પહેલી બાંધુહત્યા થઈ હતી તેથી હવે મનુષ્યકોટિમા કોઈ પણ ખૂન કરે છે તો ખૂનનો રસ્તો ચાલુ કરનાર બંધુઘાતી કેનને નામે દર વખતે કંઈક પાપાંશ જમા થાય છે જ પરલોકમાં પેગ્ન્ટ ઍક્ટ ભલે ન હોય પણ ન્યાયના ચોપડા બરાબર જાગ્રત રહે છે

ઉપર જણાવેલી બર્ઝકની કલ્પના અને આપણી પારલૌકિક જીવનની કલ્પના બંને લગભગ સરખી જ છે

જેને આપણે કીર્તિ કહીએ છીએ તે સાચુ જોતાં આ પારલૌકિક જીવનનું પ્રતિબિંબ છે પારલૌકિક સુદીર્ઘ જીવન સાથેનું પ્રમાણ કાઢતાં જન્મમરણના ખૂંટા-આ વચ્ચેનું આપણુ સુખદુ ખાત્મક ઐહિક જીવન બહુ નાનું અથવા ટૂકુ કહેવાય પરતુ પુરુષાર્થની દૃષ્ટિથી જોતા એ જીવન બહુ મહત્ત્વનું છે કારણ કે એ જ કર્મભૂમિ છે ભોગની દૃષ્ટિથી જોતા આ દેહગત જીવન અત્યંત અલ્પ અને તુચ્છ છે એટલા સારુ જ પોતાના નફાનુકસાનનો હિસાબ જે કરી શકે છે તેણે ઐહિક સુખો પર બહુ દૃષ્ટિ ન રાખતા પારલૌકિક યશ શરીરની અને તેમા મળતાં કીર્તિરૂપી સુખોપભોગની અને લોકો મારફતે અખંડ મળતી રહેતી કૃતજ્ઞતાની જ વધારે કાળજી રાખવી જોઈએ આ લોકમા જો આપણે સત્કર્મો કરીશું, લોકોને સત્પ્રેરણા આપીશું અને સર્વ બાજુથી પાછળનાનો વિસ્તાર કરીશું તો મરણ પાછળ એ બધું વધતું રહી આપણુ મરણોત્તર જીવન પરિપુષ્ટ અને લોકોન્નતિકર થશે

આવા આ જીવનનો પ્રાકૃત લોકોને ખ્યાલ નથી હોતો તેથી જ તેમને સ્વર્ગનરકના માલ્પનિક ઇતિહાસ અને ભૂગોળની લાલચ બતાવેલી હોય છે, અથવા લાલચ કહેવા કરતા વસ્તુસ્થિતિનું જ એક બાળગ્રાહ્ય ચિત્ર રજૂ કરેલુ હોય છે એમ કહીશુ તોપણ ચાલશે

### મરણોત્તર જીવન યાને સાપરાય વિષે નોધ

૧ મનુષ્ય મરણ પછી પણ પોતાના વિચાર, પોતાની ભાવના, પોતાના સંકલ્પો અને પોતે પ્રેરેલા પુરુષાર્થોને યોગે સમાજમા જીવત રહે છે એ મરણ પછીનું જીવન મરણપૂર્વના જેટલુ જ મહત્ત્વપૂર્ણ હોય છે તે પરિપુષ્ટ પણ થાય અને ક્ષીણ પણ થાય એ જીવન સમાજોન્નતિકારક હોય તો મનુષ્યનું તે જ સ્વર્ગ સમાજને તે નીચે પાડનારુ હોય તો તે જ નરક પચમહાભૂતાત્મક દેહ કરતાં સમાજરૂપી દેહમાં વાસ કરી મનુષ્ય અતિદીર્ઘ જીવન પ્રાપ્ત કરી શકે છે,

અને જીવન સાર્થ્યનો અધિકારી થાય છે એ મરણોત્તર જીવનનું વ્યક્તિરૂપી આરસામાં, અહંકારરૂપી આરસામાં પ્રતિબિંબ પડે છે તે જ કીર્તિ, તે જ યશ

૨. મરણોત્તર નમાજરૂપી જીવનનો ખ્યાલ માણસને નથી હોતો તેથી જ કીર્તિ, યશ, પુણ્ય, સ્વર્ગનરક વગેરે કલ્પનાઓ રચાઈને મનુષ્યની આગળ રજૂ થઈ છે પરલોક પૃથ્વીની બહાર છે એવું કંઈ જ નથી પરલોક એટલે મરણોત્તર સ્થિતિ એને જ ઉપનિષદમાં સાંપરાય નામ આપ્યું છે બાળકબુદ્ધિ મૂઢને એ સાંપરાયની ઓળખ હોતી નથી न सांपराय प्रतिभाति बालम्। દેહ, તેનાં સુખદુઃખો, તે સુખદુઃખની સાધનભૂત થનારી માલમતા (વસ્તુજાત), તે સુખદુઃખનો ભોક્તા અહંકાર (અસ્મિતા) અને દેહ ટકે તેટલા સમયમાં પુરાયેલું આયુષ્ય એટલામાં જ પોતાનું બધું જીવન પર્યાપ્ત થાય છે એમ મૂઢ લોકો સમજે છે આ સર્વ બાબતો મળીને જે વ્યક્તિત્વ બને છે તે આપણા જીવનનો અલ્પાંશમાત્ર છે ખરું જોતાં કાળ, દેશ (વ્યાપ્તિ) અને આધારનો વિચાર કરતાં આપણું જીવન અત્યંત વિશાળ છે એ જેને સમજાયું અને ગળે ઊતર્યું તે નિષ્પાપ અને અમર થવાનો જ

૩ એવો માણસ જો કહે કે 'मरण मार्ये मरोनि गेलें झालों मी अमर'– 'મારું મરણ મરી ગયું અને હું અમર થયો છું' તો તેનો અર્થ સમજવો મુશ્કેલ નથી જીવનની દૃષ્ટિથી શારીરિક મરણ એ તુચ્છ પદાર્થ છે એટલું તો સહજે સમજાવું જોઈએ

૧૯૩૩

## ૩૮

## અવતારવાદ

### ૧

અવતારવાદ એ હિંદુ ધર્મનું એક વિશેષ અંગ છે મનુષ્ય મૂળે ઈશ્વર છે એમ વેદાંત કહે છે દરેક વ્યક્તિના હૃદયમાં ઈશ્વરી તત્ત્વનો વાસ છે એ વાત ઓછાવત્તા ફેરફાર સાથે દરેક ધર્મમાં કહેલી છે જે ધર્મોમાં દેવોની સંખ્યા ઘણી છે એવા રોમન, ગ્રીક અથવા પૌરાણિક ધર્મમાં, અને જગદેકમલ્લ બનીને રહેનાર મત્સરી ઈશ્વર પર જ શ્રદ્ધા રાખનારા યહૂદી, ખ્રિસ્તી અને ઇસ્લામી ધર્મમાં પણ દેવદેવીઓના સ્વભાવ લગભગ મનુષ્યના જેવા જ કલ્પેલા છે ધર્મકથાઓમાં ઈશ્વરે મનુષ્યને ઉત્પન્ન કર્યો એમ કહેલું હોય છે, પણ વિકાસવાદીઓ કહેતા આવ્યા છે કે ઈશ્વર મનુષ્યની જ કૃતિ છે આ બધા મતો અવતારવાદને મળતા હોય એવો આભાસ થવાનો સંભવ છે પણ અવતારવાદ એ ખરેખર એક વિલક્ષણ

અને અદ્‌ભુત પરિણામવાળી કલ્પના છે આ વાદ જેટલો હૃદયને આશ્વાસનદાયી છે તેટલો જ તર્કબુદ્ધિને ગ્રાહ્ય છે એનું યથાર્થ સ્વરૂપ સમજી લેવું જોઈએ અવતારવાદને કંઈક અંશે સમજી લીધા પછી મુસલમાનો અને ખ્રિસ્તીઓ પણ હવે કહેવા લાગ્યા છે કે અવતાર એટલે જ પેગંબર એ અર્થમાં અવતારવાદ આમને માન્ય છે કુરાનમાં તો સ્પષ્ટ કહ્યું છે કે "એવી એક પણ ભૂમિ કે પેઢી નથી જેને ઈશ્વરે પેગંબર આપ્યો નથી" પેગંબરોની પરંપરા સૃષ્ટિની જેમ અવ્યાહત ચાલુ છે યહૂદી અને ખ્રિસ્તીઓ પણ પેગંબરોની પરંપરા પર વિશ્વાસ રાખે છે એટલે હવે જો આપણે અવતારવાદની મીમાંસા મૂળ કલ્પનાને અને ભિન્ન ધર્મોની ભિન્ન ભિન્ન સમજૂતીના યથાર્થ સ્વરૂપને અનુસરીને રજૂ કરીએ તો હિંદુ ધર્મને જ નહીં પણ સર્વ ધર્મોને તે માન્ય થશે, એટલું જ નહીં પણ હવે પછી સમસ્ત માનવજાતિનો સમાવેશ કરનારું જે સમસ્ત ધર્મોનું તત્ત્વકુટુંબ તૈયાર થવાનું છે તેમાં અવતારવાદને મુખ્ય સ્થાન મળ્યા વિના રહેવાનું નથી કેવળ ફાયદાની અથવા પ્રતિષ્ઠાની દૃષ્ટિએ અવતારવાદને સુંદર બતાવવાનો અહીં ઉદ્દેશ નથી, પણ અવતારમીમાંસા આજે કેટલી મહત્ત્વની અને સંસ્કૃતિપોષક છે એટલું જ બતાવવાનો ઉદ્દેશ છે

( બૌદ્ધ પરિભાષા પ્રમાણે કોઈ જીવ જ્યારે અંતર્મુખ થઈને પોતાની સ્થિતિ વિષે અસંતુષ્ટ થાય છે અને પોતાના સર્વ દોષો દૂર કરીને સર્વ શુભ ગુણોનો આત્યંતિક વિકાસ કરવાનો સંકલ્પ કરે છે ત્યારે તેને બોધિસત્ત્વ કહે છે એવો બોધિસત્ત્વ એક પછી એક સદ્‌ગુણની પારમિતા એટલે કે સર્વોચ્ચ કોટિ કેળવતો કેળવતો દર જન્મે ઉપર ચડતો જાય છે અને છેવટ બુદ્ધ બને છે એનામાં પોતાનો ઉદ્ધાર કરવાની શક્તિ આવે ત્યાર તેને 'પચ્ચેક (પ્રત્યેક) બુદ્ધ' કહે છે એ જ જ્યાર જગતનો ઉદ્ધાર કરવા સમર્થ બને ત્યાર તે શાક્યસિંહ ગૌતમ બુદ્ધની પેઠ 'તથાગત' થાય છે )

દરેક મનુષ્યનો સ્વાભાવિક ઉન્નતિક્રમ આ જ છે ગીતાએ જેને 'અનેક જન્મ સંસિદ્ધ' કહીને ઓળખાવ્યો છે તેને જ 'નર કરણી કર તો નરકા નારાયણ હોય' એ લોકોક્તિમાં 'નારાયણ' કહ્યો છે >

આપણો ઉદ્ધારક આપણામાંથી જ પેદા થયો, આપણે સાધના ન કરી તે એણે કરી આપણામાંનો જ એક હોવા છતાં એ પરમાત્માનો અંશ થયો એમ નજરે જોવા છતાં એ કબૂલ કરવું માણસને ભાર પડે છે આપણી બરોબરીનો માણસ આપણી આગળ ચાલ્યો ગયો એ સ્વીકારતાં હીણપત લાગે છે એ એક અડચણ તો છે જ, પણ બીજી એક તાત્ત્વિક અડચણ છે, તેનો વિચાર થવો જોઈએ

દરેક આત્મા સ્વભાવત શુદ્ધ, બુદ્ધ, નિત્ય મુક્ત અને સર્વસમર્થ હોવા છતાં, પોતાનું એ મૂળ પદ તે કેમ ગુમાવી બેઠો એ શંકા સહેજે ઊપજે છે શુદ્ધ છે તે અશુદ્ધ કેમ થાય? મુક્ત છે તે બંધનમાં કેમ સપડાય? જે નિત્ય છે તે અનિત્ય

થી નીને બને? અને જે સર્વસમર્થ છે તે પોતાને અધઃપતનમાંથી કેમ બચાવી ન શકે? એ પ્રશ્ન સ્વાભાવિક છે તર્ક કહે છે, 'આત્માનો અધઃપાત થયો જ નથી એ બધો ભ્રમ છે આત્મા શુદ્ધ, બુદ્ધ, નિત્ય મુક્ત જ છે' તો પછી આ ભ્રમ કયાંથી આવ્યો? પરસ્પરવિરોધી એવા કથનો સ્વતંત્રપણે જોતાં ખરાં લાગવા માંડે ત્યારે તર્કબુદ્ધિ મુઝાઈ જાય છે ને તેને કબૂલ કરવું પડે છે કે એનો ખુલાસો મારી પાસે નથી પોતાના પરાભવની આ કબૂલાતને જ 'માયા' કહી છે માયા એ કોઈ વાદ નથી, સિદ્ધાંત નથી, પણ વસ્તુસ્થિતિનો સ્વીકાર છે

સર્વોચ્ચ સ્થિતિએ હોવા છતા જે પોતાનું સ્થાન ટકાવી શક્યો નહીં તે અશુદ્ધ, અનિત્ય, અજ્ઞાની અને બદ્ધ થયા પછી ઉપર ચડવાની શક્તિ કયાંથી લાવવાનો હતો? જે હતું તે સંભાળતાં ન આવડયું તેને ગયેલું પોતાને જોરે પાછુ મેળવતા શી રીતે આવડશે? તેથી જે સમર્થ છે તેણે જ કૃપાળુ બની નીચે ઊતરીને, આપણો હાથ પકડી આપણને ઉપર લેવા જોઈએ આમાં પોતે ચડવાનું કામ નથી પણ સમર્થે ઉપર ખેંચવાનું છે સર્વસમર્થ પરમાત્મા કારુણ્યબુદ્ધિથી કૃપાળુ બનીને મનુષ્યોનો ઉદ્ધાર કરવા નીચે ઊતરે છે ને હાથ લાંબાવે છે તેથી જ આપણે પતિત થયેલા પુનિત થઈ શકીએ છીએ જે જે વિભૂતિમાં આપણે ઉદ્ધારક શક્તિ જોઈએ છીએ તે તે વિભૂતિમા તારક પ્રભુ ઊતરેલો છે, અવતર્યો છે એમ જ માનવું સયુક્તિક છે આ અવતાર અલ્પ પ્રમાણમાં હોય અથવા પૂર્ણતાએ હોય, અમુક કાળ પૂરતો હોય કે જીવનપર્યંતનો હોય, પણ તારક તત્ત્વ બહારથી આવીને મનુષ્યમાં અવતરે તો છે જ, એવી જે જગદુદ્ધારની કલ્પના છે તેને જ અવતારવાદ કહે છે.

કુંભારનો ચાક એક વાર ફરવા માંડયો એટલે ફર્યા જ કરે છે પણ એની ગતિ સ્વયંભૂ નથી મળેલી ગતિ લાંબા વખત સુધી ટકાવવી એટલું જ એ ચાકનું સામર્થ્ય ચાકનો સ્વભાવ તો એ છે કે તે અતિ અલ્પ પ્રમાણમા કેમ ન હોય પણ ક્ષણેક્ષણે થોભવાનો પ્રયત્ન કરે છે તેથી જ તેની ગતિ કાયમ રાખવાને સારુ કુંભારને હાથમા એક દંડો લઈને ફરી ફરી ચાકને પ્રેરણા આપવી પડે છે, તેથી જ ચાક ચાલુ રહે છે સ્વભાવજડ સમાજનું પણ એવું જ છે અવતારી પુરુષોના પ્રતાપની પરંપરા ઈશ્વરકૃપાથી ચાલુ છે પ્રેરણાનું ભાતું ચાલુ છે ધમણ કામ કરે છે તેથી જ સંસ્કૃતિરૂપી અગ્નિ પ્રજ્વલિત રહ્યો છે

આ પ્રેરણા બહારથી આવે છે કે અંતસ્ફૂર્ત છે? માનુષી છે કે અતિમાનુષી છે? એની ચર્ચા અહીં કરવાની નથી અવતારવાદ કહે છે પ્રેરણા નિઃસંશય બાહ્ય છે, અતિમાનવી છે મનુષ્ય એ પ્રેરણા ગ્રહણ કરી શકે છે, ધારણ કરી શકે છે, એ જ તેની મોટાઈ! સામો પક્ષ કહેશે ઘર્ષણને પરિણામે ગરમી બહુ વધે એટલે તેમાંથી ભડકો થાય છે ને તે જ્વાળા કે પ્રકાશનું રૂપ ધારણ કરે છે એમ આપણે હમેશાં જોઈએ છીએ ગરમીમાંથી જ પ્રકાશ પ્રગટ થાય છે ઉષ્ણતા અને

૧ પ્રકાશ બેમાં સ્વરૂપભેદ છે, પણ તત્ત્વતઃ ઉષ્ણતાનું ઉત્કટ રૂપ એ જ પ્રકાશ છે એ

'વિષે આપણે શંકા ઉઠાવતા નથી. ઉષ્ણતા ઘણી વધે ત્યારે આપણા અવતારને યોગ્ય આધાર તૈયાર થયો, એમ કહીને ગમે ત્યાંથી આવીને પ્રકાશ એમાં ઘૂસી જતો નથી. તે અંદરથી જ પ્રદીપ્ત થાય છે. એ જ પ્રમાણે મનુષ્યજાતિનો તારણહાર મનુષ્યમાંથી જ ઉત્પન્ન થાય છે, અને તે સર્વશ્રેષ્ઠ મનુષ્યસ્વભાવનો જ બનેલો હોય છે.

આ ચર્ચા જરા આગળ વધે એટલે બે પક્ષમાં મતભેદ નથી, કેવળ શબ્દભેદ છે. એમ દેખાઈ આવશે. ગાંધીજી કહે છે: 'જે પુરુષ પોતાના યુગમાં સૌથી શ્રેષ્ઠ ધર્મવાન હોય તેને ભવિષ્યની પ્રજા અવતારરૂપે પૂજે છે. જેનામાં પોતાના યુગમાં સૌથી વધારે ધર્મજાગૃતિ હોય તે યુગનો અવતાર છે.' અવતારની કલ્પનાને આવું બેવડું રૂપ આપીને ગાંધીજીએ ઉપરનો વાદ જ શમાવી દીધો છે. દરેક પેઢીમાં, દરેક યુગમાં સમાજને સાવધાન રાખનારો કોઈક પુરુષ હોય જ છે. એની જ વિભૂતિ લોકોને અસાધારણ જેવી જણાય એટલે પાછળના લોકો તેને અવતાર તરીકે ઓળખવા લાગે છે; અને એણે આપેલી પ્રેરણાને ઈશ્વરી પ્રેરણા માનીને શ્રદ્ધા અને આદરથી તેનો સ્વીકાર કરે છે.

કુરાનમાં પણ સ્પષ્ટ કહ્યું છે કે અલ્લાએ દરેક દેશને અને દરેક જમાનાને એકએક પેગંબર આપ્યો છે. પેગંબર વિનાની ભૂમિ નથી; પેગંબર વિનાનો સમાજ નથી; પેગંબર વિનાનો જમાનો નથી. એનો અર્થ એવો થયો કે દરેક સ્થળે અને દરેક કાળે કોઈ ને કોઈ તારક પુરુષ હોવાનો જ. તેને ઓળખવાની શક્તિ સમાજમાં હોવી જોઈએ.

* * *

આ જ જગાએ આપણે શાસ્ત્રપ્રામાણ્યનો થોડોક વિચાર કરીએ. તારક વિભૂતિની પ્રેરણાનો એક વાર શ્રદ્ધા અને આદરથી સ્વીકાર કરવામાં આવ્યો એટલે તેનાં વચનોનો સંગ્રહ થાય એ તદ્દન સ્વાભાવિક છે. એ રીતે પ્રેરણા શબ્દબદ્ધ થઈને ગ્રંથોનું રૂપ ધારણ કરે છે, અને સંતવચન એટલે જ શાસ્ત્ર એવો જે મૂળ સિદ્ધાંત હતો તે વિકૃત થઈને શાસ્ત્રપ્રામાણ્યને શબ્દપ્રામાણ્ય કે ગ્રંથપ્રામાણ્યનું રૂપ મળે છે. ધર્મનું તત્ત્વ ગૂઢ છે, પ્રસંગ અનુસાર તેનો વિનિયોગ બદલાય છે. ધર્મજ્ઞ પુરુષે પરિસ્થિતિનું નરી આંખે નિરીક્ષણ કરીને એક કાળે જે નિર્ણય લીધો હોય તે, કાળ અને પરિસ્થિતિ બદલાતાં લાગુ પડતો બંધ થાય છે શંકરાચાર્યે પણ કહ્યું છે કે 'यस्मिन् देशे काले निमित्ते च यो धर्मोऽनुष्ठीयते स एव देशकालनिमित्तान्तरेषु अधर्मो भवति।' (શાંકરશારીરભાષ્ય ૩. ૧, ૨૫.) એવી સ્થિતિમાં વ્યાકરણશાસ્ત્ર, તર્કશાસ્ત્ર અને મીમાંસાશાસ્ત્રને જોરે પ્રાચીન વચનોનો અર્થ કરવો, અને મૃતપ્રાય ગ્રંથો પર જીવંત સમાજના જીવનકર્મનો અને એના ભાગ્યનો આધાર રાખી મૂકવો, એમાં અનાચાર અને આત્મદ્રોહ છે. 'शिष्टाः प्रमाणम्' એ જ માર્ગ ખરો છે. શિષ્ટ તે કે જેનાં બુદ્ધિ ને હૃદય શુદ્ધ છે, જેને સમાજહિતની ખબર પડે છે, અને જેનું હૃદય સમાજહિત તરફ જ વળે છે એવી પવિત્ર જીવિત વ્યક્તિ. સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય,

અસ્તેય, અપરિગ્રહ ઇત્યાદિ વ્રતો જેને સ્વાભાવિક થઈ ગયા છે, એવી જે વિરલ વ્યક્તિઓ હોય તેને જ શિષ્ટ કહેવાય એવા લોકોએ જે માર્ગ બતાવ્યો હોય તે જ શાસ્ત્ર. ભર્તૃહરિ તો એથી આગળ જઈને કહે છે કે સત્પુરુષ સહેજે જે બોલી નાખે તે પણ શાસ્ત્ર જ બને છે

परिचरितव्या सन्त , यद्यपि कथयन्ति ते न उपदेशम् ।
यास्तेषां स्वैरकथा ता एव भवन्ति शास्त्राणि ।।

જૂના શાસ્ત્રવચનોનો અર્થ કરવો હોય તો તે પણ એવા શિષ્ટ લોકોએ જ કરવો જોઈએ જીવનનું જીવનુંજગતનું તત્ત્વજ્ઞાન કેવળ પંડિતોના હાથમાં ન સપડાવું જોઈએ.

૧૯૩૦

ભૂમિનો ભાર હરણ કરવાને યુગે યુગે અવતારો આવે છે એમ આપણા પૂર્વજોએ કહી રાખ્યું છે આ વચનોનો શબ્દાર્થમાત્ર લેવાથી ઘણા લોકોમાં એવી સમજ ઘર કરી બેઠી છે કે જે પ્રમાણે હોડીમા ઉતારુઓનો ભાર વધતા હોડીથી તેમનો ભાર સહન ન થઈને તે ડૂબી જાય છે તે જ પ્રમાણે લોકસંખ્યા વધવાથી પૃથ્વીને પોતાની પીઠ પરનો ભાર અસહ્ય થાય છે ખરુ જોતા લોકસંખ્યા વધવાથી કે ઘટવાથી પૃથ્વી પર, અને પૃથ્વીમા જે જડ દ્રવ્ય છે તેમાં કશી વધઘટ થતી નથી (રાઈ જેવડા દાણામાથી વડ જેવડુ મોટુ ઝાડ જમીન પર ઊગે છે પરતુ ઝાડનો એવડો મોટો બોજો બહારથી આવતો નથી, હવા, પાણી અને માટીમાંથી જ તે નીપજે છે ઝાડ વધે તેથી જમીનનો ભાર શી રીતે વધે? ઘોડા પર બેઠા બેગ થેલીમાની ભાખરી સવાર ખાઈ જાય તો થેલીનો ભાર ઓછો થાય ખરો અને સવારના પેટનો—કોઠાનો ભાર વધે પણ તેથી ઘોડાને શું? ઘોડાને તો તેટલો જ ભાર વહેવાનો રહ્યો પૃથ્વીનું પણ તેમ જ પૃથ્વીનો ભાર વધે છે તે ભૌતિક નથી પણ નૈતિક છે તેનું નિવારણ કરવું એ અવતારનું કાર્ય છે જ્યારે સમાજમા અનાચાર વધે છે, સ્વાર્થ, વિદ્રોહ, કલહ અને નાસ્તિકતા ફાલે છે ત્યારે પૃથ્વીને તેનો ભાર અસહ્ય થાય છે અને પછી પૃથ્વી દીન થઈ પોતાના વિધાતા પાલનકર્તા પાસે ગરીબ ગાય થઈને જાય છે સર્વાંતર્યામી પરમાત્મા દયાળુ થઈ ધર્મપરાયણ વ્યક્તિને વિષે અવતરે છે સગડીને હલાવીને તેમ જ ફૂકણી ફૂકીને આપણે જેમ તેમાંનો અગ્નિ પ્રજ્વલિત કરીએ છીએ તેમ સમાજને હલાવી, ધર્મ ફૂકી, ધર્મનું સંસ્મરણ કરી, અવતારી પુરુષ સજ્જનતાની, મનુષ્યપ્રેમની અને દૈવીસંપત્તિની ફરી સ્થાપના કરે છે સમાજના બધા પુરુષો એ ધર્મપ્રેરણાને ઓળખીને આસ્તિકતાથી પ્રેરણાનો સ્વીકાર કરે છે

અવતારનો ઉદ્દેશ છે ધર્મસસ્થાપના ધર્મસંસ્થાપના એટલે કોઈ મત કે કોઈ પથ ચલાવવો એમ નહીં પરતુ લોકોમાં ભાવ, પ્રેમ, દયા, વાસનાસયમ, સર્વભૂતહિતરતત્વ વગેરે શુભમગલ તત્ત્વો પરનો વિશ્વાસ જીવત કરવો તે જેમાં સર્વનું કલ્યાણ છે તે ધર્મ સર્વ પ્રજાઓનું સાર્વત્રિક અને સનાતન ધારણ કરે

છે તે ધર્મ. એ ધર્મ વિશ્વવ્યાપી, સનાતન અને તેથી જ નિત્યનૂતન હોય છે. જીવંત, ચલનવલનવાળા, ચૈતન્યયુક્ત શરીર પર મોહિત થઈ ચિત્રકાર તેનું ચિત્ર કાઢે છે, મૂર્તિકાર તેની મૂર્તિ બનાવે છે. જેણે જીવંત શરીરનું દર્શન કર્યું છે, જેણે તેની સાથે સત્સંગ સેવ્યો છે તેને ચિત્ર કે મૂર્તિ જોઈને પણ મૂળ ચૈતન્યનું સ્મરણ થાય છે અને તેમાંથી ચૈતન્યમયી પ્રેરણા મળે છે. પરંતુ જેમના અનુભવ અને કલ્પના પેલા ચિત્ર કે મૂર્તિની બહાર જતાં જ નથી તેમને તે બંધનરૂપ થાય છે. ચૈતન્યની ભૂખ જડ મૂર્તિથી શી રીતે ભાગે? જીવંત મૂર્તિ ઉદ્ધાર કરે છે. નિષ્પ્રાણ મૂર્તિ ગળામાં પથ્થર બનીને ડુબાડે છે.

અવતારી પુરુષોને નામે જે ધર્મો ચાલે છે તે સાચેસાચ તેમના નથી. પ્રેમનો સંદેશો પરગામ મોકલવાને માટે પ્રેમપત્ર મોકલવો પડે છે. પ્રેમપત્ર લઈ જનારો સંદેશવાહક કંઈ પ્રેમી નથી, પત્રનો કાગળ, શાહી, શાહીનો રંગ, અક્ષરનો મરોડ, શબ્દ, ભાષા, ભાષાના અલંકાર એમાંનું કશું પણ પ્રેમ નથી. પ્રેમ અમૂર્ત છે, પરંતુ આ બધાં સાધનો વિના તેનું વહન શી રીતે થાય? પ્રેમને સમજનાર આ સર્વ સાધનોનો ઉપયોગ કરતો છતો તેમના પર નિર્ભર રહેતો નથી. સાધનોથી પ્રેમ ભિન્ન છે એ ઓળખીને સાધનોને જ તે સર્વસ્વ માની બેસતો નથી. એ જ ન્યાયે પોતાના સમાજમાં રૂઢ થયેલા ખ્યાલો, રિવાજો અને સિદ્ધાંતોનો આધાર લઈ ધર્મસંસ્થાપક તેમાં જ પોતાનો સંદેશ રેડે છે અને લોકોની આગળ મૂકે છે. જૂના પૈકી જેટલું ખરાબ અને ફેંકી દેવા જેવું છે એવી ખાતરી થઈ છે તેટલાનો જ તે વિરોધ કરે છે. જેટલાને નભાવી શકાય એવું લાગે તેટલાને નભાવી લેવાની જ તેની વૃત્તિ હોય છે. તે જે નવાં સાધનો, જે નવા રિવાજો કે નવી સંસ્થાઓ ઉત્પન્ન કરે છે, અને જેમને વિષે તે અત્યંત આદર અને આગ્રહ કેળવે છે તે વસ્તુઓને પણ તેના સંદેશની વાહક તરીકેની જ કિંમત અપાય. પરંતુ અવિદ્યાથી જકડાયેલી મનુષ્યજાતે તત્ત્વ સાથે ગાંઠ બાંધવાની છોડીને તત્ત્વવાહક કે તત્ત્વસંગ્રાહક બાહ્ય સાધનોને જ મહત્ત્વ આપ્યું છે અને તેને સારુ અનેક યુદ્ધ મચાવ્યાં છે.

સાધનભેદને કારણે આવાં યુદ્ધો થતાં જોઈ કેટલાક વળી તત્ત્વનું કેવળ બૌદ્ધિક ગ્રહણ કરીને જ સંતોષ માને છે.' સાધનાને વિષે તેમનો વિશ્વાસ ન હોવાથી સાધનમાત્રની તેઓ ઉપેક્ષા કરે છે. તત્ત્વના કેવળ જ્ઞાનને સારુ ધર્મ નથી, તે જીવન-પરિવર્તનને સારું, આત્મશુદ્ધિ સારુ, આત્મસાક્ષાત્કારને માટે છે, એ વાત તેઓ ભૂલી જાય છે. સામાન્ય જનસમુદાય દેવને છોડી દેવળની કે મસીદની જ ઉપાસના કરે છે; જ્યારે કેટલાક ઉત્સાહી પણ અજ્ઞાની બંડખોરો દેવળો તોડીને દેવને બચાવવા મથે છે, પરંતુ ખરી જરૂર એ છે કે માણસે દેવળને દેવળ ને ઈશ્વરને ઈશ્વર તરીકે ઓળખવાં જોઈએ. એમ થતાં માણસ સાધનને વિષે સાધના જેટલો જ આગ્રહ રાખવા છતાં સાધનપૂજક નહિ બની જાય. દરેક પેગંબર જે કંઈ આપી જાય છે તેનું શુદ્ધપણે સેવન થાય તે માટે તેના

વારસાનું ક્ષણે ક્ષણે સંસ્કરણ થવું જોઈએ જેનું નિત્ય સંસ્કરણ થાય છે તેનો નાશ નથી કરવો પડતો નિત્ય સંસ્કરણ એ જ જીવનને પ્રાણપુષ્ટ કે ચૈતન્યમય રાખવાનું સાધન અથવા વ્યાકરણ છે

મહમદ પેગમ્બરની પૂર્વે અરબસ્તાનમાં બાબા અબ્રાહામનો ધર્મ ચાલતો હતો તે ધર્મમાં તરેહતરેહના દોષો પેઠા તે પૈકી જે દોષો મહમદ સાહેબને અસહ્ય જણાયા તેટલાનો જ તેમણે કમર કસીને વિરોધ કર્યો પરંતુ મક્કાની યાત્રા, કાબાનું ચુંબન, ત્યાંનું સ્નાન, એકવસ્ત્રી સ્નાન વગેરે વિધિઓ નિર્દોષ સમજી તેમણે તે ચાલુ રહેવા દીધી બકરીઈદનું પશુબલિદાન પણ મહમદ સાહેબે જાતે ચાલુ કરેલું નથી, પરંતુ તેના મૂળમાં શિબિ રાજા અથવા રુક્માંગદના જેવા ભક્તોની અલૌકિક ઈશ્વરનિષ્ઠા જોઈને જ તેમણે તે રહેવા દીધો માંસાહારી લોકને બકરીઈદનો બળિ સહેજે શોભે છે, પરંતુ એ જ બકરીઈદનો બળિ હિંદુસ્તાનમાં મહા કલહનું મૂળ થઈ બેઠો તટસ્થપણે ઇસ્લામનો અભ્યાસ કરતાં જણાયું છે કે બકરીઈદનો બળિ ઇસ્લામનું મુખ્ય અંગ નથી ઇસ્લામ એટલે ઈશ્વર વિષે અનન્ય નિષ્ઠા, ઇસ્લામનો ખરો આગ્રહ ઈશ્વરના અદ્વૈત વિષે છે અનાત્માને આત્મા માનવો, અનીશ્વરને ઈશ્વર માનવો એની ઇસ્લામને અતિશય ચીડ છે દરેક ધર્મનિષ્ઠ સાધકને અને ભક્તને પણ તેની ચીડ હોય જ છે જે વિલાસનિષ્ઠ છે, ધનલોલુપ છે, જાનમાલપરસ્ત છે, કિતાબપરસ્ત છે, તે સાચા ભક્ત નથી, સાચા મુસલમાનો નથી આજકાલના કેટલાક મુસલમાનો બીજાઓનું અનુકરણ કરી તાબૂત કાઢે છે અને મસ્જિદપરસ્તીનો દોષ કરે છે તે વાત જુદી પરંતુ સાચો ઇસ્લામ એટલે ઈશ્વરનિષ્ઠા, ગરીબો વિષે દયા, ઈશ્વરપ્રાર્થના અને ધર્મસેવા છે દરેક ધર્મને વિષે એમ જ કહી શકાશે ધર્મના ઝઘડા જોઈ અકળાયેલા એક નિરક્ષર ભક્તે પૂછ્યું છે કે

> 'ભાગા ભોળા ઠાકુર હારું
> બાઝી કાં મરો?'

૧૯૩૩

## ૩૫
## અનશનનો પ્રયોગ

"આ શહેરમાં પરદેશી કાપડ સામે પહેરો શરૂ થાય નહીં ત્યાં સુધી હું અન્નજળ ગ્રહણ કરવાનો નથી," એમ એક સંન્યાસીએ કલકત્તામાં કહેલું પાછળથી ખબર મળી છે કે કલકત્તાના પરદેશી કાપડના વેપારીઓ પોતાનો ધંધો છોડી ન દે ત્યાં સુધી અનશનવ્રત લેવાની તેની પ્રતિજ્ઞા હતી

પહેરો ભરવાની બાબતમાં આમ લોકો પર દબાણ મૂકવું ઠીક કે નહીં એ એક સ

મુંબઈમા જ્યારે તોફાન ચાલ્યું ત્યારે મહાત્માજીએ પણ તે તોફાન શમે નહીં ત્યાં સુધી અન્ન ગ્રહણ નહીં કરવાનો નિશ્ચય જાહેર કર્યો હતો ભાઈ ભાઈ વચ્ચે તોફાન ચાલતું હોય ત્યાં તોફાન અટકાવવા માટે અહિંસાધર્મી માણસ વચમાં પડી પોતાની જાન કુરબાન કરે છે અને દ્વેષ અને ક્રોધથી આંધળા બનેલા લોકોની આંખો ઉઘાડે છે તોફાન અટકાવવા મહાત્માજી તોફાનને સ્થાને જરૂર જાત, પણ તે વખતે જો કોઈ એક કોમને હાથે એમના શરીરને ઈજા થાત તો બીજી કોમના લોકો તે કોમ સામે એટલા બધા ઉશ્કેરાઈ જાત કે વેર શમવાને બદલે લોહીની નદીઓ વહેત અને ઘણા લાંબા વખત સુધી વેર વધેલું રહેત એટલે બધી કોમો ઉપર આણીને પ્રસંગે સપૂર્ણ અસર પાડવાનો તેમની પાસે એક જ ઉપાય હતો અને તે તેમણે અખત્યાર કર્યો ચૌરીચૌરા પછી તેમણે જે ઉપવાસ કરેલા તે પ્રાયશ્ચિત્ત તરીકે અથવા આત્મશુદ્ધિને અર્થે હતા એ જ ઉપાયનું અવલબન આપણે પર દેશી કાપડનો વેપાર અટકાવવા માટે કરી શકીએ ખરા? તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરતાં હા અને ના બને જવાબ આવે છે જે માણસ અમુક કલ્પનાથી કે કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઈને પ્રાણત્યાગ સુધી આપભોગ આપવા તૈયાર થયો હોય તેના નિશ્ચયની યોગ્યાયોગ્યતા વિષે ચર્ચા કરતા પહેલા સો વાર વિચાર કરવો જોઈએ. ઘણી વાર સપૂર્ણ અનત્યાચારી માણસ શુદ્ધ બલિદાન આપી સમાજને એક નવો આદર્શ અર્પણ કરે છે જે વસ્તુની યોગ્યતા વિષે આજ સુધી આપણને શકા હોય તેની યોગ્યતા નિષ્પાપના બલિદાનથી સિદ્ધ થઈ જાય છે

છતા સામાન્ય રીતે અનશનવ્રતના દબાણથી લોકો પાસેથી કામ કઢાવાય કે નહીં, એ સવાલનો જવાબ 'ના'નો જ આવે છે પરદેશી કાપડનો વેપાર ગમે તેટલો પાપરૂપ હોય તોપણ તે સમાજમા રૂઢ થયો છે, સ્વરાજને માટે મરણિયા થયેલ લોકો પરદેશી માલને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાને માટે મરવા તૈયાર થઈ જાય તો દેશની તે તૈયારી શુભ છે પણ રૂઢ થયેલા ધધાને નાબૂદ કરવા માટે એકાએક અનશનવ્રત લેવું એ નૈતિક અત્યાચાર જ થઈ પડે લોકોને સમજાવવાને આપણે પ્રયત્ન કરવો જોઈએ પોતાની જવાબદારી ઓળખ્યા વગર સાધુવર્ગ વિષે લોકોના મનમા રહેલ આદરનો લાભ લઈ જો કોઈ અનશનવ્રત લે તો તે સાવ અયોગ્ય છે

૬-૮-'૨૨

# ૧

# આપણાં મંદિરો

## ૧

મંદિરની સંસ્થા ઘણી જૂની છે વૈદિક કાળમાં કદાચ મૂર્તિપૂજા ન હતી મહાભારતકાળમાં પણ નહીં હોય. મંદિરોમાં જઈ પરમાત્માની ઉપાસના કરવાની પ્રથા કદાચ આપણે બૌદ્ધ સંપ્રદાય પાસેથી શીખ્યા હોઈશું સંભવ છે કે બાહ્ય દેશમાંથી આવી વસેલા રોમનો અથવા યવનો પાસેથી આપણે એ લીધી હોય. ઇતિહાસ-સંશોધકો આ પ્રશ્નનો નિર્ણય ગમે ત્યારે કરે, પણ આટલું તો નિર્વિવાદ છે કે ઘણા કાળથી હિંદુઓના સામાજિક ધાર્મિક જીવનમાં મંદિરોને મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત થયું છે

માણસને મંદિરની કલ્પના કઈ રીતે આવી હશે? કોઈ ભક્તે અથવા સાધકે હૃદયને ઉન્નત કરનારું કોઈ સ્થળ પસંદ કરી ત્યાં પોતાનાં ધ્યાન અને ભક્તિ માટે કંઈ આલંબન પસંદ કર્યું હશે અથવા રાખ્યું હશે ત્યાં તેને તેની શ્રદ્ધા પ્રમાણે અથવા ઈશ્વરના અનુગ્રહ પ્રમાણે ધર્મપ્રાપ્તિ અથવા કામનાસિદ્ધિ થઈ હશે લોકોને તેની ખબર પડી પછી તો પૂછવું જ શું? જેમ કોઈ વૈદ્યના હાથગુણની ખ્યાતિ થતાં જ બધા દર્દીઓ તેની પાસે દોડતા આવે છે તેમ કોઈ મંદિરની 'જાગતા થાનક'ના નામે ખ્યાતિ થતાં જ બધાં આર્ત લોકો તે જ સ્થાન પ્રત્યે દોડ્યા આવે છે અને પોતાના ભક્તિભાવથી તેને ભરી દે છે

જ્યારે સાચા હૃદયનું એકાગ્ર સમર્પણ નથી થઈ શકતું ત્યારે માણસ શું કરે? તેણે હૃદયની અવેજીમાં પોતાની સંપત્તિનું જ સમર્પણ કરવું રહ્યું રાજા પાસે જ્યારે અરજી લઈને જવું હોય છે ત્યારે ખાલી હાથે આપણે નથી જઈ શકતા રાજા તો રોજનો ભૂખ્યો જ છે તેને તૃપ્ત કર્યા પછી જ તે પ્રાર્થના સાંભળે છે સંસ્કૃતમાં રાજાને અને પરમાત્માને ઈશ્વર જ કહે છે ત્યારે પરમાત્માનો પણ રાજા જેવો જ સ્વભાવ હોવો જોઈએ રાજા જે વાતોથી સંતોષાય છે તે જ વસ્તુઓ ઈશ્વરને પણ અર્પણ કરવી જોઈએ રાજા ભવ્ય મંદિરમાં એટલે કે મહેલમાં રહે છે ભાટચારણો સવારે એનું બિરુદ ગાઈ તેને જગાડે છે ભોગવિલાસની સામગ્રી તેની ચાર બાજુએ હંમેશાં તૈયાર હોય છે પાલખી જેવા સુખકર વાહનમાં બેસી તે સહેલ કરે છે તેનો રોજનો ખોરાક મિષ્ટાન્ન છે પત્ર પુષ્પ ફળ, ધૂપ પંચામૃત —આ બધી તેની દરરોજની જરૂરિયાતો છે આ જ વસ્તુઓ વડે દેવતાને પણ સંતોષવા જોઈએ ખરેખર માણસની કલ્પના જેટલે સુધી પહોંચી શકે ત્યાં સુધી

તે દયાળુ પરમાત્માએ નીચે ઊતરવું જ જોઈએ. જે આપણી કલ્પના છે તેથી વધારે ઉન્નત કલ્પના આપણને ભગવાને આપી નથી તેમાં આપણો શો વાંક ?

આ પ્રમાણે કદાચ મૂર્તિની ષોડશોપચાર પૂજા કરવા માટે જ મંદિરો નિર્માણ કરવામાં આવ્યાં હશે. બુદ્ધ અને મહાવીર જેવી વિરક્ત વિભૂતિઓનાં મંદિરમાં ભોગવિલાસને સ્થાન ન હોવું જોઈએ. સ્મશાનવાસી યોગીરાજ મહાદેવના મંદિરમાં પણ વૈભવને સ્થાન ન હોવું જોઈએ. પણ બિચારા ભગવાન તો ભક્તને આધીન હોય છે. જ્યારે મહાત્માઓને પણ લોકોની ભક્તિથી હેરાન થવું પડે છે તો પછી પરમાત્માને તો ભક્તો જે રૂપ આપે અને જે સ્થિતિમાં રાખે તે સ્વીકારવું જ પડે આમાં આશ્ચર્ય શું? ઉનાળાના દિવસોમાં લોકો મૂર્તિને પંખો કરે છે, શિયાળામાં પરમાત્માને રજાઈ ઓઢવી પડે છે,-ચોમાસામાં સળેખમ ન થાય એટલા માટે દૂધની સાથે સૂંઠ પણ ખાવી પડે છે!

પણ જ્યારે મૂળ સંસ્થાપકના અનુયાયીઓ વધી જાય છે ત્યારે મંદિરમાં જઈ પૂજા કરવાનો, દર્શન કરવાનો, પ્રસાદ લેવાનો હક તે બધાનો થઈ પડે છે. જેને આપણે પોતાનાં ગણીએ છીએ તેમને મંદિરમાં લઈ જઈએ છીએ અને દર્શન-પ્રસાદના ભાગી બનાવીએ છીએ સાથે સાથે આવે સ્થળે જેમ આપણે મૂર્તિનાં દર્શન વડે કૃતાર્થ થઈએ છીએ તેમ સાધકોની ભક્તિપૂર્ણ આંખો જોઈને પણ આપણે કૃતાર્થ થઈએ છીએ.

આ તો કર્મકાંડ અને ઉપાસનાકાંડની વાત થઈ. સાધુસંતોએ મંદિરની ઉપયોગિતા તેથીયે આગળ વધારી. મંદિરોને ધર્મોપદેશ અને ભક્તિપ્રચારનાં ધામો બનાવ્યાં. અને આ રીતે મંદિરોને સામાજિક જીવનના કેન્દ્રનું રૂપ આપ્યું. તેની મીમાંસા પણ આજે આપણે જાણવી જોઈએ.

૨૧-૧૧-'૨૯

૨

કર્મકાંડી લોકો પૂજા કરે છે ત્યારે એકલા જ કરે છે; જ્યારે ઘણા માણસો એકઠા મળી કર્મકાંડી પૂજા કરે છે ત્યારે ઘણી અગવડ પડે છે. પૂજાવિધિની જટિલતાની તો એક મુશ્કેલી છે જ. કર્મકાંડીઓ ઘણે ભાગે સકામ પૂજા કરે છે. દરેકની કામના જુદી હોવાથી સામુદાયિક પૂજા કરવી એમને માટે મુશ્કેલ થઈ પડે છે. મોટા મોટા હોમ યજ્ઞો, ઇષ્ટિ અને સમારાધનામાં સામુદાયિક વિધિ જરૂર પળાય છે, પણ હવે તેના દિવસો ચાલ્યા ગયા છે.

*કાશીવિશ્વનાથના મંદિરમાં* જુઓ. એક ભક્ત આવે છે, પૂજા કરે છે, અભિષેક કરી ફૂલ-બીલીપત્ર ચડાવી જાય છે. તે મંદિરની બહાર નીકળે છે તે પહેલાં જ બીજો ભક્ત આવે છે; પહેલાંની પૂજા ફેંકી દે છે અને નવો અભિષેક અથવા પત્ર-પુષ્પ અર્પણ કરે છે. તેની પૂજાની પણ તે જ દશા થાય છે જે પહેલી પૂજાની એણે કરી હતી. સવારથી બપોર સુધી આ જ ચાલુ રહે છે. લોટ દળવાની

ધકેલીને એક આવે છે, પોતાનો લોટ ધરાવી લે છે પછી બીજો આવે છે તે પણ તે જ કરે છે દરેકનો ધણી જોડે સંબંધ છે, પણ ધરાવનારાઓમાં પરસ્પર કંઈ મેળ હોતો નથી આત્મબુદ્ધિની મંદતાની દમનનીય પળો મનનાં વિચાર આવ્યો કે હોટેલના એક મોટા ટેબલ ઉપર ચા પી ચાલ્યો જાય છે પછી ટેબલ નાફ કરવામા આવે છે, બીજા લોકો ત્યાં જ આવી ફરી ચા બેઠી પીએ છે, ફરીથી ટેબલ સાફ કરવામા આવે છે પછી નવા ભક્તો આવે છે, શું આ જ દશા મંદિરોની નથી? પણ મનને ધમકાવી સમજાવ્યું કે આ પ્રમાણે વિચાર કરવો અયોગ્ય છે ભગવાન તો નિરપેક્ષ છે ભક્તોના સંતોષ ખાતર બધી જાતની વિટંબણા પણ પૂજા જેવી ગ્રહણ કરી શકે છે, પરમાત્માએ પોતે કહ્યું નથી?—

'ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।'

'पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।

तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः' ॥

ભગવાનનો ઉપહાસ કર્યો વાક્યો ન કહેવાય. શરમને લીધે મન દબાઈ ગયું, તોપણ ધીમે અવાજે કહેવા લાગ્યું આપણે ભગવાનનો ઉપહાસ કર્યા કરીએ છીએ? આપણે તો સકામ પૂજા વડે ભગવાનનો થનાગે ઉપહાસ જોઈ મનુષ્યબુદ્ધિની નિંદા કરીએ છીએ!

સાધુસંતોએ કર્મકાંડનું મહત્ત્વ ઓછું કરી ભક્તિ અને ઉપાસનાનું મહત્ત્વ વધાર્યું ભક્તોમાં એકત્ર ઉપાસના પણ થાય છે અને સામુદાયિક પૂજા પણ થાય છે આ પ્રમાણે સંતોએ આપણને મંદિરોનો નવો ઉપયોગ શીખવ્યો તેમણે બતાવ્યું કે મંદિરોમાં પૂજાની વિધિ ભલે હોય, રાજવૈભવની શોભા ભલે વધે પણ મંદિરમાં જનસમુદાયે એકઠા થઈ ભગવાનના ગુણગાન કરવા અને નીતિ, સદાચાર તથા ભક્તિનો ઉપદેશ કરવો એ જ મંદિરની મુખ્ય પ્રવૃત્તિ હોવી જોઈએ બધા આવો, હળીમળીને ગાઓ, એકબીજાને મદદ કરો અને પોતાને રસ્તે ચાલો, આ જ સંતોનો સંદેશો હતો બસ, કર્મકાંડ અને શોભાકાંડ ગૌણ થયા, અને ભક્તિ દ્વારા ધર્મપ્રચારનો કાર્ય વધવા લાગ્યો પરમાત્માનાં બધા બાળકો પ્રેમથી એકત્ર થાય અને પ્રેમપૂર્વક બધાં સાથે હળીમળીને 'परस्परं भावयन्तः' ઉન્નતિને માર્ગે ચાલે!

'मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।

कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥'

આ જ સંતોનો માર્ગ

નિર્માનમોહ સાધુસંતો પાસે ઉચ્ચનીચ ભાવને સ્થાન જ ક્યાંથી હોય? બધાં પરમાત્માનાં બાળકો, બધાં સરખાં અને બધાં ભાઈભાંડુ સંત તુકારામે ગાયું છે— 'आम्ही जातीचे ब्राह्मण, आमचे सोयरे मुसलमान' અમે જાતે બ્રાહ્મણ છીએ અને મુસલમાનો અમારા સગા છે આવા સંતોના ઘરમાં દરેકનું સ્વાગત પ્રેમથી થઈ શકે છે જેને સત્પુરુષોના ઉપદેશની જરૂર રહી નથી તેઓ મંદિરે

ન જાય. પરમાત્માનું નામ લેવામાં જેને આસ્થા છે તે બધાં મંદિરમાં એકઠા મળે. સંતોનો આ જ કાયદો છે.

મંદિરના ત્રણ વિભાગ હોય છે. ગર્ભગૃહ—જ્યાં પૂજા માટે મૂર્તિ હોય છે. આના ઉપર જ મંદિરનું શિખર હોય છે. સભામંડપ—જ્યાં પુરાણકીર્તન અને ઉપદેશ-પ્રવચન ચાલે છે. (આને નાટ્યમંદિર પણ કહે છે. કારણ કે આ જ સ્થળે ભગવલ્લીલાનો અભિનય પણ કરવામાં આવે છે.) અને ગર્ભગૃહ અને સભામંડપ વચ્ચે જે નાની સરખી જગ્યા હોય છે તેને અંતરાળ કહે છે. કર્મકાંડીઓએ ગર્ભગૃહનું બીજ વાવ્યું, ધ્યાનમાર્ગીઓએ અંતરાળ પસંદ કર્યું, અને ભક્તિમાર્ગી તથા પુરાણ-પ્રિય લોકોએ પોતાના પ્રેમથી સભામંડપ ભરી દીધો. આ પ્રમાણે હિંદુ ધર્મનું સંપૂર્ણ સ્વરૂપ એક મંદિરમાં સમાયેલું છે. આમાં જ્ઞાન અને ભક્તિના પ્રતિનિધિ સમો સભામંડપ જ હિંદુ સમાજનું સાર્વજનિક સ્થાન મનાય છે. ત્યાં સુધી તો માત્ર દર્શન માટે જ નહીં, બલ્કે ધર્મકથા સાંભળવા-સંભળાવવા હિંદુમાત્ર જઈ શકે છે.

કર્મકાંડીઓએ ગર્ભગૃહમાં ચાલતી પૂજાવિધિ પોતાના હાથમાં રાખી અને સર્વસાધારણને માત્ર દર્શનનાં અધિકારી ઠેરવ્યાં, તેમાં પણ કંજૂસ બની તરતમ ભાવ જોડી હિંદુ ધર્મના કકડેકકડા કરી નાખ્યા. મુસલમાનોએ મૂર્તિઓ ભાંગી હિંદુ સમાજનું અપમાન કર્યું, સંપત્તિ અને કળાનો નાશ કર્યો, પણ તેથી હિંદુ ધર્મને કોઈ જાતની તાત્ત્વિક હાનિ નથી પહોંચી, પણ આપણા અભિમાની કર્મકાંડી લોકોએ સમાજને ભાંગી છિન્નભિન્ન કરી નાખ્યો, હિંદુ ધર્મને નુકસાન કર્યું અને એ રીતે ભગવાનનો ઇન્કાર કર્યો. આ છિન્નભિન્ન સમાજને ફરી સંગઠિત અને એકજીવ બનાવી ધર્મને પ્રતિષ્ઠિત અને મંડિત કરવો એ જ આજે મંદિરોનું યુગકાર્ય છે.

૧૯-૧૨-'૨૯

૩

અસ્પૃશ્યો માટે નવાં મંદિરો બાંધવાની આજકાલ સૂચનાઓ કરવામાં આવે છે. આનો કંઈક વિશેષ વિચાર કરવાની જરૂર છે.

દેશમાં જૂનાં મંદિરો એટલાં બધાં છે કે તે બધાની વ્યવસ્થા કરવી હિંદુ સમાજ માટે અશક્ય નહીં તો મુશ્કેલ જરૂર છે. વિધવાઓનો પ્રશ્ન જેટલો જટિલ છે તેટલો જ મંદિરોનો પણ છે. અમે એવાં અનેક અનાથ મંદિરો જોયાં છે જે કહેવાય છે તો વિશ્વનાથનાં મંદિરો પણ જેમાં વર્ષો થયાં કોઈએ સાવરણી સરખીયે ફેરવી નથી. માટીની મૂર્તિઓ માટે જે નિયમ છે તે જ નિયમ મંદિરો માટે હોવો જોઈએ. જે માટીની મૂર્તિની પૂજા નથી થતી અથવા જે ખંડિત થયેલી છે તેનું દર્શન અશુભ છે. તેને કોઈ તીર્થ અથવા જળાશયમાં પધરાવવી જોઈએ. કેટલાંક ઐતિહાસિક મંદિરોને ઇતિહાસ-રક્ષણની દૃષ્ટિએ ખંડિત અવસ્થામાં જ રાખવાં હોય તો તે વાત જુદી છે. પણ સામાન્ય રીતે દરેક મંદિર સારા અખંડ રૂપમાં જ ઉપયોગમાં આવે. અને તેમ ન થઈ શકતું હોય તો વિધિપુરઃસર તેનું વિસર્જન જ

થવું જોઈએ. જો આપણે આ પ્રમાણે જૂનાં મંદિરોની વ્યવસ્થા કરવા માનતા નથી, તો પછી નવાં મંદિરો બાંધવાનો આપણને અધિકાર જ નથી જેટલા મંદિર છે તેમનું રક્ષણ અને સેવા કરવાની આપણામાં શક્તિ હોય તેમ ન બને તો જેટલી શક્તિ અને ઉપયોગિતા જણાય તેટલા જ મંદિરો રાખવામાં આવે.

આપણે જોઈએ છીએ કે સમાજને નવા નવાં મંદિરોની જરૂર છે કર્મકાંડી સાધકોનાં મંદિરોમાં જે પરિવર્તન કરી ભક્તિમાર્ગી ઉપાસકોએ અને સાધુસંતોએ જેમ નવાં મંદિરો બનાવ્યાં તેમ જ સમાજહિતેષી સેવકોને હાથે નવાં મંદિરો રચાવાં વાજબી છે સમાજની જરૂરિયાતમાં જેવું પરિવર્તન થાય છે તેવું જ પરિવર્તન મંદિરની રચના અને વ્યવસ્થામાં પણ થવું જોઈએ

૧. સૌથી પહેલાં આ વાત થવી જોઈએ કે પૂજાસ્થાન અને પૂજા મૂર્તિ 'ગુહા પ્રવિષ્ટ'—અંધારામાં હોય છે તેને બદલે મૂર્તિ માટે 'વિવૃત સદ્મ' બનાવવું જોઈએ. હજારો અને લાખો લોકો એકસાથે દર્શન કરી શકે એવે સ્થળે અને ઊંચાઈએ મૂર્તિ હોવી જોઈએ.

૨. મૂર્તિનો મુખ્ય ઉપયોગ દર્શન માટે છે મૂર્તિને સાફ કરવી, શણગારવી એ તો કોઈ નોકર પૂજારીનું કામ છે દરેક ભક્તે ઊભા થઈ મૂર્તિને નવરાવવું, ખવડાવવું વગેરે પ્રકારો સાર્વજનિક મંદિરો માટે અનિષ્ટ છે નિત્યતૃપ્ત પરમાત્માને ભોગ ધરવાની કંઈ જરૂર નથી. નૈવેદ્ય ધરાવવાથી ધ્યાનમાં કંઈ સગવડ થતી નથી બેશક પત્ર પુષ્પ, હોમ, ધૂપ દીપ હોય, સંગીત હોય, કળાવિધાન હોય. આ બધું જ્યારે સાત્ત્વિક રૂપે હોય છે ત્યારે પ્રસન્નતા વધારે છે અને ધ્યાન દર્શનમાં મદદગાર થાય છે ભોગ અને નૈવેદ્યને લીધે સ્પર્શાસ્પર્શનો ઝઘડો બહુ જ વધી પડે છે જો ભોગ ધરાવવો જ હોય તો લીલો અને સૂકો મેવો અને ગાયનું દૂધ—આટલું જ પસંદ કરવું જોઈએ મૂર્તિની સેવા છે તો નિરર્થક—તેનો મુખ્ય હેતુ ધ્યાન માટે જ છે જો આપણે આટલું સમજી જઈએ અને બાળકોની જેમ પૂજાની રમત કરવાનું છોડી દઈએ તો મંદિરોના ઘણા ઝઘડાઓનો નિકાલ આવી જશે.

જો મૂર્તિપૂજા હિંદુ ધર્મનું આવશ્યક અંગ નથી, તો પછી મંદિરમાં મૂર્તિ પધરાવવી જ જોઈએ એવો આગ્રહ શા માટે રાખવો જોઈએ? કેટલાંયે એવા હિંદુ મંદિરો જરૂર હોઈ શકે કે જેમાં ભક્તિની ગંભીરતા હોય, પવિત્ર અને શાંત વાતાવરણ હોય, પણ મૂર્તિ કે મૂર્તિપૂજા બિલકુલ ન હોય એવાં પણ મંદિરો હોઈ શકે કે જેમાં કોઈ એક મૂર્તિની સ્થાપના ન કરવામાં આવે, પણ તહેવાર પ્રમાણે ગમે તે ઇષ્ટ મૂર્તિ પૂજાસ્થાને સ્થાપી શકાય

આવી પૂજાનો જેને વિરોધ નથી એવા બધા લોકો આવાં મંદિરોમાં પ્રવેશ કરી શકે. મંદિરમાં ધર્મચર્ચા, સમાજચર્ચા, ઇતિહાસનું અધ્યયન-અધ્યાપન અને બધા ધર્મોનું અધ્યયન વગેરે હોય.

નમાજ અથવા ધર્મને કેન્દ્રસ્થાને સ્થાપી પોતાનું સમગ્ર જીવન સંગઠિત કરવા ઇચ્છીએ તો મંદિર દ્વારા આ કાર્ય સારી રીતે થઈ શકે છે મંદિરની પાઠશાળા, મંદિરનું રુગ્ણાલય, પશુ ચિકિત્સા, સાર્વજનિક સ્નાનાગાર, વાચનાલય, પુસ્તકાલય, નાટ્યગૃહ, બેંક, પ્રદર્શન વગેરે અનેક સમાજહિતની પ્રવૃત્તિઓ મંદિર સાથે રાખી શકાય છે આવા મંદિરની વ્યવસ્થા ધર્મનિષ્ઠ, ચારિત્ર્યવત્સલ લોકપ્રતિનિધિ દ્વારા જ થવી જોઈએ પૂજારીનું કામ કોઈ એક જાતના હાથમાં ન હોય અને મંદિરમાં આવેલું દાન બીજા કોઈ વિલાસના કામમાં વપરાવું ન જોઈએ મંદિરનું સ્થાન સર્વોચ્ચ સદાચારનું પોષક હોય મંદિરનું સંગીત ઉચ્ચ સંસ્કારી હોય, કલાકૂલ જેવું ન હોય કોઈ પણ મંદિર વ્યવસ્થાહીન ન હોય.

આવાં નવાં મંદિરોની ઘણી જરૂર છે મંદિરમસ્જિદના ઝઘડાઓને લીધે કટાળી કેટલાયે લોકો મંદિરની જ વિરુદ્ધ થઈ ગયા છે; પણ તેઓ સમાજહૃદયને ઓળખતા નથી મંદિર સામાજિક ધાર્મિક જીવનનું કેન્દ્ર છે તેણે હિંદુ સમાજની ઘણી સેવા કરી છે, અને નવા રૂપે ઘણી સેવા કરશે

૨-૧-'૩૦

૪

દુઃખ સાથે કહેવું પડે છે કે દક્ષિણ હિંદના કેટલાક મોટાં મંદિરો, અને તેમના નમૂના પ્રમાણે બંધાયેલાં વૃન્દાવનનાં બેત્રણ ભવ્ય મંદિરો બાદ કરીએ તો આપણાં બાકીનાં મંદિરો ઘણાં જ નાના હોય છે અને જ્યાં કોઈ એક મંદિરે જરા સરખી પણ લોકપ્રિયતા પ્રાપ્ત કરી કે તરત જ તેની આજુબાજુ પટાઓનાં ઘર અને બજારની દુકાનો આવી વસે છે ટ્રેનમાં હોઈએ, હોડીમાં હોઈએ, ગામમાં હોઈએ, ભીડ કરીને બેસવું, ભીડ કરીને વસવું એ આપણો જાતિસ્વભાવ થઈ પડયો છે નિઃશસ્ત્ર અને અહિંસક હોવાને કારણે આત્મરક્ષણના ખ્યાલથી આપણે ભીડ પસદ કરી હોય, અથવા શહેરની માખો જેવો આપણા લોકોનો સ્વભાવ હોવાને લીધે આપણે ભીડ પસદ કરી હોય, અથવા કોઈ બીજા કારણે આપણે આ રીત અખત્યાર કરી હોય, પણ આ વાત તો સાચી જ, કે આપણે હમેશા ભીડમા જ રહીએ છીએ વ્યક્તિના વિકાસ માટે આ ભીડ સારી નથી એક કામ કરવુ હોય તો દસ માણસને પૂછવુ, અને આટલું પૂછયા કરવામા આવે છતાં પણ દૃઢ નિશ્ચયપૂર્વક કટિબદ્ધ ન થવુ, એ કઈ સારો સ્વભાવ નથી અને આટલુ પૂછવા છતા પણ આપણે પૂછવાની પ્રથા અથવા રીત પણ બરાબર નક્કી તો નથી જ કરી, આનુ કારણ પણ આ ભીડ જ છે મોટા મોટા મેળાઓમા જે વ્યવસ્થા હોય છે તે તો સકડો વર્ષોના રિવાજમાંથી ઉત્પન્ન થયેલી સ્વયભૂ વ્યવસ્થા છે અહિંસક, સહિષ્ણુ અને મળતાવડા સ્વભાવને લીધે આપણે લોકો આટલી અવ્યવસ્થા પચાવી શકીએ છીએ આ જ કારણે આપણા મંદિરોમા દાન, ભક્ત, ધર્મશ્રવણ અને અખડ જાગરણ હોવા છતાં તેનો સાચો ઉપયોગ આપણે કરી

શકતા નથી. મંદિરમાં ભીડ બહુ હોય છે પણ તે 'સમાજ' નહીં પણ જમાવ જ હોય છે. કોઈનો કોઈની જોડે સંબંધ જ નહીં. કોઈ કોઈને પૂછે નહીં. કોઈ કોઈનું સાંભળે નહીં. આ અસામાજિક સ્થિતિ મહેવાય. મંદિરમાં પ્રસાદ વહેંચવાની અથવા વેચવાની પ્રથા અત્યંત અવ્યવસ્થિત હોય છે. આમાં પણ સુસંગઠિત હિન્દુ સમાજ જરૂર ઘણું સુધારી શકે છે. શીખોએ જેવું ગુરુદ્વારા પ્રબન્ધક મંડળ બનાવ્યું છે તેવા જ હિંદુ મંદિર પ્રબંધક મંડળની પણ જરૂર છે. આ પ્રબંધ થયેથી થોડે ખર્ચે ઘણી સમાજસેવા થઈ શકે છે. સૌથી પહેલું કામ આ છે કે મંદિરની આજુબાજુ આપણે જેટલી ખુલ્લી જમીન રાખી શકીએ તેટલી રાખવી જોઈએ. મંદિર સામાજિક સંસ્થા છે. તેમાં હજારો લોકો આવશે અને એકત્ર બેસી કંઈક વિચારણા પણ કરશે. મંદિરમાં આવવા માટે ચાર બાજુએ પહોળા રસ્તાઓ હોવા જોઈએ. ગાડીઓ, ઘોડાઓ જેવાં વાહનો મંદિર પાસે આવતાં રોકવાં જોઈએ અને આજુબાજુ ક્યાંયે પણ અસ્વચ્છતાનું – ગંદકીનું નામ સરખુંય રહેવું ન જોઈએ.

મંદિરો હિંદુ ધર્મની રક્ષા માટે હોય છે. તેથી નવા મંદિરો મારફતે ગોરક્ષાનો પણ પ્રબંધ થવો જોઈએ. દરેક મંદિર મારફતે આજુબાજુના સમાજને જોઈએ તેટલું શુદ્ધ તાજું અને સત્ત્વપૂર્ણ ગાયનું ઘી દૂધ મળવાનો પ્રબંધ જરૂર કરી શકાય. મંદિર કોઈ ખાસ વ્યક્તિની સંસ્થા નથી. તથી ત્યાંથી શુદ્ધ સ્વાર્થ અને તેથી ઊપજતી છેતરપિંડી દૂર થવાં જોઈએ. દૂધમાંથી જે આવક થશે તે તો ગોરક્ષાર્થે જ ખર્ચાશે. ગાયના દૂધમાંથી થતી આવક ગોવંશ બચાવવા માટે જ અને સુધારવા માટે જ ખર્ચાવી જોઈએ. ગો-બ્રાહ્મણ પ્રતિપાલન એ જો હિંદુ ધર્મનું એક ખાસ લક્ષણ છે તો પછી મંદિરો મારફતે એકલા બ્રાહ્મણની જ રક્ષા શા માટે થાય? ગાયનું પણ રક્ષણ થવું જોઈએ અને બધા બ્રાહ્મણોની પણ રક્ષા કયાં થાય છે? માત્ર ગણ્યાગાંઠ્યા પંડાઓ જ ફાવે છે અને ક્યારેક લંગડીલૂલી ગાયની પણ રક્ષા થઈ જાય છે. પણ આમાં હિંદુ સમાજની શોભા નથી. મંદિરો મારફતે ગોવંશની અને બ્રાહ્મણની રક્ષા આદર્શ રીતે થવી જોઈએ.

૫

સારાં અને મોટાં મંદિરોની સાથે નાની કે મોટી સારી અથવા નામમાત્રની એક સંસ્કૃત પાઠશાળા રાખવામાં આવે છે. જેમાં સંસ્કૃત ભાષા અને ધર્મ શીખવવામાં આવે છે. આપણા સમાજમાં ધર્મશાસ્ત્રનો અર્થ ઘણો સંકુચિત થઈ ગયો છે. ત્યાં મંદિરના સેવક પૂજારીઓનો (અથવા પુરોહિતોનો) કર્મકાંડ અને વેદાન્તીઓનો તર્ક અને વાનકાંડ અથવા વેદાન્ત એ જ મુખ્યત્વે ભણાવવામાં આવે છે. પણ ધર્મશાસ્ત્ર તો જીવનવ્યાપી સાર્વભૌમ શાસ્ત્ર છે. તેમાં પ્રાચીન પુરાણો સાથે આધુનિક ઇતિહાસ પણ હોવો જોઈએ અને આચારશાસ્ત્રની સાથે આરોગ્યશાસ્ત્ર અને સંપત્તિશાસ્ત્ર પણ હોવું જોઈએ. સામાજિક ધર્મમાં અર્થશાસ્ત્રનો પણ સમાવેશ થાય છે. મંદિરોને દાનની હંમેશા જરૂર રહે છે. તો પછી મંદિરો દાની લોકોની

આર્થિક સુસ્થિતિનો વિચાર કેમ ન કરે? જેમ રેલવેને ત્રીજા વર્ગના મુસાફરોમાંથી સારી આવક થાય છે તેમ જ મંદિરોને પણ ગરીબ લોકોના દાનમાંથી જ સારી આવક થાય છે. અને જેમ રેલવે ત્રીજા વર્ગના મુસાફરો પ્રત્યે તુચ્છ દૃષ્ટિએ જુએ છે તેમ જ મંદિરોમાં પણ ગરીબ લોકોની ભક્તિની કદર નથી થતી.

દરેક મંદિરની ફરજ છે કે તેની મારફતે ગરીબ લોકોને રાષ્ટ્રવ્યાપી ઉદ્યોગનું શિક્ષણ બરાબર મળવું જોઈએ. ગરીબ કારીગરોને મંદિરના ધનમાંથી ધંધા માટે ઉછીનાં નાણાં મળવાં જોઈએ. સોનારૂપાની પાટો અથવા ઘરેણાં જવેર બનાવી તેમને તાળામાં બંધ કરી રાખવાં એ સામાજિક દ્રોહ છે. મંદિરનું ધન શહેરની બેંકોમાં અથવા પ્રોમિસરી નોટોના રૂપમાં રાખવું એ પણ પ્રજાહિતનો દ્રોહ છે. મંદિરનો પૈસો પ્રજાનાથ પરમેશ્વરનો છે. ગરીબ પ્રજાની મદદમાં જ તે વપરાવો જોઈએ. ગામના ખેડૂતો સરકારની વિઘોટી અથવા વાણિયાના દેવાના હમેશાં દેવાદાર બન્યા રહે છે. જો ચારિત્ર્યવાન ખેડૂતોને મંદિરો તરફથી પ્રસંગે પ્રસંગે નાણાં ઉધાર મળતાં રહે તો તેઓ સર્વનાશમાંથી બચી શકે. કેટલાંક જૂનાં મંદિરો પાસે કલ્પનાતીત ધન છે. આ બધો પૈસો પ્રજાહિતમાં જ વપરાવો જોઈએ. સ્વાર્થી વાણિઓએ અને સાધુઓએ કયાંક કયાંક આવો પ્રચાર શરૂ કર્યો છે કે મંદિરના પૈસા સમાજહિતનાં કામોમાં ખર્ચવા એ પાપ છે. આ ગેરસમજ દૂર કરવી જોઈએ. જે પ્રમાણે મંદિરનાં ખેતરો અને બાગો મહેસૂલ લઈ આપવામાં આવે છે, તે જ પ્રમાણે મંદિરના પૈસા પણ મંદિરના ભક્તોને મળવા જોઈએ.

૧૯-૧-'૩૦

## ૨
## દેવમંદિર : જાહેર જીવનનું કેન્દ્ર

૧

તરસ્યાને પાણી પાવું, ભૂખ્યાને અને ખાસ કરીને બ્રાહ્મણોને જમાડવા, ગાયોને ઘાસ આપવું, અનાથ બ્રાહ્મણોના છોકરાઓને જનોઈ આપવી, તેમના છોકરા છોકરીઓને પરણાવવાં; તીર્થયાત્રા કરવી, કૂવા ખોદાવવા, ધર્મશાળાઓ અને મંદિરો બાંધવાં એ જૂના વખતનાં દાન ધર્મના મુખ્ય પ્રકારો છે. અતિથિસત્કાર કરવો, વિદ્યાધ્યયન કરનાર બ્રાહ્મણ બટુને માધુકરી આપવી અને જાનવરોને ગોગ્રાસ કે કાકબલિ જેવું કંઈક આપવું એ વસ્તુઓ નિત્યકર્મમાં ગણાતી. તેથી એને દાનધર્મ એવું મોટું નામ અપાતું નહોતું.

હાલના જમાનામાં આ વસ્તુઓ તરફની શ્રદ્ધા કંઈક ઓછી થઈ છે. દાનના આ પ્રકારો બંધ થયા છે એમ નથી; પણ જૂના જમાનાના જ વિચારોમાં રહેલા

વર્ષાસન હોય છે, ત્યાં ધર્મને નામે બધું જ ચાલે છે આવી સંસ્થાઓ સુધારવી એ અગ્રેજોના રાજમા અસાધ્ય નહીં તો દુસાધ્ય તો ખરુ જ મંદિરો વિષેના આવા અનુભવ પછી કયો ધર્મનિષ્ઠ કે નીતિમાન દેશપ્રેમી નવા મંદિરો સ્થપાતા જોઈ રાજી થાય?

છતા અસ્પૃશ્યતાનિવારણને અગે નવાં મદિરો સ્થાપવાનું આપણા લોકોને સૂઝવુ છે અન્ત્યજ, ભીલ વગેરે પછાત કોમોને ધર્મજ્ઞાન અને ધર્મથી અવિરોધી એવી કેળવણી આપવાની જરૂર છે એમને શુભ સંસ્કારોની તાલીમ મળે એ પણ એટલું જ જરૂરનું છે મદિરો, ઉત્સવો, પૂજા, અર્ચા વગેરે બાહ્ય વિધિઓ વિષેનો રસ પછાત કોમોમાં ઉજળિયાત કોમો કરતા જરાયે ઓછો નથી હોતો એમ પણ કહી શકાય કે પછાત લોકોને ઉત્સવાદિ બાહ્ય પ્રકારની આવશ્યકતા પણ વધારે હોય છે. આ બધી વસ્તુસ્થિતિનો વિચાર કરતા એમને માટે મદિરો બધાય એ જરૂરનું છે પણ આપણી નવી હિલચાલ, નવી પ્રેરણા, શુદ્ધ હિંદુ ધર્મ વિષેનો આપણો આદર્શ અને ભવિષ્યકાળના આપણા સ્વપ્ના એ બધાનો વિચાર કરીને આ નવા મદિરોની રચના, વ્યવસ્થા, પૂજાવિધિ, બીજા રિવાજો, તહેવારો વગેરે બધું જ વિચારપૂર્વક અને પુનરૂપે ગોઠવવુ જોઈએ એક વાર ચીલો પડયો એટલે પછી ફેરવવો મુશ્કેલ થશે. મૂળ સંસ્થાપકોમા જે વિચારનું બીજ હોય તે જ આગળ ઊગી નીકળવાનું

એક મદિરની આસપાસ એટલી બધી વસ્તુઓ સકળાયેલી હોય છે અને આપણે ધારીએ તો મદિરો મારફતે ધર્મસેવાનુ એટલુ બધુ કામ કરી શકીએ એમ છીએ કે નવા મદિરો વિષે ખૂબ જાહેર ચર્ચા થવી જોઈએ

ઘણા મદિરો અને ત્યાની પદ્ધતિઓનું આસ્તિક બુદ્ધિથી નિરીક્ષણ કર્યા પછી આ વિષયમા જે વિચારો સૂઝયા છે તે અહીં રજૂ કરવાનો વિચાર છે

૨

પ્રથમ મંદિરની રચનાનો વિચાર કરીએ આપણા મદિરોના સામાન્ય રીતે ત્રણ વિભાગ હોય છે જેમા મૂર્તિ હોય છે તે ગર્ભગૃહ, જેમા કથાકીર્તન ચાલે છે તે સભામડપ, અને આ બેને જોડનાર વચ્ચુ અતરાલ મદિર મોટુ હોય તો એની આસપાસ મોટુ આગણુ હોય છે સામે દીપમાળા હોય છે અને એ આગણાની ચારે બાજુ ઓશરીઓ હોય છે આની બહાર કેટલીક દુકાનો તો હોવાની જ મંદિરના 'સેવકો'ના મકાનો પણ પાસે જ ક્યાંક બાંધેલા હોય છે

*હિંદુ મદિરોમા મોટામા મોટી ખામી એ કે જેટલા લોકો મંદિરમાં લાભ* લે છે તેમના પ્રમાણમા મંદિર હમેશા નાનું જ હોય છે મંદિરની બાંધણી મજબૂત હોય, એના ઉપર અદ્ભુત કળા રેડેલી હોય, ખાસ ઇટાલીથી આણેલા આરસના પથ્થર જડેલા હોય નવી ઢબના બાથરૂમા જેવી ચળકતી ચીની માટીની તકતીઓ બેસાડેલી હોય, તેવી તકતીઓથી જમીન અને દીવાલો પણ શણગારેલી હોય. છતા

મંદિર તો નાનું જ હોય પુણ્યના લોભી દાનશૂરો બધું પુણ્ય પોતાને જ નામે જમે થાય એ આશાએ એકલાને જ ખરચે મંદિર બાંધે તો આમ જ થવાનું મંદિર બાંધવામાં મુખ્ય વિચાર ન્યાતનો નથી હોતો પરલોકમાં પુણ્ય અને આ લોકમાં કીર્તિ એ જ પ્રેરક વૃત્તિઓ હોય છે એક નગરમાં દસ કે વીસ મંદિરો હોય પણ દીવાને-આમ, સભાગાર કે ટાઉન હૉલની ગરજ સારે એવું એક પણ મંદિર ન મળે. હવે પછી આપણે જે મંદિરો બાંધીશું તે નાનાં હોય કે મોટાં, પણ ગામના બધા જ લોકો જ્યાં બેસી શકે એવું વિસ્તીર્ણ આ ણ તો એની સાથે હોવું જ જોઈએ મંદિરનો વૈભવ વધે અને જાહેર જીવન સમૃદ્ધ થાય તો મોટી મૂર્તિ બેસી શકે એવું ઊંચું એમ્ફિથિયેટર (રંગભૂમિ) બાંધી શકાય એવી જગ્યા વધે તો એના પર છત પણ બંધાય. પણ દરેક મંદિરની આસપાસ વિસ્તીર્ણ અને ખુલ્લી જગ્યા તો હોવી જ જોઈએ રસ્તા પરની દુકાનો જેવા સાંકડાં મંદિરો બાંધવાથી કશો લાભ નથી એવાઓને રજા જ ન મળવી જોઈએ

બીજું આપણાં જૂનાં મંદિરોના ગર્ભગૃહો બહુ જ મજબૂત, પણ અંધારાં વાગનાં અને નાનકડાં હોય છે મૂર્તિના રક્ષણ કરતાં મૂર્તિના ઘરેણાંના રક્ષણનો ખ્યાલ રાખીને જ આ વ્યવસ્થા કરી હોવી જોઈએ ગર્ભગૃહમાં બેસીને મૂર્તિને અભિષેક કરનાર સ્વામીના ઉમેદવારને ઉનાળામાં બીજી વાર ગર્ભવાસનો અનુભવ કરાવવાનો ઉદ્દેશ પણ એમાં હશે તો કોણ જાણે? મૂર્તિને આમ ગૂંગળાવવાથી ભાવિક લોકોને દર્શનની ભારે અગવડ થાય છે એ તો દેખીતી હાડમારી છે હવે પછીનાં મંદિરોમાં મૂર્તિના દૂરથી દર્શન થાય એટલા માટે ઊંચા ઓટલા ઉપર તેને ખડી કરવી જોઈએ મૂર્તિની આસપાસ દીવાલ ન જ હોય મૂર્તિની ફરતે ચાર, આઠ કે વધુ થાંભલા ઉપર જ શિખર ચણવું હોય તો તે દેખાય પણ સુંદર અને દર્શનેચ્છુ ભક્તોને પણ ભારે ન ખટકે થાય મૂર્તિ ઉપર બરાબર અજવાળું પડવાથી धर्मस्य तत्त्वं निहितं गुहायाम् કહેવાનો વખત ન આવે. બહુ બહુ તો મૂર્તિની પાછળની બાજુ મૂર્તિને ઢાંકે એટલી દીવાલ ચણી લેવી ભીડ રોકવા ખાતર મૂર્તિની આસપાસ ચાર ફૂટ ઊંચાઈનો કઠેરો ભલે હોય પણ આ વ્યવસ્થામાં ભીંતને અવકાશ જ નથી દરેક જણ આગળ ધસીને પોતાને હાથે મૂર્તિની પૂજા કરવાનો રિવાજ કાઢી નાખ્યો હોય તો ધસારાનું કશું જ કારણ ન રહે

મંદિર આગળ દીપમાળ બાંધવી હોય તો એ દીપમાળ આખા ગામને પહેરે ગીરના મિનારા તરીકે કામ આવે એટલી ઊંચી હોવી જોઈએ રાત ભૂલા પડેલા લોકોને દિશા સૂઝે એટલા માટે એ દીપમાળની ટોચ પર એક મોટો દીવો આખી રાત બળતો રાખવામાં આવે તો કોઈ કોઈ ઠેકાણે તો બહુ જ આવકારલાયક ગણાશે મંદિરના આગળામાં એક બાજુ પર એક મોટો કૂવો હોવો જ જોઈએ જેની આસપાસ ગામના ઘણા લોકો તેમ જ વટેમાર્ગુઓ નાહી શકે તેમ જ કપડાં ધોઈ શકે અને છતાં ત્યાં મચ્છર કે ગંદવાડ થાય નહીં એવી ગોઠવણ હોવી જોઈએ

ઘણા લોકો જમવા ભેગા થાય છે, સાંજે ભેગા ફરવા જાય છે તેમ નાહવાને પણ ભેગા થાય એવો રિવાજ પાડી શકાય. નદીના ઘાટ ઉપર લોકો ભેગા થાય છે ખરા પણ એમાં ક્લબ જેવું વાતાવરણ નથી જામતું. મંદિરને જો આપણા જાહેર જીવનનું કેન્દ્ર બનાવવું હોય તો નગરવાસીઓ અથવા ગ્રામવાસીઓ અનેક રીતે અને અનેક કારણે મંદિરમાં ભેગા થાય એવો રિવાજ પાડવો જોઈએ.

૧૯૩૧

## ૩

# મૂર્તિપૂજા

દરેક સમાજે પોતાની સંસ્થાઓ અને સામાજિક પ્રથાઓ વખતોવખત તપાસવી ઘટે છે અને જૂના સાથે સમભાવ રાખી, ચાલતી પ્રવૃત્તિ બરોબર સમજી લઈ, ભવિષ્ય ઉપર દૃષ્ટિ રાખી જોઈતા ફેરફાર કરવા ઘટે છે. મૂર્તિપૂજાની પ્રથા અથવા સંસ્થા બધી બાજુએથી તપાસવાનો વખત આવ્યો છે. મૂર્તિપૂજાનો જેને વિરોધ નથી તે જ પ્રમાણે મૂર્તિપૂજા વિષે જેને હવે વિશેષ ઉત્સાહ રહ્યો નથી એવા એક સામાન્ય માણસને ઊપજતા આ કેટલાક વિચારો છે.

મૂર્તિપૂજા ધર્મસાધનાનું આવશ્યક અંગ નથી, એમ હું માનું છું, એની સાથે એમ પણ હું માનું છું કે આપણા દેશમાં જે પ્રકારે મૂર્તિપૂજા ચાલે છે એમાં મૂર્તિવિધ્વંસકો કહે છે તેમ અનૈતિકતા છે એવુંયે કશું નથી. મૂર્તિપૂજાનો આશ્રય માણસના ચિત્તને આવશ્યક નથી; અને છતાં માણસ એવો આશ્રય લે તો તેમાં શરમાવા જેવું કશું નથી. મૂર્તિપૂજા દ્વારા મોક્ષ નજીક આવ્યો હોય એમ માન્યામાં નથી આવતું, એની સાથે એટલું તો ખરું કે મૂર્તિપૂજા દ્વારા, અને ખાસ કરીને મંદિરોની સ્થાપના દ્વારા, આપણે આપણી સંસ્કૃતિને ઘણો વેગ આપ્યો છે, સમાજનું સંગઠન કર્યું છે, ધાર્મિક સાહિત્ય, સંગીત, કલા અને ઉત્સવો ખીલવ્યાં છે અને અમુક હદ સુધી આખી પ્રજામાં સર્વોદય તરફ લઈ જનારા સંસ્કારો ફેલાવવાની સગવડ કરી છે. આપણી પ્રજાની રસિકતા, સંસ્કારિતા અને ધાર્મિકતા વ્યક્ત કરવા માટે મંદિરોનો ઉપયોગ ઘણો થયો છે. એટલે આપણાં મંદિરો આપણી ભક્તિનાં ભાજન થઈ પડયાં છે એ બધી રીતે યોગ્ય છે. પણ એનો અર્થ એ નથી કે મૂર્તિપૂજા અને મંદિરોની સંસ્થામાં કશો મૌલિક ફેરફાર કરાય જ નહીં.

જીવતો સમાજ ધારે તો આગળ પાછળનો પૂર્ણ વિચાર કરી પોતાના ધર્મમાં, તેમ જ ધાર્મિક સંસ્થાઓમાં—સમાજમાં તેમ જ સામાજિક રૂઢિઓમાં—આવશ્યક ફેરફારો કરવાને હંમેશ હકદાર છે એમ સમજીને જ આ લેખ ઘણાં વર્ષો પહેલાં લખાયો હતો. આજે પણ મારા એ અભિપ્રાયમાં ફેરફાર થયો નથી.

આપણાં મંદિરો વિષે મેં આના પહેલાં અનેક લેખો લખ્યા છે વરતેજમાં હરિજનો માટેનું મંદિર બંધાયું તે વખતે મૂર્તિઓની સ્થાપના મારે હાથે જ થઈ હતી તે વખતના મારા પ્રવચનમાં મૂર્તિપૂજાની મેં બધી બાજુએ મીમાંસા કરી છે આ વિષય ઉપર આ સમૂલક સંગીન વિચારની જરૂર છે અમુક માણસ મૂર્તિપૂજાનું સમર્થન કરે છે કે વિરોધ કરે છે એટલું જોઈને ગભરાઈ જવું કે ભરમાઈ જવું એ આજના જમાના માટે અને આપણા હિતની દૃષ્ટિએ અયોગ્ય છે

હિંદુ ધર્મમાં નાયુ જેના મૂર્તિપૂજાનો આગ્રહ કે વિરોધ બેમાંથી એકે નથી મહાપ્રધાન ગ્રંથો વેદમાં મૂર્તિપૂજાનો ઉલ્લેખ શોધી મળી શકાય કે નહીં એ સવાલને ઝાઝું મહત્ત્વ નથી મહાભારતમાં મંદિરનો ઉલ્લેખ ક્યાંયે નથી એ સિદ્ધ કરવાની પણ જરૂર નથી આપણા આચારધર્મનો બધો આધાર શ્રૌત અને ગૃહ્યસૂત્રો ઉપર છે એમાંથી જ સ્મૃતિઓનો વિસ્તાર થયો છે માણસ સાવ અકળાઈ જાય એટલી વિગતથી એ સ્મૃતિ સાહિત્યમાં આચારધર્મ વિસ્તાર્યો છે એમાં મૂર્તિપૂજા દેવમંદિરો વગેરેની ચર્ચા છે જ નહીં એટલે હિંદુ ધર્મ જોકે મૂર્તિપૂજાનો વિરોધી નથી તોયે 'હિંદુ ધર્મના મૂળમાં મૂર્તિપૂજા નથી' એ વિષે બે મત હોઈ ન શકે પછી મૂળ હિંદુ ધર્મનું એ પ્રધાન અંગ તો ક્યાંથી જ મનાય? ત્યારે આ મૂર્તિપૂજા આવી ક્યાંથી?

મૂર્તિપૂજા અને મૂર્તિનિર્માણ વચ્ચે ભેદ કરવો જોઈએ મૂર્તિઓ તો પગાપૂર્વથી એટલે કે પ્રાગ્-ઐતિહાસિક કાળથી બનતી હતી મોહન જો દડોમાં જે માટીની મૂર્તિઓ જડી છે એમાં એક મૂર્તિ પૂજારીની હોય એવું અનુમાન કરવામાં આવ્યું છે અને બીજી બે નાની મૂર્તિઓ વિચિત્ર શિરોવેષ્ટન પરથી કુળદેવતાની હશે એવી કલ્પના કરવામાં આવી છે એ પણ માટીની જ છે પશુપક્ષીઓની મૂર્તિઓ તો અનેક પ્રકારની જડી આવી છે પણ એ બધી પૂજાના સાધન તરીકે વપરાતી હતી કે નહીં એ કહેવું મુશ્કેલ છે જેને કુળદેવતાની મૂર્તિ તરીકે ઓળખવાનો પ્રયત્ન થાય છે એ કદાચ નોકરાણીની મૂર્તિઓ હોય એમ પણ બને કારણ કે માથા ઉપર જાણે બે બાજુ બે ટોપલા મૂકેલા બનાવ્યા હોય એવું એમનું શિરોવેષ્ટન છે

સવાલ એ મૂર્તિઓ ક્યાંથી પેદા થઈ એ નથી પણ પૂજાના સાધન તરીકે મૂર્તિઓ આપણે ત્યાં ક્યાંથી ચાલી આવી અથવા ક્યારની વપરાવા લાગી એ છે

કેટલાક માને છે કે બૌદ્ધોએ તેમ જ જૈનોએ આ દેશમાં મૂર્તિપૂજા દાખલ કરી પ્રાચીન બૌદ્ધ કોતરકામમાં પહેલાં બુદ્ધની પોતાની મૂર્તિ કોતરતા ન હતા એક ઘોડો જીન કસેલો પણ સવાર વગરનો કોતરેલો હોય અને એની આસપાસ ભક્તોનો મેળો બતાવ્યો હોય એટલે માની લેવાનું કે ઘોડા પર બુદ્ધ ભગવાન બિરાજમાન છે બુદ્ધ ભગવાનને મૂર્તિ દ્વારા વ્યક્ત કરાય નહીં એવી આમન્યા તે વખતે રખાતી હશે

કેટલાક બૌદ્ધો કહે છે કે પહેલાં અમારામા મૂર્તિપૂજા હતી જ નહીં એ તો તન્ત્રમાર્ગનો ચેપ છે તાન્ત્રિકોની અસરથી મહાયાન પંથ ઉદ્ભવ્યો અને પછી પરલોકના સુખદુ:ખના ચિત્રો અને વિમાનો લોકોને બતાવી લોકોની શ્રદ્ધા જાગ્રત અને દૃઢ કરવાના પ્રયત્નો થવા લાગ્યા એ વખતનો આ મૂર્તિપૂજા સંપ્રદાય દેખાય છે વધારે સંભવિત એ લાગે છે કે મૂર્તિપૂજા આપણે ત્યા ગ્રીસમાથી આવેલી હોય પથ્થરનું કોતરકામ યવન (આયોનિયા – ગ્રીસ) દેશથી બાહ્લિક દેશમાં થઈને હિંદુસ્તાનમા પહોંચેલું છે કળારસિક, સંસ્કારી અને ઉત્સવપ્રિય આર્યોને – પછી તે વેદધર્મી હોય, જૈનધર્મી કે બૌદ્ધધર્મી – સુંદર સુંદર મૂર્તિઓ, તેમની પૂજા, ઉત્સવો, રથયાત્રા, ઊંચાં મંદિરો અને તેમા ચાલતા ભોગો બધું ગમી ગયું હશે મહાભારત કાળને અને યજ્ઞની પ્રથા મોળી પડી હતી જ એની અવેજીમાં લોકોને કલ્પના માટે કંઈક ખાદ્ય જોઈતું હતુ જ એટલે મૂર્તિપૂજા એમને ફાવતી આવી હશે રાજ્ય દૃઢ કરવાના મુખ્ય ઉપાયો ત્રણ (૧) લશ્કરી સામર્થ્યથી લોકોને દબાવવા, (૨) કેળવણી અથવા પ્રચાર દ્વારા લોકોના હૃદયો અથવા લાગણીઓ કબજે કરવી અને (૩) જનતાની ચિત્તવૃત્તિ રંગાઈ જાય એવા ઉત્સવ, 'સમાજો', યાત્રાઓ વગેરે ચલાવી લોકોની ખુશામત કરવી મુસલમાનો હિંદુસ્તાનમાં આવ્યા એ પહેલાં જે અનેક જાતો આ દેશમા આવીને વસી તેમણે અહીંનો ધર્મ સ્વીકાર્યો, અહીંના ધાર્મિકોને ઉત્તેજન આપ્યું, તેઓ અહીંની ભાષા બોલવા લાગ્યા અને અહીંના થયા પછી તો એ બહારના લોકોની સારીનરસી કલ્પનાઓ, માન્યતાઓ અને રૂઢિઓ પણ આપણે ત્યા દાખલ થયા વગર રહે જ કેમ? આમ હિંદુ ધર્મ ગંગા નદીના પ્રવાહની પેઠે ખૂબ બહોળો અને કાદવવાળો થયો મૂળ વૈદિક ધર્મ અત્યંત શુદ્ધ હતો, એમા જરાયે ભેળ નહોતો એમ કહેવાની અહીં મતલબ નથી પણ મૂળ ધર્મ, મૂળ સમાજની પેઠે એકરૂપ, સુશ્લિષ્ટ અને પ્રાણવાન હતો જ્યારે પાછળનો ખીચડો અવ્યવસ્થિત, શિથિલ અને નિસ્તેજ થઈ ગયેલો એમા શક નથી 'નવો મુસલમાન વધારે અલ્લા અલ્લા બોલે' એ કહેવત પ્રમાણે આ બહારથી આવેલા રાજાઓ અને જમાતો દેશી લોકોની રૂઢિઓનું અને લાગણીનું વધારે ચુસ્તપણે પાલન કરે અને જાતજાતના ઉત્સવો અને મંદિરો ચાલતા કરી પોતાનું પારકાપણું મટાડવાનો પ્રયત્ન કરે એ પણ સંભવે ગમે તે હો, પણ હિંદુ સમાજમા અને હિંદુ ધર્મમા મૂર્તિપૂજાની જડમૂળો ખૂબ ઊંડે ગઈ છે એ વાત નિર્વિવાદ છે

*સ્પષ્ટ છે કે સાવજ સગનને માટે સગા ભાઈને પણ મારી નાખે અને પોતાનો* ધર્મ પણ છોડે મૂર્તિપૂજા અને મંદિરોની સ્થાપના એ કેટલાક બ્રાહ્મણોનો ધંધો થઈ પડયો સામાન્ય લોકોને પણ ત્યાગ-તપસ્યા અને ચિત્તશુદ્ધિના અઘરા ધર્મ કરતાં દેવાન્ ભાવયતાનેન, તે દેવા ભાવયન્તુ વઃ । એ ન્યાયે દેવોને ખવડાવવા પિવડાવવા એટલે દેવો પણ આપણને ખવડાવશે, પિવડાવશે, એ સહેલો બુદ્ધિ-મુક્તિની સાધન

બનાવનાર ધર્મ નામી જશે, અને મંદિરો અને મૂર્તિપૂજા આખરે હિંદુ ધર્મનું લોક-માન્ય અંગ થઈ પડ્યું.

મૂર્તિપૂજા હિન્દુસ્તાનના અનાર્ય કે જંગલી લોકો પાસેથી આર્ય લોકોએ ધીમે ધીમે લીધી હશે એવી પણ એક કલ્પના છે. નાથદ્વારાની શ્રીનાથજીની બિહામણી છબી, પુરી જગન્નાથજીની વિચિત્ર મૂર્તિઓ વગેરે પ્રકારો જોતાં આપણે એ સૌન્દર્યોપાસક ચીન દેશ પાસેથી ન જ લીધા હોય. આપણે ત્યાંના એક વિદ્વાન એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે કે મૂર્તિવિધ્વંસક મુસલમાનો અહીં આવ્યા તે પહેલાં—ઘણા વખત પહેલાં—લિંગપૂજા વગેરે પાર્થિવપૂજા અરબસ્તાનથી જ હિંદુસ્તાનમાં આવી હોવી જોઈએ. આપણી મૂર્તિપૂજા એ ઉપર વર્ણવેલા બધા જ પ્રવાહોમાંથી નીકળી હોય એમ પણ બને!

સગુણ નિર્ગુણ ઉપાસના, તેમ જ વ્યક્ત-અવ્યક્ત ઉપાસનાના સવાલો તો નોખા અને બહુ જૂના છે. મૂર્તિપૂજા આવી એટલે તે જ સગુણ-ઉપાસના છે એમ લોકોને થઈ ગયું, અને કર્મકાંડ, તંત્રમાર્ગ, ભક્તિ વગેરે ભાવનાપ્રધાન અને કલ્પનાપ્રચુર માર્ગોને મૂર્તિપૂજા ઉન્નતિનો એક અસરકારક ઉપાય જણાયો. અવ્યક્ત ઉપાસના કરતાં વ્યક્ત ઉપાસના ઓછી ક્લેશકારક હોઈ શકે છે. નિર્ગુણ ઉપાસના કરતાં સગુણ ઉપાસના વધારે સરળ અને સમાધાનકારક છે એ પણ કબૂલ કરીએ. પ્રાકૃત લોકો માટે વ્યક્ત અને સગુણ જ ઠીક છે એ ખરું. પણ એ ઉપરથી એમ નથી સિદ્ધ થતું કે અજ્ઞાન, અબોધ અને વહેમશીલ લોકો માટે મૂર્તિપૂજા જોખમકારક નથી. સામાન્ય લોકો બને ત્યાં સુધી ઉદારચરિત સંત સત્પુરુષોની સેવા-શુશ્રૂષા કરે અને સત્સંગ દ્વારા ધર્મબોધ મેળવે એ સગુણોપાસનાનો એક પ્રકાર છે. ઈશ્વર એ પરમ પિતા છે, માતા છે, માલિક છે, પતિ છે, માશૂક છે, મિત્ર છે, ગુરુ છે, આચાર્ય છે એમ ગમે તે એક અથવા અનેક સંબંધો કલ્પી ઈશ્વરના ન્યાયી, દયામય, કલ્યાણકારી, જ્ઞાનવી, ક્ષમાવાન વગેરે અનેક સદ્ગુણોનું ધ્યાન ધરી ઈશ્વરની ભક્તિ કરવી એ જ સાચી વ્યક્તગતિ છે. સગુણોપાસનાનો મુખ્ય અર્થ પણ એ જ છે. મુસલમાનો, શીખ લોકો, પ્રાર્થનાસમાજીઓ, પ્રોટેસ્ટંટ ખ્રિસ્તીઓ વગેરે બધા મૂર્તિના આશ્રય વિના આ રીતે જ સગુણોપાસના કરે છે. પ્રાકૃત લોકોને માટે એ જ યોગ્ય છે.

ખરું જોતાં જડ અને વહેમી લોકો માટે નહીં, પણ વિશિષ્ટ સંસ્કારો પામેલા અને તત્ત્વજ્ઞાનમાં આગળ વધેલા પણ ભાવરસિક કલાપરાયણ લોકોને માટે જ મૂર્તિપૂજા બની છે. ઈશ્વર સર્વત્ર છે એ તત્ત્વનું સાચું રહસ્ય જેઓ સમજી શકે છે, તેમને જ માટે મૂર્તિપૂજા ધાર્મિકતા કેળવવાનું એક નિર્દોષ સાધન થઈ શકે છે. જોકે મૂર્તિપૂજા એ સર્વશ્રેષ્ઠ સાધન તો ન જ ગણાય. જડ બુદ્ધિવાળાઓ માટે જ મૂર્તિપૂજા છે એમ કહેવામાં આવે છે. પણ જડ-સમાજ મૂર્તિપૂજાનું રહસ્ય સમજી શકતો નથી. જડ માણસની દૃષ્ટિએ મૂર્તિ એ એક મોટું ભૂત જેવું છે. એના મનમાં મૂર્તિ સાથે બીક અને ડર જ આવી શકે છે. અને એની પૂજા તો બળિયાને શરણ

જઈ બચી જવાનો ઉપાય જ હોય છે એવા લોકો માટે તો મૂર્તિપૂજા નિર્ભયતા અને સ્વતન્ત્રતાની વિનાશક છે અંદરથી પોલી એવી લાકડાની મોટી મૂર્તિ બનાવી એ મૂર્તિના હાથમા મૂકેલો ભોગ એ હાથને પાછળથી બાંધેલી એક છૂપી દોરી ખેંચવાથી મૂર્તિના મોઢામાં પડી જવાની વિગતો આપણે કયા નથી વાચી? હિંદુસ્તાન બહારના દેશોમા મૂર્તિપૂજાએ અવર્ણનીય અત્યાચારોને ઉત્તેજન આપ્યુ છે અને હિંદુસ્તાનમા મૂર્તિપૂજાએ પછાત કોમો માટે અગણિત વહેમોને જન્મ આપ્યો છે તત્ત્વજ્ઞાનની કેળવણી જેમને મળી તેઓ બેશક મૂર્તિપૂજામાથી ઘણો લાભ ઉઠાવી શકયા પણ એવાઓમાથી જેઓ શુદ્ધ આત્માર્થી એટલે મોક્ષાર્થી હતા તેઓ તરત જ મૂર્તિપૂજાને વગાવી આગળ ગયા મૂર્તિપૂજાનો બચાવ કરતા સ્વામી વિવેકાનંદે એક વાર કહ્યુ છે કે 'મૂર્તિપૂજાથી જો રામકૃષ્ણ પરમહંસ મળતા હોય તો મૂર્તિ પૂજા ઘણુ જીવો!' પૂજારી રામકૃષ્ણ પરમહંસનો ધંધો જ મૂળે મૂર્તિપૂજાનો હતો, પણ આખરે એમાથી તેઓ પણ નીકળી જ ગયા હતા ફૂલો ઝાડ પર જ ઈશ્વરને અર્પણ છે, તે તોડીને મૂર્તિને માથે શા માટે ચડાવવા એમ તેઓ કહેતા અને ભાવાવેશમા આવે એટલે મૂર્તિની પૂજા કરવાને બદલે પોતાની જ પૂજા કરતા એમણે મૂર્તિપૂજા આખર સુધી છોડી ન હતી, પણ આગળ જતા તેઓ મૂર્તિપૂજાનું યથાર્થ સ્વરૂપ સમજી ગયા હતા

એટલે ધ્યાનપૂર્વક તપાસતા જણાશે કે મૂર્તિપૂજા એ સાવ જડ લોકોને માટે હિતકર નથી તેમ જ અત્યત સસ્કારી અને ગંભીર લોકો માટે એ આવશ્યક નથી જેને મૂર્તિપૂજાની ટેવ પડી ગઈ છે, તેને તે છોડવા માટે માનસપૂજા એ વચલુ પગથિયું છે આપણા સાધુસતોએ મૂર્તિપૂજાનો મોટે ભાગે સીધો વિરોધ નથી કર્યો પણ પૂજાને બદલે ભજનને જ એમણે પ્રાધાન્ય આપ્યુ છે

ખ્રિસ્તી ધર્મે જ્યારે અનેક દેવોને આગ્રહપૂર્વક રજા આપી એક દેવની સ્થાપના કરી ત્યારે લોકોએ—કેમ કે અનેકતા એમના હાડમાથી ગઈ ન હતી—અનેક સતોની પૂજા ચાલુ કરી તે જ રીતે એકેશ્વરી ધર્મના આગ્રહી ઇસ્લામી અરબસ્તાનમા અને તુર્કસ્તાનમા પણ પવિત્ર સ્થળો, પવિત્ર કબરો, કુરાનના મત્રોનો ઉચ્ચાર અને એમાથી થતા ચમત્કાર વગેરે અનેક પ્રકારો પેદા થયા

ધર્મ અરુ જોતા શાસ્ત્રો અને ધર્મગુરુઓના ફતવાઓ ઉપર આધાર નથી રાખતો પણ શુદ્ધ સાત્ત્વિક ભાવનાઓ, શુદ્ધ બુદ્ધિ, સારાનરસાનો વિવેક કરનાર વિવેચક શક્તિ અને પવિત્ર પુરુષોના અનુભવ ઉપર આધાર રાખે છે ધર્મ એ જીવત વસ્તુ છે શાસ્ત્ર ગ્રથોના શબ્દોનું પ્રમાણ્ય લઈ બેસવુ એ જ જડપૂજા અથવા બુતપરસ્તી છે હૃદયમાથી પરમાત્માને અને એણે આપેલી જીવત ધર્મવૃત્તિને ખસેડી એને ઠેકાણે શાસ્ત્રો, ગ્રથો અને જૂના રિવાજોને બેસાડવા એમા ધર્મની હડહડતી અવગણના છે

આટલું એ ધ્યાનમાં રાખવું પડે છે કે સમાજ જ્યારે પોતાને મને અંદરથી, એટલે સ્વેચ્છાથી, પ્રગતિ ન કરે ત્યારે એને પરાણે બાહ્ય દબાણથી ફેરફાર કરવા પડે છે. આખરે થવાનું તે થઈ જાય છે, પણ કમને કરવાથી જે વિકૃતિ ઉત્પન્ન થાય છે તેની અસર લાંબા કાળ સુધી ટકે છે. ઈશ્વરની મૂર્તિ બનાવવાથી અને એને જાત જાતના ઉપચાર આપવાથી માણસની પ્રૌઢ બુદ્ધિનું કદાચ અપમાન થતું હશે, પણ એથી ઈશ્વરનું અપમાન થાય છે એ તો નક્કી નથી ઊતરતું. ખરેખરી વાત એ છે કે ઈશ્વરનું માનઅપમાન માણસના હાથમાં છે જ નહીં. માણસે પોતાના સ્વભાવ ઉપરથી જ ઈશ્વરને 'જેલસ ગૉડ' એટલે કે 'મત્સરી દેવ' બનાવ્યો. મત્સરી પતિ, મત્સરી રાજા, મત્સરી ઉસ્તાદ અને મત્સરી દેવ—બધા એક જ વૃત્તિના પરિપાક છે. ઈશ્વર એક હોવા છતાં એના અનેક ગુણો અને વિભૂતિઓ પરત્વે અનેક દેવો માણસે કલ્પી કાઢ્યા. એટલે એક ઈશ્વર ઉપરાંતની દેવદેવીઓ તો કાલ્પનિક છે. આટલા દેવો જોઈ પરમાત્માને ચીડ શાની આવે? ઈશ્વર જાણે છે કે ભલે ભૂલથી પણ આ લોકો મને પોતાને જ પૂજે છે. માણસજાતમાં કેટલી અપૂર્ણતા છે, એની ગરજ શી છે, એને કઈ રીતે સમાધાન મળે છે એ બધું શું ઈશ્વરથી અજાણ્યું છે? હૃદયમાં રહી હૃદયને પ્રેરનાર અંતર્યામી શું હૃદયના ભાવ નથી જાણી શકતો?

મૂર્તિપૂજાથી જેમ લાભો છે તેમ જ કેટલાંક નુકસાનોનો સંભવ પણ છે. તેમાંનું એક મોટું નુકસાન તે ધર્મતત્ત્વ જાણવામાં એથી આવતો અંતરાય છે. જડ પવિત્ર પદાર્થની મૂર્તિ બનાવ્યા પછી અન્ય પદાર્થો કરતાં એનામાં વિશેષ શક્તિ છે એમ માનવાની ભૂલ આપણને હમેશાં નડે છે. માણસની ભાવના એક ઠેકાણે ચોંટે છે અને બીજે ઠેકાણે નથી ચોંટતી એ સ્વભાવગત ભેદ છે. પણ એને વસ્તુગત ભેદ માનવા અથવા એવી ભ્રમણાને ઉત્તેજન આપવું એ ઇચ્છવા યોગ્ય નથી.

માણસમાં ભોગ ભોગવવાની, કલાનો આનંદ લેવાની, ઉત્સવો ઊજવવાની અને ટોળે મળી લહેર કરવાની વૃત્તિ છે. એ વૃત્તિ એકદમ મારી મરે નહીં. અમુક દૃષ્ટિએ આ બધી વસ્તુઓ મારવા કરતાં ઇરાદાપૂર્વક વિશિષ્ટ કાળમાં કેળવવાથી જ એમનું ખરાબસ્વરૂપ ટાળી શકાય છે. તેથી સમાજના પ્રાચીન આગેવાનોએ ધર્મનો અને સાર્વત્રિક વાસનાઓનો સંબંધ જોડી દીધો. એક બાજુએ આથી લાભ થયો. ભોગાદિકમાં પણ ધાર્મિક વૃત્તિનો પ્રવેશ થાય એ કાંઈ નાનીસૂની પ્રગતિ નથી. પણ એની સાથે ધર્મમાં—ધર્મ વિશેના ખ્યાલમાં, ધાર્મિક આદર્શમાં ભોગાદિક મેલી વસ્તુઓ ઘૂસી ગઈ એ એ જ વસ્તુની બીજી બાજુ. એને ઇષ્ટ કોણ ગણી શકે? મધમાં પાણી રેડવાથી પાણીનો સ્વાદ સુધર્યો, પણ તેટલે જ દરજ્જે મધનો સ્વાદ બગડ્યો અથવા ઊતર્યો. એના જેવું જ આ છે. ધર્મનો ફેલાવો વધારવા માટે, ધર્મ લોકપ્રિય કરવા માટે, લોકો જે ઇલાજો કરવા ગયા તેને જ કારણે તેમને ધર્મ કંઈક મોળો કરવો પડ્યો. ઘણા લોકો જે બીજી રીતે ધર્મની અસર તળે ન આવત તે આથી

ગહેરે આવી ગયા ખરા પણ ધર્મની ગતિ અને ધર્મનુ તેજ કઈક ઓછા થયા એની ના પડાય? દરેક ધાર્મિક વસ્તુ પ્રત્યે માણસના હૃદયમા શ્રદ્ધાભક્તિ હોય જ. એટલે ગમે તે કારણે જે વસ્તુ એક વાર ધર્મમાં ઘૂસી તેનાં મૂળિયાં જીવનમાં એવું તો જોર પકડે છે કે તે અધર્મનિ પોષક છે એવી ખાતરી થયા પછી પણ એને દૂર કરવાનુ મુશ્કેલ થઈ જાય છે પ્રાણીઓનું બલિદાન, દેવદાસીઓની પ્રથા, પૂજામાં તાંબૂલાદિનો ઉપયોગ, અસ્પૃશ્યતા, પ્રતિનિધિ મારફતે પાપક્ષાલન અને પુણ્યપ્રાપ્તિ, ભૂતપ્રેતોની પૂજા, દ્રવ્યો બાળીને થતો યજ્ઞ વગેરે કેટલીયે ઘાતક અને ભ્રમોત્પાદક વસ્તુઓ ધર્મમા ઘૂસી જવાને કારણે જ અત્યાર સુધી ટકી છે અને હજી આપણને નડે છે મૂર્તિપૂજાનુ પણ આમ જ થયું છે રામકૃષ્ણ પરમહસ શરાબ પીતા નહીં, છતા પૂજામાં વપરાયેલું' મદ્ય એમને પ્રસાદ તરીકે આપવામા આવે એટલે એ મદ્યમાં એક આંગળી નાખી એનો સૂક્ષ્મ છાંટો મોઢામા ઉડાડતા અથવા એ જ આંગળી નાખી કપાળ ઉપર મદ્યનો ચાદલો કરતા એમણે માંસ છોડી દીધુ ત્યાર પછી પ્રસાદનુ માસ કોઈ એમને આપે તો તે માથે ચડાવી એક કોરે મૂકી દેતા આવી રીતે મૂર્તિપૂજા દ્વારા કેટલીયે અનિષ્ટ વસ્તુઓ પોતાની આવરદા લંબાવ્યે જાય છે ભોગમા ધાર્મિકતા દ્વારા સંયમ દાખલ કરવાના પ્રયત્નમા ભોગ જ વધારે દૃઢ થયો મૂર્તિપૂજા દ્વારા કલ્પનાશક્તિને—રસવૃત્તિને એક બાજુએ કેળવણી મળી તો બીજી બાજુએ એ જ વસ્તુઓની પ્રગતિ ઉપર અંકુશ મુકાયો

જેમ નદીના પ્રવાહમા એકાદ વાંસ બાધી રાખવાથી કેટલોયે કચરો અને લીલ એની આસપાસ બાઝી રહે છે તેમ મૂર્તિપૂજાની આસપાસ કેટલાયે વહેમો અને સામાજિક સડાઓ ટકી રહ્યા છે આપણા મંદિરો સામાજિક છે પણ સાર્વજનિક નથી! તેથી ઘણી સામાજિક સંપત્તિ ખાનગી બની જાય છે પરિણામે એનો દુરુપયોગ અથવા અનુપયોગ થાય છે નામધારી રાજાના પ્રધાનોમા જે દોષો આવે છે, તે બધા દેવસ્થાનોમાં આવી જાય છે

પણ આ તો કેવળ નુકસાનની બાજુ બતાવી બીજી બાજુથી લાભ પણ અનેક છે સરવાળે લાભ વધારે છે કે હાનિ વધારે છે એ તપાસવું જોઈએ

૧૯૩૦

૪

# નવા મંદિરો

આપણે નવા જમાનાના લોકો મંદિરોનો ઉપયોગ પહેલા જેટલો નથી કરતા મંદિરોમાં જવું એ આપણને લગભગ નકામો વ્યાપાર લાગે છે કોઈ ખાસ ઉત્સવ હોય અને જવું પડે તો વાત જુદી નહીં તો મંદિરો હવે અશિક્ષિત હિન્દુઓ, સ્ત્રીઓ, વિધવાઓ અને દક્ષિણાર્થી ગોર બ્રાહ્મણો માટે જ છે, એવી આપણી લાગણી થઈ ગઈ છે કોઈ મંદિરની મૂર્તિ ખાસ રૂપાળી હોય અથવા વિશેષ શણગાર પહેરેલી હોય તો એ મોહકતા જોવા મન લલચાય ખરું પણ દર્શન માટે ભેગા થયેલા અનુરાગી લોકો પોતાના ઘોંઘાટથી ક્યારે મોહકતા અને કાવ્ય ટકવા દે ત્યારે ને! ગોર લોકો, પૂજારીઓ અને માગણો આપણને એક મિનિટનીયે શાંતિ મળવા ન દે મૂર્તિનું ધ્યાન ધરવા એક ક્ષણ ઊભા રહીએ ત્યા તો 'ચરણતીર્થ લો અને દક્ષિણા આપો'ની ઉઘરાણી શરૂ થઈ જ સમજવી

કેટલાક મંદિરોના દેવો ગર્ભશ્રીમંત રજવાડા જેવા હોય છે રજવાડામા જેટલા ભોગવિલાસ અને વ્યસનો હોય તે બધા એ દેવોને મળવા જોઈએ એક મંદિરમાં તો મેં વેશ્યાઓને મંદિરના પગથિયાંની પગચંપી કરતા જોઈ છે આ દેવોના આવાસમા અનેક દેવીઓ પણ હોય છે, અને રજવાડાની પેઠે રાણીઓને મળવાના વારા પણ નક્કી કરેલા હોય છે ઈશ્વર જેવા ભક્તો જે દિવસે થશે તે દિવસ સુ[illegible] ન. પણ ત્યા સુધી ઈશ્વરને પોતાના ભક્ત જેવા થવું પડે એ વાત સાચી છે મનસ્વી પ્રજાના દેવો પણ મનસ્વી જોહુકમીથી ટેવાયલી પ્રજાના દેવો પણ ઘડીકમા રહીમ બને છે ને ઘડીમા ક્હાર બને છે આપણા કેટલાક દેવો શીઘ્રકોપી છે કેટલાક [illegible]પ્રિય છે અને આ સ્વભાવ આખર આપણી પૂજાવિધિમા પ્રગટ થાય છે

જેમ આપણા ધનિકો મેળવેલી સંપત્તિ પેઢીઉતાર ચાલે એટલા માટ એનું સ્થાવર જમીનમા રૂપાંતર કરે છે તેમ જ જેને કંઈક પૂજાનો વિધિ સૂઝ્યો તે તરત તેને શાસ્ત્રની આજ્ઞાનું સ્વરૂપ આપી તેને ચિરંતન કરી મૂકે છે દરેક મંદિરની પૂજાપ્રણાલિકા જુદી પણ એક વાર ચાલી એટલે એમા ફેરફાર ન થાય સરકારની જબરદસ્તી અથવા શંકરાચાર્ય જેવાની શિરજોરી આગળ જે ફેરફાર થાય તે ખરા.

આપણા મંદિરોની સંપત્તિ અને એનો થતો ઉપયોગ કોઈ પણ માણસને અસ્વસ્થ કરી મૂકે એવા છે છતા એની વ્યવસ્થામાં ઊતરીને કંઈક સદુપયોગનું કાર્ય કરાય એ આશા લગભગ ફોગટ દેખાય છે શીખ લોકોએ પોતાના મંદિરોમા સુધારો દાખલ કરવાનો પ્રયત્ન કર્યો ત્યા તો ખૂનામરકી સુધી વાત આવી દક્ષિણમા મંદિરોની આવક પર સમાજનો કે સરકારનો કાબૂ બેસાડવાનો કાયદો ઘડવાની હિલચાલ

ચાલે છે ત્યાં સુધી પરદેશી સરકારને મહમુદ જેવા પ્રત્યે મંદિરોની સંપત્તિમાંથી વૉર લોનને માટે પૈસા મળે છે ત્યાં સુધી સરકાર પણ શા માટે મંદિરોની વ્યવસ્થામાં દખલ કરે?

'મંદિર એ સમાજ જડતાથી ઘેરાયેલી છે એમાં કશા સુધારા થવાના નથી એની મેળે જ્યારે એ જીર્ણ થઈ પડી ભાંગે ત્યારે ભાંગે' આમ માનનારા ઘણા છે પણ હમણાં હમણાં બારડોલી તેમ જ દાહોદ જેવે ઠેકાણે સમાજસેવકોએ પોતે જ નવાં મંદિરો સ્થાપ્યાં છે ત્યારે એ સંસ્થા નિષ્પ્રયોજન કે કાલગ્રસ્ત નથી થઈ એમ જ કહેવું પડે છે

આપણી નવી ભાવના નવી આધ્યાત્મિક ભૂખ અને નવાં સામાજિક તત્ત્વો તેમ જ નવા આદર્શોનો વિચાર કરીને જ આપણે નવાં મંદિરો સ્થાપીએ અને સાથે સાથે એમને વિષે નવા નિયમો ઘડીએ આજે નવાં મંદિરો ભલે ગમે તેવાં હો એ મંદિરો સ્થાપવામાં મદદ કરનાર મધ્યમવર્ગના લોકોના મનમાં ભલે મંદિરો વિશેની આસ્થા અને શ્રદ્ધા ઓછી હોય. અજ્ઞાન લોકોને આશ્વાસન આપવાની કેવળ 'લોકસંગ્રહ'ની દાનતથી જ ભલે આવાં મંદિરો સ્થપાતાં હોય પણ એમની આસપાસ ધાર્મિક બુદ્ધિથી કરેલી સમાજસેવાનું તપ જો વધે તો એ મંદિરો ભવિષ્યકાળમાં જાગ્રત સ્થાનો તરીકે દેખાશે, અને હજારો અને લાખો લોકો એ મંદિરો સેવશે તેથી અત્યારથી જ એ મંદિરોની સ્થાપના તેમની રચના, અને પૂજાઅર્ચાનો વિધિ ભવિષ્ય તરફ દૃષ્ટિ રાખીને આપણે નક્કી કરવાં ઘટે છે

આપણાં જૂનાં મંદિરો નાનાં હોય કે મોટાં મુખ્ય દેવની મૂર્તિ તો અંધારામાં જ રહેવાની ઋષિઓએ જ ન કહ્યું કે એ પુરાણપુરુષ *ગુહાયાં પ્રવિષ્ટ* છે? અંધારાની મદદથી મૂર્તિ વિશે ભય અને ગૂઢભાવ પેદા થાય છે અને બારણે બેઠેલા વ્યવસ્થાપક કે ગોર મહારાજની આવક નિશ્ચિંત થઈ જાય છે ઇતિહાસની દૃષ્ટિવાળો માણસ કહેશે કે મૂર્તિ કોઈ તોડી ન નાખે મૂર્તિને કોઈ ચોરી ન જાય એટલા ખાતર તેને આમ સુરક્ષિત અંધારામાં સંતાડવામાં આવે છે સંસ્કૃતિની સ્વાભાવિકતા તપાસનારા લોકો એમ પણ કહે છે કે પ્રખર તાપવાળા આ દેશમાં જાડા જાડા પથરાનાં શીતળ મંદિરોમાં ખૂબ ઊંડાણમાં આવેલી અંધકારવાળી શીતળ ઓરડીઓમાં બપોરનો વખત ગાળવો એ જ લોકોને સુખાવહ અને શાંતિપ્રદ હોય છે તેથી પૂજાનાં સ્થાનો આવાં જ બંધાય

જો ગમે તેમ હો પણ હવે પછીનાં મંદિરો દેવોને અંધારામાં ન જ બેસાડે એ જરૂરનું છે જેમાંથી બાહ્યાકાશનું (અને [illegible]) દર્શન ભલે દોહ્યલું હો પ્રજાના રક્ષક તો બધાની વચ્ચે જ શોભે હવે પછીનાં આપણાં મંદિરો ચારે બાજુથી ખુલ્લાં હોય મજબૂત થાંભલા ઉપર શિખર ચણવામાં આવ્યું હોય તો શોભામાં જરાયે ઊણપ ન આવે એવાં મંદિરોમાં જો મૂર્તિ ઊંચા ઓટલા પર સ્થાપવામાં આવે અને ઓટલાની આસપાસ પૂરતી જગા છોડી કઠેડો કરવામાં આવે તો મૂર્તિયે સુરક્ષિત

અને દર્શન પણ નહેં। હજારો લોકો દૂરથી પણ મૂર્તિનું દર્શન એકસામટુ કરી શકે એવી રચના હોવી જોઈએ. દર્શન કરવા આવનાર લોકોની સંખ્યા જો અમર્યાદ હોય તો કેટલાક જૈન અને બૌદ્ધ મદિરમા હોય છે તેમ મદિરના મધ્યમા ચાર દિશામા જોતી ચાર મૂર્તિઓ બેસાડી દેવી અને જો મૂર્તિ એક જ મુખી હોય તો તેના સ્મરણને અર્થે પાછળની બાજુ એક નાનકડી શિલા ઊભી કરી હોય તોયે બસ છે

મદિર ભલે નાનકડુ હોય, પણ એની આસપાસ પૂરતી ખુલ્લી જગા હોવી જોઈએ આપણા કેટલાયે મદિરો ચારે બાજુ ગીચ વસ્તી કરીને આપણે બગાડી મૂક્યા છે પ્રજા સમસ્તને મદિરની આસપાસ ખુલ્લી જગાની જરૂર જણાય તો તેવી જગાઓ મેળવવી એ અઘરુ નથી, અઘરુ તો યાત્રાળુઓની સગવડ ખાતર નાનામોટા છાપરા ચારે બાજુ ઉતારવાનો મોહ જતો કરવો એ છે પ્રથમ મદિરની આસપાસ મંડપો બંધાય છે, પછી ધર્મશાળાઓ આવે છે, અને આગળ જતાં ભાડાના લોભથી તેની દુકાનો બની મદિરનું પવિત્ર વાતાવરણ જ હણાય છે મદિરમાં કે આસપાસ જે કોઈ ચણતર કરે છે તે તે દિશામા દર્શનની સગવડ રોકવાનું પાપ કરે છે

મદિરની બાબતમા કરવા જેવો મુખ્ય નિયમ તો નૈવેદ્ય અથવા ભોગ વિષેનો છે હિંદુ ધર્મને પરદેશીઓ 'ચૂલાધર્મ' અથવા 'રસોડાધર્મ' કહે છે જ્યા રાધેલી રસોઈનો સવાલ આવ્યો ત્યા ન્યાતજાતના અને આભડછેટના બધા જ સવાલો ઊભા થાય છે આપણા ઋષિઓએ કદમૂળ અને ફળ એટલી જ વસ્તુઓ પવિત્ર ગણવામા ભારે ડહાપણ વાપર્યું હતુ એમા શકા નથી આપણા મદિરોમા સૂકા કે લીલા, કાચાં કે પાકા ફળો જ ભોગ તરીકે લઈ જવાય એવો નિયમ કરવો અત્યત જરૂરનો છે બહુ બહુ તો સાકર, દૂધ, માખણ અને દૂધમાથી તૈયાર થતી તાજી મીઠાઈ, એટલું જ નૈવેદ્ય માટે યોગ્ય ગણાય આપણી હોજરી અને આપણો સ્વાદ કૃત્રિમ, તેથી આપણે અનાજ બાફીને અને જાતજાતના મસાલાથી બગાડીને ખાઈએ છીએ નિત્યતૃપ્ત ઈશ્વરને એવો જ ખોરાક ધરવાની શી આવશ્યકતા? વાલ્મીકિએ કહ્યુ છે ખરુ

यदन्नः पुरुषो भवति तदन्नास्तस्य देवता ।

માણસ જેવો ખોરાક ખાય છે તેવો જ એ પોતાના દેવોને અર્પણ કરવાનો એ જ રીતે અનાર્ય દેવો અને દેવીઓ ઘેટાંબકરા અને પાડાનો ભોગ માગતા થયા આપણે જો પરિશુદ્ધ હિંદુ ધર્મના દેવોની ઉપાસના કરવા માગતા હોઈએ તો પરમપાવન ઋષિઓએ હવિષ્ય ગણેલા કદમૂળ, ફળ અને મીજનુ જ નૈવેદ્ય ધરાવવુ ઘટે છે ઋષિપચમીને દિવસે બળદની સેવાથી ઉત્પન્ન થયે‌લુ કશુ ન ખાવાનો નિયમ હોય છે સ્વાર્થને લીધે પશુઓ પર આપણે જે જુલમ ગુજારીએ છીએ તેનું ભાન જ એ નિયમ કરાવે છે માણસજાત હમેશને માટે એ નિષ્પાપ ખોરાક લેતી થાય એ આપણુ સત્યયુગ માટેનું સ્વપ્નું છે આપણા પૂજાવિધિ દ્વારા એ આશા પોષાય એ કઈ ઓછો લાભ નથી

પૂજામાંથી ચૂલાધર્મનો આમ છેદ ઉડાડ્યા પછી (પુરાણકારની નીચેની ભલામણ સ્વીકારતાં આપણા લોકોને ઝાઝો વાંધો નહીં આવે:

> कृष्णाऽयसमीपस्थान् कृष्णसेवार्थमागतान् ।
> चाण्डालान्पतितान्भ्रष्टान् स्पृष्ट्वा न स्नानमाचरेत् ॥)

"ભગવાનની સેવા અર્થે આવેલા, મંદિર પાસે ભેગા થયેલા ચાંડાલોને, પતિતોને કે ભ્રષ્ટ લોકોને અડકીએ તોયે સ્નાન કરવાની જરૂર નથી." આપણા પૂજાવિધિમાં કર્મકાંડ અને તંત્રને આપણે વધારેપડતું સ્થાન આપ્યું છે. પૂજામાં તો હૃદયધર્મની ઉત્કટતા અને સાદાઈ હોવાં જોઈએ. ઈશ્વરને માણસ જેવી બધી હાજતો હોય છે એમ કલ્પીને ષોડશ ઉપચારનો આડંબર વધારવા કરતાં નિત્યતૃપ્ત ઈશ્વરને કશાની જરૂર નથી એ ઋષિઓનું વચન યાદ રાખી આપણી ભક્તિ અને આપણી પૂજા આપણા હૃદયને સંતોષે એ જાતની ગોઠવીએ તો ઘણી ઉપાધિમાંથી આપણે બચી જવાના. ઈશ્વરની પૂજા તો કેવળ ભાવપ્રધાન હોવી જોઈએ. રસાયણશાસ્ત્રના પ્રયોગો અથવા વૈદલોકોના દવા બનાવવાના વિધિઓ જેવી ઈશ્વરપૂજા કર્મકાંડી બનાવવાની કશી જરૂર નથી. ઔષધની ભસ્મ તૈયાર કરવામાં ભૂલ થઈ તો તે ઝેર થઈ જાય છે, એ જ રીતે પૂજાવિધિમાં જરાક ભૂલ થઈ તો મહાદેવ કે માતા આપણને ભસ્મ કરી નાખશે એવી બીક કેળવવાથી સકામ ભક્તિમાં ભલે ઉત્કટતા આવતી હોય, પણ ધાર્મિકતા દૃઢ થાય જ છે એમ ન કહી શકાય. પૂજાવિધિ સાદો અને ઉત્કટ ભક્તિવાળો હોવો જોઈએ.

એવી પૂજા કરવા માટે કોઈ ખાસ ગોર, બ્રાહ્મણ કે તપોધન, બાવા કે મુખિયાજી રાખવાની જરૂર નથી. ધંધાદારી પૂજારી રાખ્યો એટલે એની પાછળ અસંખ્ય બદીઓ આવવાની જ. જૂના મંદિરોની વાત આપણે અહીં નથી કરતા. એમને એમના બધા અટપટા રિવાજો ચાલે ત્યાં સુધી મુબારક હો. નવાં મંદિરોમાં તો આપણે ચોખ્ખા રહીએ! જેમને મૂર્તિપૂજાનો વિરોધ નથી એવા બધા લોકો—પછી તે ગમે તે ધર્મના હોય—મંદિરમાં દર્શનને અર્થે આવી શકે છે. એમણે મંદિરની મર્યાદા જાળવવી જોઈએ એટલો નિયમ હોય એટલે બસ. અને પૂજામાં તો એ મંદિરમાં માનનાર હરકોઈ હિંદુને માન્ય વિધિ પ્રમાણે પૂજા કરવાની છૂટ હોવી જોઈએ. પુરુષ હોય કે સ્ત્રી, નહાઈને, ધોયેલાં સ્વચ્છ કપડાં પહેરીને ભૂખે પેટે પૂજા કરવા મંદિરમાં જાય. એમાં ન્યાતજાતનો ભેદ ન હોય, સ્ત્રીપુરુષનો પણ ભેદ ન હોય. જે લોકોએ મળીને મંદિર બંધાવવાનો ઉપક્રમ કર્યો હોય તે સૌ પૂજાના વારા બાંધે. પૈસાથી મંદિરો બાંધવાની અને ચલાવવાની સગવડ જ્યારથી લોકોને સૂઝી ત્યારથી હિંદુ સમાજમાં જરૂર કરતાં વધારે મંદિરો બંધાયાં, અને તે પણ ભક્તિને પોષવા અર્થે નહીં પણ અમુક લોકોની હોંશ અથવા પ્રતિષ્ઠાની લાલસા તૃપ્ત કરવા ખાતર. જેઓ મંદિર બંધાવે તેમણે જ મંદિરનું ખર્ચ ઉપાડવું જોઈએ.

દર્શન કરાવવા માટે દક્ષિણા લેવાનું તો હોય જ નહીં. દર્શન કર્યા પછી કોઈને કંઈ આપવાનું મન થાય તો તે ભલે લેવાય; પણ આવી રીતે ભેગું થયેલું ધન મંદિરના માલિકો, ચાકરો, પૂજારી (જો દુર્ભાગ્યે હોય તો) કે મંદિરના દેવની માલિકીનું ન ગણાય. જે સમાજમાંથી એ દ્રવ્ય આવે છે તે સમાજની ભાવના પ્રમાણે સમાજસેવાના કોઈ પણ યોગ્ય કાર્યમાં એ ધન વપરાય. પણ એ સ્વતંત્ર વિષય થયો. એની ચર્ચા સ્વતંત્રપણે કરવી ઘટે છે.

હિંદુઓનાં મંદિરોમાં હજારો કે લાખો લોકો ભલે ભેગા થતા હોય, પણ પૂજા તો ઘણે ભાગે વ્યક્તિગત જ હોય છે. સામુદાયિક ઉપાસના ભાગ્યે જ જોવામાં આવે છે અને કારણે મંદિરોમાં સંગીતને બદલે કોલાહલ મચે છે, અને કળા ખીલવવાને બદલે જ્યાં ત્યાં અરસિકતા જ દેખા દે છે. મંદિર એ મુખ્યત્વે સામાજિક સંસ્થા છે. ધર્મનું સામાજિક સ્વરૂપ એમાં ખીલે એ તરફ દુર્લક્ષ ન થવું જોઈએ. શુદ્ધ, સાત્ત્વિક, પવિત્ર અને કલારસિક આગેવાનોએ મંદિરની સંસ્થાનું બધું તંત્ર યોજવું જોઈએ. પૂજાવિધિ પણ એને અનુસરતો જ હોય.

જેમ મંદિરમાં વપરાતા અથવા ધરાવાતા ખોરાક વિષે ચોખવટ કરી તેમ પૂજામાં કે મંદિરમાં વપરાતાં વસ્ત્ર વિષે પણ યોગ્ય નિયમ હોવો જોઈએ. પરમાત્મા 'દીનનું ખડરણ' છે, પતિતપાવન છે. એને રાજવિલાસ કે વૈભવના શણગાર ન હોય. શુદ્ધ ખાદીનાં કપડાં જ એને શોભે. સિંહાસન પર બેઠેલા રામ કરતાં અહલ્યાનો ઉદ્ધાર કરનાર, ગુહકને ભેટનાર, અને શબરીનાં બોર ચાખનાર તપસ્વી કે વનવાસી રામની જ મૂર્તિ મને પૂજા કે ભક્તિ માટે વધારે અનુકૂળ લાગે છે.

આવી રીતે સમાજના ભવિષ્યકાળને પોષક એવી મંદિરોની રચના કર્યા પછી સમાજના ઐહિક અને પારલૌકિક કલ્યાણને માટે એ મંદિરોનો શી રીતે લાભ લેવાય એ વિચારવા યોગ્ય વસ્તુ છે.

૧૫-૪-'૨૮

# ૫

# પ્રાણપ્રતિષ્ઠા*

શ્રી મૂળચંદભાઈના આમંત્રણનો સ્વીકાર કર્યા વગર છૂટકો નહોતો, એટલે
ી ગયો છુ પણ રામમંદિરમા મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા કરવાના પવિત્ર પ્રસગમા
ા લેતા અનેક રીતે સંકોચ થાય છે, મૂઝવણ થાય છે પુણ્ય મેળવવા માટે અથવા
ત ઉપાસનાનો પ્રચાર કરવા માટે મદિરો બાધવાનો ઉત્સાહ ધરાવનાર દુનિયાથી
પણે અનેક દરજ્જે દૂર છીએ હિંદુ સામાજિક જીવનમા મદિરોનુ એક કાળે જે
ન હતુ તે આજે નથી રહ્યુ નવી ઢબે ભણેલા લોકોમા જેઓ ચુસ્ત સનાતની છે,
ો મદિરો, મૂર્તિપૂજા વગેરેનો ગમે તેટલો તાત્ત્વિક બચાવ કરે તોયે એ વસ્તુનો વિકાસ
ાનો પ્રયત્ન કોઈ કરતુ હોય તેમ જણાતું નથી અગ્રેસર કોમોમા સામાજિક પ્રયત્નથી
દરો બાધવાનો પ્રયાસ ખાસ દેખાતો નથી મદિરો મારફતે ધાર્મિક જીવન સમૃદ્ધ
ા છે કે કેમ એ વિષે લોકોના મનમાં શકા વધતી જાય છે કેટલાક મદિરોની
વસ્થા એવી કઢગી છે કે તે ખાનગી મિલકત જેવા જ થઈ ગયાં છે, એટલુ જ નહીં
ા મફતની આવકના સાધન બની ગયા છે અને ટીકાકારો તો કહે છે કે કેટલાક મદિરો
નીતિના ધામ બની ગયાની બૂમ પણ કાને આવે છે એવે વખતે જે કોમો હજુ
જ્ઞન છે, જેમનુ વાલીપણુ આપણે અહકારથી અથવા જવાબદારીના ભાનથી આપણા
થમા લીધુ છે તે કોમોને સશયાસ્પદ દિશામા દોરવી કે કેમ, એ એક મોટો સવાલ

મૂર્તિપૂજા અને દેવમંદિરો ઉપર જેમ જેમ ટીકા થતી જાય છે તેમ તેમ એ બને
તુ પાછળ રહેલો ભવ્ય આદર્શ ચીતરીને આપણે બચાવ કરીએ છીએ એ ઉચ્ચ
ાતાર નજર આગળ રાખતા પણ આપણને બીજી રીતે મૂઝવણ થાય છે જે ઉચ્ચ
ાદર્શને જોરે આપણે આ વસ્તુની યોગ્યતા સિદ્ધ કરીએ છીએ તે આદર્શ આપણે
ડે અશે પણ આપણા જીવનમા સિદ્ધ કર્યો છે? અથવા કાઈ નહીં તો તે આદર્શ
રફ પ્રયાણ કરવાનુ વલણ આપણા જીવનમા દેખાય છે? એ જાતની અંતર્મુખી
કા આપણને જરૂર મૂઝવે વ્યવહારમા પણ આપણે જોઈએ છીએ કે બીજ વાવવું
ો સહેલુ કામ છે, એમાથી જે અંકુર ફૂટે એને ઉછેરવા પાછળ, એનું રક્ષણ પોષણ
રવા પાછળ આખુ જીવન નિચોવવું પડે છે મકાન બાધવુ તેમા અને મદિર
ાધવુ તેમા તફાવત હોવો જોઈએ દેશમા જ્યારે મંદિરો અને મદિરોના વહીવટ
પર આટલી બધી ટીકા થાય છે ત્યારે નવું મદિર બાંધતાં પહેલાં જૂનાંના દોષો

---

* વરતેજમા અત્યજોના રામમંદિરમા મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠાને પ્રસગે આપેલુ પ્રવચન તા ૧૦-૯-'૨૯

ટાળવાની કંઈ વ્યવસ્થા આપણે કરી છે કે નહીં એ આપણે તપાસવું ઘટે છે નહીં તો આપણે સમાજના ઠપકાને પાત્ર થઈશું

અને આ તો આપણા સમાજના સૌથી નાના ભાઈઓ માટેનું મંદિર એને વિશેની આપણી જવાબદારી હજાર ગણી વધે છે જે સંસ્થા આપણે સત્કારી ગણાતી એનો શુદ્ધ રાખી ન શકવા તે ચલાવવાની જવાબદારી આપણે આપણા નાના ભાઈને માથે નાખીએ તે પહેલા આપણે જરૂર વિચાર કરવો જોઈએ બે દિવસના ઉત્સાહ પછી મંદિર ચલાવવા વિશે લોકો બેદરકાર અથવા નિરુત્સાહી નથી થવાના એની આપણે ખાતરી કરેલી હોય, કાળબળે ચોમેર ફેલાતી નાસ્તિકતા અને પરજીવન વિષેની અશ્રદ્ધા સામે આ મંદિર ટકશે એની આપણે ખાતરી કરી હોય, સામાજિક પ્રતિષ્ઠાને અભાવે સહેજે ફેલાતા અનાચારથી આ મંદિર અભડાશે નહીં એવો આપણો વિશ્વાસ થયો હોય, મંદિરની પૂજાઅર્ચા, મકાનની મરામત, આસપાસની સ્થૂલ તેમ જ નૈતિક સ્વચ્છતાના સવાલનો આપણે ઉકેલ આણ્યો હોય, કોમી કે રાજકીય વિપ્લવ માંથી આ નવી કૃતિનું રક્ષણ કરવાની જવાબદારીનું બરાબર ભાન આપણને થયું હોય, ત્યારે જ આપણે મંદિર જેવી ધાર્મિક સંસ્થા ઊભી કરી શકીએ મંદિર બાંધ્યા પછી તે અખંડ ચાલવું જોઈએ સમાજને એમાંથી લૌકિક અને ધાર્મિક લાભ મળવો જોઈએ કેમ કે એ સ્થાયી સનાતન સંસ્થા છે

આ બધી વસ્તુનો વિચાર કર્યા પછી એમાં ભાગ લેતા મન અસ્વસ્થ કેમ ન થાય?

પ્રથમ આપણે મૂર્તિપૂજાનો જ વિચાર કરીએ મૂર્તિપૂજા એ આપણા ધર્મનું આવશ્યક અંગ તો નથી જ

उत्तमा सहजावस्था मध्यमा ध्यानधारणा ।
अधमा तीर्थयात्रा च मूर्तिपूजाऽधमाधमा ।।

'મૂર્તિપૂજા સૌથી નિકૃષ્ટ' એવું જૂનું વચન પણ આપણે ત્યાં પડ્યું છે આપણે એને એકાંગી મતાગ્રહી કહી કાઢી નાખીએ, અને

न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद् यशः ।

એ શ્રુતિવચન પણ મૂર્તિપૂજાનો નિષેધ નથી પરંતુ એમ આપણે જોઈએ તો તર્ક ચલાવી સિદ્ધ કરીએ પણ મૈત્રેયી ઉપનિષદ જેવા પ્રધાન ઉપનિષદમાં તો સ્પષ્ટ કહ્યું છે "પથ્થર, લોઢું, સ્ફટિક કે માટી જેવી પાર્થિવ વસ્તુની મૂર્તિ બનાવી પૂજા કરવાથી ફરી ફરી ભોગ લેવા માટે જન્મ લેવો પડે છે માટે સંયમી મુમુક્ષુ પુરુષે પોતાના હૃદયની અંદર જ અંતર્યામીની અર્ચના કરવી જન્મમરણની ઘટમાળ ટાળવી હોય તો બાહ્ય પૂજાઅર્ચા છોડવી જ જોઈએ"* બેશક આ શિખામણ મુખ્યત્વે સંન્યાસીઓને

* पाषाण-लोह-मणि-मृण्मयविग्रहेषु पूजा पुनर्जनन भोगकरी मुमुक्षोः ।
तस्माद् यतिः स्वहृदयार्चनमेव कुर्याद् बाह्यार्चनं परिहरेत् अपुनर्भवाय ।।

માટે છે પણ મોક્ષ નથી જોઈતો કોને? આપણે ત્યાં અધિકારવાદનો વિચાર પુષ્કળ છે જ્ઞાની, સંન્યાસી અથવા એવા જ બીજા અધિકારવાળા પુરુષો ભલે મૂર્તિપૂજાનો ત્યાગ કરે, ધ્યાનકુશળ લોકો ભલે માનસપૂજા દ્વારા જ મૂર્તિપૂજા કરી લે, પણ પ્રાકૃત લોકોને માટે તો મૂર્તિપૂજા એ જ આશ્રય છે, ધ્યાન, પૂજા કે સેવા માટે કઈંક આલંબન તો જોઈએ જ એવી દલીલ આપણે હમેશા સાભળીએ છીએ

એ દલીલ મારે ગળે ઊતરી નથી હુ માનુ છુ કે ગમે તે માણસ મૂર્તિપૂજા ન જ કરી શકે મૂર્તિપૂજા માટે ખાસ અધિકાર જોઈએ છે ધાર્મિક વિચારો અમુક ઉચ્ચતા સુધી પહોંચ્યા હોય તો જ માણસને મૂર્તિપૂજા સદે, નહીં તો અજ્ઞાન, વહેમ અને અનાચારની તે જનની બને છે પછી ધાર્મિક પુરુષોને એનો સખત વિરોધ કરવો પડે છે અરબસ્તાન, સીરિયા, ખાલ્દિયા, મિસર વગેરે દેશોમા અનધિકારી લોકોમાં મૂર્તિપૂજાએ કેર વર્તાવ્યો હતો એથી અકળાઈને અબ્રાહામ, મૂસા, મહમદ વગેરે ખુદાપરસ્ત પેગબરોને એનો સખત વિરોધ કરવો પડયો ઈશ્વર સર્વવ્યાપી છે, અતર્યામી છે એમ જેઓ નથી જાણતા, તેઓ મૂર્તિપૂજામાથી કશો સાર લઈ શકવાના નથી, ઊલટા બીક કે લાલચથી જાતજાતની પાર્થિવ વસ્તુઓનું ધ્યાન કરીને બીકણ અને લોભી જ થવાના, અને દાસવૃત્તિ કેળવી ગુલામ થવાના જે સમાજમાં ઈશ્વરનુ વિભુત્વ રૂઢપણે સ્વીકારાયું છે, હૃદયની અદર જ ઈશ્વરને શોધવાની જે સમાજની પરપરા છે, તે સમાજમાં મૂર્તિપૂનું સ્વરૂપ જ બદલાઈ જાય છે, મૂર્તિ એ ફક્ત પૂજા પૂરતું એક પ્રતીક બની જાય છે, અમૂર્ત તત્ત્વનુ ઈંદ્રિય દ્વારા ધ્યાન ધરવાનું તે એક સાધન માત્ર બની જાય છે

સામેનો ઘડાયેલો પથ્થર છે તો પથરો જ, પણ ઈશ્વર પ્રત્યેની આપણી ભક્તિ વ્યક્ત કરવા માટે આપણે એમાં ઐશ્વર્યનું આરોપણ કરીએ છીએ, એમ સમજવા માટ અમુક આધ્યાત્મિક તૈયારી, દાર્શનિક વિકાસ જોઈએ જ ઈશ્વર સ ર્વત્ર છે તો આ પથરામાં તે નથી એમ શા માટે માનીએ? હૃદય જ્યા માને ત્યા ત છે જ, એ જાતનું સમાધાન માણસ અન્ય રીતે ન કેળવી શકે

માગી આ દૃષ્ટિ ભૂનજરેથી ન હોય તો એમાથી એવી શકા જરૂર નીપજે કે 'એમ જ હોય તો અગ્રેસર કોમો ભલે મૂર્તિપૂજા કરે, વેદાતશાસ્ત્ર જાણનાર પંડિત ભલે પથરાને નવરાવે ખવડાવે, પછાત કોમોને તો આપણે એ કેદમા ન જ નાખવી જોઈએ' હુ માનું છુ કે આ દલીલ બરાબર નથી આપણા સાધુસંતોએ સેંકડો વર્ષો સુધી દયાબુદ્ધિથી જે કામ કર્યું છે તેની અસર આખા સમાજ પર પડી છે શાસ્ત્રીય ચર્ચામાં કે દુન્વયી ડહાપણમાં આપણા નાના ભાઈઓ ભલે પછાત હોય, પણ ઈશ્વર નિષ્ઠા, ભક્તિ અને સ્વાત્માર્પણની બાબતમા આપણા કરતા તેઓ પછાત છે એવો અનુભવ કદી થયેલો નથી જેમ પ્રેમશક્તિને બાહ્ય કેળવણીની અપેક્ષા નથી, તેમ શ્રદ્ધાને પણ તાર્કિક કસરતની જરૂર નથી અનુભવી સંતોએ શ્રદ્ધા આપી, અને

છોત અંત્યજો માટે નોખી નિશાળો કાઢવી, તેમને માટે અલગ કૂવા બાંધી આપવા એ જેમ આપણી લાચારી સૂચવે છે, તેમ એમને માટે અલગ મંદિરો બાંધવા એ પણ સારી સ્થિતિ તો નથી જ જેમ અંત્યજોના વાડામાં હું ધારું તો બેસી શકું છું, અંત્યજ નિશાળમાં ધારું તો મારા બાળકોને મોકલી શકું છું, અંત્યજ કૂવો સ્વચ્છ હોય તો તેનું પાણી પી શકું છું તેમ જ અંત્યજ મંદિરો વિષે પણ મંદિરોમાં માનનાર બધા જ લોકોને છૂટ છે અને એ છૂટનો લાભ આપણે બધાએ લેવો જોઈએ આપણો રૂઢિચુસ્ત સમાજ વખતસર નહીં માને તો કેટલાકને એવો નિયમ કરવો પડવાનો છે કે પૂજા કરીશું તો અંત્યજ મંદિરમાં જ, દાન દઈશું તો તે અંત્યજ મંદિરને જ, ઉત્સવ કરીશું તો તે અંત્યજ મંદિરના છત્ર તળે જ

પણ મંદિરો વિષે કોઈ પણ જાતનો ઉત્સાહ ઉજળિયાત કોમોમાં છે ખરો? આપણું સામાજિક ધાર્મિક જીવન આપણે હવે મંદિરો મારફત ઓછું ખોળીએ છીએ નવી ઢબે વિચાર કરનારા લોકો બીજા જ કેન્દ્રો શોધી રહ્યા છે એવા આપણે અંતર્મુખ થઈને આપણી વૃત્તિને તપાસવી ઘટે છે કે આપણે લોકસંગ્રહને નામે આ બાળક કોમોમાં વહેમોને ઉત્તેજન તો નથી આપતા? તેઓ આપણને અનુસરે એટલા માટે આપણને રમકડું લાગતી વસ્તુ ગંભીરપણે તેમના હાથમાં તો નથી સોંપી દેતા? અથવા એ લોકોમાં વસતા વહેમોનો જ લાભ લઈ એમની સેવાને નામે એમના ગજવામાંથી પૈસા એકઠા કરવાનું સાધન તો નથી ઊભું કરતા? આ છેલ્લો ઉદ્દેશ પ્રામાણિકપણે મનમાં રખાય, પણ એ પરિણામે હિતકર તો નથી જ મંદિરનો પ્રધાન ઉદ્દેશ સામાજિક ઉપાસનાનો, શુદ્ધ ધાર્મિકતાનો જ હોવો જોઈએ એવો ઉદ્દેશ હોય તો જ મંદિરને અવકાશ છે નહીં તો લૌકિક કેળવણીની સસ્થા કાઢી ધીરજપૂર્વક રાહ જોવી એ જ વધાર સારું છે

અને આપણે તો આજે રામમંદિર ખોલવાના છીએ હિંદુ જીવનના સર્વોચ્ચ આદર્શનો ક્યો પાઓ રામચરિત્રમાં આપણને નથી મળતો? પુત્રકામેષ્ટિ યજ્ઞની દિવ્ય જ્વાળામાંથી જેનો જન્મ થયો છે તેનું આખું જીવન યજ્ઞની આહુતિ જેવું નીવડે તો તેમાં આશ્ચર્ય શું? રામચંદ્ર એટલે જ પવિત્ર આહુતિ એ રામચંદ્રે આખી આર્યજાતિ માટે, અને ભવિષ્યનો વિચાર કરીએ તો આખી દુનિયા માટે જીવનનો ભવ્ય આદર્શ ઘડી આપ્યો છે એનું નામ લેવા જ્યાં ભેગા થઈએ ત્યાં આપણે કવી વૃત્તિ કેળવવી જોઈએ? શબરીનાં એંઠાં બોર ખાનાર રામનું આ મંદિર છે પોતાના નખથી ગુહક જેવા ભીલ રાજાને કૃતાર્થ કરનાર રામચંદ્રનું આ મંદિર છે જટાયુ જેવા ગૃધ્રરાજનું શ્રાદ્ધ કરનાર રામચંદ્રનું આ મંદિર છે વાનરયૂથમુખ્ય હનુમાનને પોતાનું હૃદય અર્પણ કરનાર રામચંદ્રનું આ મંદિર છે વાનરરાજ સુગ્રીવ સાથે સખ્ય કરનાર રામચંદ્રનું આ મંદિર છે વિજયપ્રાપ્ત સંપત્તિ અમરાજ રાક્ષસ વિભીષણને પ્રસાદમાં આપનાર રામચંદ્રનું આ મંદિર છે દીનદુઃખભંજન એવા રામનું આ મંદિર છે અહીં ઉચ્ચનીચ ભાવ ન હોવો જોઈએ અભાવ અને

કેળવાયેલા એવો ભેદ ન હોવો જોઈએ, દ્વિજ અને અંત્યજ એવો ભેદ તો ન જ હોવો જોઈએ. અમીર અને ફકીરનો ભેદ ન હોવો જોઈએ; અહીં બધા જ રામભક્ત નામનભાવે એક થવા જોઈએ. અને એક થઈને તેઓ કેવી પ્રેરણા મેળવે? પ્રજારંજક રાજા, એકપત્નીવ્રતી પતિ, એકવચની મર્યાદાપુરુષોત્તમનું આ મંદિર છે એવા રામના મંદિરમાં એ બધા ગુણો કેળવવાને આપણે બંધાયેલા છીએ.

એ આદર્શ અખંડ અને જાગ્રત પ્રયત્ન વગર ન સેવાય, ન કેળવાય આપણા આવાં નવા મંદિરો સાથે એવી નવી પ્રણાલિકા આપણે ગોઠવવી જોઈએ. આપણા વહેમો અને જૂના રિવાજો નવે સ્થાને આપણને ન જ નડવા જોઈએ આ નવાં મંદિરોની પૂજામાં પાનસોપારી જેવાં વ્યસનોને સ્થાન ન હોવું જોઈએ. ભૂખે મરતી ક્ષીણવીર્ય પ્રજાના રાજા રામચંદ્રે હવે છપ્પનભોગ ભૂલી જવા જોઈએ માણસ જેટલા વિલાસ કરે તે બધા એણે પોતાના ઇષ્ટદેવને કરાવવા જ જોઈએ એવું કોઈ શાસ્ત્ર નથી. પૂજાભક્તિ મારફતે આપણે આપણો અને આપણી પ્રજાનો વિકાસ શોધીએ. પડવાનાં સાધનોને ધાર્મિકતાનું રૂપ આપવાની ભૂલ ન કરીએ.

પૂજા હોય ત્યાં વિધિ તો હોય જ પણ વિધિનો આડંબર વધારીને એના ખાસ જાણકાર 'સેવક' લોકોનો નવો વર્ગ આપણે શા માટે ઊભો કરીએ? આ 'સેવકો'ની શેઠાઈથી શું આપણે ઓછા ત્રાસી ગયા છીએ? રામેશ્વર, ગોકર્ણ, વારી, જગન્નાથપુરી, નાથદ્વારા, વૈદ્યનાથ ધામ, જ્યોતિર્મઠ, બદરીનારાયણ, દ્વારકા અને ડાકોર જેવાં સ્થળોએ ભક્તિભીના યાત્રાળુઓના શા બેહાલ થાય છે એ આપણે નથી જાણતા શું? આપણાં મંદિરોમાં પૂજા કરવાનો હક સૌને હોવો જોઈએ ચરણ પખાળ્યાં, પત્ર ચડાવી દીધાં, ખાદીનું વસ્ત્ર અર્પણ કર્યું, ધૂપદીપ સૂચવ્યા, અને થોડોક ફળાહાર ધરાવી દીધો, એટલે પતી ગયું જેમ જેમ સૂઝે તેમ તેમ ભક્ત સ્તોત્ર ગાય અને પ્રાર્થના કરે નિત્ય પૂજા માટે મંદિરની આસપાસ રહેનાર અને મંદિર મારફતે પોતાની ઉન્નતિ માનનાર ભક્ત લોકોએ જ પૂજાના વારા બાંધવા જોઈએ અને જે આપણે નાત-જાતની ઉચ્ચનીચતાના ઝઘડામાંથી બચી જવું હોય, ઉત્તમ આહારનો આદર્શ નજર આગળ રાખવો હોય, તો મંદિરમાં રાંધેલો ખોરાક નૈવેદ્ય તરીકે ન જ મૂકીએ મંદિરમાં સર્વત્ર પવિત્રતાનો ભાવ ભરી દેવો જોઈએ પણ નવેળિયાની જંજાળમાંથી મુક્ત ન થઈએ તો મંદિરમાં ભ્રાતૃભાવનું સામાજિક જીવન ઊભું કરવું મુશ્કેલ થશે રેશમી વસ્ત્રો, ઘરેણાં, સોનાચાંદીના વાસણ વગેરે છીછરા જીવનનો આડંબર પ્રભુને મંદિરે શોભતો જ નથી ત્યાં તો શુદ્ધ જીવનનું સંગીત વહેવું જોઈએ રામનું મંદિર એ વસિષ્ઠના આશ્રમ જેવું હોવું જોઈએ, વિશ્વામિત્રની યજ્ઞભૂમિ જેવું હોવું જોઈએ શબરીના પુણ્યધામ જેવું હોવું જોઈએ ત્યાં અખંડ વિદ્યા વ્યાસંગ ચાલે, અવ્યાહત લોકસેવાની કઈ ને કઈ યોજના ત્યાં ઘડાતી હોય રામનો આવો પ્રસાદ આખા સમાજજીવનમાં બધાને પ્રતીત થવો જોઈએ

આજે આપણે અહીં પ્રાણપ્રતિષ્ઠાનો વિધિ કરવા ભેગા થયા છીએ પ્રાણપ્રતિષ્ઠા એટલે શું? શું આપણે પથરાની મૂર્તિમા પ્રાણ રેડવાના હતા? શ્રી રામચન્દ્રજીને આપણા તરફથી પ્રતિષ્ઠા આપવાના હતા? પ્રાણપ્રતિષ્ઠા એ આપણા ધાર્મિક જીવનમાનો એક રૂઢ વિધિ છે પરમાત્મા તો સર્વકાળ સર્વત્ર વ્યાપેલો જ છે પણ પૂજા માટે જે પ્રતિમા આપણે પસદ કરીએ તે પૂજાર્હ કરવા માટે આપણે આપણા હૃદયસ્થ ઈશ્વરનું તે મૂર્તિમા આરોપણ કરીએ છીએ એને કહે છે પ્રાણપ્રતિષ્ઠા ઈશ્વર જો વધારમા વધારે પ્રત્યક્ષ હોય તો તે આપણે માટે આપણા હૃદયમા જ એ હૃદયસ્થ નારાયણને, એ આત્મારામને મૂર્તિમા સચરેલો કલ્પી ત્યા આપણે એની પૂજા કરીએ, અને પૂજા પૂરી થતા ત્યાંથી વિસર્જન કરી એને ફરી હૃદયસ્થાને નિહાળીએ, એવી આપણા પૂર્વજોની પદ્ધતિ છે મંદિરોમાં સામાજિક પ્રાણની, આપણા સર્વોચ્ચ આધ્યાત્મિક જીવનની પ્રતિષ્ઠા કરવાની હોય છે એ જીવનની કાઈક ઝાંખી તો આપણી પાસે હોવી જોઈએ વિધિ એ બાહ્ય ચિહ્ન છે પ્રાચીન ઋષિઓએ બતાવેલી ઢબે એ કરી શકીએ તે ન જડે તો સૂઝે તેવા વિધિથી ચલાવી લેવાય પણ સાચી પ્રાણપ્રતિષ્ઠા તો સમાજનો આધ્યાત્મિક આદર્શ નક્કી કરી મદિર મારફતે એ આદર્શને પહોંચવાનો સકલ્પ કરવાથી જ થઈ શકે ખરેખરી જીવનવ્યાપી ધર્મનિષ્ઠા હોય, અનન્ય ભક્તિ અને ઈશ્વરશરણ હોય, સ્વકર્મણા તમભ્યર્ચ્યની સાધના હોય, શુદ્ધ ધાર્મિક વૃત્તિથી સમાજસેવા સૂઝતી હોય, તો જ આવી પ્રાણપ્રતિષ્ઠા શક્ય થશે

આ પ્રાણપ્રતિષ્ઠાનો અર્થ એ થાય છે કે સમાજના પ્રાણની આપણે અહીં સ્થાપના કરીએ છીએ દરેક વ્યક્તિએ એવું પ્રણ લેવું જોઈએ કે પ્રાણ જાય પણ મંદિર અપ્રતિષ્ઠિત ન થાય સોમનાથના મંદિરનાં ખડેરો જે ભૂમિમા પડ્યા છે તે ભૂમિમા નવું મંદિર ચાલુ કરતાં પહેલાં આપણે ગભીરપણે વિચારવું જોઈએ કે ધાર્મિક વેર શમાવવાનો આપણો સંકલ્પ છે? બાહુબળથી ધર્મસ્થાનોનો બચાવ કરવો પડે તો જરૂર કરવો પણ એ રીતે ધર્મ તો અપમાનિત જ થાય છે ધર્મવિજયને બાહુવિજયની અપેક્ષા ન હોવી જોઈએ જ્યા સુધી મનુષ્યમાત્રના હૃદય પર આપણા પ્રેમભાવે વિજય નથી મેળવ્યો ત્યા સુધી ધર્મનો વિજય નથી

પણ દ્વેષ, ક્રોધ વગેરે શત્રુઓ આપણા સમાજની બહાર છે એમ માનીએ તો તે ભારે ભૂલ છે અન્ય ધર્મીઓએ આપણા જેટલાં મંદિરો ભાંગ્યાં કે ભ્રષ્ટ કર્યાં હોય તેના કરતાં વધારે મંદિરો આપણા લોકોના લોભ અનાસ્થા, ઈર્ષા, અનાચાર વગેરે મહાદોષોએ જર્જરિત કરી નાખ્યા છે એ અંદરના દુશ્મનોમાંથી સમાજને બચાવવાની પ્રતિજ્ઞા હોય તો જ આપણે સાચી પ્રાણપ્રતિષ્ઠા કરી શકવાના છીએ

જે પુણ્યપુરુષને હસ્તે આ મંદિરનું ખાતમુહૂર્ત થયું છે તેની અન્યજસેવાની ધગશ, ધર્મ માટે મરવાની તૈયારી, પ્રાણીમાત્ર પ્રત્યેની દયા, અને મનુષ્યમાત્ર પ્રત્યેની

અરેરશુદ્ધિ જો આપણને આદર્શ લાગતી હોય તો જ આપણે આ પ્રાણપ્રતિષ્ઠા કરીએ. એ વિષે શંકા હોય તો સપ્તપદી પહેલાં જ કન્યાને પાછી લઈ જઈએ.

આ મંદિર છે તો મુખ્યત્વે અંત્યજો માટે. એ ચલાવશે, નભાવશે અંત્યજો જ. એમની જ ઇચ્છા તૃપ્ત કરવા માટે આપણે એ બાંધ્યું છે. પણ નવું મંદિર આપણે ખોલ્યું અને સામાજિક જવાબદારીમાં ઉમેરો કર્યો એટલી નૈતિક જવાબદારી તો આપણી સવર્ણોની જ છે. અને તેથી જ અંત્યજોને ઉદ્દેશીને ન બોલતાં અંત્યજોનો હાથ ઝાલવા તૈયાર થયેલા લોકોને ઉદ્દેશીને જ હું બોલ્યો છું. અંત્યજો તો દીર્ઘ કાળના અન્યાયથી અકળાયેલાં બાળકો છે. એમના બધા દોષોની જવાબદારી આપણી જ છે. એમને માટે ઇશ્વરને ત્યાં આપણે જવાબદાર છીએ. એમનો સ્વાભાવિક જીવનવિકાસ આપણે અત્યાર સુધી રોક્યો તેમાંથી આ જવાબદારી ઉત્પન્ન થઈ છે. તેનું સ્મરણ કરી આપણે પ્રભુ રામચંદ્રની પ્રાર્થના કરીએ કે હે અનાથનાથ! અમે બધા જ તારી આગળ બાળકો છીએ. પ્રમાદી છીએ. તને ઓળખવાનું અમારું એકમાત્ર કર્તવ્ય ભૂલી, ક્ષુદ્ર વાસનાઓ પાછળ દોડીએ છીએ અને માંહોમાંહે વિગ્રહ કરીએ છીએ. હીન, દીન, પતિત અમે, માંહોમાંહે ઉચ્ચનીચભાવ રાખી હાસ્યાસ્પદ બનીએ છીએ. એકબીજાનો દ્વેષ કરી નષ્ટભ્રષ્ટ થઈએ છીએ. અમને બધાને ભેગા કરજે. અમારામાં એકતા લાવજે. અમને પ્રેમનું દાન દેજે. અમારાં હૃદયમાં, અમારા સમાજમાં, અમારી આ દુનિયામાં તારો જયજયકાર થાઓ. ભારતમાં સ્વરાજ્ય—ધર્મરાજ્ય થાઓ.

## ૬

# મૂર્તિની શોધ

એક મૂર્તિકાર હતો. પોતાના જ્ઞાનની મસ્તીમાં ફરતો હતો; એણે હિમાલયમાં એક પથ્થર જોયો; પથ્થર જેવો પથ્થર; પણ આપણને જેમ દ્રાક્ષની અંદરનો ઠળિયો પ્રકાશ સામે ધરતાં સ્પષ્ટ દેખાઈ આવે છે, અથવા જેમ એક્સરે દ્વારા આપણને આપણાં હાડકાંની અંદરનો ભાગ ચોખ્ખો ચોખ્ખો દેખાડે છે, એવી જ રીતે એ મૂર્તિકારને એ પથ્થરની અંદર એક મૂર્તિ દેખાઈ. ફક્ત એટલો જ કે દ્રાક્ષની અને આરપાર દ્રાક્ષની અંદર અસ્પષ્ટપણે ઠળિયો આપણને જેમતેમ દેખાય છે; સાત્ત્વિકી અને પ્રસન્નતાથી ફૂલેલા માતૃવદનની અંદર એક સ્વર્ગની મૂર્તિ આંખોને વિશાળ એવું એનું અનિર્વચનીય દેખાઈ આવે છે, કેમ કે બંને ઠેકાણે પવિત્ર નજર કામ કરે છે. જ્યારે મૂર્તિકારની પવિત્ર આંખો તો બ્રહ્મદેવના બનાવેલા પથ્થરને જ જોતી હતી, પણ ઈશ્વરે એને કલ્પનાની એવી નજર આપેલી, એટલે એણે એ ખરબચડા પથ્થરની અંદર એક લાવણ્યમયી, પ્રમાણબદ્ધ અને જીવતીજાગતી મૂર્તિ જોઈ; પ્રભુ રામચંદ્રના ચરણોએ અહલ્યાને જોઈ હતી તેમ. પછી પૂછવું જ શું? સોનાની ખાણની અંદર અકસ્માત થઈને કોઈ મજૂર દટાઈ જાય એટલે એને બહાર કાઢવા માટે — એ ગૂંગળાઈ જાય તે પહેલાં જ એને જીવતો બહાર કાઢવા માટે — જેમ બહારના લોકો પ્રયત્નની અને ઉતાવળની પરાકાષ્ઠા કરે છે, તેમ એ મૂર્તિકાર માણસો બોલાવી, બળદગાડીઓ જોડી એ પથ્થરને પોતાને ત્યાં લઈ ગયો. હાથમાં હથોડી અને છીણી લઈને એણે મૂર્તિ ઉપર ચડેલા પથ્થરના પોપડા કાઢી નાખવાના પ્રયત્ન આદર્યા. હથોડીનો એક એક પ્રહાર ઉતાવળે ઉતાવળે પણ દૃઢતાથી અને નિશ્ચિત ધારેલી દૃષ્ટિથી એણે ચલાવ્યો. શું એનું બળ! અને છતાં શી એની નાજુકાઈ! અંદરની મૂર્તિને જરાતરખું વાગે તો મૂર્તિકારનો પ્રાણ જ જાય. એ કામ કરતો ગયો પરસેવાથી લોથપોથ થતો ગયો. પથ્થરના પોપડા એક પછી એક, પ્રથમ મોટા મોટા, પાછળથી ઝીણા ઝીણા, ખરી પડવા લાગ્યા. ધીમે ધીમે મૂર્તિનો અવતાર પ્રગટ થવા લાગ્યો. ડૂબતા માણસને પાણીની બહાર કાઢ્યા પછી, ઊંઘતા માણસને ઊંઘમાંથી ઉઠાડ્યા પછી, પ્રથમ જેમ તેનાં અંગપ્રત્યંગ આળસથી ભરેલાં દેખાય છે અને આંખ તથા ચહેરો ઊંઘવાથી જેવાં લાગે છે, તેવી જ રીતે મૂર્તિનું દર્શન થવા લાગ્યું કોઈ શસ્ત્રવૈદ્ય જેમ પોતાના પ્રાણ અને પોતાની વિદ્યા, પોતાની નિષ્ઠા અને પોતાનું ધ્યાન, પોતાની આંગળીઓમાં એકાગ્ર કરી યોગયુક્ત સ્થિતિમાં કામ કરે છે તેવી જ રીતે આપણો મૂર્તિકાર પોતે જ બનાવેલાં ઝીણાં ઝીણાં ઓજારો વડે મૂર્તિને જગાડવા લાગ્યો. એ કોમળ અને ગેબી સ્પર્શ થતાંવેંત મૂર્તિ

પ્રેમ હસી, પછી એણે ધીમે રહીને આંખો ઉઘાડી  મૂર્તિકારને જોઈ એણે પૂર્ણ
પરિચયનું જ્ઞાન સરખું સ્મિત કર્યું અને પોતાનાં વસ્ત્ર સરખાં કરી લીધાં અને
પોતાનું મૌન છોડી એ બોલી "કેમ મૂર્તિકાર ભાઈ, મને કેમ બોલાવી? કલ્પ
કલ્પની મારી ઊંઘમાંથી મને કેમ ઉઠાડી? મારી પાસેથી કેવા કાર્યની અપેક્ષા
રાખો છો?"

પોતે જ ઘડેલી મૂર્તિ આગળ હાથ જોડીને મૂર્તિકાર ઊભો થયો એણે માથું નમાવ્યું અને અત્યંત નમ્રપણે, ભક્તિપૂર્ણ અવાજે કહ્યું "ક્ષમા કરજે, દેવી, આ દુનિયા હવે વધુ દુઃખ ખમી શકતી નથી દુઃખની દીક્ષાથી દિવ્ય થવાને બદલે એ દુઃખથી ઘાયલ થઈ નાસ્તિક બને છે માણસનો માણસ પ્રત્યેનો વ્યવહાર વિપરીત બન્યો છે માણસને પ્રસન્નતાની, બંધુતાની, પ્રેમની અને ઉન્નત થવાની દીક્ષા આપવી છે, માગથીએ ન થાય એટલે હું ગૂંગળાયો હતો, ધૂંધવાતો હતો, જંગલમાં પેલા પથ્થરમાં મને તારું દર્શન થયું, મને રસ્તો જડ્યો મને થયું કે દીન જનોના ઉદ્ધારનું મુહૂર્ત આ જ છે એટલે તને બોલાવી છે તારી અહીં સ્થાપના કરીશ તારે લાયક અહીં મંદિર ચણીશ દુનિયાભરના લોકોને આમંત્રણ આપીશ તેઓ તારું દર્શન કરશે, એટલે એમના હૈયામાં ભક્તિનો ઉદય થશે, જીવનરહસ્ય એમની આગળ પ્રગટ થશે, અને પછી તેઓ માણસને માણસ તરીકે, ભાઈ તરીકે, તારા ભક્ત તરીકે, ઓળખતા શીખશે મારી પ્રાર્થના છે કે એ કાર્ય અખંડ કરતા રહેવા માટે, હે ભુવનેશ્વરી, તારે અહીં જ વિરાજમાન રહેવું"

દેવીએ પ્રસન્ન થઈને કહ્યું "તથાસ્તુ પણ તારે મારી પાસેથી કાંઈ વર નથી જોઈતો?"

"કેમ નહીં, માતા, મારે જરૂર એક વર જોઈએ છે તારા દર્શને આવનારા લોકો અહીં તારો આવિષ્કાર કરનાર મને ભૂલી જાય, મારું નામ શું હતું તે શોધવા ન બેસે, મારે કારણે તારા દર્શનમાં વિક્ષેપ ન આવે એટલું જ હું માગું છું"

દેવી મૂંઝાઈ, એના હોઠ ચાવે નહીં  વર બ્રૂહિ કહ્યાનો જાણે એને પશ્ચાત્તાપ થયો પણ તરત જ ફરી પ્રસન્ન થઈ એણે કહ્યું "તથાસ્તુ' એટલું કહ્યું અને દેવીએ એ મૂર્તિકારને ઊંચકી પોતાના હૃદયમાં સમાવી દીધો "હવે મારાથી તું ભિન્ન રહી જ ન શકે મારી સાથેનો અભેદ એ જ મારું તને વરદાન છે હું આ પથરામાં આવૃત્ત હતી, લુપ્ત હતી, સુપ્ત હતી તેં મારો આવિષ્કાર કર્યો, હવે હું તને મારા હૃદય સાથે સાયુજ્યતા આપું છું તેં મને દેહ આપ્યો, હું તને વિદેહ કરું છું લોકો મારી મારફતે તને જ જોશે તારામાં અને મારામાં હવે ભેદ રહ્યો જ નથી"
મૂર્તિકારનો દેહ ત્યાં જ ઢગલો થઈ પડ્યો

૩૦-૯-'૩૫

## ૭

## વહાલપના હકદાર

અમે છ ભાઈઓ. હું સૌથી નાનો, છેલ્લો જન્મેલો એટલે 'અન્ત્યજ'. તેથી નાનપણમાં મારા બધા ભાઈઓ મારી ઉપર વહાલ રાખતા. કોઈ નરમ ખાવાનું હાથમાં આવે તો પહેલું મને આપે; મિત્રની ચોપડી ઉપર હક તો મારો જ. હું ગમે તેટલો ગંદો હોઉં તોપણ મારાં માબાપ અને મોટા ભાઈ મને ખોળામાં લેતાં અચકાય નહીં. મને નવડાવવાનું કામ નોકરોને માથે કદી આવે જ નહીં; તે તો પિતાજી જાતે જ કરે. આવા પ્રેમના વાતાવરણમાં હું ઊછર્યો છું. નાનપણમાં મારી ગંદકી અને મારું અજ્ઞાન ઘરમાં કોઈને તિરસ્કારક નીવડેલાં મારા ધ્યાનમાં નથી.

જે સ્થિતિ મારી હતી તે જ દરેક બાળકની હોય છે. જે નિયમ કુટુંબને લાગુ પડે છે તે જ નિયમ ઓછાવત્તા પ્રમાણમાં સમાજને લાગુ પડવો જોઈએ. ચારે વર્ણોની ચિંતા રાખનાર આપણા પૂર્વજોએ ઢેડ, ભંગી, ચમાર વગેરે ન્યાતોને 'અન્ત્યજ' નામ આપ્યું તે તિરસ્કારથી ન જ હોઈ શકે. અન્ત્યજ એ વહાલનો શબ્દ છે (જેમ 'અગ્રજ' એટલે બ્રાહ્મણ એ આદરસૂચક શબ્દ છે).

આજે આપણે સમાજમાં અન્ત્યજો સાથે કેવી રીતે વર્તીએ છીએ તેનો વિચાર કરવો જોઈએ. કુટુંબમાં જેમ સરસમાં સરસ વસ્તુ આપણે નાના ભાઈને આપીએ છીએ તે પ્રમાણે શું આપણે અન્ત્યજોને સામાજિક લાભ આપીએ છીએ? રાજા મહારાજાઓના દરબારમાં સુંદર ચિત્રો હોય છે તે ગરીબ લોકોને તો જોવાયે મળતાં નથી; રાજા લોકો હંમેશાં મિષ્ટાન્ન ખાય છે. ગરીબોને તે ક્યાં મળે છે? અમીર લોકો હમેશાં ગંધર્વગાન સાંભળીને પોતાનું ચિત્ત પ્રસન્ન કરી શકે છે, ગરીબો તેથી હમેશાં વંચિત રહેવાના. રાજાઓનાં દીવાનખાનાંઓમાં ગુલદસ્તાની અંદર રમણીય પુષ્પ-રચના કરવામાં આવે છે. ગરીબોને તેની કલ્પના પણ ન આવે. આમ શ્રીમંતાઈ હંમેશાં સ્વાર્થી હોય છે; તેથી જ શ્રીમંતાઈને ધર્મદ્રોહી ગણી છે ધર્મ બધાને માટે હોય છે. વિવૃતાસ્ય વેદા — વેદ બધાને માટે ઉઘાડા છે. વેદનું બારણું કોઈને માટે બંધ નથી. સામાજિક સંસ્કૃતિના, સમાજજીવનના બધા લાભો સમાજનાં સર્વ અંગોને ન આપી શકે તે ધર્મ શાનો? તેથી જ ધર્મમંદિરોમાં — દેવમંદિરોમાં અમીર અને ગરીબનો ભેદ રાખ્યા વગર બધાને માટે ધર્મનો પ્રસાદ આપવામાં આવે છે. ચિત્રકાર રાજાને માટે લાખ રૂપિયા લઈને પણ જેવું ચિત્ર ચીતરી ન આપે તેવું ચિત્ર ભક્તિભાવથી દેવમંદિરને અને દેવભક્તોને એમ ને એમ અર્પણ કરે છે. પંડિત વિષ્ણુદિગંબર જેવો ગાયક હજાર રૂપિયા વગર રાજદરબારમાં ગાય નહીં; પણ તે જ

જ્યારે દરદ્વાર જાય ત્યારે ગગાને કાંઠે ઘાટ પર બેસી ઉત્તમમાં ઉત્તમ સંગીત ગગા મૈયાને સંભળાવે અને દેશદેશાંતરના અસંખ્ય ભક્તો તે મફતનું સાભળી શકે

દુનિયાની ઉત્તમમાં ઉત્તમ કારીગરી હિંદુસ્તાનમાં તો મંદિરોમાં જ જોવામાં આવે છે ધર્મઉપદેશને માટે હજારો રૂપિયાનો પગાર લેનાર આર્ચબિશપ રાખવાની પ્રથા આપણા દેશમાં નથી ધર્મના ઉપદેશ, પુરાણનું શ્રવણ, નામસંકીર્તન બધાયને માટે છે નાતજાતના ઝઘડાઓ સમાજમાં ભલે ચાલે, ઈશ્વરને ઘેર બધાય સરખા. પંઢરપુરના વિઠ્ઠલ મંદિરમાં સર્વ જાતિના લોકો જઈ શકે છે જગન્નાથપુરીમા જાતિભેદ રાખવો એ મહા પાપ ગણાય છે બદરીનારાયણના પ્રસાદનો ભાત અન્ત્યજ લઈ આવે છતા બ્રાહ્મણ તેના પર અવાળો પડે એ જ બતાવે છે કે ધર્મગૃહમા કોઈનો નિષેધ નથી કોઈને બહિષ્કાર નથી કાશીવિશ્વેશ્વરનું મંદિર પણ હમેશા બધાને માટે મુક્તદ્વાર રહે છે

ત્યારે આપણાં અનખ્ય મંદિરમાં અંત્યજોને શા માટે 'મત જાઓ' હોય ? મંદિર બાંધવામાં જેટલું પુણ્ય છે તેટલું જ પાપ અંત્યજોને મંદિરથી બહાર રાખવામા છે દક્ષિણમા એક જૂની કથા છે કે એક અન્ત્યજ ભક્તને ક્ષેત્ર ઉડપીમા એક પ્રસિદ્ધ મંદિરમા પેસવા ન દીધા એણે પૂજારી પાસે આજીજીપૂર્વક વિનતી કરી કે મને ગમે તેટલો દૂર ઊભો રાખો પણ મને દર્શન થાય એમ કરો મંદિરના પૂજારી એ કંઈ હમેશાં ઈશ્વરના પૂજારી નથી હોતા તેમણે તેને ધિક્કારી ત્યાથી કાઢી મૂક્યો એટલે બિચારો કનકદાસ મંદિરની પાછળ જઈને રડવા લાગ્યો તેની આર્તવાણી સાભળી, કહેવાય છે કે, મંદિરની મૂર્તિ ફરી ગઈ અને જે તરફ તે ઊભો હતો તે તરફ મૂર્તિનું મોઢું થયું બધા લોકો ચકિત થયા

એ પ્રસંગે પેલા અન્ત્યજ ભક્તે કરેલી બાહ્યણની આજીજી અને પાછળની બારીમાથી દર્શન થયા પછી બતાવેલી ધન્યતા તેણે એક સુંદર કન્નડ કાવ્યમા ગાઈ છે એનો અર્થ તો હુ ન સમજ્યો પણ તે કાવ્યનો કરુણ રવ અને ભક્તિની ઉત્કટતા હજી મારા હૃદયમા તાજા છે

મે, ૧ ૩૯

## ૮

# કનકદાસ

કુદરતમાં નૈતિક નિયમો અને ભૌતિક નિયમો વચ્ચે સબંધ હોવો જ જોઈએ એવી શ્રદ્ધા માણસના હૃદયમાં છે આ શ્રદ્ધા સર્વ દેશોમા છે અને સર્વ કાળે છે પ્રજ્ઞાને અભાવે માણસ આ બેનો સબધ વિચિત્ર રીતે બેસાડવા માગે છે અને તેથી અનેક જાતના વહેમો પેદા થાય છે માણુસ અસત્ય બોલ્યો અને થોડા જ વખતમા એને ઠોકર લાગી કે તરત જ એને કહેવાનું મન થઈ જાય છે, "જોયું પાપનુ પરિણામ! હજી દુનિયામા સત રહ્યુ છે" લાલાજીને પંજાબનો લેફ્ટેનન્ટ ગવર્નર હદપાર કરી બ્રહ્મદેશમા મોકલે અને થોડા દિવસમાં જો તે લેફટેનન્ટ ગવર્નર મરી જાય, તો લોકો જરૂર કહેવાના, "જોયું કર્યા! સાધુજનને હેરાન કરવા એ કઈ સહેલી વાત છે?" પુરાણોમાં પણ કેટલાયે પાત્રો હાથમાં પાણી લઈને કહે છે કે જો અત્યાર સુધી હુ અસત્ય ન બોલ્યો હોઉં, અથવા તો પૂર્ણ બ્રહ્મચારી રહ્યો હોઉં, તો આકાશમા સૂર્ય થોભી જાઓ, અથવા તો મરી ગયેલો બ્રાહ્મણ જીવતો થાઓ" આની પાછળની શ્રદ્ધા સાચી છે, પણ પ્રજ્ઞા સાથેનો એનો યોગ નથી

પશ્ચિમ સાગરને કિનારે માલપે બદર પાસે ઉડપી કરીને એક વૈષ્ણવ ક્ષેત્ર છે અભિનોગધુરંધર શ્રીમધ્વાચાર્યને લીધે આ સ્થાન પ્રસિદ્ધિ પામ્યું છે કોઈ વેપારી દ્વારિકાથી ખૂબ કીમતી માલ ભરીને દક્ષિણ તરફ જતો હશે માલપે બદર પાસે એનું વહાણ આવ્યું અને દરિયાએ રુદ્રાવતાર ધારણ કર્યો ખારવાઓએ હદ કરી, પણ બચવાનો રસ્તો ન મળે એકએક મોજુ જાણે મોતની ભૂખડી જીભ કિનારા ઉપર ઊભેલા એક મહાપુરુષે આ દૃશ્ય જોયુ એના હૃદયમાંથી કારુણ્યની સરિતા છૂટી એણે ઈશ્વરની પ્રાર્થના કરી કે "પ્રભો, આ અનાથોને સહાય થા એમને ઉગારી લે" એક ક્ષણની અંદર દરિયો શાત થયો – જાણે કોઈ વીતરાગ યોગીની જ મુખમુદ્રા વહાણ સહીસલામત કાઠે આવી પહોંચ્યુ આ મહાપુરુષની જ આ કૃપા હતી એમ ઓળખી લેતાં લોકોને વાર ન લાગી નૌકાપતિએ મહાપુરુષને પગે લાગી કહ્યુ, "મહારાજ, આ નૌકામા જે મારુ સર્વસ્વ છે એ આપનું જ છે આપના આશીર્વાદથી હુ ફરીથી વેપાર કરીશ અને ગમે તેટલું મેળવીશ પણ આ વખતે આપે મને જીવતદાન આપ્યું છે આ ધન લઈને મારા પર અનુગ્રહ કરો" નિત્યતૃપ્ત સન્યાસીને ધનનો લોભ શાનો હોય? પણ બિચારા શ્રેષ્ઠીને સંતોષવો રહ્યો એટલે એણે કહ્યુ, "આ નૌકામાં આ જે આટલું ગોપીચદન પડયુ છે તે આપી દે એટલે અમને સતોષ છે બાકીનું તારુ ધન તું જ લઈ જા અમે એ લઈને કરીએ શુ?"

એ ગોપીચંદનના ઢગલામાંથી દૈવવશાત્ બે મૂર્તિઓ નીકળી સ્વામીજીએ એમને ત્યાં ને ત્યાં જ મારૂપેને કિનારે સ્થાપન કરી અને બીજી ત્યાંથી દોઢેક ગાઉ ઉપર ઉડુપીમાં પધરાવી. ઉડુપીના શ્રીકૃષ્ણની એ જ મૂર્તિ જોવા અમે ગયા હતા મંદિર છે તો નાનું, પણ પ્રમાણસુંદર છે ત્યાં અમે એક વિચિત્ર વાત જોઈ કે મંદિરનું મહાદ્વાર હમેશાં બંધ રહે છે કેમ કે મહાદ્વાર તરફ અંદરની મૂર્તિની પીઠ છે પાછળની બાજુની દીવાલમાં પથરાની એક જાળી છે તેમાંથી દર્શન થાય છે અને અંદર જવું હોય તો મંદિરની ડાબી બાજુએ એક બારણું છે ત્યાંથી જ જવાય છે અમે તે મારગે અંદર જઈ ન શકે અમે અંદર ગયા ત્યાં એટલું તો ઘોર અંધારું અને એટલી બધી ગોંધાયેલી હવા કે પરોવાની સેગે છૂટી, જીવ ગભરાઈ ગયો જાણે ગર્ભવાસનો બીજો અનુભવ! અકળામણમાં અને અકળામણમાં પ્રાર્થના કરી કે 'હે વૈકુંઠનાયક, બીજી વાર ગર્ભવાસનો અનુભવ ન થાય ' મૂર્તિના નાક ઉપર સોનાનો કાંટો કેમ જડયા હશે એ કંઈ ધ્યાનમાં ન આવ્યું કાઠિયાવાડની આ મૂર્તિ અહીં દક્ષિણમાં ક્યાંથી આવી ગઈ એ વિચાર મનમાં આવ્યો પણ મુખ્ય કુતૂહલ તો મૂર્તિ મહાદ્વારથી વિમુખ કેમ એ જ હતું તપાસ કરતાં અંત્યજ સાધુ કનકદાસની વાર્તા હાથ આવી •

૨

સંત કવિ કનકદાસ મૂળ ધારવાડ તરફના બાડ નામના ગામડાના રહીશ એમનું અસલ નામ વીરનાયક ધંધો શિકારીનો અચૂક બાણ મારી લક્ષ વીંધવામાં એને તોલે આવે એવો એના વખતમાં બીજો ન હતો (એ વખતે કોણે ધાર્યું હશે કે આ અસ્પૃશ્યોનો સરદાર ઉપનિષદમાં બતાવેલી

प्रणवो धनु शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्य शरवत् तन्मयो भवेत् ॥

એવી દૈવી નીરદાજીમાં પણ પ્રવીણ થવાનો છે?)

વિજયનગર (હાલનું ચિતલદ્રુગ) ના રાજાની નોકરીમાં એ સેનાપતિના હોદ્દા સુધી ચડ્યો-સંપત્તિ અને પ્રતિષ્ઠાનો એ સ્વામી બન્યો પણ એક વખતે એક લડાઈમાં એને ઉપરતિ થઈ અંદરના અવાજે પડકાર કર્યો કે બાપુ! આ બધી દુનિયાની માયા છોડી દે અને એકતારો અને ભિક્ષાપાત્ર હાથમાં લઈને દાસ થા આત્મવીરોનું લક્ષણ જ એ છે કે જીવનમાં ફેરફાર કરતાં તેમને મન સાથે ઝાઝું લડવું પડતું નથી અને લડવું પડે તોયે તેમાં તેઓ હારી જતા નથી વીરનાયકે ગૃહસંસાર છોડયો અને એ યાત્રાએ ઊપડયો તિરુપતિ, કાંચી, કલહટ્ટી વગેરે ફરી વિજયનગર ગયા. એ વખતે મહાન કૃષ્ણદેવરાય રાજ્ય કરતા હતા અહીં એમને એમના ગુરુ મળી ગયા એમણે મધ્વસંપ્રદાયની દીક્ષા લીધી અને ફરી યાત્રાએ ઊપડયા

ચિદમ્બરમ, શ્રીરંગમ, મધુરા, રામેશ્વર, અનંતશયન, કન્યાકુમારી, ગોકર્ણ વગેરે યાત્રાઓ કરી અનેક જાતનાં કષ્ટ વેઠી કનકદાસ ઉડપી આવી પહોંચ્યા ઉડપી એટલે ચુસ્ત સનાતની બ્રાહ્મણોનું થાણું કનક જેવા અન્ત્યજને ઊભા પણ કોણ રહેવા દે? પછી ભિક્ષા મળવી તો દૂર જ રહી અનેક નાંગા પડયા પછી વાદિરાજ સ્વામીનું ધ્યાન એના તરફ ગયું ઉડપીના મંદિરની વ્યવસ્થા જુદા જુદા આઠ મઠના સ્વામીઓ પાસે હોય છે એમાંના નોડે મઠના મુખ્ય તે વાદિરાજ સ્વામી અસાધારણ વિદ્વાન અને ધર્મશીલ તરીકે તેમની ખ્યાતિ તેમણે જોઈ લીધું કે કનકદાસ તો પોતાના કરતાં પણ ચડે એવો ભક્ત છે મંદિરની પૂજા થયા પછી વાદિરાજ સ્વામી રિવાજ પ્રમાણે હસ્તોદક બધાને આપે અને પછી જ બધા બ્રાહ્મણો જમવા બેસે આ હસ્તોદક તો પ્રતિષ્ઠાના ક્રમ પ્રમાણે જ અપાય કનકની યોગ્યતા જાણ્યા પછી વાદિરાજ મંદિરમાંથી નીકળે કે પ્રથમ કનક પાસે જાય, એને હસ્તોદક આપે ત્યારે પછી જ બીજા બ્રાહ્મણોને તે મળે બ્રાહ્મણોઆથી ખૂબ ચિડાયા વાદિરાજે કહ્યુ, "અરે, કનકદાસ મારા કરતાંયે મોટો છે એને, ચરણામૃત પ્રથમ ન આપું તો અધર્મ થાય." બ્રાહ્મણોએ પ્રમાણ માગ્યું વાદિરાજ મંદિરમા ગયા અને જમણા હાથની મૂઠી વાળી બહાર આવી બ્રાહ્મણોને પૂછે છે, "બ્રાહ્મણો! મારા હાથમાં શું છે તે કહો" દરેકે જુદા જુદા જવાબ આપ્યા છેવટે કનકનો વારો આવ્યો એ તો ભક્તિમાં મગ્ન જ થઈ ગયા એમના કંઠમાંથી ગાન સ્ફુર્યું, "એ તો વાસુદેવ પરમાત્મા જ છે" જેમ જેમ ગાન વધ્યું તેમ તેમ વાદિરાજના હાથનો બોજો વધવા લાગ્યો તેઓ તો ખમી ન શકયા તેમણે મૂઠી ઉઘાડી તો તેમાં શું હતું? એક શાલિગ્રામ અને તુળસીપત્ર

વાદિરાજ સ્વામીએ એક દિવસ બ્રાહ્મણોને એક એક કેળુ આપ્યું અને કહ્યુ, "આજે એકાદશી છે કોઈ જુએ નહીં એવે ઠેકાણે જઈને આ ખાજો" અલબત્ત કનકને પણ એક કેળુ આપ્યું હતું સાંજે બધા ભેગા થયા પોતાની આજ્ઞાનું પાલન કેવું થયું છે તે જોવા વાદિરાજે દરેક જણને પૂછયુ દરેક જણે કયાં કયાં એકાંત શોધ્યો આ જાણી લઈએ તો ખૂબ રમૂજ પડે એકલા કનકદાસના હાથમા કેળુ એમ ને એમ રહ્યુ હતું એણે કહ્યુ "જ્યાં જાઉં ત્યા વાસુદેવ છે જ એકાંત મળે કયા? એટલે હુ કેળુ એમ ને એમ લઈને બેઠો છુ"

એક દિવસે કનકદાસને મંદિરના તળાવમાં નાહી દર્શન કરવાનુ મન થઈ આવ્યુ વાદિરાજ ઉડપીમા ન હતા કનકના કોડ પૂરા કરે એવું બીજુ કોઈ ઉડપીમા ન હતું જેટલી વાર દર્શન કરવા જાય તેટલી વાર બ્રાહ્મણો એમને કાઢી મૂકે આખરે નિરાશ થઈને કનક મંદિરની પાછળ ગયો ને ગાવા લાગ્યો કરુણામાં એણે પોતાનુ આખું હૃદય ઠલવી દીધું પરમાત્માથી એ સહેવાયું નહીં મૂર્તિ એકાએક પેલા કર્મકાંડી બ્રાહ્મણોથી વિમુખ થઈ પાછલી બાજુએ મો ફેરવી ઊભી!

આ થયું શું? હવે કરવું શું? કોઈને સૂઝે નહીં. વાદિરાજ આવ્યા. એમણે બનેલી બીના જાણ્યા પછી પ્રશ્ન કર્યું, "અરે, તમે કનકદાસનો કંઈક ગુનો કર્યો છે તેથી જ વાસુદેવે આપણા આચારધર્મ તરફ પૂંઠ ફેરવી છે." આખરે એમણે મંદિરની પાછલી દીવાલમાં ઉપર કહ્યું છે તેમ પથરાની જાળી કોતરાવી અને કનકને દર્શનની સગવડ કરી આપી. આજે પણ એ બારી 'કનકની બારી'ને નામે ઓળખાય છે. એ બારી પાસે જ કનકની કુટિ છે. આજે ત્યાં એક સંસ્કૃત વર્ગ ચાલે છે.

એક રથયાત્રાને પ્રસંગે કોણ જાણે શાથી પણ રથ કેમે કર્યો ખસે નહીં. આખરે વાદિરાજે કહ્યું, "એમ જ દેખાય છે કે કનકના સ્પર્શ વગર રથ ચાલવા દેવાની પરમાત્માની મરજી નથી."

ધન્ય છે વાદિરાજ સ્વામીને કે જેમણે જોઈ લીધું કે અંત્યજોના સ્પર્શ વગર સમાજનું ગાડું ચાલવાનું નથી. આજે કર્ણાટકમાં ચુસ્તમાં ચુસ્ત મરજાદી વૈષ્ણવ બ્રાહ્મણો કનકનાં રચેલાં ભજનો ગાઈને ભક્તિરસ કેળવે છે. એને સંત તરીકે સ્વીકારી એનું ચરિતામૃત ગાવામાં પોતાને પાવન થયા માને છે અને છતાં એ જ કનકદાસના જાતભાઈઓને અસ્પૃશ્યતના અસ્પૃશ્ય જ રાખે છે. હિંદુ ધર્મનો બચાવ કરનાર વાદિરાજ સ્વામી દરેકના હૃદયમાં અવતરે નહીં તો હિંદુ ધર્મનો રથ ચાલવાનો નથી. અને પરમાત્મા હિંદુ સમાજથી વિમુખ થઈને જ ઊભા રહેવાના.

૨૩–૯–'૨૫

૧

# સબસીડિયરી સિસ્ટીમ

અંગ્રેજોએ આ દેશમા પ્રારંભ કર્યો દુકાનદાર તરીકે. પછી દુકાનોની મોટી કોઠીઓ કરી રાજાઓ અને બાદશાહોની મોટી સેવાઓ કરી એમણે વેપાર કરવાના પરવાના મેળવ્યા. પછી એનો ઇજારો મેળવ્યો જાતજાતની સગવડો મેળવી

પછી આપસમા લડનાર રાજાઓને ફોજો પૂરી પાડવાનો ધંધો કર્યો એમાં એક શરત એ મૂકી કે અમારી મદદ લીધા પછી તમારા રાજ્યમા ફ્રેન્ચ કે ડચ જેવાઓને રહેવા દેવા નહીં

એમ કરતા કરતા એમણે પોતે પોતાનો પુરુષાર્થ વધારી આ દેશમાં તેઓ સાર્વભૌમ સત્તા બન્યા એમણે જોયું કે અહીંના રાજાઓમા પુરુષાર્થ ઓછો છે અને દરે ને ઘટતો જાય છે બધા જ આરામતલબ અને વિલાસી એમનું કામ કોઈ કરી આપે તો રાજી થાય એટલે એમણે અહીંના રાજાઓને ખસિયા બનાવવા માટે એમની સાથે સુલેહનામાં કર્યા

તમે અમને દર વર્ષે આટલા રૂપિયા આપો તમારા વતી અમે ફોજ રાખીશું ફોજને ક્વાયત શીખવવાનું કામ અમારુ સિપાઈ અમે પસદ કરીશું એમને કેળવીશું વખતસર પગાર આપીશું તમારા વતી લડવાનું હોય ત્યારે તમને મદદ આપીશુ ફોજના માલિક તમે પણ વ્યવસ્થાપક અમે તમારે કશી ચિંતા કરવી નહીં

પણ શરત એ કે બીજા કોઈની ફોજ તમારે લેવી નહીં બીજા રાજાઓ જોડે તમારે દોસ્તી કરવી નહીં તમારા રક્ષણની જવાબદારી અમારી બહારથી તમારા ઉપર કોઈ આક્રમણ કરે તો તેને હાંકી કાઢવાની જવાબદારી અમારી તમારી પ્રજા તમારી સામે બળવો કરે તો એને દબાવવાનું કામ અમે કરીશું તમારે કશી તકલીફ ઉઠાવવી જ નહીં

આને કહે છે સબસીડિયરી ઍલાયન્સ એટલે કે ખસિયા રાજાઓએ સાર્વભૌમ સત્તા સાથે કરેલો કરાર. આપણા રાજાઓએ હાશ કહીને ઝપાટાભેર આવા કરારો કરી લીધા!

માણસે સિંહને કહ્યુ, 'તમારે નખ અને દાંત રાખવા નહીં એ અમે રાખીશું ખોરાક માટે તમારે શિકાર કરવો ના પડે તમને તૈયાર માસ રાંધીને ખવડાવીશું અમારા પાંજરામા તમને સુરક્ષિત રાખીશુ તમારા ઉપર કોઈ હુમલો ન કરે એ જવાબદારી અમારી એકે દિવસ તમારે ભૂખમરો વેઠવો ન પડે" સિંહ સિંહત્વ ભૂલી ગયો વનરાજ મટી સરકસનો કૂતરો બન્યો એ છે સબસીડિયરી સિસ્ટીમ

યુરોપિયન ઇતિહાસકારો લખે છે કે, 'ભારતના રાજાઓની એવી માનસિક સ્થિતિ છે કે એમને સબસિડિયરી સિસ્ટીમ લાગુ કરાય,' એ શોધ કરી ફ્રેન્ચ મુત્સદ્દી ડુપ્લેએ, એ શોધનો લાભ ઉઠાવ્યો અંગ્રેજોએ

ગોરા લોકોએ બીજી એક શોધ કરી કે આ દેશના લોકો ગમે તેના લશ્કરમાં ભરતી થાય છે જો કોઈ એમને ખવડાવે, પગાર આપે એના વતી એ લડવા તૈયાર થાય છે સ્વજનોને મારતાં પણ એમને વાંધો નથી એમને કવાયત શીખવી હોય તો આ બહાદુર લોકો લડાઈમાં વિજય પણ મેળવી શકે છે ભારતના લોકો જેનું લૂણ ખાય તેને દગો દે નહીં એટલા એ લૂણના વફાદાર છે પણ તેઓ લોહીની વફાદારી જાણતા નથી

અંગ્રેજ સિપાઈ પરદેશીઓના વતી પોતાના અંગ્રેજ લોકો પર કોઈ કાળે ગોળી ચલાવે નહીં ફ્રેન્ચ લોકોનું એમ જ પરંતુ ભારતના લોકો એમનો માલિક ગમે તે હોય એના વતી સ્વજનોને સુધ્ધા મારવા તૈયાર થઈ શકે છે આનાકાની કરતા નથી. આ હતી ગોરાઓની બીજી શોધ આ બે શોધને જોરે એમણે ભારતમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું

સબસીડિયરી સિસ્ટીમ ઘણી સૂક્ષ્મ વસ્તુ છે વેપારીઓ પણ કહે છે, તમે ફક્ત અમને ઑર્ડર આપો અને કમિશન આપો તમારું બધું કામ અમે કરી આપીશું એ વ્યવસ્થા સ્વીકાર્યા પછી આપણે આળસુ, આરામતલબ અને પરાધીન થઈને છીએ.

ગોર લોકો પણ કહે છે, તમે અમને દક્ષિણા આપો તમારી વતી અમે મંત્ર બોલીશું પૂજા અમે કરીશું લાખ દશ લાખનો જાપ કરીશું દક્ષિણા લઈને એનું પુણ્ય તમને અર્પણ કરીશું

આજકાલના કેળવણીકારો પણ માબાપોને કહે છે, છોકરાંઓને જન્મ આપવો અને એમનું ખર્ચ દર મહિને મોકલવું એટલી જ જવાબદારી તમારી પછી અમે તમારા બાળકોને સાચવીશું, એમને કેળવણી આપીશુ, સંસ્કાર આપીશું એમને ચારિત્ર વાન વિદ્વાન નાગરિક બનાવીશું બધી જવાબદારી અમારી

પરદેશ વસતા માબાપો તો આવી વ્યવસ્થા વધાવી લે છે જ પણ સ્વદેશમાં રહેતા માબાપો પણ બાળકોને બોર્ડિંગમા રાખી પોતાના કર્તવ્યમાંથી મુક્તિ મેળવે છે તેઓ માને છે કે બાળકો પાછળ આટલા પૈસા — શક્તિ કરતા પણ વધારે પૈસા — ખરચ્યા પછી બાળકો અમારા પ્રત્યે વફાદાર રહેશે અમારુ કહેવું માનશે — ઇત્યાદિ ઇત્યાદિ

અનુભવ જ્યારે આકરો આવે છે ત્યારે તેઓ પસ્તાય છે સબસીડિયરી સિસ્ટીમ ખતરનાક ખરી જ

## ૨

## ઉછીનું બનામ કેળવેલું

ઉછીનું લેવાથી ગરજ સરતી હશે પણ દારિદ્ર્ય અને ગફલત વધે છે, પછી એ ઉછીની વસ્તુ જડ વસ્તુ હોય, સેવા હોય, વિચાર હોય, કે સંસ્કૃતિ હોય ભેળવેલું જુદું પડે છે, મેળવેલું બોજારૂપ નીવડે છે કેળવેલું જ કામ આવે છે

દિવાળી ૧૯૨૯

## ૩

## આસ્તિક કોણ છે?

જે કહે છે કે 'છે' તે આસ્તિક અને જે કહે છે કે 'નથી' તે નાસ્તિક આસ્તિક અને નાસ્તિકની આ સરળ વ્યાખ્યા છે પરંતુ કઈ વસ્તુના અસ્તિત્વ કે નાસ્તિત્વ વિશેનો આપણો પ્રશ્ન છે તે નિશ્ચિત કરવું જોઈએ ધર્મશાસ્ત્રના શબ્દાર્થ ઉપર જે વિશ્વાસ રાખે તે આસ્તિક, ધર્મશાસ્ત્રોના વચનો મનુષ્યના નથી પણ ઈશ્વરના મુખમાંથી નીકળ્યા છે, એવું જે કબૂલ કરે તે આસ્તિક, એવી વ્યાખ્યા કરવાના દિવસો હવે રહ્યા નથી

'ઈશ્વરના અસ્તિત્વને જે માને તે આસ્તિક ઈશ્વર નથી એવી જેમની માન્યતા છે તે નાસ્તિક,' એવી વ્યાખ્યા આજકાલ કરવામાં આવે છે

ઈશ્વરનું અસ્તિત્વ શ્રદ્ધાથી જ મનાય છે ઈશ્વર નથી એવું વિશ્વાસપૂર્વક, દૃઢતાથી કહેવા માટે પણ એક ઊલટી પરંતુ જબરદસ્ત શ્રદ્ધા જરૂરની છે

જેને કોઈએ જોયો નથી, જેના કાયદાનો આજ સુધી પત્તો જ મળ્યો નથી, જેની ઇચ્છાની બાબતમાં કોઈ પણ બે ભક્ત એકમત થયા નથી, એવો 'સ્વર્ગીય ઈશ્વર' માનીએ તોયે શું અને ન માનીએ તોયે શું? સ્વર્ગીય ઈશ્વરના અને એના રાજ્યના ઈતિહાસ ભૂગોળ દરેક ધર્મનાં પુસ્તકોમાં મળી આવે છે, પણ તેમાંયે એકવાક્યતા હોતી નથી

બીજો એક ઈશ્વર છે, જેને અંતર્યામી કહે છે, આત્મારામ કહે છે, હૃદયસ્થ નારાયણ કહે છે, જેનો અનુભવ, જેનો સાક્ષાત્કાર દરેક વ્યક્તિને અખંડ થતો જ હોય છે આસ્તિક પણ તેને ઓળખે છે અને નાસ્તિક પણ તેના બળે પોતાની થોર ચલાવે છે

# ૪

# અર્થશાસ્ત્ર કે જીવનશાસ્ત્ર ?

માણસો બે જાતના હોય છે: એક અર્થશાસ્ત્રે નિર્માણ કરેલા અને બીજા જીવનશાસ્ત્રે. 'ઓછામાં ઓછો શ્રમ કરવો અને વધારેમાં વધારે ફાયદો ઉઠાવવો'—આ સ્મૃતિ છે અર્થશાસ્ત્રે ઉત્પન્ન કરેલા માણસની. આવા મનુષ્યો આજકાલ ખૂબ પેદા થયા છે. અર્થશાસ્ત્ર પર જેની શ્રદ્ધા છે એવો માણસ કહે છે, 'યંત્ર આગળ રેંટિયો નહીં ટકે.' આવા માણસને પૂછવું જોઈએ, "ઘરમાં રાંધતાં વધારે વખત જાય છે, તેથી વીશીમાં ખાવા જાઓ છો ખરા? એટલો વખત બચાવીને તમે વધારે કમાઈ ન શકો? ઘરમાં દીકરા, દીકરી, સ્ત્રી વગેરે સાથે વાત કરવામાં વખત ગાળો છો એટલો વખત કમાવામાં ગાળો, તો વધારે પૈસા પેદા ન કરો?" અર્થશાસ્ત્રની વાત સાચી છે, પણ માણસ એ કબૂલ કરશે ખરો? આપણને આવું અર્થશાસ્ત્ર નથી જોઈતું, જીવનશાસ્ત્ર જોઈએ છે; money-values નથી જોઈતી, life-values જોઈએ છે. બ્રાહ્મણને કોઈ પૂછે, "તમને ૪,૦૦૦ રૂપિયા આપું, તમે બ્રાહ્મણ્ય છોડશો?" બ્રાહ્મણ કબૂલ થશે? ના. પણ અર્થશાસ્ત્રી તરત કહેશે, "હા, કારણ પૈસા આગળ કશું જ નહીં ટકે." જેમ કે યંત્ર આગળ રેંટિયો નહીં ટકે!

હા, યંત્ર આગળ અને પૈસા આગળ સમાજ, પ્રેમ, માણસાઈ, ભ્રાતૃભાવ કશું નહીં ટકે. ટકશે એક માત્ર અસંતોષ અને મરણ. યુરોપમાં લોકો આ વાત સમજવા લાગ્યા છે. એમનામાં કેટલાકોએ પોતાની ભૂલ જોઈ છે, બીજા જોશે અને પાછા ફરશે.

આપણું રાષ્ટ્ર હજી ધર્મપરાયણ છે, આપણે ત્યાં હજી દયાધર્મ છે અને ધર્મશાસ્ત્રનો અર્થશાસ્ત્ર પર વિજય થવાનો જ એ શ્રદ્ધા આપણે સાચવી રાખવી જોઈએ.

૩-૧-'૨૫

## ૫

## જેમ જુઓ

કવિએ એક ઠેકાણે લખ્યું છે કે, સૂરજ જેટલો તાપ નથી દેતો તેટલો એનાં કિરણથી ગરમ થયેલો રેતીનો કણસો તાપ દે છે *रविरपि न दहति तादृक् यादृक् दहति वालुका निकरः ।* સૂરજ પાસેથી ઉષ્ણતા મેળવીને સૂરજ કરતાંયે વધારે તાપ દેનાર રેતીને જોઈ, કવિને બીજા પાસેથી મળેલી પ્રતિષ્ઠાનો લાભ લઈ દુનિયાને હેરાન કરનાર અમલદારો પર અને રાજ્યાશ્રિતો પર પોતાની ચીડ કાઢવાનું સાધન મળ્યું

પોતાને મળેલો પ્રકાશ બીજાને સોંપતાં તેને અત્યંત રમણીય, શીતલ અને આહ્લાદક બનાવનાર ચંદ્રનો દાખલો પણ કવિ લઈ શકત સૂર્યનો પ્રકાશ પોતે ગ્રહણ કરી એ જ પ્રકાશનું અમૃતશીતળ રૂપાંતર કરી પૃથ્વી ઉપર વરસાવનાર ચંદ્રમાનું સૌમનસ્ય જો એ જ કવિ વર્ણવત, તો દુનિયાની માણસ્ય ઉપરની શ્રદ્ધા કંઈક તો વધત

૧૯૩૦

## ૬

## પ્રયોગોના પરિણામ

તેલ અને પાણી કોઈ દિવસ એકબીજામાં ભળતાં નથી, એ ખરું છતાં જેમ તેમ ભેળવીને તે માલિશ માટે વાપરીએ તો એની અસર સરસ રહે છે કુદરતે દૂધમાં પાણી ને ચરબી શી રીતે એકત્ર આણ્યાં હશે? લીલા નાળિયેરના કોપરામાં પાણી અને તેલ શી રીતે એકજીવ થયાં છે? એમનો આ સંસાર લાંબા વખત સુધી એમ ને એમ ટકતો નથી, પણ જ્યાં સુધી ચાલે છે ત્યાં સુધી ખૂબ લાભ આપે છે પરસ્પરવિરોધી વસ્તુઓ એકત્ર આણીને એમને ચલાવવી એ આવડત તો ઈશ્વરની જ

'તારી સાથે બને નહીં અને તારા વગર ચાલે નહીં' એ અર્થની એક જૂની કહેવત છે, એ પણ એ જ સ્થિતિને વર્ણવે છે ગૃહસ્થાશ્રમ અને પરોપકાર, સંન્યસ્ત અને સમાજસેવા, સંયમ અને રસિકતા, સ્વભાવની મીઠાશ અને મક્કમપણું —એ બધાંનો મિયાંમહાદેવ જેવો જ મેળ છે માનવીના પૂર્વજોએ અત્યાર સુધી એના પ્રયોગો ઓછા નથી કર્યા પણ એક તત્ત્વ ખીલવવા જતાં બીજું કંઈક બગડી બેસે છે એ અનુભવ સાર્વત્રિક છે

શરીરની સુખાકારી સાચવવી અને આત્માની તેજસ્વિતા જાળવવી એ પ્રયોગ હજી સફળ થયો નથી

૧૯૨૮

## ૭

# ભારત-શક્તિ

કહે છે કે, મહાભારતના યુદ્ધની શરૂઆતમા ધર્મરાજ યુધિષ્ઠિરે પણ લીધુ હતુ કે, "જો મારા ચાર ભાઈઓમાથી એક પણ મરાશે તો એ જ ક્ષણે હુ પણ મારો પ્રાણ છોડી દઈશ" આવા દૃઢ પ્રેમને કારણે જ પાડવોનો વિજય થયો

આવુ પણ હિંદુ સમાજે લીધેલુ નથી છતા, તેની એ ભવિતવ્યતા તો છે જ કે, અનેક જાતિઓમાં વહેંચાયેલા એના ચાર વર્ણોમાથી કોઈ એક વર્ણ કે જાતિની અવનતિ થાય તો સમસ્ત હિંદુ જાતિનો અધ પાત થાય જ છે કોણ જાણે કેટલાયે વર્ષોથી આપણે આપણા નાના બધુઓની-હરિજનોની અવહેલના કરતા આવ્યા છીએ! જાણે કે આપણા પ્રેમનુ ઝરણુ જ સુકાઈ ગયું છે! જોવા જઈએ તો હિંદુસ્તાન કાઈ નિર્બળ રાષ્ટ્ર નથી પરતુ પોતાની શક્તિનો સંચય કયા રહ્યો છે એની એને વિસ્મૃતિ થઈ ગઈ છે જેને હિંદુસ્તાન પતિત કહે છે એને જ હાથે એનો ઉદ્ધાર થવાનો છે જે જાતિઓને આપણે જગલી કહીએ છીએ તે જ જાતિઓ આપણા રાષ્ટ્રનું રક્ષણ કરવાની છે જેને આપણે અબળા કહીને અસહાય અને અજ્ઞાન દશામા રાખી રહ્યા છીએ એમની જાગૃતિથી જ હિંદુસ્તાનમા જાગૃતિનો સચાર થવાનો છે હિંદે પોતાની આખો ઉઘાડવી જોઈએ ને પોતાની અકર્મણ્યતા છોડી રાષ્ટ્રીય હિતના ઉદ્યોગમા ઉત્સાહપૂર્વક મડી પડવું એની જ વાર છે

૧૯૩૧

## ૮

# માતૃદેવો ભવ

આપણે કોઈ અજાણ્યા સમાજમાં કે ગામમા જઈએ એટલે મૂંઝાઈએ છીએ, કેમ કે આપણુ ત્યા કોઈ ઓળખીતું નથી હોતુ

જ્યારે આપણે આ દુનિયામા આવીએ છીએ ત્યારે આપણે કેમ મૂંઝાતા નથી? તે વખતે આ આખા વિશ્વમાં આપણુ ઓળખીતું કોણ હોય છે?

આપણને લાગતું જ નથી કે આ દુનિયામા આપણે પારકા છીએ. આપણે મા સાથે પ્રત્યક્ષ સંબધ બાંધીને જ આ દુનિયામા આવીએ છીએ જ્યા મારી મા છે તે જ મારુ ઘર ત્યા રહેવાનો મને હક છે ત્યાં જ મારો આનદ છે ત્યાં જ મારુ કર્તવ્યક્ષેત્ર છે

બાળકનો સમાજ એની મા બાળકનો ગુરુ મા બાળકનુ શરણ મા બાળકનો ઈશ્વર મા બાળક જેમ જેમ મોટો થતો જાય છે તેમ તેમ એને વિશાળ સમાજ મળી

રહે છે, અનેક ગુરુઓ તેને મેળવે છે, અનેકનો તે આશ્રય લે છે, અનેકને આશ્રય આપે છે, વિશ્વંભર પ્રભુની ઉપાસના કરે છે, પણ એની પ્રથમની બાલસ્મૃતિ ભૂસાતી નથી, ગદ્ થતી નથી તમામ જિંદગીના જ્ઞાન અને અનુભવ આ આદ્યસ્મૃતિનો જ વિસ્તાર હોય છે

તેથી જ પરમઋષિઓએ બધું ભણતર ભણાવ્યા પછી, સકળ રહસ્યનું ઉદ્ઘાટન કર્યા પછી, અન્તેવાસીને અનુશાસન આપ્યું છે मातृदेवो भव।

જૂન, ૧૯૨૫

## ૯

# દ્વિજ કેમ થવાય?

બાળકને જ્યારે જનોઈ અપાય છે ત્યારે એને માના ખોળામાં બેસાડી જમાડવામા આવે છે એની સાથે એના નાનપણના દોસ્તો પણ જમવા બેસે છે આ વિધિ શાસ્ત્રોમા ખાસ બતાવ્યો છે એમ નથી પણ શાસ્ત્રોએ જ કહ્યુ છે કે શાસ્ત્રમા બતાવેલા વિધિઓ ઉપરાંત સમાજમા જે લૌકિક વિધિઓ ચાલતા હોય તે ધર્માનુકૂલ હોય તો તે પણ ચલાવવા બાળકને માના ખોળામા બેસાડીને જમાડવાનો હેતુ સ્પષ્ટ છે માના ખોળામા બેસી માને હાથે કોળિયા ભરવાની એ છેલ્લી તક છે બાળકે વિદ્યાની દીક્ષા લીધી એટલે તે ભણતર પૂરુ થાય નહીં ત્યા સુધી માબાપનો મટી આચાર્યનો થઈ જાય છે તેથી મા દીકરો એ છેલ્લો લહાવો લઈ લે છે અને પિતા તો પોતાને હાથે જ દીકરાને દીક્ષા દઈ અને આચાર્યાધીન રહેવાનો આદેશ આપે છે ત્યાર પછી બાળકને માબાપ સાથેના નાનકડા વાતાવરણમાંથી નીકળી ગુરુ ઘરના વિશાળ અને આધ્યાત્મિક વાતાવરણમા પ્રવેશ કરવાનો હોય છે માબાપ એટલા માટે પહેલેથી બાળકના મનની તૈયારી કરી રાખે છે માબાપને છોડી જવુ એ કયા બાળ ને રુચે? પણ પ્રાકૃત જીવનમાંથી ઊગરી જઈ સસ્કારી જીવન કળવવું હોય તો આવા કષ્ટ સહન કર્યે જ છૂટકો પણ આવા કષ્ટને પરિણામે આગળ દુ ખ નથી પણ ક્ષણના કષ્ટને પરિણામે વ્યાપક જીવનનો આનદ જ મળવાનો હોય છે

છોકરીઓ પરણીને સસરાને ઘેર જાય છે ત્યાર પણ એમને જૂનુ જીવન છોડી નવું, વિશેષ ગભીર જીવન સ્વીકારવાનું હોય છે

આપણા વિદ્યાર્થીઓ ઘરનાં લાડ અને ઘરના ટીમણ છોડી જ્યાર આશ્રમના સર્વસામાન્ય સ્થો ામાં દાખલ થાય છે ત્યાર તેમની પણ શરૂઆતમા એવી જ દશા હોય છે

રામભાઉને જનોઈ મળી ત્યાર જ તે દ્વિજ થયો એમ આપણે માન્યું, અને એક અર્થમાં એ ખરુ પણ હતું જ્યારે એણે પોતાની મેળે પણ ઘર છોડી

આગમના મોટા રસોડામાં દાખલ થવાનું પસંદ કર્યું, ત્યારે જ એનું દ્વિજત્વ સિદ્ધ થયું

શું આમ કરવામા વિદ્યાર્થીઓ પોતાનાં માબાપોનો ત્યાગ કરે છે? ના, ઉપનિષદની આજ્ઞા પ્રમાણે પ્રથમ માતૃદેવો ભવ પિતૃદેવો ભવ। પછી જ આચાર્યદેવો ભવ આવે છે માબાપ પોતે જ બાળકમાં આચાર્ય પ્રત્યે શ્રદ્ધા ને આદર ઉપજવે છે અને બાળકને આચાર્યને સોંપી દે છે એટલે આચાર્યાધીન રહેવામા બાળક માબાપની જ શિખામણને અનુસરે છે ગુરુને ઘેર રહેવું, એને આધીન થવું એ જ પિતૃભક્તિનું ઉત્તમ સ્વરૂપ છે

અને શું બાળક પોતાના ઘરનો અથવા કૌટુબિક વાતાવરણનો ત્યાગ કરે છે? ના, એમ પણ નથી દરેક બાળક માબાપના ધર્મનું પાલન કરવાને બધાયેલો છે એમા જ એનો આનંદ અને વિકાસ છે

બાળક માબાપને વળગી રહે, એમને છોડે નહીં, હમેશા એમનો આધાર શોધે તો તે બાળક માબાપને તેમના ધર્મપાલનમા વિઘ્ન ઉત્પન્ન કરે છે માબાપે જે ધર્મ સ્વીકાર્યો હોય એ ધર્મમાં ભળી જવું માબાપ પોતાના કુટુબનુ વાતાવરણ જેટલુ વિશાળ કરવા ઇચ્છે, જેટલા વધારે લોકો જોડે આત્મીયતા કેળવવા માગે તેટલે સુધી તો બાળકે પહોંચી જવુ જ જોઈએ જેમ શકર મને ન કહી શકે કે, "હુ પહેલો મારા પર જ પ્રેમ કરો બાળને એ પ્રેમનો ભાગીદાર હુ નહીં બનાવું" તેમ જ પૃથ્વીરાજ પણ લક્ષ્મીદાસભાઈને એમ ન કહી શકે કે રામભાઉ કે રસિકને હુ ભાઈ તરીકે ન સ્વીકારુ

જૂના જમાનામાં આપણા દેશમા એટલાં બધા મોટાં અવિભક્ત કુટુબો રહેતાં કે ઘરના બે છોકરાઓને એક બીજાનુ કોણ થાય છે એ નક્કી કરતા વિચાર કરવો પડતો, અને છોકરાઓને નિશાળે મોકલવા કરતા નિશાળને ઘેર લાવવાનું સહેલુ પડતું આવાં મોટા કુટુબોમાં ધીરજ, સમતા, અને સંયમ જેવા સદ્ગુણો સ્વાભાવિકપણે જ કેળવાતા દરક વાતના ન્યાય્ય છે કે નહીં એ તપાસવુ પડતું અને તેથી જ ચારિત્ર્ય ઘડાતું અને પરાક્રમ સહેલું થતું

એ કુટુબો લોહીના સબંધથી બંધાતા. જ્યાર આપણે આગમમા સમાન આદર્શના આધ્યાત્મિક સબધથી બધાઈએ છીએ

માર્ચ, ૧૯૨૮

# ખીલતી કળી

આખી દુનિયા મુગ્ધતા ઉપર મુગ્ધ હોય છે મુગ્ધતા પોતાનું સૌંદર્ય અને વીર્ય પોતે જાણે નહીં અને તેથી જ એમા મોહકતાની પરિસીમા હોય છે કિશોર વય એ મુગ્ધતાની મૂર્તિ છે ખીલવા માગતી કળી છે સર્વોચ્ચ આકાક્ષાઓ અને આદર્શોનું બીજારોપણ એ જ વયમા થાય છે માણસ કિશોરવયમાં છે ત્યા સુધી મોટે ભાગે એનો સત્ત્વગુણ જ પ્રગટ થયેલો હોય છે તેથી કોઈ પણ ઉચ્ચ, ઉદાત્ત, અને આર્ય આદર્શ એને સ્વાભાવિક જણાય છે એ આદર્શ પાછળ એ વયમા વ્યક્તિગત સ્વાર્થ કે મહત્ત્વાકાક્ષા હોતી નથી એ વયમા આદર્શો વ્યવહારની કઠણ કસોટી ઉપર કસવાના ન હોવાથી શ્રદ્ધા સાથે અશ્રદ્ધાનું મિશ્રણ થતું નથી કેવળ કાવ્યમય શ્રદ્ધા જ માણસના હૃદયનો કબજો લઈ શકે છે ધાર્મિકતાનો ઉદય પણ આ જ ઉંમરમાં થાય છે

આજકાલ યુવાનોને સ્વપ્ના સેવવાની ભલામણ કરવામાં આવે છે ખરુ જોતા સ્વપ્નાં તો કિશોરવયમાં સેવવાનાં હોય છે કિશોર કુમારવયમા પ્રવેશ કર્યો એટલે સ્વપ્નાં સાચા કેમ પાડવા એની યોજના પાછળ એને મથવાનું રહે છે કુમારવયમાં પુરુષાર્થ ખીલવવાનો હોય છે કિશોરવયમા શરીર ખીલે, ભાષા ખીલે, ઉત્સાહ ખીલે, જ્ઞાનની ભૂખ ખીલે, આદર્શોનુ આકલન થાય ધર્મ પ્રત્યે, ધાર્મિક મહાન પુરુષો પ્રત્યે અને વીરકર્મ પ્રત્યે ભક્તિ જાગે એ જરૂરનું હોય છે કિશોરને ભાન હોય છે કે પોતે બાળક છે, એથી એને આજ્ઞાધારકપણામા ગૌરવ જણાય છે એ વિભૂતિપૂજા અને આજ્ઞાપાલનમાથી એનામા સેવાભાવ પ્રગટે છે અને સેવાભાવ એ જ ધાર્મિકતા અને વીરતાનું મંગલાચરણ હોઈ એમાંથી જ સર્વ આર્ય સદ્ગુણો ફૂટવા માંડે છે કિશોરવય એ ખરુ જોતાં દૈવીજીવનની નાનીશી આવૃત્તિ હોય છે કિશોરોને દોરવા, એમની જ્ઞાનની ભૂખ વધારવી અને તૃપ્ત કરવી એ મોટેરાઓનો પવિત્ર ધર્મ છે કિશોરજીવનની પવિત્રતા સાચવવાની એમની વિશેષ ફરજ છે

માર્ચ, ૧૯૩૫

## ૧૧

# વિચારકલિકા

મહાત્માઓને ઈશ્વરે બે વિપુલ હૃદયો આપેલાં હોય છે એક વિશ્વની વેદના શમન કરવા માટે અને બીજું વિશ્વના ઘાતની ક્ષમા આપવા માટે

ૐ

જનતા કરતાં મહાત્માને જ રસ્તાની ખબર વધારે હોય છે

ૐ

જો તમે પવનના કાનમાં તમારી ગુહ્ય વાત કરશો તો 'તેણે ઝાડના કાનમાં તે વાત કેમ કરી?' એવી ફરિયાદ, તેની સામે કર્યે લાભ શો?

ૐ

જ્યારે તમારો આનંદ કે તમારું દુઃખ વધે છે ત્યારે જગત નાનું થઈ જાય છે.

ૐ

પહેલાં, પ્રતિભાવાળા લોકો રાજપુરુષોની સેવા કરવામાં ગૌરવ માનતા. હવે, તેઓ અકિંચનોની સેવા કરવામાં કૃતાર્થતા અનુભવે છે

ૐ

પ્રતિભાનું દાન શબ્દબદ્ધ કર્યા પછી તેને ક્રિયાયુક્ત કરવાનું હોય છે એ ભૂલશો નહીં

જે મોટો વિચાર આપણી વાણી વડે વ્યક્ત થાય છે, તે આપણા પર ઋણના રૂપમાં સવાર થઈ જાય છે તદનુસાર જ્યારે આપણે હાથે ક્રિયા થાય ત્યારે જ આપણે ઋણમુક્ત થઈ શકીએ

ૐ

લોકો આગળ 'આપો' કહી હાથ લંબાવવો અને કોઈ આપણને કશું આપે નહીં, એના કરતાં વધારે ભારે દુર્દૈવ હોઈ શકે ખરું?'

હા, લોકો આગળ 'લો' કહી માણસ હાથ લંબાવે અને એની પાસેથી લેવા કોઈ તૈયાર હોય નહીં એ જ મહા દુર્દૈવ ઘણા મોટા માણસોના ભાગ્યમાં હોય છે

ૐ

આ મહાન ખારો સમુદ્ર એ બીજું ત્રીજું કાંઈ નથી, પણ માણસની નિર્દયતા જોઈને મહાત્માઓએ ઢાળેલા આંસુઓનો સંચય છે

ૐ

દ્વેષ એ સડેલું શબ છે તમારું હૃદય જો કબર હોય તો જ તેને તમે ત્યાં સ્થાન આપો

૨૦–૮–'૩૬

# ૧૨
# ખણખોદી પ્રશ્નો

પ્રશ્ન—માણ ધ્યાનથી દરેક કામમા બુદ્ધિ અને શરીર બંને કામ કરે છે પછી આપણે કયા કામને શરીરિક શ્રમ સમજીએ અને કયાને માનસિક?

ઉત્તર—આશ્રમધર્મ પરત્વે તમે આ સવાલ પૂછયો છે એમ માનું છુ કર્મ માત્ર શરીરથી થાય છે તેને હેતુપુરઃસર અને કુશલતાથી કરવામાં બુદ્ધિની મદદ લેવાય છે જે કામ કરવામાં શરીરશ્રમ વધારે નથી, હાથપગ બહુ વાપરવા પડતા નથી, એક ઠેકાણે અને છાયામા અનુકૂળતાએ બેસીને કરવાનું હોય છે, તેને માનસિક શ્રમ કહેવાનો રિવાજ પડયો છે

જેનું મૂલ્ય આપણે માપી અને આપી શકીએ તેવાં કામો તો શારીરિક જ હોય છે એવા કામો આપણે જવાબદારીથી, પ્રેમથી અને ધર્મબુદ્ધિથી કરીએ. તોપણ તે કામ તો શારીરિક જ ગણાય એવા કામમાં હૃદયનું, પ્રેમનું અને ધર્મબુદ્ધિનું અસ્તિત્વ છે એટલા ખાતર આપણે વિશેષ મહેનતાણુ માગીએ એમાં હીનતા છે, અધર્મ છે, આત્માની અવનતિ છે

હુ બેદરકારી કરી શકત, ચોરી કરી શકત, તે ન કરી એટલા માટે મને વિશેષ મહેનતાણુ આપો એમ જો કોઈ કહે, તો આપનારો આપે, પણ લેનારને એ શોભે ખરુ?

પ્રશ્ન—મન, બુદ્ધિ, ચિત્ત, મસ્તિષ્ક અને હૃદય, આ બધું શુ છે, અને તેમના ધર્મો (Functions) શા છે?

ઉત્તર—મસ્તિષ્ક તો માથાની ખોપરીમાં રહેલી મગજશક્તિને કહે છે તેની મદદ વડે જ સુપ્ત અથવા વ્યક્ત સંવેદનાઓ પોતાનો વ્યાપાર કર છે તેમાં જે વિચારશક્તિ છે તેને ચિત્ત કહે છે તેના જ વિશિષ્ટ તરગને મન કહે છે તરગના બધા ગુણધર્મો મનમા દેખાય છે તે તરગોના હેતુને સ્થિર કરનાર નિશ્ચયાત્મક વ્યાપાર તે બુદ્ધિ આ બધી સ્થૂલ વ્યાખ્યાઓ જેમ સૂઝી તેમ લખી છે મન અને બુદ્ધિ બે વસ્તુની જ વ્યાખ્યા કરવી પડે છે

હૃદયની વ્યાખ્યા કરવી બહુ મુશ્કેલ છે લોકો માને છે કે હૃદય એટલે લાગણીઓ એ લાગણીઓનો સબધ આતરડા સાથે છે અથવા લોહીના ખજનારૂપ કલેજા સાથે છે એમ મનાય છે, પણ તેવું સિદ્ધ નથી થયું લાગણીઓ પણ શરીરવ્યાપી હોય છે, અને ચિત્તનો તે એક વ્યાપાર છે ગમોઅણગમો, પ્રેમ, દ્વેષ અથવા ઉપેક્ષા એ હૃદયનો વ્યાપાર છે એમ કહેવાય.

હું તો માનું છું કે, આત્મૌપમ્ય અથવા આત્મૈક્યનો અનુભવ કરવાની દરેકમાં જે ભૂખ હોય છે તે જ હૃદય છે. તે ભૂખ હોવાથી ક્રિયારૂપિણી છે, પ્રવાહરૂપ છે. એક આત્માનું બીજા આત્મા પ્રત્યે જે આકર્ષણ કે પ્રવહણ (Attraction response) તે જ હૃદય છે. આ વ્યાખ્યા તદ્દન નવી છે તેથી કદાચ તમે તે સ્વીકારી નહીં શકો. મને તેમાં જ સમાધાન છે. ઉપનિષત્કારોએ હૃદયની નિરુક્તિ આપી છે— हृदि अयम्. સત્ય જાણવાનું સાધન બુદ્ધિ નહીં પણ હૃદય છે, એમ પણ તેઓ કહે છે. હૃદય એ જ આત્મા છે, એમ પણ કહેવા સુધી તેઓ જાય છે.

જે વસ્તુ બુદ્ધિથી જાણી લીધી તેનો જ જ્યારે હૃદયથી સ્વીકાર થાય છે ત્યારે એ જ્ઞાનાનુભવને સાક્ષાત્કાર કહે છે. અંગ્રેજીમાં સાક્ષાત્કારને Realization કહે છે. એ સુંદર શબ્દ છે જે બુદ્ધિને સાચું લાગ્યું તેને હૃદય દ્વારા જીવનમાં સાચું (Real) બનવાની ક્રિયાને realize કહે છે. હૃદયની જ એ શક્તિ છે.

૧૯૩૧

## ૧૩

## પ્રશ્નચર્ચા

પ્રશ્ન—નિયમપાલનમાં જે હારી ગયો હોય, જેનું સંકલ્પબળ ક્ષીણ થયું લાગતું હોય અને ઈશ્વરશરણનો માર્ગ પણ જેને ઉત્સાહિત ન કરી શકતો હોય તેવા નાપાત્ર યુવાનને તમે શી સલાહ આપશો?

ઉત્તર—આ સવાલનો ટૂંકાણમાં એવો જવાબ આપી શકાય કે આવા યુવાને સવારથી સાંજ સુધી મહેનત કર્યા જ કરવી જોઈએ. શરીરસ્વાસ્થ્ય સંભાળીને જીવનમાં જેટલી સાદાઈ લાવી શકાય તેટલી લાવવી જોઈએ. નિર્દોષ વિનોદ માર-ફતે ચિત્તને પ્રસન્ન રાખવું જોઈએ. મનમાં પરિમિત મહત્ત્વાકાંક્ષા રાખીને તેને સફળ બનાવવાની ચિંતા અને પ્રયત્ન કરવાં જોઈએ, તેમ જ ખૂબ પવિત્ર અને પ્રેમાળ ચારિત્ર્યશીલ સત્પુરુષનો સત્સંગ—સહવાસ ખોળવો જોઈએ પોતાની આજીવિકાનો બોજો આ સત્પુરુષ ઉપર નાખવો ન જોઈએ. આટલું કરવાથી સંકલ્પબળ આવી રહેશે. અને આવા માણસને ઈશ્વરની કૃપા ન મળે એમ પણ કદી બનતું નથી. જે ઉદ્યમશીલ, સંયમી અને પ્રસન્ન હોય છે તેનો ઉદ્ધાર ચોક્કસ હોય જ છે.

*

પ્રશ્ન—આપણે જે કાર્ય કરવું હોય તે સમાજની વચ્ચે રહીને કરવું જોઈએ કે સમાજથી અળગા રહીને?

ઉત્તર—બધાં સામાજિક કાર્યો સામાન્ય રીતે સમાજની વચ્ચે રહીને જ કરવાં જોઈએ પણ કોઈ કોઈ વખતે સમાજથી અલગ થઈને કૃત્રિમ રીતે અનુકૂળ સ્થિતિ પેદા કરીને આપણા કાર્યની પ્રયોગરૂપે અજમાયશ કરવી પડે છે આ રીતે પ્રયોગ સફળ થયા પછી આપણે દુનિયાના ક્ષેત્રમાં ખુશીથી પ્રવેશ કરી શકીએ

જે આશ્રમ આંતરિક રીતે જ બગડી જાય છે તેને તો સમાજ સાથે સીધો સંબંધ હોતો જ નથી

•

પ્રશ્ન—આજના સમાજમાં સાચી વસ્તુ કેમ દબાયેલી રહે છે? બધા લોકો વાતો કરે છે પણ તેનો અમલ કરતા નથી

ઉત્તર—પ્રશ્નમાં જે સ્થિતિ વર્ણવી છે તે આજની નથી પણ હંમેશની છે સત્યનો રસ્તો જો સરળ હોત તો બધા એ રસ્તે જ ચાલત તો પછી તેમાં કશી બહાદુરીની વાત પણ ન ગણાત. પરંતુ ઉપનિષત્કાલીન ઋષિઓએ કહ્યું છે કે શ્રેય જુદું હોય છે ને પ્રેય જુદું હોય છે તે જ પ્રમાણે જૂઠી વાત મીઠી હોય છે જ્યારે સાચી વાત કડવી હોય છે તેથી લોકો પૂજે છે સત્યને અને સેવે છે અસત્યને. સત્યની વાતો કરીએ તો જ અસત્ય નભી શકે છે પાખંડી સત્યનું નામ દઈને જ માત્ર અસત્યની યાત્રા કરતો રહે છે

કેટલાક લોકો સાચા દિલથી સત્યને ચાહતા હોય છે પરંતુ તેમની કમજોરી તેમના ઉપર સવાર થાય છે અને તેમને અસત્ય તરફ ખેંચી જાય છે

અસત્યનું આકર્ષણ તોડી નાખીને સત્ય તરફ એકનિષ્ઠાથી જવું એમાં જ બહાદુરી છે, પુરુષાર્થ છે

•

પ્રશ્ન—મનુષ્યજીવનનું મુખ્ય ધ્યેય શું?

ઉત્તર—હંમેશાં ઉદ્યોગ કરતાં કરતાં પ્રસન્ન રહેવું એ જીવનનું મુખ્ય ધ્યેય છે પોતાનો સ્વાર્થ ભૂલી જવો, બધાંના આનંદમાં પોતાનો આનંદ માનવો, અને દરરોજ પોતાના જ્ઞાન તેમ જ કાર્યકુશળતામાં વધારો કરતા રહેવું એ મુખ્ય ધ્યેય હોવું જોઈએ

•

પ્રશ્ન—મૃત્યુ કેવી રીતે હિતકર બની શકે?

ઉત્તર—મૃત્યુને ઓળખીએ તો મૃત્યુ કોઈ ભયાનક વ્યક્તિ નથી તેનું આગમન માતાની જેમ પ્રેમભર્યું હોય છે પુરાણોમાં કહ્યું છે કે જે માણસ સૌથી પહેલો મરણ પામ્યો તે યમરાજ બન્યો મરણ પછીનો આગળનો રસ્તો કોઈને માલૂમ ન હોવાથી તે ખોળતાં તેને ખૂબ કષ્ટ પડ્યું તેથી તેણે પ્રતિજ્ઞા લીધી કે જે લોકો હવે પછી મરણ પામીને મારી પાછળ આવશે તેમને મૃત્યુ પછીનો રસ્તો બતાવનાર ભોમિયો હું બનીશ જ્યારે કોઈ માણસ મરવા પડે છે ત્યારે યમરાજ સ્વાગતસમિતિના પ્રમુખ

બનીને સામે આવે છે તેને આપણે ભયંકર શાને કહીએ? માંદગીની બધી પીડાઓ હઠાવીને શાંતિ આપનાર મૃત્યુ જ છે કેટલાક રોગ એવા છે કે જેનો ઉપાય દાક્તરો કે વૈદો પાસે નથી યમરાજ તો બધા જ દર્દોનો ઇલાજ કરી શકે છે આખો દિવસ મહેનત કર્યા પછી, તેમ જ મહેનત કર્યા પછી રાત્રે ઊંઘ આવે છે તેને કોઈ ભયાનક માનતું નથી તો પછી મૃત્યુથી શાને ડરીએ? હિંદીમાં મૃત્યુને 'મીચ' કહે છે અને મિત્રને 'મીત' કહે છે 'મીચ' એ જ સૌથી મોટો 'મીત' છે તેણે કોઈને નિરાશ કર્યું નથી જ્યારે બધા ત્યાગ કરી જાય છે ત્યારે તે સાથી તરીકે આવી પહોંચે છે જો મૃત્યુ ન હોત તો માણસ જીવીજીવીને થાકી જાત અને આખરે ગાંડો બની જાત

મૃત્યુ છે તેથી જ દુનિયામાં પ્રગતિ છે

•

પ્રશ્ન — ઈશ્વર અને સત્ય એ બે વચ્ચેનો સબંધ કયા પ્રકારનો હોવો જોઈએ?

ઉત્તર—'સબંધ કયા પ્રકારનો છે' એમ પૂછવું જોઈતું હતું પણ 'કેવા પ્રકારનો હોવો જોઈએ,' એ પણ ઠીક છે આ દુનિયાની સૌથી મહાન શક્તિને ઈશ્વર કહેવામા આવે છે તેને સત્ય પણ કહે છે બન્ને એક જ વસ્તુ છે ઉચ્ચારણ અને જોડણી જ જુદાં છે સત્યનિષ્ઠાથી સત્યનું સ્વરૂપ ધ્યાનમા આવે છે ઈશ્વરનિષ્ઠાથી ઈશ્વરના સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે, નિષ્ઠા એ જ મુખ્ય વસ્તુ છે

૧૯૩૬

## ૧૪
## મૈત્રી એટલે—?

[પ્રશ્નચર્ચા]

એક મોટા માણસના નોકરે પોતાના શેઠ પાસે એક દિવસની રજા માગી એણે કહ્યુ કે, "મારો એક મિત્ર આજે મને મળવા માટે આવવાનો છે, તેથી ઘેર રહેવું પડે એમ છે" તેના શેઠે પૂછ્યું, "શું તારો મિત્ર ખરો દોસ્ત છે?" નોકરે રોફભેર કહ્યુ, "જી હા, એકદમ સાચો દોસ્ત છે" આ સાભળીને શેઠે તરત પોતાનાં કપડાં પહેરી લીધાં અને તેઓ બોલ્યા, "ચાલ, હુ પણ તારી સાથે આવુ છુ મારી જિંદગીમાં મને પહેલી જ વાર સાચો મિત્ર જોવાનો લહાવો મળશે"

ઘણા લોકો માને છે કે સાચી મૈત્રી જેવી ચીજ તો દુનિયામાં છે જ નહીં અંગ્રેજીમા એક કવિએ મિત્રતા વિષે બહુ જ કડવી લીટીઓ લખી છે —

"And what is friendship but a name,
"A charm that lulls to sleep,

"A shade that follows wealth and fame
"And leaves the wretch to weep"

"મિત્રના એ તો માત્ર એક શબ્દ જ છે ભોળા લોકોને આંખે પાટા બંધાવી ઊંઘાડી દેવાનો એ એક જાદુઈ મંત્ર છે ખરુ જુઓ તો એ ધનવાન અને કીર્તિવાન લોકોની ખુશામત કરનાર અને દીનદુખિયાને ખૂણે બેસાડી રડાવનાર વસ્તુ છે"

જે લોકો સ્વાર્થી છે અને સ્વાર્થી ન હોય તોપણ અહપ્રેમી છે, સ્વાર્થત્યાગ કરતા પણ પોતાની મરજીનો ખ્યાલ રાખે છે તેઓ તો મિત્રતા એ સાર વિનાની વસ્તુ છે એમ જ માને

પરતુ જેમણે સાચી મિત્રતાનો અનુભવ કર્યો છે અને જાતે સાચા મિત્ર બની બતાવ્યું છે તેવા મહાત્મા ગાધીજી જેવા લોકો કહે છે 'જેમને મોક્ષની ઇચ્છા હોય, જેઓ માત્ર ઈશ્વરપ્રાપ્તિને અર્થે પોતાની જિંદગીનું બલિદાન દેવા ચાહતા હોય તેને કોઈ પણ દોસ્ત કે યાર હોતો નથી બીજી રીતે કહીએ તો આખી દુનિયા તેને મન દોસ્ત છે તેને કોઈ ખાસ દોસ્ત હોઈ ન શકે"

મદ્રાસમા મને એક અંગ્રેજ ઓલિયા મળ્યા હતા, ઓળખાણ ઠીક થઈ તેની પાસે વધારાનું એક ખમીસ અને એક ઇજાર એટલી જ ચીજો હતી ના, એક શાલ પણ હતી એક હાથથેલીમા પોતાની આ ચીજો ભરીને તે મરજી પડે ત્યા જતા. રાત્રે સમુદ્રકિનારે રેતીમાં સૂઈ જતા તમની સાથે વાત કરતા મેં મિત્રતાની વાત છેડી તેમણે આવેશમા આવી જવાબ દીધો

"Friends? There are no friends, there are only accomplices"

મિત્ર કદી કોઈ હોઈ શકે છે? આ દુનિયામાં કોઈ કોઈનું મિત્ર નથી જે હોય છે તે તો એકબીજાને ગુનામાં મદદ કરનાર શાગિર્દો કે યારો હોય છે

સંસ્કૃત સાહિત્યમા મિત્રનું સ્થાન દગાબાજોમા નથી સારી અથવા નરસી સ્થિતિમા જે માણસ સમાનભાવે આપણી સાથે રહે છે તે જ મિત્ર છે એવી આપણા સુભાષિતોમાં વ્યાખ્યા આપેલી છે

માતાપિતા, ભાઈબહેન, ગુરુશિષ્ય, પતિપત્ની વગેરેના પવિત્ર અને ઉત્કટ સંબધની હારમા મિત્રતાનું સ્થાન ગણાય છે ગુરુશિષ્યનો તેમ જ મિત્ર મિત્રનો સબધ સ્વચ્છાએ બાંધેલો હોય છે બાકીના સંબધમા નસીબનો હાથ હોય છે તેથી આ બે સબધોની ખાસ વિશેષતા ગણાય છે આ જ કારણે મિત્રનો સબધ ઘણી નાજુકાઈથી સંભાળવો પડે છે

ઉપરની ભૂમિકા ધ્યાનમા રાખી નીચેના પ્રશ્નનો વિચાર કરીશું

"મિત્રને હાથે આપણુ અપમાન થાય તો એવી સ્થિતિમાં શું કરવુ?"

આ પ્રશ્નનો અર્થ એવો થાય છે કે પોતાનું અપમાન થાય તોપણ પ્રશ્ન છનાર પોતાના મિત્રને મિત્ર જ માનતો રહે છે આવી સ્થિતિમા અપમાન ’વુ લાગવુ જ ન જોઈએ, અથવા તો એ ચૂપચાપ સહન કરી મન મોટુ રાખવું ાઈએ જે રીતે બિચારી પત્ની પોતાના પતિ તરફથી થયેલું અપમાન ચૂપચાપ હન કરી લે છે તે જ રીતે પોતાના મિત્ર તરફનુ અપમાન પણ સહન કરી વુ જોઈએ મૈત્રી બને પક્ષે ભક્તિની અપેક્ષા રાખે છે પ્રત્યેક મિત્ર પોતાના ાત્રનો ભક્ત હોવો જોઈએ જ્યારે એક જણે પોતે બ્રાહ્મણ હોઈ ભગવાન ીકૃષ્ણની છાતીમા લાત લગાવી ત્યારે ભગવાને તે લાતને ભારે અલકાર ગણીને ૂબ અભિમાનપૂર્વક તેની કદર કરી અને કહ્યુ ‘हम भक्तनके भक्त हमारे ।’ ારથી ભગવાનનું નામ શ્રીવત્સલાછન પડયુ જ્યાં પરસ્પર આદરભાવ નથી ોતો ત્યા મિત્રતા લાબો વખત ટકતી નથી અને જ્યાં આદર હોય ત્યાં અપમાન વું જ અસંભવિત છે

*

એવો સવાલ પૂછવામા આવ્યો છે કે, ‘કોઈ વ્યક્તિ એક કરતાં વધાર લોકો થે મિત્રતાનો સબંધ બાધ તો તે બધા મિત્રો સાથે સમાનતા કેવી રીતે સાચવી કાય?

જેઓ મિત્રો વચ્ચેનો સંબધ આશક અને માશૂક જેવો માને છે તેમને જ ાવી મુશ્કેલી આવે છે ખરી વાત તો એ છે કે કોઈ પણ બે માણસ વચ્ચેનો બધ કોઈ પણ બીજા બે માણસ વચ્ચેના સંબધ જેવો હોતો જ નથી પ્રત્યેક બધ અદ્વિતીય - અનન્ય (Unique) હોય છે આવા અનેક સંબંધોને મૈત્રી ાથવા દોસ્તી એવુ સર્વસામાન્ય નામ આપવામા આવે છે એટલું જ

*

‘ મિત્રતા એ સમાન કોટિની વ્યક્તિઓ વચ્ચે જ સભવ, એ કથનનું રહસ્ય ?’

બે મિત્રો વચ્ચે ઉંમરની, સામાજિક પ્રતિષ્ઠાની બૌદ્ધિક વિકાસની, એવી ૂળ પ્રકારની સમાનતાઓ નહીં હોય તો એવી મૈત્રી ગાઢી નથી બની શકતી વો દુનિયાનો અનુભવ છે, પણ જો કોઈનું જીવન ધનદોલત સામાજિક પ્રતિષ્ઠા, ર વગેરે બાબતોથી અલિપ્ત રહી શકતું હોય તો પછી આ બાબતોમા ગમે ’ડો તફાવત હોય તોપણ મિત્રતામાં વાંધો આવતો નથી પણ આ સ્થિતિમાં ૧ બંને મિત્રોનાં મનમા અલિપ્તતા હોવી જોઈએ નહીં તો એકનું મન ગમે ું ચોખ્ખું હોય અથવા ઉદાર હોય તોપણ બીજાને વાંકે મિત્રતા તૂટી જવાનો ભય રહે છે

મનુષ્યનું જીવન બે તરેહનું હોય છે: આંતરિક અને બાહ્ય જે લોકો બાહ્ય જીવનનો ખ્યાલ છોડી દે છે તેઓ બાહ્ય અસમાનતા હોવા છતાં મિત્ર તરીકે રહી શકે છે આન્તરિક જીવનમા બરાબર મેળ ન હોય તો મિત્રતા ટકી શકતી નથી.

શ્રીકૃષ્ણ અને સુદામાની મિત્રતાનું વર્ણન કવિઓએ ગમે તેટલી સ્વાભાવિક અને રોચક રીતે કર્યું હોય તોપણ મારી દૃષ્ટિએ તે આદર્શ મૈત્રીનું વર્ણન નથી

*

એમ પૂછવામા આવ્યુ છે કે, "મનુષ્યને પોતાના સબધો વિષે જ્યારે નિરાશા આવી જાય ત્યારે તેણે કેવી રીતે સમાધાન મેળવવું ઘટે?"

જીવનનો અને જીવનવ્યવહારનો સ્વભાવ જ એવો છે કે અનેકની સાથે અનેક પ્રકારનો સબંધ બંધાયા કરે છે દરેકની સાથે આપણો સંબંધ જુદા જુદા પ્રકારના હોય છે આવા સંબંધોને લીધે માણસમાં જે વિશ્વાસ ઉત્પન્ન થાય છે, જે પ્રેમ વધે છે, અને જે આધાર મળે છે તેનું માધુર્ય એને માટે ઊંચા પ્રકારનો ખોરાક બને છે

દરેક સબધ સાથે કાઈ ને કાઈ આશા, અપેક્ષા અને અધિકાર જોડાયેલા હોય છે જ્યારે આ અપેક્ષા તૂટી પડે છે, આશા નિરાશામાં ફેરવાઈ જાય છે અને અધિકારનો ઇનકાર કરવામા આવે છે ત્યાર માણસ અસ્વસ્થ બની જાય છે તેને પ્રાણાન્તિક દુ ખ થાય છે અને ચારે બાજુ અધારુ જ અંધારુ દેખાય છે આવી સ્થિતિમા સમાધાન કેવી રીતે મળે? માણસ પોતાની હમેશની સ્વાભાવિક સ્થિતિ કેવી રીતે પાછી મેળવે? તે કેવી રીતે સ્વસ્થ રહી શકે? એ આપણો પ્રશ્ન છે

આપણે એટલુ માનવુ જોઈએ કે મિત્રતાના સબધો વધતા આપણા કાર્યનો વિસ્તાર વધે છે, આપણી શક્તિ પણ વધે છે, અને આપણુ કર્તવ્ય પણ કોક-વાર વધાર મુશ્કેલ બની જાય છે આ સાથે આપણુ પરાવલબન વધે તો ભારે જોખમ ઊભું થાય આપણુ આતરિક જીવન હમેશા સ્વાવલબી, સ્વયંપૂર્ણ અને સ્વતત્ર હોવું જોઈએ પ્રેમને કારણે અસહાયતા, પરાવલબન તથા અપૂર્ણતા આપણા હૃદયમા ન વધવા જોઈએ જે પ્રેમ બીજા પાસેથી બદલાની આશા રાખે છે તે શુદ્ધ પ્રેમ હોતો નથી પ્રેમમા પ્રતિયોગિતા(responsiveness)નો ભાવ ન હોવો જોઈએ જ્યા આશા જ ન રખાઈ હોય ત્યા નિરાશા ક્યાંથી આવવાની? જ્યાં આપવાની સાથે લેવાની વાત મનમા નથી આવી ત્યા કૃતજ્ઞતાની અપેક્ષા કદી પેદા જ થતી નથી, તો પછી કૃતઘ્નતાનુ દુ ખ શી રીતે આવવાનુ?

એપ્રિલ ૧૯૩૭

# ૧૫

# લાગણીનું જોખમ

ગાધીજીના ઉપવાસના દૈનિક સમાચાર મેળવવા લોકો એટલા ઇંતેજાર છે કે જે કારણે ઉપવાસ લેવાયો એ ગાંધીજીનુ દરદ આ ઘડીને માટે તો જાણે લોકો ભૂલી જ ગયા હોય એમ લાગે છે સપ્ટેમ્બર મહિનાના ઉપવાસ વખતે લોકો એ જે સ્ફૂર્તિ બતાવી તે આજે નથી દેખાતી એટલુ ખરૂ કે તે વખતે ગાંધીજીનો ઉપવાસ ટૂકો કરવો એ મોટે ભાગે લોકોના હાથમા હતું અને તેથી પોતાથી બને તેટલું વધારમા વધારે કરી છૂટવાની ધગશ દરકમાં હતી આ વખતે કેવળ આધ્યાત્મિક વૃત્તિથી ઉપવાસની શરૂઆત થઈ છે પરિણામે લોકો ગાધીજીની તબિયત ના સમાચારમા જ ગરકાવ થયા છે

આધ્યાત્મિક વાતાવરણમાં લોકો વધારે અંતર્મુખ થાય એ સ્વાભાવિક છે એટલુ જ નહીં પણ ઇષ્ટ પણ છે અંતર્મુખ વૃત્તિમા બહારની દોડાદોડ ઝાઝી ન થઈ શકે અને એની જરૂર પણ નથી પણ સાચુ અધ્યાત્મ, ખરી ધાર્મિક વૃત્તિ નક્કર સેવામા વ્યક્ત થયા વગર રહે જ નહીં ક્રિયાશક્તિ જે હણે તે સાચું વેદાંત નથી અતર્મુખ થઈને પોતાના દોષો દૂર કરવાના હોય ત્યારે પારકાના કાજી બનવાની વૃત્તિ છોડી ભાઈ થવાની વૃત્તિ વધારવી જોઈએ એકવીસ દિવસને અતે જ્યાર ગાંધીજી દેશની સ્થિતિ નિહાળશે ત્યારે એમની નજરે પડવુ જોઈએ કે વેરઝેરનુ વાતાવરણ શમી ગયું છે, જેઓ પાપના મોહમા સપડાયા હતા તેમણે પાપ પ્રત્યે અણગમો કેળવ્યો છે એટલું જ નહીં પણ પાપની સામે થવાની શક્તિ પણ મેળવી છે, જેઓ કેવળ જીદે ચડી સામસામા વાત કરતા હતા તેમનો એ જ્વર શમ્યો છે, જેઓ હરિજનોએ વણેલી ખાદી પ્રત્યે ઉદાસીન હતા તેઓ ખાદી ખરીદીને હરિજનોને કાયમની આજીવિકા મેળવી આપી રહ્યા છે, અને ટૂકામાં હરિજનોને હિંદુ સમાજરૂપી ઘરમાં છૂટથી હરતાફરતા જોવામાં કોઈને આશ્ચર્ય કે દ્વેષ થતો નથી

લાગણીના ઉદ્રેકના કાળમાં એક બે વસ્તુ ખાસ સમજી લેવાની જરૂર છે આજે ચારે કોર લોકોની લાગણી ઉશ્કેરાઈ છે એ લાગણીને પરિણામે જો હાથે કામ તરત ન થાય તો એ લાગણી કેફરૂપ નીવડે છે અને પછી માણસ પોતાની લાગણીની જ કદર કરતો થાય છે લાગણી ઉશ્કેરાઈ એ જ જાણે ભાર કામ થઈ ગયુ એમ સમજી લાગણીની કોમળતાનો રસ લૂંટવામાં જ માણસ મશગૂલ રહે છે વિષય કરવા જેવુ જ એ વિષમ કામ છે એમાંથી સંકલ્પશક્તિ ક્ષીણ થાય છે, કાર્યશક્તિ હણાય છે, અને દરક કેફના નિયમ પ્રમાણે માણસનું મન

લાગણીનો વધુ ને વધુ નશો માને છે છાપાઓ અને લેખકો પણ જાણે એ ખોરાક પૂરો પાડવાને પોતે બંધાયેલાં હોય તેમ એ ખોરાક વધારતા જ જાય છે પરિણામે વાતાવરણ વીજળીથી ભરેલું, પ્રક્ષુબ્ધ અને અલૌકિક લાગતાં છતાં જોઈએ તેટલું કામ, જોઈએ તેટલી સેવા એમાંથી નીકળતી નથી અને પછી સમાજ હેબતાઈ ન ગયો તોયે નિરાશ અને નિરુત્સાહી તો થાય જ છે

મોટમોટા લોકનાયકો અને સમાજધુરીણો એ સ્થિતિ જાણે છે અને તેથી જેમાંથી કાર્ય ઉપજાવી ન શકાય, લોકોને કામે લગાડી ન શકાય, લોકજીવનમાં પરિવર્તન ન કરી શકાય, એવી લાગણીઓને તેઓ છેડતા નથી, જગાડતા નથી લાગણી જગાડવી સહેલી છે, પણ દરેક લાગણી એ બાબરાભૂત જેવી છે એની પાસેથી કામ લીધું ન હોય તો તે આપણને ખાઈ જ જવાની

માટે માણસ લાગણીને વશ ભલે થાય, પણ એ લાગણીના જ પ્રેમમાં ન સપડાય. લાગણીની અસર તળે અકર્મણ્ય થઈ માણસ લાંબા વખત સુધી પડ્યો ન રહે. લાગણીનું રૂપાંતર પ્રવૃત્તિમાં, સેવામાં, સંકલ્પસિદ્ધિમાં થવું જ જોઈએ

૨૧–૫–'૩૩

## ૧૬

# ચિઠ્ઠીનો નિર્ણય?

ધર્મનિષ્ઠ અને જવાબદાર માણસને પણ કોક વાર અમુક સવાલનો ચોકસ નિર્ણય કરવો મુશ્કેલ થઈ પડે છે કોક કોક વખતે નિર્ણય કરવાની વસ્તુ પોતાના જીવન કરતા પણ વધારે મહત્ત્વની જણાય છે એવે વખતે "મારા જેવા અલ્પ શક્તિ વાળા સામાન્ય માણસના નિર્ણય પર આટલી મહાન વસ્તુનો આધાર ઈશ્વર શા માટે રાખ્યો હશે?" એવી અકળામણ પણ માણસને થઈ આવે એ સંભવે

પોતાની મતિ જ્યા નથી ચાલતી ત્યા પોતાના કરતાં શ્રેષ્ઠ વિભૂતિની સલાહ લેવા માણસ પ્રેરાય એ સ્વાભાવિક અને યોગ્ય છે શ્રેષ્ઠ બુદ્ધિમત્તા અને નિષ્પક્ષ પાતી હૃદય જ્યા હોય ત્યાં અનેક લોકો સલાહ પૂછવા દોડવાના જ એવા આર્ય લોકો સલાહ આપતી વખતે કા તો પોતાનો અધિકારયુક્ત ચુકાદો સ્પષ્ટ શબ્દમા આપી દઈ શાન્ત અને અલિપ્ત થાય છે અથવા તેમનામા જો શિક્ષકવૃત્તિ હોય તો પોતે નિર્ણય આપે તેની સાથે પોતે સાધક બાધક જે વિચારો કર્યા હોય તે પણ બધા કહી દે છે કોક વાર બને બાજુના વિચાર રજૂ કરી અંતે નિર્ણય આપવાની તેઓ ના પણ પાડે આવા આર્ય પુરુષો કંઈ શબ્દકોષની પેઠે હમેશ આપણી પાસે નથી હોતા ગમે તેવી પણ પોતાની જ બુદ્ધિ વાપરીને માણસને ઘણી વાર નિર્ણય કરવો પડે છે

નિર્ણય કરતી વખતે કોક વાર નઠારી દુવિધા સામે આવી ખડી રહે છે તે ખસે જ નહીં! નિર્ણયમા બે પક્ષ કોક વાર એવા ઊભા થાય છે કે બને તરફ મન સરખુ જ ઢળી પડે છે દલીલો બને બાજુની સરખી, લાભહાનિ સરખા, પ્રત્યક્ષ અપ્રત્યક્ષ પરિણામ સરખા જ મહત્ત્વનાં—એવું જ્યારે જણાય ત્યારે લાચાર થઈ માણસ ચિઠ્ઠીઓ નાખવાનો ઈલાજ અજમાવે છે આ ઈલાજ માણસની બુદ્ધિને, મહત્તાને અને એની ઈશ્વરનિષ્ઠાને નથી છાજતો એવુ મારુ માનવુ છે

બુદ્ધિનો કાટો સાવ સમસમાન થયો છે, સાવ મધ્યસ્થ રહ્યો છે એમ જવલ્લે જ બને છે પણ એ તટસ્થ થયો તેટલા માટે બુદ્ધિશૂન્ય, અકસ્માતમૂલક ચિઠ્ઠીઓને શરણ જવુ એ યોગ્ય નથી માણસને અમુક નિશ્ચિત પરિસ્થિતિમા ચોક્કસ નિર્ણય કરતા આવડવું જ જોઈએ ઊંડો વિચાર કરી ચોક્કસ અભિપ્રાય પર આવવા માટે બુદ્ધિની એકાગ્રતા અને નિર્ણય કરવાની હિંમત એ બનેની જરૂર હોય છે ઘણા લોકોના ધ્યાનમાં એ નથી આવતું કે વિચાર કરવામા પણ ઉદ્યોગની આવશ્યકતા હોય છે કેટલાક લોકો વિચાર કરવામાં જ આળસુ હોય છે જેમ પરદેશી તૈયાર માલ સહેજે મળે છે એટલા ખાતર જ માણસ દુકાનમાથી તે લઈ લે છે, તેમ વિચાર કરવાના કટાળાથી ગમે તે રીતે ગમે તેનો અભિપ્રાય ઉછીનો લઈને માણસ ચલાવવા પ્રેરાય છે

નિર્ણયની જવાબદારી લેવાની હિંમત ન કરનાર માણસ પણ બીજાને અને બીજો ન મળે તો ચિઠ્ઠીને શરણ જાય છે વિચાર કરવાનું આળસ અને જવાબદારી માંથી ઓછાવત્તા છટકવાની દાનત બને અધર્મી છે શ્રદ્ધા, ભક્તિ અથવા નમ્રતા એ દૈવી ગુણો સાથે એનો ગોટાળો કરવો યોગ્ય નથી ચિઠ્ઠીને શરણ જતાં માણસ ઈશ્વરને શરણ નથી જતો, પણ અકસ્માતને શરણ જાય છે દૈવ અને અકસ્માત્ એક જ વસ્તુ છે બંને અદૃષ્ટ હોય છે જેનું કારણ દૃષ્ટ નથી તે અકસ્માત

માની લઈએ કે બુદ્ધિનો કાટો સાવ તટસ્થ છે અને એક યા બીજી બાજુ નિર્ણય તો કર્યે જ છૂટકો એવે વખતે માણસે હૃદયનું શરણ લેવું જોઈએ હૃદયેન હિ સત્ય જાનાતિ। નિર્ણયશક્તિ, હિંમત, જવાબદારી અને સ્વાતન્ત્ર્ય હૃદયમાં જ પ્રતિષ્ઠિત છે અને હૃદય કદી તટસ્થ ન રહી શકે

*सता हि सदहपदेपु वस्तुपु प्रमाणम् अन्त करण प्रवृत्तय।*

પ્રસગ ગમે તેટલો ગભીર અને મહત્ત્વનો હોય, માણસે તેટલા ઊંચા ઊગવું કે ઊંડુ જ જોઈએ હૃદય ઉપર વિશ્વાસ રાખી પ્રસંગ જેટલો મોટો તેટલા મોટા થવું જ જોઈએ

ચિઠ્ઠીઓ સામે અમારી મુખ્ય દલીલ એ છે કે તે મર્દને એની જવાબદારી માથી મુક્ત કરી એને નાસ્તિક, નામર્દ બનાવે છે ચિઠ્ઠી નાખીને માણસ પગલુ ભરે એને માટે જવાબદાર કોણ? સમાજ આગળ તો તે પોતે જ જવાબદાર છે પણ મનમાં તો એ દૈવને શરણ ગયેલો છે, મન આગળ એ પોતે જવાબદાર

નથી એવી સ્થિતિમાં આધ્યાત્મિક દૃષ્ટિએ એના નિર્ણયની કિંમત શૂન્ય કરતાં ઓછી છે એટલે અંશે એનું માનવી જીવન એળે ગયું

એક દલીલ એવી છે કે ઈશ્વરની દુનિયામાં અકસ્માત જેવી વસ્તુ છે જ નહીં, દરેક વસ્તુને કાર્યકારણભાવ છે અને તેથી ચિઠ્ઠી નીકળવામાં અથવા ઉછાળેલો ઢબુ પડવામાં ઈશ્વરની મરજી પ્રગટ થાય જ છે આ દલીલ પ્રથમ દર્શને વજૂદવાળી દેખાય છે, પણ તે ભ્રમ છે દુનિયામાં અકસ્માત નથી એ ખરું, એકે એક ઘટના કાર્યકારણ સંબંધથી સંકળાયેલી છે એ પણ ખરું, પણ તેટલા માટે આપણે ખોટા ખ્યાલથી ગમે તેવા કાર્યકારણના સંબંધ બાંધીએ એ કેમ ચાલે? મારી વાત માનીશ તો તું બચ્યો, નહીં તો ગયો એમ આપણે કોઈને કહીએ તોપણ જેમ એ માણસનું ડહાપણ કે ગાંડપણ એના કહ્યાગરાપણામાં નથી આવી જતું, જેની જીભ નાકની અણીને ન પહોંચે તેને માબાપ વઢતાં નથી એમ બાળકોને આપણે કહીએ તો તે પરથી જેમ છોકરાની લાયકીની પારખ થતી નથી, આજે મારા મિત્રનો કાગળ આવે તો માનીશ કે તે જીવે છે, નહીં તો તે મરી ગયો છે, એવો નિર્ણય કરી બેસનાર માણસના સંકલ્પ ઉપર જેમ મિત્રની આવરદા અવલંબેલી નથી રહેતી, તેમ જ ચિઠ્ઠી નાખવામાં ડહાપણ અથવા શુદ્ધ નિર્ણય આવી શકતો નથી માણસ શરાબ પીને ધર્મબુદ્ધિ અથવા બીકણપણું મારી નાખે એમાં જેટલું ડહાપણ કે બહાદુરી છે તેટલું જ ડહાપણ અને ઈશ્વરનિષ્ઠા ચિઠ્ઠીઓ નાખીને મનનો સંશય અથવા દુવિધા મારવામાં છે

એક વાર એક સજ્જનને અમુક પ્રસંગે નિર્ણય ન કરી શકવાથી ચિઠ્ઠીઓ નાખી ચિઠ્ઠીનો જવાબ એ જ ઈશ્વરની પ્રેરણા એમ માનવાનો એમનો રિવાજ હતો ચિઠ્ઠીનો જવાબ મળ્યો તે નિર્ણય પ્રમાણે ચાલવાની તૈયારી કરી, એટલામાં એક મુરબ્બીનો કાગળ આવ્યો એમાં આવેલી વિગતો અને સલાહ પ્રમાણે ચિઠ્ઠીથી કરેલો નિર્ણય ફેરવવો પડ્યો! અહીં એમ કહેવામાં આવે કે 'બેશક પહેલાં ચિઠ્ઠીનો નિર્ણય બરાબર હતો, હવે વધુ વિગતો ને સલાહ મળી ગઈ છે, એટલે ત્રિકાળદર્શી સર્વજ્ઞ ઈશ્વરે પહેલો નિર્ણય રદ કર્યો છે' તો તે કહેવું હાસ્યાસ્પદ જ ગણાય

કેટલાક એમ માને છે કે ઢબુ એમ ને એમ ઉછાળીએ તો ભૌતિકશાસ્ત્રના નિયમ પ્રમાણે એ ગુલાંટો ખાઈને અચૂક શાસ્ત્રસિદ્ધ રીતે જ ઊંધો કે ચત્તો જમીન પર પડવાનો ઉછાળવામાં આવેલી મૂળ પ્રેરણા, હવાનો વેગ વગેરે ચોક્કસ કારણોને પરિણામે અમુક જ બાજુ ઉપર આવવાની અનિશ્ચિતપણું મુખ્યત્વે ઢબુ ઉછાળતી વખતે વપરાયેલી શક્તિનું માપ અને દિશા એમાં જ રહે છે પણ જ્યારે વિશેષ સંકલ્પપૂર્ણ શરણાગત થઈને માણસ ઢબુ ઉછાળે છે ત્યારે કંઈક દૈવી શક્તિ વચમાં પડીને આગળીને વિશેષ પ્રેરણા આપે છે ભોળા લોકોને પોતાની વાત માનવી જ છે એટલે બુદ્ધિ પર અત્યાચાર કરી આવી દલીલો કરવાનું સૂઝે છે બે ભાઈઓને અમુક ગામ જવું કે ન જવું એનો નિર્ણય કરવો હતો

બન્ને સાથે જાય તો જ બને એમ છે બેમાથી એક જણ જાય એ કામનું નથી એવે પ્રસગે ધારો કે બન્ને જણા એકબીજાને કહ્યા વગર સ્વતંત્ર રીતે પોતપોતાની ઓરડીમા જાય છે અને ઈશ્વરને શરણ જઈ ચિઠ્ઠી નાખે છે અને પૂછે છે કે જવુ કે ન જવુ? એકને જવાબ મળે છે કે જવુ અને બીજાને મળે છે કે ન જવું હવે પેલી દૈવી કે અદૈવી ગૂઢ શક્તિ કયાં ગઈ? ભોળા લોકો જવાબ આપશે કે 'ઈશ્વરે ઇરાદાપૂર્વક તેમને મૂઝવણમાં નાખ્યા હતા, ઈશ્વર ઇચ્છતો હતો કે બને ભેગા થઈને એક જ ચિઠ્ઠી નાખે ને પોતાનો નિર્ણય મેળવે' 'स्थितस्य गतिश्चिन्तनीया' એટલે ગમે તે વસ્તુને દલીલના ટાટિયા ઉપર ઊભી કરી શકાય પણ આવી દલીલો બુદ્ધિ અને આસ્તિકતાનું દેવાળું સૂચવે છે પોતાના હૃદય પરનો વિશ્વાસ ખોઈને ઈશ્વર ઉપર વિશ્વાસ કેળવી ન જ શકાય મુહૂર્ત વિચાર કરી અને સમય ન હોય તો પળવાર બુદ્ધિ અને હૃદય યોગયુક્ત કરી નિશ્ચય મેળવવો અને તે પ્રમાણે સુખદુ ખે સમે કૃત્વા આચરણ કરવું, અને જાણવુ કે સાચુ ફળ બાહ્ય વસ્તુમા નથી, પણ હૃદયના વિકાસમા અને બુદ્ધિના વાપરમા છે, એમા જ મનુષ્યજીવનનુ સાર્થક છે

ચિઠ્ઠી નાખવાનો ઉપયોગ નથી જ એમ નથી જ્યા બન્ને પક્ષ અથવા કોટિ સરખા જ મહત્ત્વ વિનાના હોય, અને કઈક નિર્ણય તો આપવાનો જ હોય, અને કોઈ એક પક્ષનો ચુકાદો બીજો સ્વીકાર નહીં, ત્યાર ચિઠ્ઠી નખાય દાખલા તરીકે રમતમા કયો પક્ષ પહેલે શરૂઆત કરે એ નક્કી કરવા માટે ચિઠ્ઠી નખાય કે ઢબુ ઉછાળાય, એટલે પક્ષપાતનો વહેમ ન આવે અને રમત શરૂ થાય બે સરખી ચોપડીમા એકનું પૂઠુ લાલ છે અને બીજીનુ લીલુ છે બે છોકરાઓ એમાં પસદગી કરી શકતા નથી અને સમજીને કાઈ પણ નિર્ણય પર આવવા માગતા નથી એવે વખતે કોઈ પણ માણસ આખ મીંચીને બે ચોપડીઓ હાથમાં લે, અને છોકરાઓને આખ મીંચીને પોતાને પાસે ચોપડીઓ લઈ આવવાનું કહે અને એ રીતે ચોપડીઓ વહેંચાય એ મજાનું છે રગ સાથે ચોપડીને લેવાદેવા કશી નથી અને છોકરાઓનો ઝઘડો પત્યો પણ જ્યા નિર્ણયને જરા પણ મહત્ત્વ છે ત્યા બુદ્ધિ અને હૃદય વાપરવા અને જેનો અધિકાર હોય તેણે જ જવાબદારીપૂર્વક નિર્ણય કરવો એમાં મનુષ્યજીવનની મહત્તા, અને બુદ્ધિદાયક અતર્યામી પ્રત્યેની નિષ્ઠા રહેલી છે

## ૧૭

# સમીક્ષા

૧

જેને આપણે અચેતન કહીએ છીએ એવા ભૌતિક પદાર્થોનું આંતરિક જીવન કેવું હોય છે તે આપણે જાણતા નથી. સચેતન પ્રાણીઓને સુખદુઃખ થયે તેમનાં શરીરમાં જે ફેરફાર અથવા વિકૃતિ થાય છે તેવી જ વિકૃતિ જડ ગણાતા પદાર્થોમાં પણ નહિ એવું જોવામાં આવે છે. હવે એ કેવળ બાહ્ય વિકૃતિ છે કે અંદરથી એ પદાર્થોને સુખદુઃખનો અને લાગણીઓનો અનુભવ છે, એ નિશ્ચયપૂર્વક કોણ કહી શકે? માણસ અને પશુપક્ષીમાં, માછલાં કે કૃમિકીટમાં જેવાં સુખદુઃખ દેખાઈ આવે છે તેવા વનસ્પતિમાં નથી દેખાતાં પણ મનુ ભગવાન જેવા આદ્ય ઋષિઓએ કલ્પના કરી છે કે, વૃક્ષ વનસ્પતિ આદિને બહારથી વ્યક્ત ન થનારી એવી સંજ્ઞા અંદરથી હોય છે. अन्त सज्ञा भवन्त्येते । જગદીશચંદ્ર વસુના પ્રયોગો વિષે જાણ્યા પછી મનુની કલ્પના ભાવ સાચી છે એમ આપણને લાગ્યા વગર રહેતું નથી. માણસમાં સુખદુઃખની ભાવના તેમ જ ઇષ્ટઅનિષ્ટની લાગણી હોય જ છે. પશુપક્ષીઓ અને કૃમિકીટોમાં પણ તે દેખાઈ આવે છે. વૃક્ષ, વનસ્પતિ અને ઔષધિમાં તે લાગણીનું અનુમાન થાય છે તો જડ ગણાતા પદાર્થમાં પણ હોવાનો સંભવ હોવો જોઈએ એમ કલ્પના દોડે છે અને તેથી अचैतन्य न विद्यते એ વચન અક્ષરશઃ સાચું હોવાનો વિશ્વાસ બેસે છે.

૨

દૃષ્ટ પદાર્થોમાં જેટલે અંશે જડતા છે તેટલે અંશે તેનું સ્થૂળ કે સૂક્ષ્મ શાસ્ત્ર બનાવવું શક્ય જણાય છે. જે અંશ ચૈતન્યરૂપ ગણાય છે તેનું શાસ્ત્ર બનાવતાં ઘણી મુશ્કેલીઓ અનુભવાય છે. છતાં ચૈતન્યનું શાસ્ત્ર બનાવવાના પ્રયત્નમાંથી જ્ઞાનની સીમા જેટલી વ્યાપક થઈ છે તેટલી ભૌતિક બાજુના અધ્યયનથી નથી થઈ. આજ સુધી ભૌતિક પ્રયોગો નિશ્ચયાત્મક—શંકાતીત—જણાયા, તે ઉપરથી ભૌતિક સત્યતા એ જ નિરાબાધ સત્ય છે, ભૌતિક પુરાવો એ જ એક તૃપ્તિકર પુરાવો છે એમ મનાયું અને તેથી ભૌતિક જગતના સિદ્ધાંતો ચૈતન્ય જગતમાં લાગુ પાડી ગણિત કે ગતિશાસ્ત્રથી જો ભૌતિક ઘટનાઓ સિદ્ધ થાય, પદાર્થવિજ્ઞાનના સિદ્ધાંતોથી જો રસાયનશાસ્ત્ર સિદ્ધ થાય, રસાયનશાસ્ત્ર દ્વારા જો વનસ્પતિશાસ્ત્ર બંધ બેસાડી શકાય, વનસ્પતિશાસ્ત્ર જો પ્રાણીશાસ્ત્રનો ઉકેલ આણે, પ્રાણીશાસ્ત્રમાંથી જો માનસશાસ્ત્ર ને સમાજશાસ્ત્ર ઉપજાવી શકાય તો આપણે જ્ઞાન સહેતું કર્યું, એનો પાયો મજબૂત કર્યો એમ માણસને

થાય છે પછી અધ્યાત્મશાસ્ત્રને નોખું અને સ્વતંત્ર સ્થાન આપવાપણુ પણ રહે નહીં સ્થૂળમાંથી જો સૂક્ષ્મ ફલિત થયું તો કશી મૂંઝવણ રહે નહીં, એ જાતની માન્યતા સર્વત્ર દેખાય છે

ખરુ જોતાં વિરુદ્ધ દિશાએ એટલે જ વિશુદ્ધ દિશાએ પ્રયત્ન થવો જોઈએ. ચૈતન્યતત્ત્વનો આપણને અંદરથી અનુભવ છે, એનો વ્યાપાર આપણા જીવનમાં પ્રત્યક્ષ છે, એ ચૈતન્યતત્ત્વનો વિશેષ અભ્યાસ, એનું નિરીક્ષણ પરીક્ષણ જો ઉત્કટતાથી થાય તો એને વિષે આપણને અદ્ભુત જ્ઞાન મળવું જોઈએ

સંભવ છે કે આપણને એ પ્રયોગપદ્ધતિથી નહીં મળે પણ યોગપદ્ધતિથી મળે વિજ્ઞાનના માર્ગ કરતાં ધ્યાનમાર્ગ ત્યાં વધારે કામ આવતો હશે માનવમાં જે ચૈતન્ય પ્રગટ છે તે જ ઊતરતી કોટિઓમા પણ સૂક્ષ્મ રૂપે છે કે નહીં એ ત્યાર પછી તપાસવું જોઈએ અને આમ નજીકના સ્પષ્ટ અને અનુભૂત એવા ચૈતન્યના રૂપલક્ષણ સ્વભાવના સિદ્ધાંતો તારવી તે પછી તે પ્રાણીશાસ્ત્ર, વનસ્પતિ શાસ્ત્ર, રસાયન, પદાર્થવિજ્ઞાન અને જ્યોતિષ સુધી લઈ જઈએ, તો જ્ઞાનનો વિસ્તાર જુદી જ રીતે અને અકલ્પિત હદ સુધી પહોંચે આમાં જ્ઞાનસાધનાનું આખું મ ળ જ બદલાયેલું હશે નિરીક્ષણ પરીક્ષણ પ્રયોગનાં સાધનો જેમ આપણે સૂક્ષ્માતિસૂક્ષ્મ કરીએ છીએ અને ભૌતિક ઘટનાના જ્ઞાનક્ષેત્રમાં નવા નવા વિજયો મેળવીએ છીએ, તેવી જ રીતે માણસના અંદરનાં ઓજારો, મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત આદિ અંતઃકરણરૂપ સાધનો જો આપણે શુદ્ધાતિશુદ્ધ કરીએ તો જ્ઞાનની બીજી અને સમર્થ બાજુ ઊઘડશે અને ખીલશે એ દિશાએ અમુક ચોક્કસ પ્રયત્નો થયા હતા પણ તે ભુલાયા છે એને વિષે આજે જે કઈ નોંધો મળે છે તેમાની ઘણી તો તે તંત્ર ભુલાયા પછી પાછળના લોકોએ અનુમાન અને કલ્પના દોડાવી લખી કાઢી હોવાનો સંભવ છે તેથી તે નોંધ પર આધાર ન રાખતા તે ક્ષેત્રમા આમૂલાગ્ર નવેસર પ્રયત્ન કરવાના રહેશે

આ અંતઃસાધનશુદ્ધિ તે તપ છે એ તપ જ્ઞાનયુક્ત હોવું જોઈએ એ વાત ભુલાઈ ગઈ લાગે છે

૩

પ્રાચીન કાળમાં કવિ શબ્દનો અર્થ જુદો હતો, આજનો અર્થ જુદો છે આજે કવિનું કાર્ય કલ્પનાઓ દોડાવવાનું અને સૂક્ષ્મ જટિલ ભાવોનું ખરુંખોટું પૃથક્કરણ કરી તે રોચક રૂપમાં વ્યક્ત કરવાનું છે માણસના અનુભવો, એની શંકાઓ અને બીકો, એની આશાઓ ને આકાંક્ષાઓ, એની વાસનાઓ અને મુરાદો શબ્દબદ્ધ કરી અથવા બીજી રીતે વ્યક્ત કરી સર્વગ્રાહ્ય બનાવવી એ કવિનું આજનું ક્ષેત્ર છે આ બધા જીવનવિભાગોમાં જેટલી અવ્યવસ્થા, અનવસ્થા અને બેજવાબદારી હોય તેટલી કવિનાં કાવ્યોમાં દેખાઈ આવે છે કવિ શાસ્ત્રશુદ્ધ વિચાર કરવાને બધાયેલો નથી, કવિને તે તે ક્ષણે જે કંઈ સત્ય અથવા સત્યકલ્પ જણાય તે

તેવા જ રૂપમાં તે પ્રગટ કરવાનો. આ દૃષ્ટિએ કવિના ઉદ્‌ગારો એ તત્ત્વજ્ઞાનનો કાચો માલ છે અજ્ઞાત પ્રદેશમા શોધ કરવા નીકળેલા કોલબસોને ખાતરી નથી હોતી કે કેવા ખડકોનો ભેટો થવાનો છે હિંદુસ્તાન શોધવા જતાં અમેરિકા હાથ આવવાનું અને એ જ ભરતભૂમિ છે એવી ભ્રમણા થવાની દુનિયાના જ્ઞાન, અનુભવ કે શ્રદ્ધા સાથે પોતાના ઉદ્‌ગારોનો મેળ ખાવો જોઈએ એમ કવિઓએ સ્વીકાર્યું નથી પોતાના જ ભિન્ન ભિન્ન સમયના અને ભિન્ન ભિન્ન વૃત્તિના ઉદ્‌ગારો વચ્ચે મેળ હોવો જોઈએ એમ પણ કવિઓને લાગતું નથી કવિના કલ્પના વિહારમા જે યદૃચ્છાએ જીવનઉપાનના આવી ગઈ અને એને પરિણામે જે એના ઉદ્‌ગારોમા સળગસૂત્રતા જડી આવે તો કવિને તે અનિષ્ટ નથી સાનદાશ્ચર્યથી તે એ વધાવી લેશે પણ જો કશો મેળ ન ખાય તોયે એને એની ક્ષતિ નથી. "Do I contradict myself? Well, then I contradict myself I contain multitudes,"* એમ કહી કવિ છટકી જશે સમાજમાં જો વિચારોનું અને સિદ્ધાતોનું અરાજક ચાલે છે તો એક ભેજામાં તે ચાલે એની તકરાર શી? રાજાને જેમ અનેક સલાહકાર હોય છે, રાજ્યતન્ત્રમા જેમ અનેક પક્ષો હોય છે, વર્ષમા જેમ અનેક ઋતુઓ હોય છે તેમ માણસમાં એના જીવનનો કબજો લેનાર અનેક તત્ત્વો હોવાનાં જ ઇન્દ્રિયોનું વલણ, જાતજાતની વાસનાઓ, કલ્પનાઓ, અનુભવો, અતૃપ્ત જીવનપ્રયોગો, નવીજૂની નિષ્ઠાઓ અને વહેમો, બધા જ મળીને ચૂટણીની ઉમેદવારી કરવાના એમા મેળની અપેક્ષા શી?

કવિઓના કાવ્યવિહારમા જવાબદારીની અપેક્ષા ભલે ન હોય પણ પારમાર્થિકતા (seriousness)ની અપેક્ષા પૂરપૂરી હોય છે એમા દભ, કૃત્રિમતા, ઇરાદતન જૂઠાણુ ઇત્યાદિ ન જ આવવુ જોઈએ Logical consistency ભલે ન હોય પણ psychological integrity હોવી જ જોઈએ કવિ નિરકુશ ખરો, એટલે કે બાહ્ય અકુશ એ નહીં સ્વીકારે પણ એનો પોતાનો અદરનો સ્વયભૂ અકુશ એ ન જ ફગાવી શકે તેમ કરવા જાય તો એ કવિ મટશે

કવિનું જીવન શાસ્ત્રશુદ્ધ કે સ્મૃતિશુદ્ધ ભલે ન હોય પણ એ ઊંડુ, પારમાર્થિક અને વીર્યવત્તર હોવુ જ જોઈએ કવિ પોતાના જીવનમા બાહ્ય નિયમન ભલે ન સ્વીકારે પણ એ જ કારણે એનું જીવન એટલું તો આર્ષ, વિશુદ્ધ અને રહસ્યમય હોવુ જોઈએ કે એના જીવનમાથી અસખ્ય લોકોને જીવનનો આદર્શ અને આદર્શ જીવનનો ગજ મળવાં જોઈએ કવિમા જો જીવનદારિદ્ર વ્યાપેલું હોય તો એનો કલ્પનાવૈભવ, એની શબ્દસમૃદ્ધિ, અને એનો ગગનવિહાર કેટલા કામના? એ બધા બાહ્ય ઉપકરણો જેમ જેમ વધે તેમ તેમ એનું પોતાનું જીવન વધારે ફીકુ, વધારે ખોટુ અને તિરસ્કરણીય થવાનું કવિ કરતા કવિનું કાવ્ય વધારે ભવ્ય હોવાનો

* અમેરિકન કવિ વૉલ્ટ વ્હિટમન

સંભવ હોય છે ખરો, પણ એ જીવન એના કાવ્યને કંઈક તોલે આવે એવું તો હોવું જ જોઈએ કાવ્યને પડખે બેસતા કવિને શરમ ન જણાવી જોઈએ અથવા એને નફટાઈ કેળવવી ન પડવી જોઈએ

૪

તત્ત્વજ્ઞાનીઓ એક જાતના કવિઓ જ હોય છે એમનામા પણ કલ્પનાની, તીક્ષ્ણ બુદ્ધિની, ક્રાંતદર્શિતાની અને તત્ત્વદર્શનની ઝમૂક તો હોવી જ જોઈએ પણ તત્ત્વજ્ઞાનીએ બીજા એક બે બંધનો સ્વીકારેલા હોય છે એ જે બોલે છે તેની અંદર પરસ્પર મેળ હોવો જોઈએ, તર્કશુદ્ધિ હોવી જોઈએ, સાંગોપાંગ વિવેચનની પૂર્ણતા હોવી જોઈએ એ જે કંઈ વિધાનો કરે તેમાથી ઊઠતા સવાલોનો ઉકેલ એની પાસે હોવો જોઈએ પોતાનું જીવનદર્શન સંપૂર્ણ છે, સુસંગત છે એમ એણે સિદ્ધ કરવું જોઈએ પોતાની વાતો બીજાઓને ગળે પૂરેપૂરી અને સરખી રીતે ઉતારવાની એની તૈયારી હોવી જોઈએ ગમે તે ક્ષેત્રમા વિચાર કરે તોયે આખરે એ બુદ્ધિનો બંદો છે, યુક્તિ(Reasoning)નો ઉપાસક છે અને બુદ્ધિનો તો દાવો છે કે એની વાતો હમેશ એકસરખી હોય છે, સાર્વભૌમ હોય છે, એની 'અપીલ' વિશ્વજનીન હોય છે તત્ત્વજ્ઞાનમા ધર્મ કરતાયે વધારે પંથો પડયા હશે છતા બુદ્ધિએ પોતાનો દાવો છોડયો નથી કે મારી વાત બધાને ગળે ઊતરવી જ જોઈએ લોકો પૂરતો વિચાર કરે તો મારા જ મતના થવાના છે એ જાતની અપેક્ષા અને એ જાતની પ્રતિજ્ઞા તત્ત્વજ્ઞાન કરે છે જીવન જો કેવળ બુદ્ધિનું જ બનેલું હોત તો આ વાત સાચી પડત, પણ જીવન એ એક અદ્ભુત રસાયણ છે એનું ગમે તેટલું પૃથક્કરણ કરો તોયે એમા કેટલાક અદૃષ્ટ તત્ત્વો રહેવાનાં જ માણસજાત ઉંમરલાયક થઈ ત્યારથી એણે જીવનની મીમાંસા શરૂ કરી છે પણ હજીયે એની ગૂઢતા નીકળી ગઈ નથી જેમ જેમ જ્ઞાન અને પૃથક્કરણનો વિકાસ થતો જાય તેમ તેમ જીવનની ગૂઢતા ક્ષિતિજની પેઠે આગળ વધતી જ જાય છે તેથી તત્ત્વજ્ઞાન રોજ વધુ ને વધુ પરિપુષ્ટ થતું હોવા છતાં જીવનની શોધમાં, મૃગયામા એ હાફતું જ રહ્યુ છે

તેથી તત્ત્વજ્ઞાનીને વારઘડી ઘોભી પોતાના સાધનો વધાર સૂક્ષ્મ અને વધારે તીક્ષ્ણ કરવા પડે છે અને તર્ક જેમ પ્રામાણ્યવાદમા અટવાઈ જાય છે તેમ તત્ત્વજ્ઞાન મનોવિશ્લેષણમાં હમેશા અટવાઈ ગયું છે તત્ત્વજ્ઞાનીએ બુદ્ધિ તીવ્ર કરવાની જરૂર સ્વીકારી, પણ જીવન શુદ્ધ કરવાની અને એ વાટે જીવનસાક્ષાત્કાર કરવાની શક્તિ મેળવવાની જરૂર સ્વીકારી નહીં એ ફરજ ધાર્મિકતાએ નિષ્ઠાથી સ્વીકારી છે

૫

કવિ અને તત્ત્વજ્ઞ બંનેનો સમન્વય કરી ધર્મે જ્ઞાનસાધનાને અર્થે જીવન શુદ્ધિ રૂપી જીવનસાધનાની આવશ્યકતા સ્વીકારી જીવન એ જ જ્ઞાનપ્રાપ્તિનું ઉત્કૃષ્ટ

સાધન છે, અને તે જ્ઞાનપ્રાપ્તિ થયા પછી એનો વિનિયોગ પણ જીવનવિકાસને અર્થે જ છે, એટલું સમજ્યા પછી કવિના દર્શનની ઝૂંક અને તત્ત્વજ્ઞાનીના પૃથક્કરણ એ બને વાટે સાક્ષાત્કારનો રસ્તો ધર્મે અખત્યાર કર્યો

એમાં જીવનશુદ્ધિની સ્પષ્ટ કલ્પના પ્રથમ પ્રથમ ન થઈ શુદ્ધિને નામે જીવન શૂન્યરૂપ—રસસારહિત—કરી મૂકનાર કેટલાયે પથો થયા. જીવનમાં સયમ જોઈએ છે, તપ જોઈએ છે, વીર્ય જોઈએ છે તે આણવાને બદલે કેટલાક લોકો એ જીવનને જીવનવિમુખ કરવાનો પ્રયત્ન કર્યો આપણા વૈરાગીઓમા એના કેટલાયે દાખલાઓ મળે છે જાદુ, કીમિયા, જરીબુટ્ટી, જ્યોતિષ અને મત્રસાધના, એવી એવી વિચિત્ર પ્રવૃત્તિઓ વૈરાગીઓમા દેખાતી આવી છે ખરી પણ વૈરાગીઓ ના શૂન્યતાના આદર્શ સાથે એ ભળે એમ નથી જે વૃક્ષ વનસ્પતિથી ઈશ્વરે માણસને જુદો કર્યો તેમનું જ જીવન પાછુ સ્વીકારવામા ઈશ્વરનો પરાજય કરવા પણ છે એમા ધાર્મિકતા નથી ધર્મવિજય કયાંથી જ હોય?

ધર્મની સાચી પ્રવૃત્તિ, મનુષ્યજીવનનાં ક્ષુદ્ર વહેણો એક બાજુ ઊંડા કરવાં અને પછી એમને યોગ્ય દિશા તરફ વાળીને તેમના બળવાન અને વેગવાન પ્રવાહો બનાવવા, એમાં રહેલી છે

તત્ત્વજ્ઞાનમા અનેક વાદો ઉત્પન્ન થાય છે ધર્મ જીવતી વસ્તુ હોવાથી એમા અનેક પંથો અને સાધનાઓ બધાઈ જાય છે જ્યા સુધી જીવતા લોકોના હાથ માં આ પંથો અને સાધનક્રમો રહે છે ત્યા સુધી એ બધા પ્રયોગરૂપ છે એ વસ્તુ ભુલાતી નથી પણ પાછળથી જડ લોકો એ પ્રયોગોને સિદ્ધ થયેલા તત્રો નું રૂપ આપી દે છે, અને નવા અથવા વધુ અનુભવનો લાભ લેવાની ના પાડે છે પથો વધે એમાં કશું નુકસાન નથી, પણ ન્યાયબુદ્ધિએ એ પ્રયોગોના પરિ ણામોની આપરે કરવાની તૈયારી રાખવી જોઈએ બુદ્ધ ભગવાને એકાંતિક તપસ્યા ના માર્ગનો અનુભવ કરી એની વ્યર્થતા જાહેર કરી એમના પ્રયોગનો એ નિચોડ કેટલાકોએ અતિમ માન્યો અને કેટલાકોએ પ્રથમથી જ એનો વિરોધ કર્યો ભૌતિક શાસ્ત્રીઓ જેમ તટસ્થપણે સિદ્ધાતો બાધે છે અને છોડે છે, ફરી તપાસે છે અને સુધારે છે અને અનુભવને જ તેઓ વફાદાર રહે છે તેમ જ ધર્મમાર્ગમા પણ થવું જોઈએ પણ અહીં વ્યક્તિનિષ્ઠા, ગ્રથ કે વચનનિષ્ઠા, મતાગ્રહ, વાડા અને પક્ષાભિમાન નડયાં છે અને સત્તાનો લોભ એમાં દાખલ થઈ બધા જ સડયા છે ધર્મ જીવતા ન રહે તો ઝેરી બની જીવનસમસ્તને મારી નાખે છે ધર્મ જેવી જલદ વસ્તુની વિકૃતિ મારક જ હોઈ શકે

૬

કવિ, તત્ત્વજ્ઞ અને ધર્મજ્ઞ ત્રણેયે જોયું કે કલ્પનાથી જુદી, અનુભવથી પર અને સાધનાને પ્રેરક એવી કેટલીક અમર શ્રદ્ધાઓ હોય છે એ કયાથી આવે છે,

કેમ વળગે છે, એમની શક્તિ શામાં રહેલી છે એ કહેવું મુશ્કેલ છે એ શ્રદ્ધાઓ બધાને સરખી રીતે વળગતી નથી દરેક જમાનામાં એનું સ્વરૂપ બદલાય છે એના નવા નવા અવતારો થાય છે અને તેથી જ દરેક જમાનાને એનું વૈશિષ્ટ્ય પ્રાપ્ત થાય છે બધા જ બુદ્ધિનો પ્રયોગ કરે છે પણ બુદ્ધિમા અજ્ઞાતરૂપે આ શ્રદ્ધા ભળેલી હોવાથી દર્શનોની અને પંથોની વિવિધતા ઉત્પન્ન થાય છે અહિંસા એ આ જ જાતની એક સ્વયંભૂ શ્રદ્ધા છે ગાંધીજીએ એને સત્યમાંથી ઘટાવવાનો પ્રયત્ન કર્યો છે પણ તેમ કરવા માટે સત્યનું સ્વરૂપ જ ગૂઢ કરવું પડે છે અને અંતે આપણે હતા ત્યા ને ત્યા જ રહીએ છીએ અહિંસા એ એક સ્વયંભૂ અમર શ્રદ્ધા છે અને જીવનનું કાવ્ય, જીવનનું તત્ત્વજ્ઞાન, જીવનની સાધના અને એનો સાક્ષાત્કાર, બધામાં એ પ્રવેશ કરે છે

આજે જે જીવનચર્ચા આપણે ત્યાં ચાલે છે એ બધી ચર્ચા પાછળ જાણ્યે-અજાણ્યે અહિંસાનું તત્ત્વ રહેલું છે એ સમજીએ તો જ આપણી ચર્ચા વિશદ, થવાની છે, ફલપ્રદ થવાની છે

૭

જીવનચર્યામા એક વસ્તુ આપણે ધ્યાનમા રાખવી ઘટે છે કે તર્કની કસોટીમાં જે નાપાક નીવડે તેને તો આપણે રાખવાના જ નથી પણ જે સવાલો આગળ તર્ક પોતે જ થાકીને થોભી જાય છે ત્યાં તર્કને વાકે સવાલોને ઉડાવી નહીં દઈએ મનુષ્યજીવન તર્કબુદ્ધિ જેટલું સહેલુ નથી અસખ્ય વિરોધી વસ્તુઓનો સમન્વય કરીને જીવન જામ્યું છે અને પ્રવૃત્ત થયું છે એની સહેલી મીમાસા કરવા જતાં અંતે તે વ્યાજ સાથે વેર વાળે છે માટે તર્કનો પૂરપૂરો લાભ લેતાં છતાં એના નિર્ણયો ચેતીને જ સ્વીકારીએ

ધ્યાનમા રાખવાની બીજી વાત એ છે કે, જીવનમીમાંસામાં અનુભવથી વિરુદ્ધ એવી વાત ન આવવી જોઈએ તેમ જ એમા માનવી જીવનની અમર શ્રદ્ધાઓનો દ્રોહ પણ ન થવો જોઈએ જૂના વિચારકોએ આ જાતની ચીવટ રાખી હતી એમ હુ માનું છુ માત્ર એમનો અનુભવ અધૂરો, અનુભવ ઉપર વિચારનો પ્રકાશ પાડવાની શક્તિ સ્થૂલ અને નક્કી કરેલા નિર્ણયોને ફરી તપાસવાની પ્રયોગ વૃત્તિ ઓછી, તેથી જૂનું તત્ત્વજ્ઞાન તે તે કાળે સગીન હોવા છતા આજે પૂરતું દિશાદર્શક થઈ શકતું નથી

પણ દુનિયામાં જેટલા મહાન ધર્મો પ્રવર્તે છે તે બધા અનેક રીતે જીવન મીમાંસાઓ જ છે પ્રયોગવીરોનો ઊંડો અનુભવ એની પાછળ હોઈ એમના સિદ્ધાંતો આપણી પાસે સહેજે આદરભાવ મેળવે છે એમના ઉપર વિચાર ચલાવાય જ નહીં એમ માનવું એ જૂની ભૂલ છે તર્કના એક સપાટા સાથે એમને ઉડાવી દેવા એ આજની ભૂલ છે અનેક અધકચરા સિદ્ધાંતોનો ચકરાવો ઊભો કરવાથી આપણે ગોળગોળ ફરી શકીશું, પ્રગતિ કરી શકવાના નથી

આજના જમાનાની ખાસિયત તો અર્ધસત્યોને લઈને ભાગી જવાની છે. અર્ધસત્યોમાં હમેશાં જોશ વધારે હોય છે. પરિણામો વિષે બેફિકર બેજવાબદારી પણ એટલી જ હોય છે. અર્ધસત્યો હમેશ ધસારો કરવામાં માને છે આ સ્વભાવ કેવળ દોષરૂપ જ છે એમ ન કહી શકાય. જે બધી બાજુ જોઈ શકે છે અને દરેક બાજુની સુંદરતા તરફ વારાફરતી ઢળી પડે છે તેનામાં કાર્ય કરવાની ધગશ ઓછી રહે છે. એ નો સામસામી દલીલોનુ ચિંતન કરતો પડયો રહેવાનો.

બધી બાજુનો વિચાર કર્યા પછી સરવાળે આચરણની એક ચોક્કસ દિશા નક્કી થવી જ જોઈએ અને પોતાની બધી શક્તિ એ દિશામાં પ્રવાહિત કરતાં આવડવી જોઈએ, પરિસ્થિતિ ન બદલાય ત્યાં સુધી એ ને એ જ દિશા તથા ઉપાયને મક્કમપણે વળગી રહેવાની તાકાત પણ હોવી જોઈએ. એ તાકાત આધ્યાત્મિક ચારિત્ર્ય વગર નહીં આવે. જૂનો જમાનો અપરિવર્તનશીલ મનાય છે તો આજનો જમાનો ફળનો વિચાર કર્યા વગર, સ્વભાવ છે-એટલા જ માટે પરિવર્તન કરવામાં માનનારો થયો છે. નવ નવ પ્રીતિક્ર્ર નરાણામ્ એ માણસનો સ્વભાવ છે, ધર્મ નથી. પણ આજે એને જ વશ થઈને જનસમુદાય વર્તે છે. જેમા ચારિત્ર્યની દૃઢતાની આવશ્યકતા છે, જેમા સુકાન ઉપર મજબૂત હાથ રાખી એક જ દિશાએ વહાણ હકારવાનુ હોય છે ત્યાં આજે એ નિષ્ઠાની એકાગ્રતા બહુ ઓછી થયેલી જણાય છે. લોકો પ્રતિજ્ઞાદુર્બળ અને ચચળનિષ્ઠ થયા છે. આજે જીવનમીમાસા અને જીવનચર્ચા ગમે તેટલી ચાલતી હોય તોપણ વિચારપૂર્વક અને કષ્ટપૂર્વક જીવનસાધના કર્યાના દાખલાઓ જોઈએ તેટલા નથી

૮

સંસ્કૃતિ એટલે શું એ હજી પૂરુ સ્પષ્ટ થયું નથી એક વખતે નૈતિક જીવન, ચારિત્ર્યની દૃઢતા, આર્યત્વ એ જ સસ્કૃતિનો પાયો ગણાતો આજે તેમ રહ્યુ છે એમ ન કહી શકાય. જાતજાતના અનુભવો લેવા, પ્રસગ આવે તેમ અથવા વિનાકારણ ફેરફારો કરવા, ધીરજપૂર્વક પરિણામ તપાસવાં નહીં એ આજનો સ્વભાવ છે નીતિ, સદાચાર અને ચારિત્ર્યના આગ્રહ વગર જો સસ્કૃતિ બાંધી શકાય તો પ્રજાને આજે તે જોઈએ છે ચારિત્ર્યનો સીધો વિરોધ કોઈ કરતું નથી. સદાચારના આદર્શમા આવશ્યક શુદ્ધિ અને પરિવર્તન પણ ચાલે છે, પણ 'ચારિત્ર્યનો વિકાસ એ દરેક વ્યક્તિનો ખાનગી સવાલ છે, એને આધારે સમાજનો અને રાજ્યવ્યવસ્થાનો વિચાર કરાય જ નહીં' એ જાતની વૃત્તિ અનેક ઠેકાણે દેખાય છે.

અને તેથી ચારિત્ર્યની જગાએ ભૌતિક સાધનશક્તિ, બૌદ્ધિક વિકાસની સૂક્ષ્મતા, રાજતત્રની સગીનતા, કલાની ખૂબી વગેરે વગેરે અન્ય વસ્તુઓનો સસ્કૃતિ માટે આધાર શોધવામાં આવે છે. અને આખી રાત જગલમાં ભમીને ટોલ ચુકાવવા માગતું ગાડુ જેમ સવારે અચૂક ટોલનાકા આગળ જ આવીને ઊભું તેવી દરેક સામાજિક પ્રયોગની સ્થિતિ થઈ જાય છે, અને છેવટે નૈતિક પ્રગતિ વિના આરો

નથી એ અનુભવ ઉપર ઘણુ આવી ગયું છે આજકાલનું દુનિયાનું વ્યવહાર સદાચારશાસ્ત્રને ટાળવા ફાંફાં મારે છે, દુનિયાનું વ્યવહારુ શાણપણ પણ નીતિને કોરે મૂકી નીતિશૂન્ય રીતે વર્તવા માગે છે, કેળવણીમાં નીતિના આગ્રહ વિશે લોકો ગમે તે કહે તોપણ ઘણા વાંધા છે આમ જીવનશોધનામાંથી સદાચારના અંશ, નીતિના અંશ અથવા અંકુશ જેટલા દરજ્જે ઓછા કરી શકાય તેટલા ઓછા કરવા એવી વૃત્તિ કેળવાઈ છે

૯

પુરાણોમાં વાત છે કે ખોવાઈ ગયેલા એક રાજાને શોધવા પાછળ ત્રિખંડ ફરીને થાકેલી એની રાણીએ અંતે એ બાહ્ય પ્રવૃત્તિ છોડી દીધી અને વિચાર કર્યો કે જે બ્રહ્માંડમાં છે તે પિંડમાં હોવું જ જોઈએ તેથી આંખે મન શાંત નિશ્ચળ, નિર્વિકાર કરી પોતાની અંદર જ શોધ શરૂ કરી જેટલું બ્રહ્માંડ બહાર છે તેટલું જ પોતાની અંદર પણ છે એટલે ધ્યાન દ્વારા અંદરની સૃષ્ટિમાં રાજાની ભાળ લાગવી જ જોઈએ એ વિચારે એણે શોધ ચલાવી અને એમાં રાણી સફળ નીવડી પુરાણો તો આમ જ કહે. આજે પણ આપણી એકાદ વસ્તુ ખોવાઈ હોય તો આખી દુનિયા ઊંચીનીચી કરવા કરતાં જરાક થોભીને વિચાર કરીએ કે એ વસ્તુ ક્યાં હતી ક્યાં સુધી એનું સ્મરણ છે ક્યાં ગુમાઈ હોવી જોઈએ તો ઘણા પ્રસંગે એ જડી આવે સંભવ વધારે હોય છે

એ જ પ્રમાણે આતુર થઈને અનેક પ્રયોગો કરવા કરતાં જો માણસ પ્રથમ મન સાથે જ વિચાર કરી લે અને સમાન વિચારકો વચ્ચે એની ચર્ચા કરી લે તો જીવનમાં ઉગ્ર પ્રયોગો કરવા કરતાં મનમાં જ—વિચારક્ષેત્રમાં જ—મનન અને ચર્ચા રૂપે પ્રયોગ કરીને અખતરાઓ કરી આપણે કીમતી નિર્ણય ઉપર આવી શકીએ છીએ અને તેમ કરતાં શક્તિનો સંગ્રહ પણ થાય છે ફળદાયી ચર્ચાનું શાસ્ત્ર જે પ્રજા જાણે છે તે અનેક હોનારોમાંથી બચી જાય કોઈ પણ નિર્ણય ઉપર આવતાં પહેલાં આપણે જે વિચારક સમિતિ નીમીએ છીએ તેનો ઉદ્દેશ એ જ હોય છે

પ્રજાકેળવણીની દૃષ્ટિએ આમપ્રજા સમિતિનો નિર્ણય જાણે એ જેટલું જરૂરનું હોય છે તેથીય વધારે મહત્ત્વનું નિર્ણય પહેલાં થયેલી અનેકદિશ ચર્ચા જાણે અને એનું રહસ્ય સમજે, એ છે જીવનચર્ચા એ રીતે સામાજિક શક્તિ બચાવવાનું અને વધારવાનું સાધન છે આવી ચર્ચામાંથી સર્વસંમત અને એકાગ્ર નિર્ણય ઉપર આવવાની ભાગ્યે જ આશા રખાય પણ સમાજની વિચારશક્તિ અને આચારદૃષ્ટિ વધારે શુદ્ધ થવાની એ વિષે શંકા નથી

૧૦

જૂના વખતમાં સમાજતંત્ર એકધારું ચાલતું એના કેટલાક બાહ્ય નિયમોમાં સામાન્ય ફેરફાર ભલે થાઓ, પણ સમાજનો પાયો કેવો છે સમાજ કયાં તત્ત્વોને

આધારે ચાલે છે એ વિષે કોઈ ઝાઝા વિચારવમળમાં પડતું નહીં અને પડે તો સમાજરચનાની કોઈ કાવ્યમય પૌરાણિક ઉપપત્તિ આપીને જ સંતોષ માનતું તે વખતે, સમાજ એ કંઈક અગમ્ય ગૂઢ વસ્તુ છે, એ સ્વયંગતિક છે, આપણે એને અડતાં ડરીએ, એ જાતની વૃત્તિ લોકોમા હતી આજે એ અગમ્યતા તોડવાના પ્રયત્નો ચાલે છે અમુક વસ્તુ ગૂઢ છે—અગમ્ય છે—માટે પવિત્ર છે એ જાતની મનોવૃત્તિ કોઈ સાખી શકતું નથી સમાજજીવનના મૂળિયાં આપણે ધારતા હતા તેટલાં ગૂઢ અને દુર્જ્ઞેય છે જ નહીં, એ જાતની મનોવૃત્તિ વધુ ને વધુ કેળવાય છે ગાયનુ જડબું મોટુ હોય તો તે વધારે ઘાસ ખાશે નાક પહોળું હોય તો તે વધારે શ્વાસ લેશે ગાયનું આઉ મોટુ હશે તો એમા વધારે દૂધ માશે, એટલા ઉપરથી સારી ગાયનાં લક્ષણ નક્કી કરી લો એથી વધારે એમા કશું ગૂઢ છે જ નહીં, એમ કહેવા તરફ આજના ગોપાલનશાસ્ત્રની વૃત્તિ છે ગુણભેદનુ પૃથક્કરણ કરતા એ પરિમાણભેદ ઉપર આવી પહોંચે છે, એટલે એમા રહસ્ય જેવી વસ્તુ છે જ નહીં, એમ સિદ્ધ કરી શકાય એવી આજની માન્યતા છે

ગૂઢવાદ જેટલો ઓછો થઈ શકે તેટલો સારો અજ્ઞાન અને આળસમાંથી ગૂઢભાવ ઉપજાવવો એ માણસને ન છાજે દરેક વસ્તુ અમીમાંસ્ય છે એમ કહી બેસવુ એમા શ્રદ્ધા નથી પણ જડતા છે, એ આપણે જાણવું જોઈએ સાથે સાથે એ પણ જાણવું જોઈએ કે ઉતાવળે કરેલી મીમાંસા મહત્ત્વના તત્ત્વોને વિસારી મૂકે છે અને અંતે षट्कुटी प्रभातयाय વહાણુ વાયે મૂળ મુશ્કેલીનુ ટોલનાકુ આપણી આગળ પાછું ઊભુ જ રહે છે

૧૧

અને આખરે જાતજાતની જીવનચર્ચા કરેં એનું ફળ શું? આખું જીવન અને એક આખો સૈકો આપણે વાગ્વર્ધિની સભા ચલાવવાના નથી પેઢી બે પેઢી સુધી પેટ ભરીને ચર્ચા કર્યા પછી મનુષ્યજીવનને એક વિશિષ્ટ વલણ મળવું જ જોઈએ

મારી કલ્પના પ્રમાણે છેક પ્રાચીન કાળમા લોકો કેવળ સ્ફૂર્તિથી વિચાર કરતા હતા. એકાદ ભવ્ય વિચાર સ્ફુર્યો એટલે એથી મોહિત થઈ પોતાનું આખુ જીવન એ વિચારને જ અર્પણ કરતા લોકો તે વખતે અલૌકિક પ્રયોગવીરો હતા. ત્યાર પછી જેમ તર્કબુદ્ધિ ખીલી તેમ ચર્ચાનો યુગ બેઠો અને માણસજાત ઉમરલાયક થઈ ઈસવી સન પૂર્વે ૬૦૦ની આસપાસનાં સો બસો વરસો એ આ ઉંમરલાયક થવાનો કાળ છે એમ મારુ માનવુ છે દુનિયામા બધે જ એ વખતે ચર્ચાઓ ચાલતી, ભવ્ય સવાદો ગોઠવાતા અને સાથા સાચે વિવાદ થતો જરથુસ્ત્ર, સૉક્રેટીસ, યાજ્ઞવલ્ક્ય, બુદ્ધ ભગવાન, મહાવીર, એ બધા જ સમકાલીન હતા એમ તો કોઈ નહીં કહે, પણ મનુષ્યબુદ્ધિની પ્રથમ પ્રગલ્ભતાના એ પ્રતિનિધિઓ છે

ત્યાર પછી જીવનનો જે નવો ફાલ આવ્યો એમાં ભક્તિસંપ્રદાય વધારે ખીલ્યો, સામાજિક સસ્થાઓ કાયમની બંધાઈ, જાતજાતની કળાઓ અને વિદ્યાઓ ઊગી અને મધ્યયુગનો વૈભવ પ્રગટ થયો

હવે માનવજાતિ એક મોટુ પરિવર્તન કરવાની અણી ઉપર આવી છે આ મોસમનો ફાલ કેવો હશે એ આપણા જીવનની ઉત્કટતા અને પારમાર્થિકતા ઉપર આધાર રાખે છે જમીનમા કસ સરસ હોય, પાણી યોગ્ય પ્રમાણમાં હોય, હવા-વરસાદ અનુકૂળ હોય તો ખેતીનો સરસ ફાલ આવવો જ જોઈએ પણ જે કોઈ જમીન ખેડવાનો પુરુષાર્થ જ ન કરે અને ખેડે તોયે એમા સરસ બીજ વાવે નહીં તો એ દોષ મોસમનો ન ગણાય

માનવજીવન હવે મહાન પરિવર્તનની અણી ઉપર આવ્યું છે આમા જે સંકલ્પો વવાય, પ્રયોગો અજમાવાય અને જે પ્રેરણા સેવાય તે એક ભવ્ય, વ્યાપક અને તેજસ્વી સસ્કૃતિમાં પરિણમશે પણ એને માટે શ્રદ્ધાધન પ્રયોગવીરો જોઈએ છે ક્ષુદ્ર વાસનાઓને અને તુચ્છ આદર્શોને જો માણસ વશ થઈ જાય ઉત્તુંગ મહત્ત્વાકાક્ષાઓ પાછળ શાસ્ત્રીય નિષ્ઠાથી પણ ફકીરના ઉડાઉપણાથી જો જીવન ન્યોછાવર કરવા માટે માણસ તૈયાર ન થાય તો એ મોસમ એળે જશે રોજનું સુખ, રોજની સલામતી અને પામર વિલાસિતામા જ જો માણસ સમાધાન માને તો જમાનાના અસાધારણ સંજોગોને કારણે જ એવા જીવનમાં વિકૃતિ આવી જાય અને જીવન કોવાઈ જાય પણ જો મહાસાગરના ભયાનક તોફાનમાંયે ઝપલાવવાની હિંમત માણસ કરે, જો તે મરજીવો થાય તો અત્યાર સુધી ન કલ્પેલી એવી મહાન સંસ્કૃતિ અને અલૌકિક પ્રગતિ એની જ છે પારમાર્થિક ચર્યાને અંતે વીર્યવત્તર જીવન ખીલવુ જોઈએ એ જીવનમાથી જે નવો માણસ પેદા થશે તે મનુષ્યકોટિને નવી જ દિશા આપશે આપણે એ મહાન સંકલ્પોને ઓળખતા થઈએ, એનું આહ્વાન કરીએ, એની દીક્ષા લઈએ અને એના અંકિત થઈ જઈએ

૧૨

અજ્ઞાત પણ ઉજ્જ્વળ એવા ભવિષ્યમા ભૂસકો મારવો છે

# ૧૮

## સંતવાણીનું કાર્ય*

આજે જ્યારે દેશભરમાં સર્વત્ર ધર્મ ધર્મ વચ્ચેના ઝઘડા વધતા જાય છે, અને કેટલાક માણસો અકળાઈને એટલે સુધી પણ કહેવા લાગ્યા છે કે ધર્મ જેવી વસ્તુ જ ન રહે તો સારુ, તેવે સમય 'સંતવાણી'નો આ સંગ્રહ જોતાં અત્યંત આનંદ અને સંતોષ થાય છે ચારે બાજુ દાવાનળ ભડકી રહ્યો હોય એવે વખતે વચમા જે વર્ષા થાય, તો જેવો સંતોષ થાય તેવી જ અસર દેશના સતપ્ત હૃદય પર 'સંતવાણી'ની થવી જોઈએ

લડાઈઝઘડા થાય છે ધર્મના મિથ્યા અભિમાનને લઈને; ધર્મને નામે ચલાવવામા આવતા સ્વાર્થ, મત્સર અને દ્વેષને લઈને અથવા તો અજ્ઞાનજનિત આંધળી જીદને લીધે, વાસ્તવિક ભાવને કોરે મૂકી માત્ર શબ્દોને આપેલા મહત્ત્વને જોઈ સંતો કહે છે કે ધર્મ એ ઘરનુ પાળેલું પશુ તો છે નહીં, કે જેનુ પાલણપોષણ બાહ્યરૂપે કરી શકાય ધર્મ એટલે તો જીવનપરિવર્તન નવી દૃષ્ટિ પ્રાપ્ત કરવી તે ધર્મ એ તો એક વિશિષ્ટ કોટિનું જીવન છે એ જીવનનો જેમણે પ્રત્યક્ષ પરિચય મેળવ્યો છે, તેમના દિલમાં બાહ્ય સિદ્ધાંતો ગૌણ બની જાય છે એવાઓની 'એક જ વાત' હોય છે 'સબ સાધો ના એક મત, બિચ કે બારહ બાટ.'

જ્યારે જ્યારે દેશમાં લડાઈઝઘડા વધી પડયા, ત્યારે ત્યારે આ સંતોએ અનેકરૂપે અવતાર લઈને ધર્મનું હાર્દ શોધી કાઢ્યુ અને લોકોને તે આપ્યું સંતોમાં બધાને સમજાવવાની સમન્વયકારી વૃત્તિ હતી, પરસ્પર સ્વાર્થનો જેમ તેમ મેળ જમાવવા માટે ધૂર્તોએ તૈયાર કરેલો એ કરાર ન હતો સંતોમાં બીજી કોઈ ખૂબી હોય કે ન હોય, પરતુ તેમનું પ્રથમ લક્ષણ એમની નિસ્પૃહતા છે અને જે નિસ્પૃહ છે એ નિર્ભય પણ હોવાનો જ એટલા જ માટે આ સંતોએ ધર્માગ્રહી અને ધર્માભિમાની કર્મકાંડી લોકો પર ચાબખા મારતાં જરા પણ સકોચ નથી રાખ્યો

એ સંતો પાસે આ સુધારકાર્ય માટે કોઈ નિશ્ચિત યોજના યા કાર્યપદ્ધતિ નહોતી તેમ તેમને કોઈ પ્રાચીન રચના તોડીને નવી રચનાની સ્થાપના પણ કરવી નહોતી તેઓ તો રચનામાત્રને ઉદાસીન દૃષ્ટિથી જોતા હતા કયારેક તો કહેતા કે આ ગ્રંથોમાં શુ શોધો છો, એમા શુ બળ્યું છે, ગ્રંથોનો મોહ છોડી દો ગ્રંથોની સહાયથી હૃદયગ્રંથિ નહીં ખૂલે 'મસી કાગજ કે સહારે કયોં ટૂટે ભવબંધ!' તો

* શ્રી વિયોગી હરિ સંગ્રહિત 'સંતવાણી'નો પરિચય

ક્યારેક વળી કહેતા કે આ ગ્રંથોનો કોઈ દોષ નથી; વિચાર કરનારા લોકો જ જ્યાં સ્વાર્થી, અજ્ઞાની અને મોહમત્ત બન્યા, ત્યાં બિચારા ધર્મગ્રંથો શું કરે?

એ સંતોએ સૌથી મોટું કામ તો એ કર્યું કે ધર્મ અને રૂઢિને નામે જે ભ્રમ, વહેમ અને ખોટા રિવાજો ફેલાયેલા હતા, તેમને તેઓએ દૂર કર્યા. સંભવતઃ સંતોનું સૌથી શ્રેષ્ઠ કાર્ય આ જ છે.

લોકભ્રમને દૂર કરવાની સાથે સાથે એમણે વ્યવહારશુદ્ધિનું કાર્ય પણ પૂરતા પ્રમાણમાં કરેલું છે. એમના જમાનામાં ભિન્નભિન્ન જાતિઓમાં જે કાંઈક છલકપટ અને અમાનુષતા હતાં, તેમને પણ દૂર કરવા માટે સંતોએ પૂરતો પ્રયાસ કરેલો છે. સંતો સત્યના પ્રચારક હતા. પરંતુ સમાજની કમજોરીને જોઈને અને તેમની અને પોતાની વચ્ચે રહેતા અંતરને જોઈને સત્યપ્રચાર કરતી વખતે પણ અધિક આગ્રહ તેમણે નહોતો રાખ્યો.

સામાજિક સુધારણાના ક્ષેત્રમાં પણ આ સંતોએ કાંઈ ઓછું કાર્ય નથી કર્યું. સ્પર્શાસ્પર્શને તો એમણે સખત ફટકાર્યું છે. જો સ્વાર્થી બ્રાહ્મણોએ અને બીજા રૂઢિવાદીઓએ તેમનું કામ બગાડી માર્યું ન હોત તો આ સ્પર્શાસ્પર્શનો ભેદ ક્યારનો નીકળી ગયો હોત.

એ સંતો જાણતા હતા કે જાતિવ્યવસ્થા અને વર્ણવ્યવસ્થા સમાજના આર્થિક સંગઠન અર્થે ચાહે જેટલાં આવશ્યક હોય, પરંતુ એ વ્યવસ્થાથી સમાજનું કલ્યાણ કે વ્યક્તિનો ઉદ્ધાર ન તો ક્યારેય થયો છે ન તો થવાની સંભાવના પણ છે!

સંતમતનો પ્રાદુર્ભાવ એમ તો આદિ કાળથી છે જ, પરંતુ જે 'સંતવાણી'નો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે, એ વાણીનો અને એની પરંપરાનો પ્રારંભ તો કદાચ કબીરથી જ થયેલો છે. કબીરે જે કાર્ય કર્યું તેની પ્રેરણા એમને સ્વામી રામાનંદ પાસેથી મળી હતી. કબીરનો હિંદુઓ અને મુસલમાનો બન્નેની સાથે ઘનિષ્ઠ સંબંધ હોવાને કારણે એમનામાં અસાધારણ યોગ્યતા આવી હતી. તેઓ બન્નેને નિર્ભયતાથી ફટકારતા હતા. બન્નેને શુદ્ધ સત્યધર્મનો માર્ગ દેખાડતા હતા. આજે આપણા દેશમાં અને ખાસ કરીને ગામડાંઓમાં જે હિંદુ-મુસ્લિમ-સૌમનસ્ય જોવામાં આવે છે, એ આ સંતોની વાણીનો જ પ્રતાપ છે. સંતોએ સામાજિક નિયમો તો હતા તેવા ને તેવા જ રહેવા દીધા. તેઓ જાણતા હતા કે સામાજિક રૂઢિઓની પાછળ વિશિષ્ટ વર્ગોના હિતઅહિતનો પણ સવાલ આવે છે. એટલે એમણે લોકોને આ રૂઢિઓ પ્રત્યે ઉદાસીન બનાવી દીધા, એટલે અર્ધું કામ તો પતી ગયું. તેઓ જાણતા હતા કે બાકીનું અર્ધું કામ યુગપ્રવર્તક કાળ પોતે જ કરી લેશે. સંતોની આ દૃષ્ટિમાં કદાચ દીર્ઘદર્શિતા હતી. કદાચ પોતાના સામાજિક કાર્યને દૃઢ બનાવવા પ્રતિ તેમની ઉદાસીનતા હતી. સમયના વહેવા સાથે રૂઢિઓએ સમાજમાં પોતાનું આસન પુનઃ જમાવી લીધું. અને જાહેર કર્યું કે સંતોનો ઉપદેશ

સંતોને માટે જ લાગે છે જનતામાં ન તો સંતોનો ત્યાગ છે અને ન તો સંતોની શાંતિ છે

સંતોના કાર્યમાં આ જે થોડીક નિર્બળતા રહી ગઈ એને સંતોની કાર્યપદ્ધતિનો દોષ ગણવો કે મનુષ્યસ્વભાવના નૈસર્ગિક દોષનું પરિણામ ગણવું?

સંતોએ શાસ્ત્રધર્મને શ્રદ્ધાંજલિ આપી એને એક બાજુ પર મૂકી દીધો. લોકધર્મમાં જે સારા અંશો તેમને મળ્યા તેટલાની જ તેમણે પ્રતિષ્ઠા વધારી, અને અનિષ્ટ અંશોનો પ્રાણપણે વિરોધ કર્યો. સ્વાનુભવ, સ્વનિરીક્ષણ અને લોકકલ્યાણના આધાર ઉપર જ એમણે વિશિષ્ટ સિદ્ધાંત નિરપેક્ષ ધર્મ ચલાવ્યો

એક વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ આ સંતોની ગંગોત્રી તો નવનાથના યોગમાર્ગમાં છે હઠયોગ અને કીમિયાનું પ્રાધાન્ય એમનામાં બહુ હતું. પરન્તુ પાછળથી આ બન્ને વસ્તુઓની પ્રતિષ્ઠા ઘટતી ગઈ અને સુરતાસાધક ધ્યાનયોગનું મહત્ત્વ વધવા માંડ્યું ધ્યાનયોગ લોકસુલભ ન હતો, તેથી પ્રથમ તેની સાથે સાથે અને પાછળથી એને ઠેકાણે ભક્તિયોગ આવ્યો અનાસક્તિ અને ત્યાગ તો સંતધર્મમાં પ્રારંભથી અંત સુધી ભરેલા જ છે હઠયોગની પ્રતિષ્ઠા સંતોએ પોતાના મૂક વિરોધથી જેવી રીતે ઓછી કરી નાખી તે જ પ્રમાણે બ્રહ્મચર્યાશ્રમની પણ પ્રતિષ્ઠા એ સંતોએ વિના કશા વિરોધે ઓછી કરી નાખી જે બ્રહ્મચારી હોય તે જ સંત બની શકે—ગૃહસ્થાશ્રમ તો સંતો માટે છે જ નહીં, એવા વિચારોને એમણે ધીરે ધીરે ઢીલા બનાવી દીધા, સાદું જીવન, સંતોષ, અપરિગ્રહ, અને ભૂતમાત્રના કલ્યાણની દયાવૃત્તિ, એ જ વસ્તુઓને એમણે જીવનના સારસર્વસ્વ તરીકે રજૂ કરી

સંતોના પ્રભાવ વડે આપણું રાષ્ટ્રીય ચારિત્ર્ય ખૂબ જ ઊંચી કક્ષાએ પહોંચ્યું, એમાં તો કશો સંદેહ છે જ નહીં કિન્તુ આજકાલ સંતમતના પ્રચારની બાબતમાં એક ફરિયાદ વારવાર ઊઠે છે તે એ કે આ સંતોએ જનતામાં જે સંતોષવૃત્તિ અને અનાગ્રહ પેદા કર્યો, તેને પરિણામે જનતામાં લોકજીવનની બાબતમાં અનુત્સાહ ઉત્પન્ન થતો ગયો સંતવાણીનો સૌથી વધુ પ્રચાર થયો શીખોમાં, વૈષ્ણવોમાં અને મહારાષ્ટ્રના વારકરી લોકોમાં સંતમત અને સંતવાણીના ગુણદોષ આ લોકોના જીવન પરથી તારવવાનો મોહ ઐતિહાસિકોને અવશ્ય થતો હશે, પરંતુ એમ કરવું ઉચિત નથી પ્રાચીન કાળથી મનુષ્ય પોતાના સામાજિક ગુણદોષ અનુસાર, પોતાની સંકુચિત દૃષ્ટિ અનુસાર સંતવાણીનું પાલન કરતો આવ્યો છે જેઓ કાયર છે તેઓ અહિંસાની ઢાલ પાછળ છુપાઈ જઈ પોતાની કાયરતાનો બચાવ કરે છે, તેથી અહિંસાધર્મ એ કાયરોનો ધર્મ છે એમ સિદ્ધ નથી થતું

ભાષાની દૃષ્ટિએ પણ સંતોની સેવા કાંઈ ઓછી નથી સંતોએ તો જાણે કે ભાષાની એક ટંકશાળ જ ઉઘાડી મૂકી છે કે જેમાંથી નવી નવી જાતની સોનામહોરો રોજ ઢગાઈ ઢગાઈને નીકળ્યા કરે છે બંદૂકની ગોળીની જેમ સંતવાણી સીધી મનુષ્યના

હૃદય સુધી પહોંચી જઈ એક ક્ષણની અંદર તેની મરી ગયેલી ધર્મબુદ્ધિને પુનર્જીવિત કરી દે છે સંતોની વાણી 'અનેકઅર્થી, જનમનોહર, અલ્પાક્ષરી, મધુર અને સત્યપૂર્ણ' હોય છે એમની શૈલી નિશ્ચયાત્મક હોય છે કારણ કે એ જીવનમૂલક હોય છે, અને એથી જ એ જન સુલભ પણ હોય છે સંતવાણી એ કોઈ પણ રાષ્ટ્રની સર્વશ્રેષ્ઠ મૂડી છે એ કાંઈ વાણીનો વિલાસ નથી, પરંતુ જીવનનો નિચોડ છે, અને તેથી જ તે જીવંત અને અમર હોય છે સંતવાણી એ એક એવી સ્વર્ગંગા છે કે જેમાં સ્નાન પાન કરીને લોકજીવન પવિત્ર, સમૃદ્ધ, સમર્થ અને સ્વતન્ત્ર થઈ જાય છે

ભિન્ન ભિન્ન સતોના વચનોનો આવો સગ્રહ કરવો એ દીર્ઘકાળના સંકલ્પ અને પ્રયત્નોનું ફળ હોય છે તેની પાછળ જે પરિશ્રમ કરવો પડે છે, તેની સાથે જ જે અપૂર્વ આનંદ મળે છે, એ જ એ પરિશ્રમનું મધુર વળતર હોય છે આ સગ્રહના પઠનપાઠનથી જે આનંદ પ્રાપ્ત થાય છે, તેથી અનેક ગણો આનદ સંગ્રહકારને આ રત્નોની ચૂંટણી કરતી વેળાએ થયો હશે

સગ્રહ કર્યા બાદ સગ્રહકારે જે ભિન્ન ભિન્ન શીર્ષકો નીચે વર્ગીકરણ કર્યું છે, એ શીર્ષકો જ સતમતનું રહસ્ય એક ઠેકાણે આણવા માટે પર્યાપ્ત છે

સગ્રહની સાથે સાથે આધુનિક હિંદી ગદ્યમાં જે ભાવાર્થ (Peraphrase) સંગ્રહકારે આપેલો છે, તેમા તેની કવિત્વશક્તિ પણ પ્રકટ થાય છે એને વાંચતા એક ગદ્યકાવ્યનો રસાસ્વાદ મળે છે

મને વિશ્વાસ છે કે જેમની જન્મભાષા હિંદી નથી એમને આ ભાવાર્થ ખૂબ સહાયરૂપ થઈ પડશે પોતપોતાની પ્રાતીય ભાષા બોલતા આપણે હિંદીપ્રેમીઓની વિશેષ ફરજ છે કે આપણે આપણી ભાષાઓના સંતોની સૂક્તિઓના આવા સંગ્રહ સંકલિત કરી તેમને નાગરી લિપિમાં છપાવીએ અને હિંદીમા તેનો અનુવાદ પણ આપીએ વિયોગીજીની ગદ્યકાવ્યશક્તિ કદાચ દરેક ભાષાંતરકારમાં ન હોય, કિન્તુ કવિઓની વાણીનું તેજ અને એની મધુરિમા પોતાના કરભારથી રાષ્ટ્રભાષાને સમૃદ્ધ કર્યા વિના નહીં રહે

# ૧૯

# રાજચંદ જયંતી*

આજે આપણે એક જ્ઞાની અને તપસ્વી પુરુષની જયંતી ઊજવવા ભેગા થયા છીએ. શ્રીમદ્ રાજચંદ્રનો સમય એટલે આપણો જ સમય. એ જીવતા હોત તો આજે ૬૪ વરસના હોત. માનવની સામાન્ય આવરદાનો વિચાર કરતાં જેમને આપણે પ્રત્યક્ષ જીવતા જોવાનો આપણો અધિકાર હતો તેમને દેહ છોડ્યાને તેત્રીસ વરસ થયાની નોંધ આપણે લેવી પડે છે એ આપણા દેશની, એટલે કે આપણી પ્રજાની દુર્ગતિ છે. સો વરસની આવરદા માગનારા આપણા પૂર્વજોએ એમ પણ પ્રથમથી કહ્યું છે, अतिदीर्घं जीवितं का रमते? લાંબા જીવતરનો સ્વાદ શો? मुहूर्तं ज्वलितं श्रेयः न च धूमायितं चिरम्। ચાર ઘડીક જ્યોતિ જગાવીને હોલવાઈ જવું સારું, વરસો સુધી ધૂંધવાયાં જ કરવું સારું નથી. પણ એ તો કેવળ આશ્વાસનમાત્ર છે. સંપૂર્ણ પુરુષો સો વરસ સુધી કેમ ન જીવે? શ્રી રામચંદ્ર અને શ્રીકૃષ્ણ, મહાવીર અને બુદ્ધ ઓછું જીવ્યા ન હતા, પણ આપણે ભાગે તો શંકરાચાર્ય કે જ્ઞાનેશ્વર જેવા ત્રીસ પાંત્રીસ વરસની અંદર જ પોતાની જીવનલીલા સમાપ્ત કરનાર ધાર્મિક પુરુષોની સંખ્યા આવી છે.

આજને દિવસે રાજચંદ્ર વિષે બોલવાનો અધિકાર એમનો જ છે કે જેમણે શ્રીમદ્ રાજચંદ્રને જાતે જોયા હોય, એમની પાસેથી બોધ મેળવ્યો હોય, એમના તપસ્વી જીવનમાંથી પ્રેરણા મેળવી હોય અને એવા લોકો ઘણા છે. પણ શ્રી પૂંજાભાઈએ રાજચંદ્ર જયંતીનો ભાર આજે મારે માથે નાખ્યો છે એ એમનો આગ્રહ અનુગ્રહ તરીકે વધાવી લઉં છું. રાજચંદ્ર કવિને મેં જોયા નથી. એ જીવતા હતા ત્યારે ગુજરાતનું મેં દર્શન સરખું કર્યું ન હતું. એમના પ્રસંગમાં આવત તો એમના તરફ આકર્ષાત કે કેમ તે વિષે પણ શંકા છે. એ વખતે તો ધર્મ, નીતિ, સદાચાર વગેરેની ગૂઢ કલ્પનાઓ એટલે દરજ્જે પાળવી જોઈએ એની શંકાનો ઉદય થતો હતો. અનુભવ વગર ચાલતી વસ્તુઓનો સ્વીકાર કરવાનો કંટાળો આવતો હતો. બધું જાતે તપાસવું જોઈએ, અનુભવથી દરેક વસ્તુ ચકાસવી જોઈએ, આડે રસ્તે જવાની પણ હિંમત કરવી જોઈએ એ જાતની મનોવૃત્તિ મનમાં સ્ફુરતી હતી. શ્રીમદ્ રાજચંદ્ર વિષે મેં પ્રથમ સાંભળ્યું ગાંધીજીને મોઢે ૧૯૧૬ના અરસામાં. આશ્રમની પ્રાર્થનામાં શ્રીમદ્ રાજચંદ્રનાં વચનો વંચાતાં હતાં. ગાંધીજી અમને એનો અર્થ કરી સમજાવતા. મૂળે હું ગુજરાતી સમજું નહીં. તેમાં વળી કવિની ભાષા જૈન પારિભાષિક શબ્દોથી ભરેલી. એટલે વિવરણમાં ગાંધીજી પોતે

* શ્રીમદ્ રાજચંદ્ર જયંતી પ્રસંગે પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન તા. ૧૫-૯-'૩૧

જેટલું કહેતા તેટલું જ સમજવામાં આવતું ગાંધીજી જે પુરુષને મહાન પુરુષ ગણે, રસ્કિન અને ટૉલ્સ્ટોય કરતા પણ ચડિયાતા ગણે તે પુરુષની વિભૂતિ અસાધારણ હોવી જોઈએ, એવા વિચારથી રાજચંદ્રનાં પદ્યો અને પત્રો વાંચવાની શરૂઆત કરી પદ્યોમાં ચંચુપાત થઈ ન શક્યો વચમાં વચમાં એકાદ રત્ન જેવું સુભાષિત હાથ લાગતું અને આનંદ થતો પત્રો માત્ર વિશેષ આકર્ષક લાગ્યા પત્રસાહિત્ય હમેશ આકર્ષક હોય જ છે, કેમ કે એ ખાનગી સંભાષણ જેટલુ જ પવિત્ર હોય છે, એમાં એક હૃદય બીજા હૃદય સાથે વાતો કરતું હોય છે અને જ્યારે એકાદ ઉન્નત હૃદય મોભામાંથી થઈને નાવી જીવદયાથી બીજા હૃદયો સાથે વાતો કરે છે ત્યારે એ પત્રોમાં આધ્યાત્મિક ભાવ એટલો સ્વાભાવિક રીતે ખીલે છે કે કોકકોક વાર એ પત્રો દીક્ષાની ગરજ સારે છે

રાજચંદ્ર જયંતી પ્રસંગે ગાંધીજીએ કાઢેલા ઉદ્ગારો સ્વાભાવિક હતા એ અનેક વાર વાચ્યા છે અને એનુ મનન પણ કર્યું છે પણ રાજચંદ્રના ભક્તો જ્યારે એ વચનો જ્યાં ત્યા જાણે રાજચંદ્રને પ્રમાણપત્ર મળ્યું હોય એવી રીતે ટાંકે છે ત્યારે એ જરા વિચિત્ર લાગે છે ઉપનિષદો વિષે શોપનહારે કાઢેલા ઉદ્ગારો, શાકુતલ વિષે કાઢેલા કવિ ગટેના ઉદ્ગારો લોકવિશ્રુત છે પણ દરેક પ્રસંગે તે અચૂક ટાંકેલા જોવાથી એની જુદી જ અસર થાય છે રસ્કિન અને ટૉલ્સ્ટોય આધ્યાત્મિક વૃત્તિના માણસો હતા લોકો આજે એમને સેવે છે એમના સાહિત્ય ખાતર પણ એ સાહિત્ય ઉદાત્ત જીવનમાંથી ઉત્પન્ન થયેલું હતું રાજચંદ્ર પ્રત્યેની ગાંધીજીની ભક્તિ રાજચંદ્રના સાહિત્ય કરતાં એમના પારમાર્થિક જીવન પ્રત્યે વિશેષ હોવી જોઈએ રસ્કિનની જીવનસાધના વિષે કહેવા જેવુ વિશષ છે જ નહીં ટૉલ્સ્ટૉયની જીવન સાધના જરૂર આકર્ષક છે, પણ એમાં જ્યાં ત્યાં દુર્બળતા અને વખતે ધર્માધર્મ નિર્ણયની બાબતમા મૂઝવણ દેખાઈ આવે છે ધર્મવિચિકિત્સા અને વૃત્તિવિચિકિત્સાનો નિર્ણય કરતા તઓ મૂઝાય છે રાજચદ્ર પોતાની જીવનસાધનામા ઝપાટાભેર આગળ વધતા જોવામા આવ છે જેટલું જાણ્યું તેટલું જીવવાનો આગ્રહ એ ભારતવર્ષના સાચા જીવનની કસોટી છે એ કસોટી ધ્યાનમાં રાખીને જ સ્વામી અભેદાનંદે એક વાર કહેલુ કે અમેરિકામાં એક એમર્સન પાકયો, જ્યારે હિંદુસ્તાનમા તો દસ દસ ગાઉએ એક એક એમર્સન પડેલો છે

ધાર્મિક જીવનનો ઈતિહાસ તપાસતાં આપણને જણાય છે કે અમુક લોકો જ અનુભવપરાયણ હોય છે, આમપ્રજાજનો તો શ્રુતિપરાયણ જ હોય છે શાસ્ત્રો એ લખ્યુ છે, વડવાઓએ માન્યું છે, વડીલો કહેતા આવ્યા છે એટલા કારણે જ અમુક માન્યતાઓ ધારણ કરવી, અમુક રિવાજો પાળવા, અને અમુક ટોળામા રહેવું એ માણસને માટે સહેલુ અને સ્વાભાવિક છે સાધના, સાક્ષાત્કાર અને મોક્ષ એ ગમે તેટલા સામાન્ય અને રોચક શબ્દો હોય તોયે સામાન્ય માણસને માટે એ નથી હોતા જેઓ શાસ્ત્રોનો સ્વીકાર કરે છે તેઓ અને આજકાલ જેઓ શાસ્ત્રોનો

ઈન્કાર કરે છે તેઓ પણ મોટે ભાગે દુરાગ્રહ જ હોય છે જેઓ સ્વીકાર કરે છે તેઓ પરંપરાને લીધે સ્વીકાર કરે છે, અને જેઓ ઈન્કાર કરે છે તેઓ મોટે ભાગે એક નવી ફેશન જોઈ અને બૌદ્ધિક સહેલાઈ જોઈ ઈન્કાર કરે છે આ બન્નેનું જીવન સાવ જ છીછરુ હોય છે એમ નહીં, પણ તેઓને પ્રયોગવીર ન કહેવાય. શાસ્ત્રોમાં જે મૂળ મુદ્દાની વાતો લખી છે તેનો પ્રયોગ અને અનુભવ કર્યા વગર રહેવાય જ નહીં, એ જાતનો આગ્રહ રાખનારા જે થોડાક પુરુષો હોય છે તેઓ જ ખરુ જોતાં ધર્મની બાબતમા જીવતા લોકો કહેવાય

શ્રીમદ્ રાજચંદ્ર એ કોટિના ગણાય એમની લખાણ પરથી સ્પષ્ટ થાય છે કે નાનપણથી ધાર્મિક જીવનનો આગ્રહ એમનામાં હતો, મનોમંથન અખંડ ચાલુ હતું પ્રયોગવીર તરીકે પોતાના પ્રયોગોનો રિપોર્ટ વખતોવખત પોતાના મિત્રોને અને સહધર્મીઓને આપવાને પોતે બંધાયેલા છે એમ તેઓ માનતા. તેથી જ તેમના કાગળોમા પોતાને વિષે અનેક વાર ઉલ્લેખો આવે છે

અધ્યાત્મશાસ્ત્રના અનુભવો વિવિધ હોય છે, અને ઘણી વાર એકાંગી પણ હોય છે નિખાલસપણે પોતાનું હૃદય તપાસતાં દોષો અને વિકારો જણાઈ આવે, એટલે સાધનાના પ્રમાણમાં કશી પ્રગતિ થઈ નથી એમ જણાવાથી માણસ પોતાની તદ્દન નાલાયકીનો એકરાર કરે છે બીજી બાજુ વિકારો સામે જ્યાં મહાન વિગ્રહ ચલાવવો પડે એવી બીક હોય ત્યાં સહેલાઈથી વટાવી જવાથી પોતે મુકામની નજીક પહોંચ્યો છે એમ માણસને સહેજે થાય છે જે અખંડ સાધક છે તેને આત્માનું ભાન તો અખંડ હોવું જ જોઈએ આત્માનું ભાન એ કઈ ભૌતિક વિજ્ઞાનની માહિતી જેવું તટસ્થ નથી રહી શકતું એની આખા જીવન પર અસર થાય છે આત્માનું ભાન એ જ આપણુ અસલી જીવન એની અખંડ જાગૃતિ એ એક અલૌકિક કીમિયો છે જ્યાં આત્માનું ભાન જાગ્રત છે, વિદ્યમાન છે ત્યાં જીવન પરનો કાબૂ જોતજોતામા વધવો જોઈએ, નિશ્ચયની શાંતિ તો હમેશાં હોય જ એવા જીવનના એકરારો અધ્યાત્મશાસ્ત્રના પાયારૂપ છે અધ્યાત્મશાસ્ત્રોના વ્યાપક સિદ્ધાંતો એવા પ્રામાણિક એકરારો પરથી જ તારવેલા હોય છે શાસ્ત્રોના અર્થ કરવાની છેલ્લી કૂચી આ એકરારો જ છે ધર્મની જાગૃતિ અંતે આવા ધાર્મિક પુરુષોએ ચલાવેલા જીવનપ્રયોગો પર જ નભેલી હોય છે

કોઈ ઝવેરી પોતાની કેળવાયેલી આખો આગળ હાથમાંના કીમતી નગના બધા પાસા પસાર કરે છે, તેમ ધ્યાનવીર અને પ્રયોગવીર જીવનના બધા પાસા પ્રત્યક્ષ જીવનમાં અથવા Scientific imaginationમા વૈજ્ઞાનિક કલ્પનામાં એટલે કે ધ્યાનમાં નિહાળે છે, કસે છે અને મૂલવે છે એનુ જીવનના વિસ્તાર અને ઊંડાણ નું દર્શન જેટલું અધિક તેટલુ એનું ધ્યાન, નિરીક્ષણ અને પરીક્ષણ સચોટ કવિનાં લખાણોમાં છેક પ્રથમથી અનેક પાસાઓ તરફ નજર ફેંકવાની ઝવેરીવૃત્તિ દેખાય છે આગળ જતા દૃષ્ટિ વધારે ને વધારે એકાગ્ર થઈ લાગે છે, અને સાર્વત્રિક સિદ્ધાંત

તારવવા તરફ રુચિ વધારે દેખાય છે. માણસ ફરતો ફરતો જ્યારે ચંદ્ર તરફ પહોંચી જાય છે, અને એને આખા જીવનની વડી ચાવી હાથ લાગે છે, ત્યારે એના આનંદમાં એક જ વસ્તુ ફરી ફરી અનેક રીતે કહેતો રહે છે. એ અસર પણ કવિનાં લખાણોમાં આપણે જોઈએ છીએ. અને તેથી જ એમનું કવિપદ વિશાળ અર્થમાં સાર્થ થાય છે. કવિ એટલે અનુભવી, કવિ એટલે છતેલો, કવિ એટલે ક્રાન્તદર્શી, જીવનના બધા મહત્ત્વના સવાલોનો ઉકેલ જેને હાથ લાગ્યો છે તે કવિ.

જેમને દર્શનશાસ્ત્રની અભિરુચિ નથી, ફિલસૂફી પ્રત્યે જેમનો અણગમો છે, તેઓ શ્રીમદ્ રાજચંદ્રનાં લખાણોમાં દીર્ઘકાળ સુધી વખતે ટકી ન શકે. પણ રાજચંદ્રની પારમાર્થિકતા, જીવનતત્ત્વ શોધવાની એકાગ્રતા, અને જીવનસત્ય સરળ કરવાનો આગ્રહ, એ ત્રણ વસ્તુ તેમને આકર્ષ્યા વગર રહે નહીં.

૨

માણસનું જીવન એટલે શ્રેય અને પ્રેય વચ્ચેનો સંગ્રામ. પ્રાકૃત માણસને જે જે વસ્તુ પ્રિય થઈ પડે છે, જે જે વસ્તુ આકર્ષે છે, અને તેથી જ તેને જે અત્યંત મહત્ત્વની લાગે છે તે ખરું જોતાં જીવનની દૃષ્ટિએ કીમતી નથી હોતી. આજે યુરોપમાં અને અમેરિકામાં કેટલાયે લોકો એવા પડ્યા છે કે જેઓ વિષયસેવનને અને અહંકારતૃપ્તિને જીવનની સાર્થકતા અથવા જીવનના સાક્ષાત્કાર (*Expression of life*) તરીકે માને છે. આથી આગળ કશું છે જ નહીં એમ તેઓ પ્રામાણિકપણે માને છે અને કહે છે. પણ તેઓ જોતા નથી કે જીવનની કૃતાર્થતાને અંતે એમને જે પરમ શાંતિ મળવી જોઈએ, મુકામે પહોંચ્યાનું સમાધાન થવું જોઈએ, તે તો એમને નથી થતું.

આપણે ત્યાં જીવન વિષેની કલ્પના ઇન્દ્રિયતૃપ્તિ કરતાં કાંઈક વિશેષ છે. ઇન્દ્રિયતૃપ્તિ મારફતે અથવા ઇન્દ્રિયનિગ્રહ મારફતે આત્માને ઓળખવો, ચૈતન્યનો વિકાસ કરવો અને અંતે તમામ ઇન્દ્રિયો ઉપર વિજય મેળવવો એ જ આપણે ત્યાંના બધા સંપ્રદાયોનો ઉદ્દેશ છે. કેટલાક લોકો ઇન્દ્રિયો સાથે માંડવાળ કરવાનું સૂચવે છે, કેટલાક લોકો ઇંદ્રિયો ઉપર વિશ્વાસ રાખી સ્વાભાવિક પરિસ્થિતિમાં ઇંદ્રિયો પોતાની મેળે જ આત્મિક વિકાસ તરફ આપણને લઈ જશે એમ માને છે. કેટલાક ઇંદ્રિયો સાથે કામચલાઉ માંડવાળ સૂચવે છે જ્યારે કેટલાક આત્મવીરો નિશ્ચયપૂર્વક કહે છે કે ઇંદ્રિયો સાથે માંડવાળ તો હોય જ નહીં. ઇંદ્રિયો વીફરીને વિકૃતિ પેદા કરે નહીં એટલી એક સાવચેતી રાખીને, ઇંદ્રિયો સામે અખંડ જીવનયુદ્ધ ચલાવવું એ જ પુરુષાર્થનો માર્ગ છે. આત્મા અને અનાત્મા, જડ અને ચેતન એકબીજાથી એટલા બધા વિસદૃશ છે અને પરસ્પર વિરોધી છે કે એકનો વિકાસ એ બીજાનો ઘાત જ છે. તેથી કશી દયા માયા વગર ઇંદ્રિયોને કાબૂમાં આણ્યે જ છૂટકો. એક પણ ઇંદ્રિય ઢીલી પડે તો આત્મશક્તિ એમાંથી કાણાવાળી પખાલમાંથી જેમ પાણી નીકળી જાય છે તેમ, નીકળી જવાની.

જીવનની, સાર્થકતા આત્માને ઓળખવામાં, જીવનનો બધી રીતે વિકાસ સાધવામાં, અને સર્વત્ર આત્માનું જ સામ્રાજ્ય સ્થાપવામાં રહેલી છે. દેહધર્મને નામે, જીવનના સાક્ષાત્કારને નામે, કળારસિકતાને નામે અથવા આત્મદેવના પૂજનને નામે જે કાંઈ ઈંદ્રિયભોગ કરીએ છીએ તે આપણને મોક્ષ તરફ લઈ જનાર નથી, પણ નીચે ખેંચનાર છે એટલા માટે કોઈ પણ કારણે, કોઈ પણ બહાને ઈંદ્રિયોના મોહમાં આપણે સપડાવું ન જોઈએ એ જ સાવધાનતા છે, ઉદ્ધારનો એ જ એક માર્ગ છે કવિ રાજચંદ્ર આ સિદ્ધાંતમાં ચુસ્તપણે માનતા હતા અને તેથી એમણે પોતાનું આખું જીવન એ માર્ગમાં જ નિચોવી કાઢયુ એમ કહી શકાય

આત્મસંયમ સાથે અહિંસા, એ પણ કવિશ્રીનો અવળ વિશ્વાસનો એક વિષય હતો અહિંસાનો અર્થ કેટલો વ્યાપક છે એ ગાંધીજીએ આપણને બતાવ્યું છે બ્રહ્મચર્યમાં પણ અહિંસા જ સમાયેલી છે એ પણ હવે આપણને સમજાય છે આ અહિંસા કાયરનો ધર્મ નથી પણ શૂરવીરનો ધર્મ છે એ સમજવાની ભારે આવશ્યકતા છે દરેક ફિલસૂફીના પરસ્પર વિરોધી એવા બે ઉપયોગો થાય છે 'આ દુનિયા ફાની છે, જગત નશ્વર છે, આપણી સાથે કશું આવવાનું નથી,' એ સનાતન સત્ય વિરાગમાં વિરાટ અનુભવના પાયા ઉપર રચાયેલું છે આ સત્યનો આધાર લઈ એક માણસ કહી શકે કે 'ત્યારે આ નશ્વર દુનિયામાં સ્વરાજ્ય શું અને સ્વાતંત્ર્ય શું? દેશ અને દેશની દોલત, સગાસબધીઓ અને તેમની સુખસમાધાની બધું જ ફાની છે જે જવાનું છે, તેથી જેની કિંમત કોડીની પણ નથી તેને માટે લડીએ, આધ્યાત્મિક સાધનાને માટે ઉપયોગી એવું શરીર જોખમમાં નાખીએ અને 'એ દેશની દોલત ઉપર લોભની નજર નાખીને તેને પોતાને કબજે રાખનાર' પામર લોકોને દુ ખી કરીએ એમાં લાભ શો?' બીજો માણસ ફાનીપણાની જ દલીલ આગળ કરી મન સાથે વિચાર કરશે, 'ધનદોલત અને વાડીવજીફા તો શું આ આપણું વહાલું શરીર પણ ફાની છે ત્યારે આબરૂ ખાતર ઐહિક મોજ ખાતર લડવાનો, શરીર કુરબાન કરવાનો, પરમ અહિંસાધર્મ કેમ ચૂકીએ? શરીર સાચવીને એ કેટલું ટકવાનું હતુ? બાલ બચ્ચાં માટે ધનદોલત રાખીને એમનું આપણે શું કલ્યાણ કરવાના હતા? ગરીબો સમજે કે ન સમજે, એમના અજ્ઞાન કે કફોડી સ્થિતિનો લાભ લેવામાં ચોખ્ખી અને ભયાનક હિંસા છે એના કરતા ગરીબોને સુખી કરવા માટે, એમના હૃદયની બળતરા દૂર કરી એમને આત્મિક સંતોષ આપવા માટ આપણે શ્રમજીવન પસંદ કેમ ન કરીએ?' અને દેશનું સ્વાતંત્ર્ય એ સામાજિક મોક્ષનું પ્રથમ પગથિયું સિદ્ધ કરવા માટે જો આ ફાની શરીરનો ઉપયોગ થાય તો અનિત્ય દ્રવ્યમાથી નિત્ય વસ્તુ મેળવવાનો પરમ લાભ થશે એ લાભ એ અહિંસાધર્મનું ઉત્તમ ફળ છે

'એ ફળ મેળવવા માટે શ્રીમદ્ રાજચંદ્રની નિષ્ઠાથી આપણે સતત પ્રયાસ કરીએ'

---